# સંસ્કાર

૯, પાર્કરોડ, વિલેપાર્લે-પૂર્વ : મુંબઈ.

એપ્રિલ : ૧૯૪૮

અનુક્રમ



ગ્રાહક-લવાજમ-વેચાણ-એજન્સી માટેનું સરનામું—
વ્યવસ્થાપક: ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર: પ્લોટ: ભાવનગર.

શાલાના

( એક તલસ્પર્શી વિવેચન) શિરીષ પરીખ ૨૦૬

અગ્નિ એશિયા યુવક પરિષદ...

કમલ ચૌધરી ૨૩૪

લોકનાટ્ય...

કલ્પના ; ગુણસુંદરી ... આલોચક ...

હીના સંઘવી ૨૩૬

મુખડા દેખો દરપનમેં ... ગુર્જરીનો લાલ ૨૩૮

રાષ્ટ્રીય નોંધ...બે રાહ ... ... નરોત્તમ ૨૪૦

આંતરરાષ્ટ્રીય નોંધ... .... રમેશ સંઘવી ૨૪૪

---

સુશોભનકારઃ વિનાયક પંડ્યા : ભાસ્કરભાઈ વૈદ્ય



પુરસ્કાર

વાર્તા, નાટિકા, લેખ–રૂા. ૧૫; અનુવાદ રૂા. ૧૦

કાવ્ય અને ખાસ વિભાગ–રૂા. ૭

જાહેરખબરના ભાવોઃ

| | |
|---|---|
| ૪ થું પૂંઠું ( બે રંગમાં ) | ૨૫૦ રૂા. |
| ૨–૩ જું પૂંઠું | ૧૫૦ રૂા. |
| સાદું આખું પાનું | ૬૦ રૂા. |
| અરધું પાનું | ૩૫ રૂા. |
| પા પાનું | ૨૦ રૂા. |

# આ વર્ષે

● સંસ્કારનું લવાજમ વાર્ષિક રૂા. ૮ ને બદલે રૂા. ૬ રહેશે. ૭ માસિક ૩ા રૂા. પરદેશ રૂા. ૬ તથા ૫

● છૂટક નકલની કિંમત ૧ રૂ. ને બદલે ૦–૮–૦ રહેશે.



દર અંકે આશરે ૫૬ પાનાં ( આ મોટી સાઇઝનાં ) આપવામાં આવશે.

બેરંગી પૂંઠા ઉપર એક ફોટો આપવાનું ચાલુ રહેશે.



● અંદરનાં લખાણોમાં : વાર્તા, કવિતા, નાટિકા ને લેખો ઉપરાંત સંસ્કાર આંદોલનની નોંધ રૂપ ' પથિક પાથેય ', ગુજરાતના જીવન ઉપરનો કટાક્ષ વિભાગ ' મુખડા દેખો દરપનમેં ', તથા અનેક વિવિધતાથી ભરેલો ' પરિચય ' વિભાગ ચાલુ રહેશે.

સર્જાતું સાહિત્ય, રાષ્ટ્રીય,–આંતર રાષ્ટ્રીય નોંધના વિભાગો પણ ચાલુ રહેશે.

● ઉપરાંત દર અંકે જગતના મહાન ગ્રંથોમાંના એકનો ટૂંકો પરિચય તથા જગતના મહાન સાહિત્ય–સંસ્કાર નેતાનો ટૂંકો પરિચય પણ આપવામાં આવશે.

● તથા લોકનાટ્ય નામનો નવો વિભાગ, દિવસે દિવસે ફેલાતી જતી લોકનાટ્યની પ્રવૃત્તિમાં પૂરક બનવા કોશીશ કરશે.





યુદ્ધોત્તર આર્થિક કટોકટીનાં ઘેરાતાં વાદળાં, વણિકપ્રધાન ગુજરાતના કુમળા સંસ્કાર-છોડને અકાળે કરમાવી રહ્યા છે.

યુદ્ધનાં વરસો દરમિયાન રાજકીય જાગૃતિ સાથે સાથે ગુજરાતમાં જ્ઞાનની ભૂખ ઊઘડી. અને એક તો, લડાઈના ફુગાવાથી તર થએલ નાણાંની કોથળીના દોર, કરકસરને પૂજતાં ગુજરાતી કુટુંબોમાં પણ સહેજસાજ ઢીલા મૂકાયા. તેમણે નવી ચોપડીઓ ખરીદવા માટે હાથ પણ લંબાવ્યો. નવદંપતીના રાચરચીલામાં કપડાંના કબાટ સાથે બિલોરી કાચની બુકકેસ પણ દેખાવા લાગી. તેમાં ગોઠવવા માટે પ્રતિષ્ઠિત લેખકોના 'સંચોડાઉતાર ' સેટ ' પણ ખરીદાવા લાગ્યા. તો બીજે હાથે મહાપરાણે પેટિયું ખેંચતા મધ્યમવર્ગી જુવાને પણ પોતાની જ્ઞાનની સાચી ભૂખને ભાંગવા જે કાંઇ મળ્યાં તે ગંભીર ચાલુ રાજકારણી પુસ્તકો ખરીદવા કોશીશો કરી. માલની આ વધતી માંગ અને ગ્રાહકની ખરીદશક્તિનો તાગ કાઢીને પ્રકાશકોએ 'આકર્ષક કલેવરમાં સંખ્યાબંધ અને તરેહતરેહનાં પુસ્તકો બહાર પાડવાની હામ ભીડી. નવા વિષયો ને નવા લેખકો એની પાંખે ચડી બહાર આવતા થયા.

પરંતુ પુસ્તકો વાંચવાની અને ખાસ તો ખરીદવાની આપણી ટેવ પાકી થાય તે પહેલાં તો ફુગાવાની માયાવી દોલત અદ્રષ્ય થઈ ગઈ. અને જે કાળા બજારના શેઠીઆઓ મોટા ભાગે પોતાના ફાલતુ સમય માટે અને ખાસ તો સ્ત્રીવર્ગ માટે ગમે તેવી નવલો ખરીદતા ( જેનો ઉપયોગ પેઢીનો ગુમાસ્તો પણ કરી લેતો ! ) તેણે તેમના નફાનું પ્રમાણ ઘટતું દેખાયું ન દેખાયું ત્યાં તો એ ફાલતુ શોખ પર છુરી મારી દીધી. બીજી બાજુ પેલા નોકરીઆત મધ્યમવર્ગની સાચી આવક મોંઘવારીના પ્રમાણમાં ઘટી ગઈ અને મોટા પાયાપર થઈ રહેલ છટણીના પરિણામે ખડી થએલ શિક્ષિત બેકારોની વણજારનો ભય એને માથે ઝઝૂમ્યો. દરેક ઘરના હિસાબના આંકડાઓ તપાસાવા માંડયા. કપડાં કે ઘી દૂધના ખરચ પર કાપ મૂકાતાં પહેલાં ગમે તેટલી અનિચ્છા છતાં પુસ્તકો પર કાપ મૂકાઈ ગયો. ગમે તેમ તો ય પુસ્તકો કોઈ ન ચલાવી લેવાય એવું સાધન ન હતું.

વાંચકવર્ગના પલટાતા આ માનસની અસર ગુજરાતી પ્રકાશકો પર પડયા વિના ન રહી. તેમાંથી મોટો ભાગ, વર્ષો થયાં, કોઇ ખાસ આદર્શને ખાતર નહિ પણ નફાતોટાને ત્રાજવે તોળાતા વેપારની દ્રષ્ટિએ જ પ્રકાશનકાર્ય કરતો આવ્યો છે. લડાઇ દરમ્યાન પણ તેમણે સહેલાઈથી ન વેચી શકાય તેવું ગંભીર સાહિત્ય પ્રગટ કરવા પ્રત્યે સૂગ રાખી છે. તેમની પસંદગી હતી-અનુક્રમે, નવલકથા, નવલિકાસંગ્રહ, નાટક, નિબંધો ( જો જાણીતા લેખકની કલમે લખાયા હોય તો જ. ) અને ન છૂટકે કવિતા. આજે તો સ્થિતિ આથી પણ વિકટ બની છે. પ્રકાશકો લેખકો સાથે થએલા કરારો રદ કરવાના માર્ગ પણ શોધવા લાગ્યા છે ! અને તદ્દન ઊતરતી શ્રેણીની—ગમે તેવી અનુવાદિત—પણ જો નવલકથા, હોય તો જ તેઓ લેખકની વાત સાંભળવા તૈયાર થાય છે.

ઘણા પ્રકાશકો તો સાહિત્યને બદલે પાઠ્ય પુસ્તકોનાં પ્રકાશનમાં જ મૂડી રોકવામાં સલામતી જોવા લાગ્યા છે. અહીં પણ શિક્ષણના આદર્શને બાજુએ રાખી, કૃત્રિમ રીતે કિંમતો વધારીને વિદ્યાર્થીઓ માટે પુસ્તકોનો દુકાળ ખડો કરવામાં આવે છે. છ મહિના પહેલાં અમદાવાદમાં આવો દુકાળ પડેલો ત્યારે મુંબઈની કાળી બજારમાં એ જ પુસ્તકો થોકબંધ મળતાં હતાં, એવી ફરિયાદ એક કૉમર્સના વિદ્યાર્થીએ છાપાંઓની કટારદ્વારા જનતા સમક્ષ રજૂ કરેલી.

આ વાણિયાશાહી અવળા પ્રવાહને ખાળવા માટે આપણા લેખકો શું કરે છે ? ઘણાખરા તો પ્રકાશકો માગે તેવું સાહિત્ય લખી આપી છૂટા થાય છે. વેપારી પ્રકાશક અને લાચાર લેખકની વચ્ચે ગુજરાતી પ્રજાનું ભાવિ આજે ડામાડોળ બની ગયું છે. રાષ્ટ્રના નવનિર્માણની જેમના શિર પર ખાસ જવાબદારી હોવી જોઇએ તેવો આપણો લેખકવર્ગ સવેળા નહિ જાગે અને સંગઠિત રૂપે તેમના લેખકમંડળો દ્વારા દિવસે દિવસે વધુ ઉગ્ર બનતી આ સમસ્યા હાથ પર નહિ ધરે તો એને કલમ જ છોડી દેવાનો પ્રસંગ આવ્યા વિના રહેનાર નથી એ તે ન ભૂલે.

*

હિંદના પાટનગરથી મૌ. આઝાદ વીસ કરોડ રૂપીઆનું ખર્ચ થાય તેવી પંચવર્ષીય શિક્ષણ યોજના જાહેર કરે છે તે જ દિવસોમાં ગુજરાતના મુખ્ય મુખ્ય શહેરોમાં સ્કુલબોર્ડો તરફથી એની યોજના પાર પાડવાની મૂળભૂત કડીઓ સમા શિક્ષકોને બરતરફ કરવાના નિર્ણયો લેવાઇ ચૂકયા છે ! 'શિક્ષક દિન' પાળીને તેમણે પોતાની આર્થિક સમસ્યાને સંગઠિત રૂપ આપ્યું, જનતાનું તે તરફ ધ્યાન ખેંચ્યું એ જ છે તેમનો એક માત્ર ગુન્હો. પેટે પાટા બાંધીને વિદ્યાદાન દેતા શિક્ષકો પાસે ધાકધમકીથી નહિ પણ તેમની યોગ્ય જરૂરીઆતો પૂરી પાડીને જ રાષ્ટ્રકાર્યમાં ઉત્સાહભેર જોડાવાની આશા રાખી શકાય. જ્યાં સુધી આ સત્ય આજના રાષ્ટ્રવિધાયકોને ગળે નહિ ઊતરે ત્યાં સુધી ગમે તેટલી બાહ્ય સુંદર યોજનાઓ ઘડાય છતાં પણ તે પહેલાંની માફક માત્ર કાગળ પર જ રહેશે.

*

પૂર્વ પાકિસ્તાનની આમજનતા—હિંદુ તેમજ મુસ્લિમ—આજે એક અવાજે માની રહી છે કે બંગાળી ભાષાને પણ એક રાષ્ટ્રભાષાનું સ્થાન મળવું જોઇએ. માત્ર શિક્ષણના માધ્યમ માટે જ નહિ પણ રાજવહીવટમાં પણ એ ભાષા વપરાવી જોઇએ. આ વ્યાજબી માંગણી પાછળ કોઇ છીછરો પ્રાંતિકવાદ નહિ પણ રાષ્ટ્રીય આત્મનિર્ણયના અધિકારનો મૂળભૂત સવાલ જવાબ માગી રહ્યો છે. માઉન્ટબેટન યોજનાના સ્વીકારથી ઊભી થએલ અનેક વિકટ સમસ્યાઓમાં કૃત્રિમ રીતે છિન્નભિન્ન થએલ બંગાળી અને પંજાબી જેવી પ્રજાઓનું સંસ્કાર જીવન અતિ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે તે સ્વાભાવિક છે. એનો ઊકેલ કેવી રીતે લાવવામાં આવે છે તેમાં માત્ર બંગાળીઓને જ નહિ પણ હિંદીસંઘના દરેક સંસ્કાર એકમને રસ હોય જ,

પાકિસ્તાનના એકમોની સ્વાભાવિક ભાષા ઉર્દુ નહિ પણ બંગાળી, પંજાબી, સિંધી, પશ્તો અને બલુચી છે. ઉર્દુ ભાષાનું ક્ષેત્ર હિંદી સંઘમાં છે. આમ છતાં, પાકિસ્તાન સરકારે ઉર્દુ અને અંગ્રેજીને રાષ્ટ્રભાષા તરીકે અપનાવીને તેની પ્રજાને અન્યાય કર્યો છે. બિહાર અને યુક્ત પ્રાંતની સરકારે ગાંધીજીની સલાહને ( હિંદુસ્તાની—ઉર્દુ અને હિંદી લિપિમાં ) ન ગણકારતા, માત્ર હિંદીને જ રાજભાષા તરીકે સ્વીકારીને એ સિદ્ધ કરી આપ્યું છે કે આત્મનિર્ણયની અવહેલના કરવાના દોષથી આપણે પણ મુક્ત રહી શકયા નથી.

સંસ્કારી એકતા ટકાવી રાખવા માટે બીડું ઝડપીને બંગાળી પ્રજાએ આંદોલન જગાવીને સમસ્ત હિંદી પ્રજાને માર્ગદર્શન કરાવ્યું છે. તેમનું એ શુભ કાર્ય વિજયી નીવડો !

—શાંતા ગાંધી

# નવી પૃથ્વી નવું મન

ઉશનસ્

આજે સર્વ નવું દીસે જૂનું વિશ્વ જતું રહ્યું
કોઈ અંધાર રાત્રિના દુઃસ્વપ્નભારના સમું
રહ્યા જે આપણે દ્રષ્ટા ભોક્તા તેમ નવા નવા.

'આ સ્થાને આ હતું પ્હેલાં' એવું કોણ કહી શકે?
પ્હેલાંની સૃષ્ટિ તે આ જ કોણ એ ઓળખી શકે?

પૃથ્વી હે, તુજને આવી લોકોએ પલટાવી છે
પોતાની કલ્પનાથી ને પોતાના હાથના બળે.

પોતાના કરથી જાતે રૂપ જે પલટાવિયું
કેવું કે ના જ હાવાં તે પોતે યે ઓળખી શકે!

પૃથ્વી, તું ખુદને તો, હું માનું કે ઓળખે જ છે
હું તારો ભાગ્યવિધાતા એનો એ છું: લહેછ કે?

આજે સ્વાધીન તું પોતે, હું યે સ્વાયત્ત આજ છું
ગુલામી તે નથી આજે, શી રીતે ઓળખી શકું?

આજે આકાશ આ તેના પ્રત્યેક જ્યોતિની સહ
મ્હારું છે, સમુદ્રો ને મારા વાયુની ફરફર.

પૃથ્વી, મારી છ આ તારી પ્રત્યેક ધૂળની કણ
જે જે કૈં ત્યાં નિહાળું હું તે છે માત્ર મ્હારું જ.

મારા આનંદનો, મારા ઉત્કર્ષ, રસ સર્વનો
આજ હું ખુદ છું સ્વામી જે પોતે અપરાધીન.

આજે પુત્ર અને માની વચ્ચે કોઈ નથી બીજો
આજે તારી અને મારી વચ્ચે કોઇ નથી ત્રીજો.

હું મારું કર્મ અર્પીશ, યત્ન, પ્રસ્વેદ અર્પીશ
તું તારા કૂંખના કોષો દેજે ખુલ્લા કરી ગૂઢ.
ઋતુઓ ઋતુઓ તારી તહેનાતે કરું હાજર
તને હું ગંધ અર્પીશ, ફૂલ અર્પીશ; તું મને
આપજે ફળ ને અન્ન, આપજે રસ, ધીરજ.



આજે પાતાળથી પાછી આણી છે તુજને પૃથા!
આજે તારી પરે ઊભો ખરો વારસ હું તવ.

તારું દષ્ટ અને ગઢ આજે મારું જ કેવળ
હવા આ, અંતરીક્ષે આ, આ આખું નભમંડલ.

હજુ છે કેંક જૂની તે પૃથ્વીના ડાઘ તું પરે
ગરીબો છે, અવસ્રો છે ભૂખ્યા છે અનિકેતન.

અમારે તારી આ ટૂંકી ક્ષિતિજો કરવી દૂર
તને આકાશ-શી મોટી તેથી યે કેં બૃહત્તર
કરવાની ઝંખના તો છે તારા વારસદારને.

આકાશે હું ય ના માય ને તેની ન જયૈષણા
પ્રેમનાં, સ્વપ્નનાં એવા ગુણોનાં હણી બંધન
પ્રત્યેક જનમાં સ્થાપું પ્રેમના સામ્યવાદને.

પ્રત્યેક જનનો પ્રેમ કરું આકાશનિઃસીમ
સીમા અભદ્રની માત્ર કરું દઢલઘુસીમ
સર્વને અર્પું. સાફલ્ય, સર્વ કૃતાર્થ, સાર્થક
કરી જાવા તણું બાકી હવે એક જ સ્વપ્ન છે
સ્વર્ગ શી કરી જાવી છે પૃથ્વીને આ જ જન્મમાં.

સર્વ આજ નવું દીસે ભૂતકાળ થયો ભૂત
નવી સૃષ્ટિ, નવી પૃથ્વી અદ્ભુત નવસૂરત
નવો ઉત્સાહ દેખું છું જૂનાકેરી સમાધિ પે
પાંગરી વર્તમાને ગૈ ભૂતના ખાતરે ધરા.

શણગાર્યો સમું દીસે ફૂલોથી વનનાં વન
શણગાર્યો સમું દીસે તારા વારસનું મન.

ઊછળે નાદ આ કેવો? નવોત્સાહ? ગુલાલ શો
જૂનું યાદે ય ના આવે, નવું થૈ રાચતું મન.

જૂનાં વેરો, જૂની બાધા, જૂનાં ગીતો, જૂના ગ્રહ
સર્વ નવ્યની સંગાથે ભૂલી સાવ ગયું મન.

જૂના ઘા, અપમાનોને ભૂલી નાચે નવું મન
ઉત્સાહે લોકના મારું જૂનું હૈયું ય નૂતન

રાસ આ નવતા કેરો, નવા નૃત્યનું થનગન
તટહીન ચડયું પૂર ખેંચાઉં ત્યાં અબંધન.



# રૂનો ટુકડો

મૂળ લેખક : રિચર્ડ રાઇટ
અનુ. : અનિલ કોઠારી

અમેરિકાની હબસી પ્રજા પર ગુજરતા અમેરિકી ગોરાઓના અમાનુષ સીતમો વચ્ચે મરજીવા ક્રાંતિકારીઓનું જૂથ કામ કર્યે જાય છે. એ જૂથમાંની એક વૃધ્ધ માતાની આ વાત છે. તે પણ અમેરિકાના વિખ્યાત હબસી લેખક રિચર્ડ રાઇટે હબ્સી બોલીમાં લખી છે. ભાઈ અનિલે તેનો શિષ્ટ ગુજરાતીમાં સંક્ષિપ્ત અનુવાદ કર્યો છે. મૂળ વાર્તાનું નામ "Bright and Morning Star" છે.

★ ★

સગડી ઠંડી પડી ગઈ. સ્યુએ થોડાં લાકડાં અંદર મૂક્યાં ને અંગાર ફરી જલતાં થયાં, અને ફરી વાર સ્યુ કાચવાળી બારી પાસે ઝરમર ઝરમર વરસતા વરસાદને જોતી ઊભી રહી. ઘડીઆળે અગિયારના ટકોરા સંભળાવ્યા. વિજળીએ સબાકો કર્યો. સ્યુનું વૃદ્ધ શરીર ધ્રૂજી ઊઠ્યું. જાણે કટારની ધાર એનાં અંગ પરથી ફરી વળી.

સ્યુ વિચાર કરતી હતી. આખી દુનિયાં પર હવે વરસાદ થંભી ગયો હશે. પણ અહીં તો ઊઘાડ જ થતો નથી. હજુ એકાદ અઠવાડિયું આવું જ ચાલ્યા કરશે એમ લાગે છે. વિજળીનો સબાકો થયો, ને કાળા કાદવવાળી જમીન ચમકી ઊઠી. સ્યુને થયું, મારો જોની બિચારો ભૂખ્યે પેટે કાદવ ખૂંદતો, આટલી મોડી રાતે રખડતો હશે. અને એ કોઇને કામ વહેંચી પણ આપતો નથી. બધું જાતે જ કરવા મંડી પડે છે. એની પાર્ટીમાં તો ઘણા ય જુવાનો કામ કરે છે. સ્યુને હવે રાહ જોઇ જોઇને કંટાળો આવ્યો. એણે કપડાંને ઇસ્ત્રી કરવાનું શરૂ કર્યું. ઘડીઆળમાં સાડા અગીઆર વાગ્યાનો ટકોરો સંભળાયો. સ્યુ વિચારતંદ્રામાંથી જાગી ગઇ. એના કાન પર દૂરથી કીચડ ખૂંદતાં પગલાંઓનો અવાજ અથડાયો. નક્કી, જોની આવી પહોંચ્યો. પણ આજે એ પગલાંઓ એને ડરાવતાં હતાં. જાણે એક એક પગલું કાદવમાં નહિ પણ સ્યુની છાતીમાં તીણા ખીલાની અણીની જેમ ભોંકાતું હતું. સ્યુને થયું, કે આ પગલાં હંમેશને માટે દૂર ચાલ્યા જવાની રજા માગવા માટે જ નજીક ને નજીક આવતાં જાય છે. બારણે ટકોરા પડયા. ટકોરા પાડનાર આંગળાં સ્યુએ ઓળખી લીધાં. એ જોની હતો. એના વૃદ્ધ હાથોએ ધ્રૂજતાં ધ્રૂજતાં સાંકળ ખેંચી. એને થયું, જોની છેલ્લી સલામ કરવા જ આવ્યો છે. છેલ્લી વાર વૃદ્ધ માનું કપાળ ચૂમવા આવ્યો છે. એણે બારણાં ઊઘાડયાં. જોની અંદર દાખલ થયો.

જોની બુટ અને પલળેલો કોટ કાઢી નાખી સગડી પાસે પડેલી ખુરશી પર બેઠો. મોમાં હોકલી સાથે એ શાંત ચિત્તે બેસી રહ્યો. સ્યુ કંઇ જ બોલી નહિ બહારથી આવતો ત્યારે જોની દરરોજ આમ શાંત બેસી રહેતો. જ્યારે સ્યુને લાગે કે હવે એણે થાક ઊતારી લીધો હશે ત્યારે ખાવાનું લાવી એની પાસે મૂકતી. પછી મા–દીકરો થોડી ઘણી વાતો કરતા.

સ્યુને લાગ્યું કે, જોની એના બાપ જેવો જ લાગે છે. જોનીના પિતા પણ સગડીની સામે આવી રીતે બેસી રહેતા ને હોકલી પીતા. જો એ જીવતા હોત તો ?......સ્યુની કલ્પના આગળ વધી. હજુ મને એક વધારે બાળક હોત તો ? સુગના જેલમાં ગયા પછી એની પાછળ જોની એકલો પડી રહ્યો ન હોત. પણ સુગ તો પાછો આવશે જ. હજુ હમણાં જ એનો કાગળ જેલમાંથી આવ્યો હતો. એણે લખ્યું હતું કે, 'બા, આશા છોડી દઈશ ના ! આપણે જરૂર મળીશું.......' કેવો સરસ છોકરો છે એ ? જ્યારે સુગના પકડાઈ જવાના સમાચાર આવ્યા એ દિવસથી સ્યુને, ગામનાં કપડાં ધોવામાં, એને ઊંચકીને પાછાં ઘેર લાવવામાં, ઇસ્ત્રી કરીને પાછા ઘરાકોને પહોંચાડવામાં ભારે કંટાળો આવવા લાગ્યો હતો. ઘડપણનો બોજો ત્યારે જ પહેલવહેલો જણાયો.

'હે, ભગવાન ! મને તો ઊંઘ આવે છે' જોની બબડ્યો. સ્યુએ એક ઓસીકું લાવીને એને આપ્યું. એ ઓસીકું ખુરશીની પીઠ ને માથા વચ્ચે મૂકીને જોની આંખો મિંચીને પડ્યો રહ્યો. ફરી વાર, જોનીની એકલતા સ્યુને સાલવા લાગી.. એને વિચાર આવ્યો, પુરુષને સ્ત્રીની હુંફની જરૂર હોય છે...... એને રેવાનો વિચાર આવ્યો. સ્યુને તો રેવા ગમતી જ. જ્યારે સ્યુને જાણ થઈ કે, રેવા જોનીને ચાહે છે ત્યારે એ કેટલી ખુશી થઈ હતી ? પણ રેવાના ચહેરા પાછળ બીજા ગોરા ચહેરાઓ આંખો ફાડતા એને દેખાયા. જો આ ગોરી જમાતને જાણ થઈ ગઈ કે, ગોરાની દીકરી એક કાળા અદના આદમીને ચાહે છે તો !......તો મૃત્યુ સિવાય બીજું શું પરિણામ આવી શકે...?

સ્યુને રેવાએ આપેલા સમાચાર યાદ આવ્યા. ઓહ, હજુ મારે જોનીને આટલી મોડી રાતે બહાર મોકલવાનું છે. કદાચ, એ ફરી પાછો ન યે વળે ! શરીફના હાથમાં સપડાઈ જાય તો ?...એ વધુ વિચાર કરી શકી નહિ. આગળ વિચારો કરવાની એની હિંમત જ ન ચાલી. એને થયું જોનીને મોકલવો તો પડશે જ. નહિ તો, બધા યે બિરાદરોનું કાલે મોત છે. શરીફને કાલની સભાની બાતમી મળી ચૂકી છે. હા, જોનીને જવું જ જોઈએ. પણ એને જરાક ગરમ થવા દઉં. જમી લે પછી જ વાત કરીશ. અને હા, એ જશે એ પહેલાં સોડાનો મોટો ડોઝ પણ આપીશ. જેથી ઠંડી એને લાગે નહિ. સ્યુએ ઘડિયાળ સામે જોયું. હજુ તો બાર જ થવા આવ્યા છે. હજુ સમય છે. ટેબલ ઉપર જમવાનું તૈયાર કરી સ્યુ જોની પાસે આવી. એને ઊઠાડ્યો. જોની મોઢું ધોઈને જમવા બેઠો.

સાડા બારનો ટકોરો સંભળાયો...સ્યુને થયું હજુ ભલે જોની આરામ લે. બરાબર એક વાગ્યે બધી વાત કરીશ. એ બિચારો થાકી ગયો છે.

એકનો ટકોરો થયો. સ્યુ હવે જોનીને રેવાની વાત કહેવા પાસે આવી.

'જોની, હવે થાક ઊતરી ગયો હશે ?'

'હં...' જોની સમજી ગયો કે સ્યુ કંઈક વધારે કહેવા માગે છે.

'તારા આવવા પહેલાં રેવા અહીં આવી હતી.'

'હં, શું કહેતી હતી ?'

'શરીફ એના બાપાને ત્યાં આવ્યો હતો.'

'હં. સભાના બારામાં ?'

'હા.'

'શરીફને આવતી કાલની તમારી સભાની વાત કાને પડી ચૂકી છે. એટલે અહીં રેવા તને ચેતવવા આવી હતી કે, સભા માટે નક્કી થયેલા સ્થળે કોઈ ભૂલેચૂકે ય ફરકે નહિ. રેવાના બાપુજીના ઘરની આસપાસ પણ છૂપી પોલીસ ગોઠવાઈ ચૂકી છે. એમના ઘરથી યે આપણા બિરાદરો દૂર રહે એમ રેવાના બાપુજીએ કહેવડાવ્યું છે.'

'હં......'

જોની વિચારમગ્ન બની ગયો. સ્યુ એના મનોભાવ સમજી ગઈ. એ વિચારતો હતો કે, શરીફને આ સભાની ક્યાંથી બાતમી મળી હશે. સ્યુને લાગ્યું, જોની બીજા માણસો પર વધારે પડતો વિશ્વાસ મેલે છે. એ એની પાર્ટીને ખૂબ ઝડપે વિસ્તારવા ભારે ઉતવાળ કરે છે, અને જુવાનોને બરાબર જાણ્યા

વિના પોતાના પક્ષમાં ભેળવી દે છે. આપણા કાળા લોકો માટે તો અવિશ્વાસ કરવા જેવું હોય જ શું? પણ દરેક ગોરા માણસનો કંઈ તમે વિશ્વાસ ન કરી શકો........

'જોની! આજ કાલ તેં પાર્ટીમાં ઘણા ગોરા યુવાનોની ભરતી કરી છે...' સ્યુએ બીતાં બીતાં કહી નાખ્યું.

'ઓ, મા!......'

'પણ, દીકરા......'

'મહેરબાની કરીને, એ વિષે મારી પાસે વાત ન કરતી, મા!......'

થોડીવાર બન્ને વચ્ચે શાંતિ જળવાઈ રહી. ફરી, જોની બોલ્યો: 'મને ખબર છે કે, તું શું કરવા માગે છે મા! અને એમાં તારી ભૂલ છે. જો આપણે આમ બધા પર અવિશ્વાસ રાખતા ફરીશું તો આપણી પાર્ટીમાં કોઈ જ બાકી રહેવા નહિ પામે. અને એ લોકો પાર્ટીને વફાદાર રહેવાના સોગંદ લે છે પછી જ અમે એમને દાખલ કરીએ છીએ.'

જોની ખુરશી પરથી ઊભો થઈ ગયો ને બારી પાસે જઈને ઊભો રહ્યો. સ્યુ શાંત ચિત્તે જોઈ રહી. એને ખાત્રી હતી કે, જોનીની શ્રદ્ધા ડગાવવી સહેલું કામ નથી. ઘણી યે વાર આ જ ચર્ચા મા-દીકરા વચ્ચે થઈ હતી અને હંમેશાં સ્યુ હારી જવા પામી હતી. સ્યુ માથું ખંજવાળતી: બિચારો જોની! એને કંઈ ખબર નથી...બિલકુલ ભોળો...ખૂબ ભોળો...

'પણ, આપણા કાળા છોકરાઓમાં કોઈ દ્રોહી બન્યું નહિ હોય...' સ્યુએ કહી નાખ્યું.

'તેં કેમ જાણ્યું?'

'કારણ કે, હું એ બધાને જાણું ને!'

'પણ કોઈક તો ફૂટી ગયું હશે!'

'આપણા લોકોમાંથી કોઈ જ નહિ હોય' સ્યુનો અવાજ વધારે દૃઢ બન્યો. એણે ફરી વાર કહ્યું: 'પેલો ધોળીઓ બુકર હોવો જોઈએ. એ દેખાવે જ લુચ્ચો લાગે છે...'

'તને કંઈ જ ભાન નથી' જોનીએ કહ્યું.

'...તો બ્લેટબર્ગ...'

'ભગવાનની ખાતર...કોઈના માટે જૂઠી કલ્પનાઓ ન કર! મા...!' જોની બરાડી ઊઠ્યો.

છેલ્લાં અઠવાડિયામાં જોડાયેલા પાંચેક ગોરા લોકોમાંથી જ કોઈક હોવું જોઈએ!' સ્યુએ છતાં બોલ્યે રાખ્યું.

'મા, તું મને આજે રાતે બહાર જવા દેવા માગતી નથી!'

'ના, દીકરા, તારી વૃદ્ધ માતા તને કાળજી રાખવાનું જ કહે છે.'

'પણ, મા, તું કાળા ને ગોરાઓ વચ્ચે કેમ ભેદ પાડે છે? મેં તને હજાર વાર નથી કહ્યું કે, હું કાળા કે ગોરા રંગને જોઈ શકતો નથી. હું માત્ર પૈસાવાળાઓ ને ગરીબ લોકોને જાણું છું: આપણી પાર્ટી ચામડીના કોઈ રંગ માટે દરવાજા બંધ રાખી શકે નહિ.'

સ્યુ મેલાં કપડાં એકઠાં કરવા લાગી. એણે આંખના ખૂણામાંથી જોઈ લીધું કે, જોની જવાની તૈયારી કરે છે. એને થયું થોડી મીનીટોમાં તો એ ચાલ્યો જશે. કદાચ સુગની પેઠે ફરી પાછો નહિ વળે. એના ગળામાં ડૂમો આવ્યો. કાળા માણસોની આ લડત તો બધું ઝૂંટવી જાય છે. જાણે, આ દુનિયામાં ભગવાને અમને ગુલામ રાખવા માટે જ જન્માવ્યાં છે.

'મા, હું જાઉં છું.'

'આ જરા સોડાનો ગ્લાસ પીતો જા, બેટા!'

જોનીએ સોડાનો ખાલી ગ્લાસ સ્યુના હાથમાં આપ્યો. સ્યુના કપાળે ચુંબન કર્યું. સ્યુના શરીરમાં સુસવાટો ફરી વળ્યો. નક્કી આ છેલ્લું વિદાય ચુંબન જ છે!

સ્યુ જોનીને અદ્રશ્ય થતો ભાળી રહી. વિજળીનો એક સબાકો ફરી વળ્યો. સ્યુનું અંગ ધ્રુજી ઊઠ્યું. એ ઘરમાં આવીને પથારી પર પડી રહી.

સ્યુની આંખ ક્યારે મળી ગઈ એની એને ય ખબર ન પડી. પણ કોલાહલથી એની આંખ ઊઘડી ગઈ. કોલાહલ રસોડામાંથી આવતો હતો. એના

કાનોએ દિશા પકડી પાડી. એ ગોરા લોકોનો અવાજ હતો એ ય એ પારખી ગઇ. રયુ ધીમે પગલે રસોડા તરફ ગઈ. એ લોકો જોની માટે જ તપાસ કરતા લાગે છે, પણ હજુ પત્તો લાગ્યો નથી! એ રસોડાના બારણા વચ્ચે જઇને ઊભી રહી. રસોડાની પરસાળ પર કાદવવાળા બુટોની અસંખ્ય નિશાનીઓ જોઈ. એણે હાક મારી:

'મારા ઘરમાંથી બહાર નીકળો!'

બધા ચહેરાઓ એની તરફ વળ્યા. બધી આંખો રયુ પર કેન્દ્રિત થઈ. રયુએ ફરી કહ્યું: 'સાંભળતા નથી? હું કહું છું કે મારા ઘરમાંથી ચાલ્યા જાવ!'

રયુએ શરીફને ટોળાંમાંથી રસ્તો કરતો પોતા તરફ આવતો જોયો. શરીફ બરાડયો: 'એ, મંકોડી!......હવે......'

'હું કહું છું કે, તમે ચાલ્યા જાવ!'

'જો, સાંભળ!' શરીફ નરમ ને મીઠા અવાજે બોલ્યો. 'હું અહીં તને મદદ કરવા આવ્યો છું.'

'ઓહ! તમે તમારી જાતને ય જન્મ્યા ત્યારથી મદદ નથી કરી! તો પછી તમારા જેવા લોકો મને શું મદદ કરવાના હતા?'

એક સિપાહી રયુ પાસે આવીને ઊભો રહ્યો. 'જો, કાળુડી, તું ગોરા લોકો સાથે વાત કરે છે, એ ભૂલવાનું નથી!'

'હું કોની સાથે વાત કરું છું તેની મને પરવા નથી!'

બધા લોકો રયુની આસપાસ ફરી વળ્યા. રયુ જોનીના જ વિચારો કરતી હતી. અને રયુ એ પણ જાણતી હતી કે, આ લોકો પણ જોનીને જ શોધતા હતા.

'હવે, ડહાપણ મેલ! બતાવ તારો દીકરો જોની ક્યાં છે?' શરીફે રયુનું બાવડું પકડયું.

'તમે જાણતા નથી?'

શરીફે એના ગાલે ચાર-છ તમાચા ચોપડાવી દીધા. એ દીવાલ સાથે અથડાઇ. એણે કહ્યું: 'ગોરા લોકો, કાળી સ્ત્રી સાથે આવી રીતે જ વર્તે છે ખરું?' શરીફે ફરીવાર તમાચા માર્યા, એ ફરીવાર દૃઢ મોંએ ઊભી રહી. એના હોઠમાંથી લોહી વહેતુ હતું. પણ એની આંખો સૂકી જ રહી. "બતાવ, તારો દીકરો ક્યાં ગયો છે?'

'ખોળી કાઢો!' રયુએ જવાબ આપ્યો.

'પરમેશ્વરના સોગંદ, જો અમારે શોધી કાઢવો પડશે તો એને જીવતો જવા નથી દેવાના!'

'એ કંઇ પહેલો કાળો નથી જેને તમે મારી નાખશો.' રયુએ કહ્યું. એનો ચહેરો ગર્વમાં ઊંચો થયો. એને થયું, એ ધોળીયાઓ માને છે કે, કાળી સ્ત્રીને મારીને એની પાસેથી બાતમી મેળવી શકાશે. પણ મારે આ ગોરા લોકોને બતાવવું છે કે, ધમકી ને મારથી કાળી સ્ત્રી ડરી જઇને બાતમી આપી દે એમ નથી.

'પેલી સભા ક્યાં મળવાની છે?' શરીફે પૂછ્યું.

'તમે જાણતા નથી શું?'

'ખરેખર સભા ભરાવાની છે?'

'તમે મને કેમ પૂછવા આવ્યા છો?'

'જો, મંકોડી! વાત સાંભળી લે. અમને જોનીનો પત્તો જોઇએ છે. જો તું બતાવી દેશે તો કદાચ તારા છોકરાનો જાન બચી જવા યે પામે! અને જો અમારે જ ખોળી કાઢવો પડશે તો અમે તેને જીવતો નહિ છોડીએ! સમજી. અને તો, તો કફનનો કકડો લઇને સવારે આવજે! કારણ કે એનું મડદું જ તું જોઈ શકશે!' શરીફે કહ્યું.

'એ કંઈ પહેલો જ કાળીઓ નથી જેને તમે ગોરાઓ મારી નાખવાના હો!' રયુ ફરીવાર બોલી.

'હવે તું તારી જબાન બંધ રાખશે કે નહિ?' એના ગાલ પર ધડાધડ કરતા આઠ દશ તમાચા પડ્યા. એ જમીન પર ફસડાઈ પડી.

'હવે તું વધારે બોલ તો, જોઉં.' શરીફ બોલ્યો.

રયુને તો ખૂબ બોલવું હતું, પણ મોઢાના દુઃખાવે બોલી શકી નહિ. શરીફ અને તેના સૈનિકો ચાલી નીકળ્યા.

રયુને જ્યારે ભાન વળ્યું ત્યારે અંગેઅંગ દુઃખતું હતું. ઊઠીને ઊભી થવાની સ્ફૂર્તિ જ હણાઇ ગઇ હતી. એને કોઇ બોલાવતું હોય એવું

એને ભાસ્યું. એણે આંખો ઉઘાડી તો એક સફેદ ચહેરો એની પાસે બેઠેલો જોયો. એના હૃદયમાંથી બીકના પડઘા પડ્યા. સ્યુને, એનું મન કામ કરતું લાગ્યું. પણ શરીર તો સાવ ભાંગીને પડી રહ્યું હતું. જાણે કોઈએ એના શરીરના કાપીને બે કટકા કરી નાખ્યા હોય.

'સ્યુ ! હું છું...હું બુકર...'

સ્યુના મનમાં પડઘો પડ્યો. બુકર...! જે હમણાં જ પાર્ટીમાં જોડાયો છે...!

'સ્યુ ! ચાલો તમે રસોડામાં...'

'નહિ, મીસ્ટર બુકર...મને અહીં પડી રહેવા દો !'

'ના, સ્યુ ! તમને ઇજા થઈ છે !'

સ્યુ ઇચ્છતી ન હતી, પણ લાચાર બનીને બુકર સાથે રસોડામાં દોરવાઈ ગઈ. સ્યુ જ્યારે રસોડામાં ખુરશી પર બેઠી ત્યારે એને થયું કે એ માંડ છૂટી. એણે જોયું, બુકર પોતાનો રૂમાલ પાણીથી ભરેલ બાલદીમાં ભીંજવતો હતો. બુકરે એ ભીનો રૂમાલ સ્યુના માથા પર મૂક્યો. એના ચહેરા પરના લોહીના ડાઘ સાફ કર્યાં.

'સ્યુ ! હું તમારા માટે ભારે માઠા સમાચાર લાવ્યો છું.......!'

સ્યુ જાણતી જ હતી કે, જોનીના જ સમાચાર હોવા જોઈએ. 'જોની વિષે કહેવું છે, ને ?......'

'હા, સ્યુ ! હું ખૂબ દિલગીર છું !'

'એ ક્યાં છે ?......'

'શરીફે એને પકડ્યો છે અને એની પાસેથી બીજા સાથીઓનાં નામો કઢાવવા માટે રીબાવે છે.'

'એ લોકો જોનીને મારી નાખશે. જરૂર મારી નાખશે. કારણ કે એ સાથીઓનાં નામો કદીયે આપે એવો નથી !.......' સ્યુએ કહ્યું.

'હું પણ એમ જ માનું છું, સ્યુ ! પણ એ હજુ બીજા સાથીદારોને ચેતવી શક્યો નથી. એને રસ્તા વચ્ચેથી પકડી લેવામાં આવ્યો છે.'

જાણે સ્યુના માથે વીજળી પડી. હવે ! હવે શું ? અત્યારે તો પાર્ટીના બિરાદરો જંગલના એમના રહેઠાણમાં ઊંઘ લેતા હશે અને સવારે સભા ભરાવાના સ્થળે પહોંચી જશે. અને પછી ? પછી...ફટકા, જેલ અને મોત....! સ્યુએ આંખે હાથ ઢાંકી દીધા. જાણે એ બધું સ્યુ જોઈ રહી હોય. બિરાદરોને આ વાત પહોંચાડવી જ જોઈએ. એને થયું, એ ચેતવવાનું કામ જાતે જ કરવું જોઈએ. જોનીનું કામ બીજાને કેમ સોંપી શકાય ? અને બુકરને તો નહિ જ....સ્યુ ખુરશી પરથી ઊઠી. બુકરે એને પકડી.

'મને જવા દો !'...સ્યુએ હાથ છોડાવતાં કહ્યું.

'પણ તમે ચાલી શકવા અશક્ત છો, સ્યુ !'

'પણ મારે એમને ચેતવવા જ જોઈએ.'

'સ્યુ ! તમે બેસી જાઓ: તમને વાગ્યું છે ! તમે નહિ ચાલી શકો !'

સ્યુ બુકર સામે અસહાય દશામાં જોઈ રહી. બુકરે કહ્યું: 'જુઓ ! સ્યુ ! જોની તો પકડાઈ ગયો છે. હું અહીં છું. મને તમે કહો કે કોણ કોણ બિરાદરો છે, અને હું જઈને એમને ચેતવી દઈશ.'

સ્યુ ચુપચાપ બેસી રહી. એને થયું, હું તો ચાલી શકવા સમર્થ નથી. આવા વરસાદમાં આવી હાલતે માઈલો સુધી કેમ જઈ શકાય ? પણ શું ત્યારે બુકરને આ કામ સોંપવું જોઈએ ? એ મૂંઝાઈ ગઈ. નિર્ણય જ ન કરી શકી. એને થયું, રેવા અહીં હોત તો ? તો એને પૂછી જોત. હે ભગવાન, મને મદદ કરો ! શું બુકરને કહેવામાં ખોટું તો નથી થતું ને ? અને એમાં જો જરાક ભૂલથાપ થઈ ગઈ તો ! તો એ કદી પોતાની જાતને માફી આપી શકશે નહિ ! પણ એ પોતે સાચી ન યે હોય ! એને લાગતી બીક, જોની કહેતો હતો તેમ, 'માત્ર, મૂર્ખામી' જ હોય. એને જોનીના શબ્દો યાદ આવ્યા: 'મા, આપણે દરેક પર અવિશ્વાસ રાખતા ફરીશું તો પાર્ટી મજબૂત નહિ બનાવી શકીએ...'

સ્યુએ બુકરનાં આંગળાં મૃદુભાવે એના વાસે ફરતાં અનુભવ્યાં. બુકરે ફરીવાર પૂછ્યું: 'સ્યુ ! મને બધા સાથીઓનાં નામ કહી દો. હું હજુ હમણાં જ જોડાયો છું એટલે બધાને ઓળખતો ય નથી.' અને સ્યુએ ખંચકાતાં ખંચકાતાં બધા બિરાદરોનાં નામ બુકરને કહી દીધાં. બુકર ચાલ્યો

ગયો. રયુ ઊંડા મંથનમાં ઊતરી ગઇ. થોડીવારે એ અવાજ સાંભળીને વિચારોમાંથી જાગી ગઈ.

'રયુ, કાકી ! ઘરમાં છો ?'

'ઓહ, રેવાનો અવાજ લાગે છે.' આવ, દીકરી અંદર આવ !'

રયુને રેવાને બધી વાતો કહેવાનું ખૂબ મન થતું હતું. પણ જોનીના પકડાવાના સમાચાર રેવા કેમ જીરવી શકશે ? એ વિચારે એ અટકી ગઇ. રયુએ રેવાને બાથમાં લઇને બાજુમાં બેસાડી.

'રયુ ! કાકી, બાપાએ મને આજે તમારી સાથે રહેવા મોકલી છે. એમને ખબર મળ્યા કે શરીફે તમને મારઝૂડ કરી છે. એટલે મને મોકલી આપી.'

'ખાસ એવું કંઇ નથી થયું ! રેવા.'

'કાકી, જોની અહીં આવ્યો હતો ?'

'હા... !'

'તમે એને સાથીદારોને ચેતવણી આપવા મોકલ્યોને કાકી ?'

'હા... !'

'તો ઠીક ! બાપુજીને મેં એમ જ કહ્યું કે, જોનીને સમાચાર મળ્યા હશે તો બધા બિરાદરો સલામત જ સમજો !'

રયુને જોની ને શુકરની વાત કરવાનું ખૂબ મન થતું હતું. પણ એ કહી શકતી ન હતી. એને થયું, આજે તો રેવા અહીં જ રોકાવાની છે એટલે પછી કહીશ.

'અને કાકી ! બાપુજીએ કહી મોકલાવ્યું છે કે, એમને એવા સમાચાર મળ્યા છે કે, છેલ્લા અઠવાડિયામાં પાર્ટીમાં આવેલો શુકર શરીફનો પ્યાદો છે. એનાથી ચેતજો.'

રયુને તો ફાળ પડી. એને થયું, એણે જીવનમાં આ મોટામાં મોટી ભૂલ કરી છે. એણે પોતે જ જવું જોઇતું હતું. એને પહેલાંથી જ શુકર પર વહેમ હતો. એણે તો જોનીને પણ શુકર વિષે કહ્યું હતું. એ જાણતી જ હતી કે, ગોરા છોકરાઓમાંથી જ કોઇ દ્રોહી બન્યું હશે. પણ પોતે જ ભૂલ કરી બેઠી.

હવે ? રેવા રયુને રસોડામાં લઇ ગઇ. કોફી તૈયાર કરીને પીવડાવી. ઝખમો પર પાટાપીંડી કરી રયુને સૂવાડી. રેવા પે સૂઈ ગઈ. રેવા ઘસઘસાટ ઊંઘમાં હતી. પણ રયુને ઊંઘ જ ન આવી. એણે કરેલી ભૂલ માટે દિલમાં ડંખ લાગતો હતો. બધા બિરાદરોનાં શબોને દફનાવવાની ક્રિયા જાણે એનાં હાથો કરી રહ્યા હતા. રયુને એક વિચાર આવી ગયો. શુકર છે હજુ નવો જ આવેલો. એને સાથીદારોનાં રહેઠાણનાં ટૂંકા જંગલના રસ્તાની ક્યાંથી ખબર હશે ? એ તો લાંબે રસ્તેથી જ પહોંચે એવી શક્યતા હતી. રયુને લાગ્યું કે, એણે જાતે જ જવું જોઇએ. હજુ કંઇ મોડું નથી. હમણાં નીકળી પડે તો પે, ટૂંકે રસ્તે જતાં શુકરથી વહેલી પહોંચી જાય એમ હતું. પણ પછી શું ? સાથીદારોને ચેતવ્યા પછી જોની કે શુકરને કેવી રીતે જોવા ? એના કાનો પર શરીફે કહેલા શબ્દોના પડઘા પડ્યા. 'કાલે, કફનનો કટકો લઇને જ આવજે. કારણ કે તારા દીકરાનું શબ જ તું જોઇ શકશે. કફનનો કકડો ! કફનનો કકડો !...

રયુએ લુગડાનો એક કકડો લીધો. જોનીનાં ટેબલના ખાનામાંથી જોનીની રાઇફલ કાઢી. રાઇફલને કપડાં નીચે સંતાડી.

રેવા તો ઊંઘતી જ હતી. એને થયું, રેવાને ન કહેવામાં જ સાર છે. બિચારી રેવા !...હવે મારો જોની ને રેવા ક્યારે ય આ જીવનમાં મળવાનાં નથી. મારા બન્ને દીકરા કાળા અદના માનવીઓની આઝાદી કાજે ગયા. હવે મારું કોઈ રહ્યું હોય તો આ રેવા જ બાકી રહી છે. એણે ધીમે રહીને રેવાનું કપાળ ચૂમ્યું, અને બહાર નીકળી પડી.

રયુ શ્વાસ લેવા ઊભી. એને કોઇએ પડકાર કર્યો એવું લાગ્યું. અરે ! આ કોઈ સૈનિકો લાગે છે. 'એ બાઇ! અહીં શું કરે છે ?' કોઇએ પડકાર કર્યો. બન્ને સિપાહીઓ રયુની નજીક આવ્યા. 'એય ! સાંભળતી નથી ? અહીં બેઠી બેઠી શું કરે છે ?'

'હું મારા દીકરાને જોવા આવી છું !'

'અહીં તારો દીકરો શું કરે છે ભલા !'

'એને શરીફે પકડ્યો છે.'

'ઓહ, આ પેલા ઉદ્દામ કાળાની મા લાગે છે!' એક જણે બીજાને કહ્યું.

'પણ તારા હાથમાં શું લાવી છો ?'

'એ કફનનો કકડો છે.'

'કફનનો કકડો ?...શા માટે ?...'

'શરીફે મને કહ્યું હતું કે, સવારે તારા દીકરાના શબને ઓઢાડવા માટે કફનનો કકડો લઈ આવજે.'

બંને સિપાહીઓ એક બીજા સામે જોઈ રહ્યા. રયુને શરીફ પાસે લઈ જવામાં આવી. શરીફ ટોળામાંથી બહાર આવ્યો. એણે રયુને પૂછ્યું: 'તું અહીં શા માટે આવી ?'

'મારા દીકરાના શબને લેવા માટે.' રયુએ જવાબ આપ્યો. આવો જવાબ આપી શકી માટે રયુને ગર્વ થયો.

'કફનનો કકડો લાવી છો તારી સાથે ?'

રયુએ કંઈ જવાબ ન આપ્યો. માત્ર પોતે પોતાના હાથમાં પડેલા લુગડાના કટકા તરફ જોઈ રહી.

'હં, ત્યારે લાવી લાગે છે !' શરીફે લુગડા તરફ નજર નાખતાં કહ્યું. શરીફે માણસોને જોનીનું શબ લાવવાનો હુકમ કર્યો. શબને જમીન પર મૂકવામાં આવ્યું. રયુ જોનીના શબને જોઈ રહી. એ શબના મોં પર સંતોષની રેખાઓ રયુએ ભાળી. રયુને સંતોષ થયો. મારા દીકરાએ સાથીઓ પ્રત્યેની, વહાલ પાર્ટી પ્રત્યેની ફરજ બજાવતાં પ્રાણ તજ્યાં છે. રયુને વિસ્મય થયું કે, એનું હૃદય બંધ તો નથી પડી ગયું ને ! એણે હૃદય પર હાથ રાખી જોયો. આંખો પર હાથ ફેરવ્યો. આંખો સાવ સૂકી હતી. દીકરા જેવો દીકરો ગુમાવ્યો તોયે એને કેમ રડવું નથી આવતું એજ એને વિચાર આવ્યા કરતો હતો. એ શબ પાસે જઈને બેસવા જતી હતી. શરીફના માણસોએ એને અટકાવી. 'જો ! સાંભળ ! તને આમ શબ સોંપવામાં નહિ આવે ! શબ મેળવવા માટે એક જ શરત છે.' શરીફે કહ્યું. 'અને એ શરત છે, તમારા સાથીદારોનાં નામ ને ઠેકાણાં બતાવવાનું. તારા દીકરાએ મારી આજ્ઞાને અવગણી. એનું પરિણામ તું જોઈ શકે છે. જો એણે મને બધી બાતમી આપી દીધી હોત તો એ બચી જવા પામત. એને દેશ-નિકાલની સજા ફરમાવીને જ અમે છોડી દેત. હવે, તારે તારા દીકરાનું શબ જોઈતું હોય તો મારા સવાલોના જવાબ આપવા પડશે.'

'હું એકે જવાબ આપવા તૈયાર નથી.' રયુએ દૃઢતાથી કહી નાખ્યું.

'તો અમે તો, તારા દીકરાના શબના તારી નજર આગળ કકડે કકડા કરી ગીધ કાગડાઓને ફેંકી દઈશું.'

રયુ ચૂપ રહી. રયુ વિચારતી હતી. જો એ લોકો મારા દીકરાના શબના કકડા કરવા તૈયાર થશે તો હું આ રાઈફલ મારા પેટ પર ચાંપી દઈશ. આ દુષ્ટ લોકોના હાથે મારા દીકરાના શબના કકડા થતાં હું જોઈ શકીશ નહિ. પણ એ પહેલાં અહીં બુકર આવી જાય તો સારું. તો એને ખુલાસ કર્યા પછી જ હું મરીશ. પછી જ શાંતિથી મરાશે. નહિ તો, મેં કરેલી ભૂલને હું મર્યા પછી સાત ભવમાં યે ભૂલી શકું એમ નથી.

'એય, કૂતરી ! શું વિચાર કરે છે ? મારી શરત......' શરીફ વાક્ય પૂરું કરે એ પહેલાં એક પહેરેગીરે આવીને શરીફને સલામ કરીને કહ્યું, 'સા'બ ! તમને કોઈ મળવા આવ્યું છે.'

'બોલાવો એને !' શરીફે હુકમ આપ્યો.

રયુને થયું, નક્કી બુકર જ લાગે છે. હાશ ! હવે નિરાંતે મરાશે. જોનીની પાર્ટીની, એના સાથીદારોની બાતમી શરીફના કાને પહોંચાડવા નહિ દઉં.

'ઓહ ! કોણ બુકર ! બધી બાતમી મેળવી લાવ્યો !' શરીફ બોલ્યો. રયુના કાન સરવા થયા. આંખો બુકર પર મંડાઈ.

'હા ! સા'બ !

'શા'બાશ ! ક્યાંથી લાવ્યો ?' શરીફે પૂછ્યું.

'જોનીની વૃદ્ધ મા......!' બુકર વાક્ય પૂરું કરે એ પહેલાં બંદૂક ફૂટવાનો એક ધડાકો થયો, ને એની ખોપરી ઊડી ગઈ. બીજો ધડાકો

# શોભના

( એક તલસ્પર્શી વિવેચન )

—શિરી.

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની 'જુદી જાતની' નવલકથા 'શોભના' બહાર પડવાને આજે લગભગ દસ વર્ષ થવાં આવ્યાં છે. એ દસ વર્ષમાં જગત ઘણું બદલાઈ ચૂક્યું છે. 'શોભના'એ ઊભા કરેલા ઘણા કોયડાઓ પણ સ્પષ્ટ થઈ ગયા છે. તે છતાં પણ ઉદ્દામવાદી અને સામ્યવાદી પાત્રોને ચીતરવાનો દાવો કરતી આ નવલકથા અનેક રીતે ગુજરાતી સાહિત્યમાં અને ગુજરાતના રાજકારણમાં સૂચક સ્થાન ધરાવે છે.'

શ્રી રમણલાલે પોતાના નવલકથા–લેખનની શરૂઆત એક એવા જમાનામાં કરી હતી કે જ્યારે સદીઓથી જડ બનેલા આપણા સામાજિક. જીવનને બ્રિટિશ સરકાર સામેના સંગ્રામો અને ગાંધીવાદે જડમૂળથી હલાવી નાખ્યું હતું. એ કાળ હતો સામાજિક મૂલ્યપરિવર્તનનો. મધ્યયુગી સમાજરચનાના અંધિયાર વાતાવરણમાં કોહી ગયેલું ગુજરાતી સામાજિક જીવન, બુર્ઝવા વિચારસરણીની, તાજા ઊભા થતા મૂડીવાદની વિચારસરણીની અસર નીચે હલી ઊઠ્યું હતું. અનેક જૂના રિવાજો સામે, જૂની વિચારસરણી સામે જુવાનોએ તથા યુવતીઓએ બંડ પોકાર્યાં હતાં અને સારા યે ગુજરાતનું નવયૌવન પોતાના પુરુષાર્થના બળે ગુજરાતને એક નવું જ સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરી રહ્યું હતું..

આવા સમયની અંદર શરૂ થએલું શ્રી. રમણલાલનું લેખકજીવન સ્વાભાવિક રીતે જ આ નવયુવાનોના પ્રયત્નોનો, તેઓ પેદા કરવા મથતા રાજકીય અને સામાજિક ક્રાંતિનો અને એ સર્વને દોરી રહેલ ગાંધીવાદની પ્રબળ અસરનો સીધો પડઘો પાડી રહ્યું હતું. અંગ્રેજોને જોતાં જ આંખમાંથી અગ્નિ વરસાવનાર 'દિવ્યચક્ષુ'નો અરુણ, પ્રેમને ખાતર અણિકાને ( જોકે તે શુદ્ધ હોવી જોઈએ )

---

થયો, અને રયુ જમીન પર ફસડાઈ પડી. ટોળામાં કોલાહલ પ્રસરી વળ્યો...રયુના કાનોએ અવાજ સાંભળ્યો. 'શરીફ સાબ! બુકરને આ ડોકરીએ મારી નાખ્યો.' રયુને શાંતિ વળી, હાશ! સાથીઓને બેવફા નિવડનાર દ્રોહીને ખતમ કરી નાખી શકી. નિશાન પણ કેવું સરખી રીતે તકાયું હતું. હવે હું શાંતિથી મરીશ. શરીફ રયુ નજીક આવ્યો. એની આંખોમાં ક્રોધાગ્નિ ભભૂકતો હતો. રયુની છાતીમાંથી લોહીનો ધોરીઓ વહી રહ્યો હતો. રયુને એ વહેતા લોહીની ગરમી જણાઈ. શરીફે એડીવાળા બુટ રયુ તરફ ઊંચા કર્યા, શરીફે એના પેટમાં એ ખોડી દીધા. પણ રયુના મોંએ જરા યે અવાજ ન કર્યો. રયુએ ઠંડા પડી જતા પોતાના શરીરનો અનુભવ કર્યો. એણે બોલવાનો પ્રયાસ કર્યો, 'તમને જે બાતમી જોઈતી હતી એ મેળવી...શક્યા...નથી...મેળવી... શક્યા....નથી....મેળવી,...શક્યા...ન...' શરીફના હાથ બંદૂકની બેયોનેટ ઊંચી કરતા રયુએ જોયા. એ એના પેટમાં ખૂંચે એ પહેલાં તો એણે શ્વાસ છોડ્યો.

આકાશમાંથી ઝરમર ઝરમર વરસતો વરસાદ, જીવતાં છતાં મરેલાં ને મરેલાં તો યે અમર માનવીઓને ભીંજવતો રેલો થઈને વહી રહ્યો હતો.

પરણવા તૈયાર થનાર અવિનાશ, સ્વાભિમાની જીવન જીવવા માટે અને મુશ્કેલીઓ સહતો 'કોકિલા' નો પતિ જગદીશ, ગુંડાઓના હાથમાંથી સ્ત્રીઓને બચાવતો, ધનવાનોને લૂંટી ગરીબોને મદદ કરતો અને સાથે સાથે 'સ્નેહયજ્ઞ' પણ યોજતો કિરીટ, અને છેવટે ઉજ્જવળ ભાવિની વર્ષો સુધી સેવેલી આશાને ગામડાંની ધૂળમાં દફનાવી ગામમાંથી 'ગ્રામલક્ષ્મી' પેદા કરવા પ્રયત્ન કરતો અશ્વિન–આ બધા માબાપ સામે બંડ ઉઠાવનારા યુવાનોના, અણગમતા પતિને ન પરણવા માગતી યુવતીઓના, દેશને ખાતર સર્વસ્વ હોમતા ગુજરાતી નવયૌવનના પ્રતિનિધિઓ છે. સૈકાઓથી પોતાની બુદ્ધિ અને લાગણીને દફનાવી સમાજને ચીલે ચાલનારા યુવાનો જ્યારે પોતાની બુદ્ધિ અને લાગણીને મોકળી કરી એ મુક્તતાના નૂતન વાતાવરણમાં વિહરવા લાગ્યા ત્યારે–તેઓ સ્વાભાવિક રીતે જ શ્રી રમણલાલના મનમાં વસી ગયા અને તેમની લેખિનીમાંથી તેમનો ઘાટ ઊતરવા મંડ્યો.

આ નૂતન ગુજરાતને અને તેના નવજુવાનોને બીરદાવતાં, તેમના પર ફૂલમાળ આરોપતાં લગભગ વીસ વીસ પુસ્તકો લખ્યા પછી ૧૯૩૯ ની સાલમાં શ્રી રમણલાલે ગુજરાતના આ જ નવજુવાનોને તદ્દન જુદા જ પ્રકાશમાં ચીતરતી અને નવી જ જાતનાં પાત્રો આલેખતી 'શોભના' લખી એ ખૂબ જ સૂચક છે. સહુથી પ્રથમ તો એ કે 'શોભના'નાં નાયક-નાયિકાઓ પોતાને ગાંધીવાદી નથી કહેવડાવતાં, સામ્યવાદી કહેવડાવે છે. તેઓ સત્યાગ્રહની, અહિંસાની, સમાજસુધારાની, રાષ્ટ્રીય કેળવણીની વાતો નથી કરતાં, તેઓ તો કામદારો અને કિસાનોને સંગઠિત કરી તેમની તાકાતના જોરે ક્રાંતિ કરી વર્ગવિહીન સમાજ રચના, સમાજવાદ સ્થાપવાની વાત કરે છે. પોતાની લડતમાં તેઓ મિસરમાંથી, કોરીઆમાંથી, તુર્કસ્તાનમાંથી કે આયર્લૅન્ડમાંથી પ્રેરણા નથી મેળવતાં. હવે તેમનાં પ્રેરણાસ્થાન છે મઝદૂરક્રાંતિ જ્યાં સફળ થઈ છે અને નવા જીવનનું જ્યાં મંડાણ થયું છે એ સોવિયેત રસ; ફાસીવાદીઓ સામે ત્રણ ત્રણ વર્ષ સુધી અણનમ જંગ લડનાર અને માડ્રીડનો ભવ્ય બચાવ સર્જનાર સ્પેનની જનતા અને મૂડીવાદ વિરોધી સારી-યે દુનિયામાં લડાઈ રહેલી કામદાર–કિસાન વર્ગની લડત. ૧૯૨૦ થી ૧૯૩૯ ના ૧૯ વર્ષના ગાળામાં ગુજરાતના રાજકીય વાતાવરણમાં જે પલટો આવ્યો છે તે પલટાનું આ સ્પષ્ટ દર્શન છે.

શ્રી રમણલાલે અજાણપણે પણ પોતાની નવલકથામાં ચીતરેલ આ પલટો શું દર્શાવે છે ? આપણે ઉપર જોયું કે શ્રી રમણલાલની શરૂઆતની નવલકથાઓ પાછળ રહેલું પ્રેરણાત્મક બળ ગુજરાતનો નવ ઘડતર પામતો યુવાન હતો. તો પછી 'શોભના'નાં આ પાત્રો કે જેમને શ્રી રમણલાલે પહેલેથી જ ("આજનાં વિદ્યાર્થીઓની વિદ્યા વંઠી ગઈ છે". પાનું ૫) થોડાઘણા પૂર્વગ્રહપૂર્વક ચીતર્યાં છે તેની પાછળ શું પ્રેરણાસ્થાન છે ? ટૂંકમાં ગુજરાતના રાજકીય વાતાવરણમાં એવો તે કયો રાજકીય પલટો આવી ગએલ છે કે જેને પરિણામે એક વખત પોતાની નવલકથામાં યુવાનોને બીરદાવનાર શ્રી રમણલાલ આ વખતે તે જ યુવાનોને હલકામાં હલકા અને કાળામાં કાળા રંગોમાં, એ યુવાનોને અન્યાય કરીને પણ ચીતરતા અચકાયા નથી ?

એ સમજવા માટે આપણે ૧૯૩૯ ના ગુજરાતના અને દેશના વાતાવરણ પ્રત્યે જરા લક્ષ દોરવું પડશે. એ કાળમાં દેશભરના વિદ્યાર્થીઓમાં ઉદ્દામવાદનું-સમાજવાદ અને સામ્યવાદનું મોજું ફરી વળ્યું હતું. યુવાનવર્ગને લાગેવળગે છે ત્યાં સુધી જૂના જમાનાનો ગાંધીવાદ મરી પરવાર્યો હતો. એક રીતે કહીએ તો ગુજરાતના યુવાનોને નવીન ઘડતર માટે એક વખત પ્રેરણા આપતો ગાંધીવાદ યુવાનોમાંથી પોતાનું સ્થાન ગુમાવી બેઠો છે એ રાજકીય સત્યનો એક સાહિત્યકારના હાથે તેની પોતાની રીતે આ સ્વીકાર છે. તેવી જ રીતે ગાંધીવાદનું સ્થાન સામ્યવાદનાં બળો લઈ રહ્યાં છે તેનો પણ આ સ્પષ્ટ સ્વીકાર છે–લેખકને આ હકીકત પસંદ નથી એ જુદી વાત છે. તેમને શા

માટે આ હકીકત પસંદ નથી તેનાં જે કારણો તેમણે 'શોભના'માં ઠેરઠેર વેર્યાં છે તેનો આગળ ઉપર આપણે વિચાર કરીશું.

આ નવા જાગ્રત થતા સામ્યવાદનાં બળોએ ગુજરાત ઉપર પણ ઊંડી અસર નીપજાવી છે તેમાં જરા યે શંકા નથી. સામાન્ય જનતામાં હિંદના પ્રશ્નોના ઉકેલ માટેની ગાંધીવાદની તાકાત માટે જે અશ્રદ્ધા ઊભી થઇ છે, ગાંધીવાદની અસર નીચે ફૂલેલીફાલેલી રાષ્ટ્રીય મહાસભામાં પેસી ગએલ સત્તા અને સ્વાર્થભાવનાને પરિણામે લોકોનો તેમાંથી વિશ્વાસ ઓછો થતો જાય છે અને તેની પ્રત્યેનું માન ઘટતું જાય છે એ હકીકતો પણ આખી વાર્તાના ઘડતરમાં આપણને ઠેર ઠેર જોવા મળે છે. પોતાને પ્રધાનપદું ન મળ્યું એ માટે કોંગ્રેસની અમુક વ્યક્તિઓ વિરુદ્ધ પ્રચાર કરવા છાપું કાઢવા નીકળતા અને હડતાળોને ટેકો આપતા વિજયરાય, છાપાં, કાર્નીવલ અને નાટક કંપનીઓમાંથી પૈસા કમાઇ પોતાને મહાસભાવાદી કહેવરાવતા કૃષ્ણકાંત તથા પૈસાદારોને હાથે મહાસભાનો થઇ રહેલો ગેરઉપયોગ–આ બધી વસ્તુઓ આનું જ આપણને દર્શન કરાવે છે. એટલે અંશે આપણે કહી શકીએ કે હિંદના પ્રશ્નોના ઉકેલ માટે ગાંધીવાદ સફળ થશે કે કેમ એની અશ્રદ્ધા અને સામ્યવાદ કદાચ એવા અનેક પ્રશ્નોનો ઉકેલ લાવી શકે એવી કંઇક આશા ("સામ્યવાદને પ્રેમના આંસુનું સિંચન થાય તો તે વહેલો ન ફળે ?" પા. ૩૬૮) પણ યુવાન મનમાં ઉત્પન્ન થઇ છે. ગુજરાતના પલટાએલા રાજકીય વાતાવરણનાં 'શોભના' માં પડતાં આ પ્રતિબિંબ છે અને આખી યે વાર્તા દરમ્યાન આ જ વાતાવરણ પશ્ચાદ્‌ભૂમિની ભૂમિકા ભજવે છે.

શોભના વાર્તાનો સાર ટૂંકમાં આ પ્રમાણે છે. પરાશર નામનો યુવાન પરણ્યા પછી તરત વિલાયત જવાને બદલે ઘર છોડીને કામદારોમાં કામ કરવા ઊપડી જાય છે. કામદારો વચ્ચે તે રહે છે, તેમને ભણાવે છે, તેમની હડતાળની નેતાગીરી લે છે. હડતાળી કામદારોના સરઘસમાં ધર્મને કારણે બંગાળુ પડે છે અને હિંદુ–મુસ્લીમ હુલ્લડ ફાટી નીકળે છે. શાહુકારોએ રોકેલા ગુંડાઓ છેવટે તેને છરો ભોંકી દે છે અને તે લગભગ મરવા પડે છે. છેવટે સતી સાવિત્રીની જેમ તેની પત્ની શોભના તેને પોતાના પ્રેમથી બચાવી લે છે.

બીજી બાજુ પરાશરનાં કોલેજમાં ભણતાં મિત્રો-ભાસ્કર, રંભા, શોભના (જે ખરી રીતે તેની પત્ની છે) સામ્યવાદી અને ખૂબ જ સુધરેલાં હોવાનો દેખાવ કરીને પોતાની અનિયંત્રિત જાતીય વૃત્તિને સંતોષવાના અવનવા રસ્તા શોધે છે. તેઓ રાજકારણ ચર્ચે છે, હુલ્લડો વખતે થોડાઘણા મદદ કરે છે, હડતાળને ટેકો આપે છે, બાકી પોતાની ઇચ્છાઓ સંતોષે છે. આ બે વાર્તાઓના મિલનમાંથી શોભનાની વાર્તા આગળ વધે છે ને ઉપર જોયું તેમ શોભના પોતાના પતિને ચાહવા લાગે છે. એ પ્રેમના જોરે પરાશરને સામ્યવાદ કરતાં ગાંધીવાદ ચડિયાતો લાગે છે ને છેલ્લે તેને અનુસરવાનો એ નિર્ણય કરે છે.

આ વાર્તા વાંચનાર સહુને સ્વાભાવિક રીતે જ એ પ્રશ્ન ઊભો થશે કે શ્રી રમણલાલને પોતાને પણ સામ્યવાદમાં થોડી ઘણી આશા છે તો 'શોભના' નાં સામ્યવાદી પાત્રોને તેઓ આટલા બધાં ખરાબ સ્વરૂપમાં શા માટે ચીતરે છે? તેમને આટલાં બધાં હલકટ, બાયલા, કામેચ્છુ, સુંવાળા, કોઇ કામ માટે નાલાયક, દુનિયાના જંગથી નાસી છૂટતા શા માટે ચીતરે છે? પાત્રો અને લેખકનો બીલકુલ મેળ કેમ મળતો નથી?

આનો સાદો સીધો અને સ્પષ્ટ જવાબ 'શોભના'ના નાયક પરાશરનું પાત્રાલેખન જ આપે છે. હિંદુ સભાવાદી શેઠ સુખનંદનને પરાશર પોતે જ કહે છે તેમ પરાશર 'સામ્યવાદી' છે. પણ તેનો સામ્યવાદ કેવો છે? જ્યારે કોઇ મિલના મજૂરો (જેમનો પરાશર પોતે નેતા છે) હડતાળ પાડવાનો નિર્ણય લેવા એકઠા થાય છે ત્યારે પરાશર પોતાની ઓરડીમાં "સ્ત્રીજાતિની સેતામણીથી પીડાઇને ઊંઘી નથી શકતો" અને બીજા એક માણસને તેને કહેવા આવવું પડે છે, 'પરાશર, હડતાળ નક્કી

કરી છે." (પા. ૨૨૦). મઝદૂરોની ચાલીમાં રહેવા જઇને આ સામ્યવાદી સહુથી પ્રથમ મઝદૂરોને તેમની આર્થિક માંગણીઓ હાંસલ કરવા માટે સંગઠિત કરવાને બદલે એક જુવાન મજૂરણ રતનને અક્ષરજ્ઞાન આપવાથી પોતાના કાર્યની શરૂઆત કરે છે. ખેડૂતોમાં કામ કરવા જાય છે ત્યારે તે ખેડૂતોનો વિશ્વાસ સંપાદન કરતો નથી. તેમનો થઇને રહેતો નથી પણ તરતોતરત જમીનદારો સામે બંડ કરવા ઉશ્કેરતાં ભાષણો કરવા તે બેસી જાય છે; પોતે જે ઘરમાં કામ કરવા જાય છે તે ઘરમાં પોતાની પત્નીને ઉતારતાં તે અચકાય છે. પુરુષ અને સ્ત્રી વચ્ચે પણ વર્ગવિગ્રહ ચાલે છે તેમ તે માને છે. સહુથી નવાઇ જેવું તો એ છે કે સામ્યવાદ અને નાઝીવાદ તેને "વિરોધીઓને જડમૂળથી ઉખેડી નાખવા મથતા ભીષણ ભૂત" જેવાં લાગે છે. તે પૂછે છે, 'લોહીમાં, અણુ-અણુમાં ઊતરી આવતાં વેરઝેર અર્થવાદને બદલે કતલ કરવા માટે બીજો વાદ ખોળી નહિ કાઢે એમ શા ઉપરથી?' (પા. ૩૬૫).

પરાશરનો આ છે સામ્યવાદ. માર્ક્સ અને લેનિનનાં પુસ્તકોની વાત તો જવા દઇએ પણ માર્ક્સવાદનો કક્કો પણ જાણનાર કોઇ પણ માણસ કહી શકશે કે પરાશરને અને સામ્યવાદને કશો પણ સંબંધ નથી. સામ્યવાદનો થોડો પણ અભ્યાસ કરેલ માણસ માટે પરાશર માટે જે અનેક કોયડાઓ અણઉકેલ રહે છે તેમનું અસ્તિત્વ જ ના હોત. તે પરાશરની જેમ મઝદૂરવાદી વસ્ત્રની રાહ ન જોત, તે સમજત કે મઝદૂરોનો મોટો ભાગ પહેરે તે મઝદૂરવાદી વસ્ત્ર. હિંદુમુસ્લીમ હુલ્લડો થતાં ધર્મ એ જ અધર્મ છે. (પા. ૧૩૨) એવા વિચાર તેને ન આવત પણ તે સમજત કે પરાપૂર્વથી જ્યારથી સમાજના બે વર્ગો પડી ગયા છે ત્યારથી રાજ્યકર્તા વર્ગે પોતાની સત્તા ટકાવી રાખવા માટે ધર્મનો સામાન્ય પ્રજા માટે અફીણ તરીકે ઉપયોગ કર્યો છે અને આજે બ્રિટિશ શાહીવાદ અને હિંદનો મૂડીવાદ પોતાની સત્તા ટકાવી રાખવા માટે એ જ સાધનનો આશરો લઇ રહ્યા છે. તે સમજત કે ધર્મનો નાશ તો સમાજવાદની સ્થાપના પછી જ થઇ શકે.

આ હકીકત સ્પષ્ટ છે: લેખકને પોતાને ખરા સામ્યવાદ અને સામ્યવાદીઓનો બિલકુલ પરિચય નથી, તેમના વિષે તેઓ ઘોર અંધારામાં છે. સામ્યવાદી ચળવળ, સંગઠિત મજૂર અને કિસાન ચળવળ તો ઠીક પણ સંગઠિત વિદ્યાર્થી ચળવળથી પણ તેઓ દૂર જ રહ્યા છે. ક્યાંક તો તેમનું અસ્તિત્વ જોવાનો જ તેમણે ઇન્કાર કર્યો છે. આનું પરિણામ શું આવ્યું છે?

લેખકની પોતાની સામ્યવાદ તરફની સૂગને લીધે સામ્યવાદ સામે જે જૂઠો પ્રચાર મૂડીવાદી પક્ષો તરફથી ચલાવવામાં આવે છે એ પ્રચારના તેઓ પૂરેપૂરા ભોગ બની ગયા છે, અને સામ્યવાદ તરફ તેઓ રંગીન ચશ્મામાંથી જ જુવે છે. નહિતર નીતિ અને જાતીયતાના પ્રશ્નો વિષે સામ્યવાદનું જે દૃષ્ટિબિંદુ છે તેનાં આવાં વિકૃત અને ઘણીવાર તો બિલકુલ વિરોધી સ્વરૂપો તેઓ કોઇ રીતે રજૂ કરી શકે? શોભનાને મોઢે તેઓ બોલાવે છે, "તું તો સામ્યવાદી છો, લગ્નમાં નહિ માનનારી" (પા. ૩૩૧). પરાશરને લાગે છે કે, "લગ્ન એ મિલ્કતની ભાવનાનું સામાજિક સ્વરૂપ છે" અને એ મિલ્કતની ભાવનાનો લગ્નમાંથી નાશ કરવા એ પોતાની પત્નીને પત્નીત્વમાંથી મુક્તિ આપવા જાય છે. ૧૯૧૭ની ક્રાંતિ પછીના અરાજકતાના કાળમાં રશિયામાં જાતીય વિકૃતિઓ વધી પડી હતી તેની સામે લાલ બત્તી ધરીને લેનિને પ્રેમની ભાવના પર રચાએલાં લગ્નો અને તેમાંથી ઉત્પન્ન થતાં કુટુંબોનાં બંધન પર જે ભાર મૂક્યો હતો તે જરા પણ જાણનારને 'લગ્ન વિષેના આ 'સામ્યવાદી' વિચારો નવાઇ પમાડ્યા વગર રહેશે નહિ. બીજી બાજુથી શોભનાને લાગે છે કે તેનો દેહ પુરુષને માગે છે તેનું કારણ, 'જુગજુગથી પુરુષનું ભોગસાધન બનેલો સ્ત્રીદેહ પરાપૂર્વથી પડી ગએલી ને સાહજિક બની ગએલી ટેવતૃપ્તિ માગતો હતો' એ છે! કુદરતની એક સારી

વૃત્તિ (instinct) નું આ કેવું ભયાનક સ્વરૂપ છે ! ૧૯૧૭ ની રૂસી ક્રાંતિ વખતે "બોલ્શેવિકોએ તો સ્ત્રીઓનું રાષ્ટ્રીયકરણ કરી નાખ્યું છે" એ સૂત્ર સામ્યવાદનો વિરોધ કરવા વહેતું મૂકવામાં આવ્યું હતું. ત્યારથી આજ સુધીની આવી તમામ બાબતો વીણી વીણીને શ્રી. રમણલાલે અહીં 'શોભના'માં એકઠી કરી છે એમ કહીએ તો વધારે કહ્યું છે તેમ નહિ કહેવાય. સાહિત્યકારની બૌદ્ધિક અપ્રમાણિકતાનો આનાથી મોટો દાખલો ગુજરાતી સાહિત્યમાં શોધવો કદાચ મુશ્કેલ પડશે. સામ્યવાદને કાળો ચીતરવા માટે શ્રી. રમણલાલ અહીં હલકામાં હલકી કોટિએ ઊતર્યા છે.

'શોભના'ના મુખ્ય પાત્રોના આલેખનને માટે શ્રી રમણલાલના સામ્યવાદના આ ઘોર અજ્ઞાન અને પૂર્વગ્રહનું પરિણામ એ આવ્યું છે કે તેમનાં તમામ પાત્રો અવાસ્તવિક બની ગયાં છે–તેમને અવાસ્તવિક ચીતરવાં પડ્યાં છે. પોતાને સામ્યવાદી કહેવરાવતો પરાશર ક્યાં યે સામ્યવાદનો આંકડો જીવનમાં ઊતારતો જણાતો નથી. તેના મોઢામાંથી બહાર પડતું એકેએક વાક્ય સ્પષ્ટ બતાવે છે કે તે સામ્યવાદી નથી, તે તો દુનિયાના બનાવોને લઈને ગાંધીવાદમાંથી જેને બુદ્ધિપૂર્વક શ્રદ્ધા ઊઠી ગઈ છે પણ માનસે જે અંશતઃ ગાંધીવાદી છે એવો એક જુવાન છે. આનાં ઉદાહરણરૂપે નીચેનાં વાક્યોનો અર્થ સ્પષ્ટ છેઃ તે રંભાને કહે છે, "મારું ચાલે તો હું તમને ગરબા ગવરાવવાને બદલે સૂર્ય–નમસ્કાર કરાવું." (પાનું ૫૭). "હું મઝદૂરવાદી વસ્ત્ર શોધું છું." (પા. ૬૩)

એક સામ્યવાદીની પેઠે તેને પણ જાતીય અરાજકતા સામે સૂગ છે, પરંતુ બુદ્ધિની કસોટીએ ઊતરે તેવા નવા ન્યાયી સિદ્ધાંતો પરાશર પારખી શકતો નથી અને તેથી જ તેના અંગત જીવનમાં વિરોધાભાસ આવી જાય છે. દા. ત. પોતે 'સ્ત્રીની સતામણી' થી પીડાતા હોવા છતાં બીજાને ઊતારી પાડે છે કે 'તમને કલા વગર નથી ચાલતું અને કલામાંથી કૂદકો મારી રાતદિવસ ડુબકીઓ મારો જ કરવી છે.' (પૃ. ૬૪). ક્યાં માર્ક્સવાદની સર્વાંગસંપૂર્ણ જીવનફિલસૂફીમાંથી નીકળતો બુદ્ધિને ત્રાજવે તોળી શકાય તેવો ન્યાયી સંયમ અને ક્યાં પરાશરનો જડ આર્યસમાજી બ્રહ્મચર્યાશ્રમ ? પ્રેમથી અપનાવેલ જીવનસખીને વફાદાર રહી જીવનસંગ્રામ ખેલવામાં કશું પાપ નથી ઉપરાંત એ જીવનની જરૂરી ઓથ છે એ વાત એ સમજી શકતો નથી. રાજકીય ક્ષેત્રે જીવન તરફના આ ગાંધીવાદી દૃષ્ટિબિંદુનો પડઘો સ્વાભાવિક રીતે જ પડે છે. પરાણે વ્યાજ ઊઘરાવતા પઠાણો કરતાં શરીરમાં પોતે નબળો છે એટલે ક્રાંતિકારી સિદ્ધાંતો કરતાં અખાડા તેને વધારે જરૂરી લાગે છે. મઝદૂરોનું સ્વાભિમાન જાગૃત કરી તેમની સંગઠિત તાકાતવડે પઠાણોનો સામનો કરવાનું તો તેને યાદ આવતું નથી. શહેરમાં એક વખત હુલ્લડ થાય તો તેટલામાં તો સામ્યવાદમાંથી તેનો વિશ્વાસ ઊઠી જાય છે. "હિંદુ-મુસ્લીમ પ્રશ્નનો ઉકેલ લાવવામાં સામ્યવાદ નિષ્ફળ નીવડ્યો છે." બીજી બાજુથી ત્રીસ રૂપીઆ કરતાં વધારે જરૂરિયાત માણસોની હોવી ન જોઈએ એમ તે માને છે અને એટલા માટે ત્રીશ રૂપીઆ કરતાં વધારે પગાર તે લેતો નથી તેમજ પોતે કમાયેલા પૈસા સિવાય બીજાના પૈસાનો તે પોતાના માટે ઉપયોગ કરતો નથી. આ બધો હળાહળ ગાંધીવાદ નથી તો બીજું શું છે ? પરાશર બિલકુલ સામ્યવાદી નથી પણ ગાંધીવાદમાંથી શ્રદ્ધા ઊઠી ગયા પછી જે ઉદ્દામ રાષ્ટ્રવાદ જુવાનોના દિલમાં પેદા થાય છે, અને જેઓ મુખ્યત્વે 'સમાજવાદી પક્ષ'ને ટેકો આપે છે એવા મધ્યમવર્ગના જુવાનોનો એ પ્રતિનિધિ છે.

લેખકને પોતાને પણ પરાશરની પાત્રાલેખનની આ અવાસ્તવિકતાનું ભાન છે એટલે તેમણે પરાશરની આજુબાજુ એક જાતનું ભેદનું અને રોમેન્ટીક વાતાવરણ સર્જવાનો પ્રયત્ન પણ કર્યો છે. અહીં પણ તેઓ જાતીયતાની મદદ લીધા વગર રહી શક્યા નથી. ગરબામાંથી છૂટા પડતો પરાશર કોઈને નમન પણ કરતો નથી, કોઈને આવજો પણ કહેતો નથી. (પા. ૬૭). પરાશર એટલો તો દુનિયાથી પર છે કે

કથામાં તેને નવું જાણવાનું મળતું નથી એટલે તે કશું વાંચતો જ નથી અને ઝડપથી કશું વાંચવાનું હોય તો જ તે બસમાં બેસે છે, નહિતર બધે ચાલીને જ ફરે છે. તેની ક્રાંતિવાદી ટોળીએ શહેરમાં જુદે જુદે સ્થળે ઘર ભાડે રાખ્યાં છે અને છેવટે આ રોમેન્ટીક વાતાવરણ પૂરું કરવા એક રાત્રે સ્ત્રીઓના વિચાર કરતા પરાશરનો રતન પાસે હાથ ઝલાવે છે. (પા. ૨૧૯). પરાશર જેવા મહાન માણસના સુખ માટે રતન પોતાનો દેહ સોંપવા તૈયાર છે! મધ્યમવર્ગી જુવાનોની જીવન પ્રત્યે જે દૃષ્ટિ મૂળે તદ્દન વિકૃત છે તેને લેખકે આ રીતે સામ્યવાદ તરીકે ખપાવવા પ્રયત્ન કર્યો છે.

લેખકની સામ્યવાદ તરફ થોડીઘણી બૌદ્ધિક સહાનુભૂતિ હોવા છતાં તેઓ સામ્યવાદને આટલા કાળા રંગોમાં શા માટે ચીતરે છે તેનો ઉકેલ અહીં મળે છે. સામ્યવાદ સામેના અજ્ઞાન અને પૂર્વગ્રહમાં તેઓ એટલા તણાઈ ગયા છે કે પરાશરને સામ્યવાદી બનાવી તેનું આદર્શ ગાંધીવાદીમાં પરિવર્તન કરી દુનિયાના પ્રશ્નોના ઉકેલ માટે સામ્યવાદ અને ગાંધીવાદના કોઈ વિચિત્ર મિશ્રણથી બનેલો આદર્શ ગાંધીવાદ વધારે અનુકૂળ છે તેવું સાબિત કરવાનો પ્રયત્ન 'શોધના'માં તેઓ છેવટ સુધી કર્યે રાખે છે. રૂઢિચુસ્ત સામ્યવાદી ગૌરીધરના પાત્રનું જે આલેખન કરવામાં આવ્યું છે તેની પાછળ પણ આ જ ઉદ્દેશ છે. દુન્યવી ગાંધીવાદ—જે ગાંધીવાદે આજ સુધી હિંદને દોર્યું છે તેની નિષ્ફળતાનો આડકતરો સ્વીકાર તો આપણે ઉપર જોયું તેમ શ્રી રમણલાલે કરેલો જ છે. સમાજવાદમાં લોકોની રહેલી આશા પણ તેમણે સ્વીકારી છે. એટલે તેમણે પરાશરને ગાંધીવાદને વિશુદ્ધ કરવાનું, તેની ક્ષતિઓ દૂર કરવાનું અને એ રીતે થયેલા વિશુદ્ધ ગાંધીવાદનું સમાજવાદ પરનું વર્ચસ્વ સ્થાપિત કરવાનું કામ સોંપ્યું છે. આ કાર્ય કરવું સહેલું પડે એટલા માટે રૂઢિચુસ્ત સામ્યવાદી ગૌરીધરનું પાત્ર ખાસ વિચિત્ર અને અવિશ્વસનીય ચીતરવામાં આવ્યું છે. ગૌરીધર સ્પેનના આંતરવિગ્રહમાં ભાગ લઈ, મોરક્કો જઈ, સોવિયેત ચીન થઈ, કાશ્મીરમાંથી હિંદમાં આવે છે. તે એકલો (!) હિંદમાં ક્રાંતિ કરવા માગે છે. અને એ માટે પરાશરના મઝદૂર સંઘનો પોતાને ઉપયોગ કરવા દેવાનું તેને કહે છે—કેમ જાણે મઝદૂર સંઘ એ કોઈ નિર્જીવ હથિયાર હોય! લશ્કરની મદદથી અને લશ્કરને પોતાને પક્ષે જીતી લઈને નહિ પણ લશ્કર રણમોરચે જાય એટલે પાછળની અંધાધૂંધીનો લાભ લઈ ક્રાંતિ કરવામાં તે માને છે. પરાશરને મળતાંવેંત તે કહે છે 'હું તમારું શહેર કબજે કરવા માગું છું.' આવી રીતે રૂઢિચુસ્ત સામ્યવાદીને ખોટા રંગોમાં ચીતરી પરાશરને સોંપેલું કામ સહેલું બનાવવાનો શ્રી રમણલાલે પ્રયત્ન કર્યો છે.

બીજી બાજુથી સામ્યવાદને વધારે હલકો પાડવા માટે ભાસ્કર તથા તેની મિત્રમંડળીને પણ 'સામ્યવાદી' ચીતરવામાં આવી છે. પૈસાદાર અને મૂડીવાદનાં તમામ દૂષણોથી વિભૂષિત, નૈતિક દૃષ્ટિએ વિકૃત એવા બે પાંચ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ માટે શ્રી રમણલાલ હિંદભરના લાખો વિદ્યાર્થીઓ પર જે તહોમત લગાડે છે એ એટલું તો સ્પષ્ટ રીતે જૂઠું છે કે તેના વિષે વધારે કહેવું નકામું છે. '૪૨ ની લડતમાં માર ખાનાર, જેલ જનાર, બોંબ બનાવનાર, ફાંસીને માંચડે ચડનાર વિદ્યાર્થીઓ, '૪૩ માં બંગાળનો દુકાળ પછી પ્રાંતપ્રાંતમાંથી બંગાળ જતા દાક્તરી વિદ્યાર્થીઓ અને છેલ્લે છેલ્લે ગયે વર્ષે પોલિસની બેયોનેટ અને બંદૂકો સામે થઈને પણ પોતાની પરિષદ ભરનાર વિદ્યાર્થી જનતા પરના આ આક્ષેપો હંસના શરીર પરથી પાણી સરી જાય તેમ સરી જશે એમાં શંકા નથી. અને એ ખોટા પ્રચાર પરથી ઊભું કરવા માગતું ચિત્ર ઊભું થશે નહિ એમાં પણ શંકા નથી.

સામ્યવાદ પ્રત્યેના લેખકના આ પૂર્વગ્રહનું ત્રીજું પરિણામ એ આવ્યું છે કે દુનિયાનાં પ્રગતિશીલ બળો સામે જગતભરના મૂડીવાદીઓએ પોતાના સ્વાર્થી હિતોની રક્ષા માટે જે એક પ્રચાર વંટોળિયો ઊભો કર્યો છે અને જે વંટોળિયાની મદદથી તેઓ

પોતાનાં તમામ પાપ ઢાંકવા માગે છે તે વંટોળિયામાં શ્રી રમણલાલે પણ હાથ ખરડયા છે. અને એટલે જ સામ્યવાદનો સહારો લઈને છેલ્લાં ૨૫ વર્ષના ગાળામાં રશિયાએ માનવજીવનના નવનિર્માણમાં જે ભવ્ય વિજયો મેળવ્યા છે તેમના પર તેમણે કાળો કૂચડો ફેરવી દીધો છે. છેલ્લે એક પ્રશ્ન ઊઠે છે. સામ્યવાદ સામેના આવા ભયાનક પૂર્વગ્રહ અને વિરોધ પાછળનાં લેખકના મનમાં શું કારણો હશે? મને તો એને માટે ત્રણ કારણો જવાબદાર લાગે છે.

એક કારણ વધારે ઊંડું અને વધારે વિશાળ ભૂમિકાવાળું છે. બુદ્ધિની દલીલો અને જીવનના અનુભવને વશ વર્તીને ઘણા મધ્યમવર્ગીઓ રાજપ્રકરણી અને આર્થિક બાબતોમાં સામ્યવાદની સર્વોપરિતા સ્વીકારે છે. પરંતુ જ્યારે આ સ્વીકારને આગળ વધારીને સામાજિક અને નીતિના ક્ષેત્રે તેનો સ્વીકાર કરવાનો આવે છે ત્યારે વંશપરંપરાથી ઊતરી આવતા મધ્યયુગી અને બુર્ઝવા પૂર્વગ્રહોમાંથી માણસ બહાર આવી શકતો નથી. જે વર્ગમાં પોતે જન્મ્યો છે તે વર્ગના બંધાઈ ગએલા માનસની હદ તે છોડી શકતો નથી. પોતાના વર્ગની ઉપરવટ જઈ શકતો નથી. આવે વખતે તેની પ્રગતિનો અંત આવે છે અને પાછાં પગલાં ભરવાની શરૂઆત થાય છે. શ્રી રમણલાલને આના એક ઉદાહરણરૂપ ગણી શકાય.

બીજું, સામ્યવાદની ચળવળે છેલ્લાં ૫૦ વર્ષ દરમ્યાન જે રચનાત્મક સિદ્ધિઓ મેળવી છે તેનો સ્વીકાર કરવાની અને દેશના રાજકીય અને સામાજિક જીવનમાં તેને ન્યાય્ય સ્થાન આપવાની આપણો બુદ્ધિજીવી વર્ગ ના પાડે છે. એ બધી સિદ્ધિઓને તે આકસ્મિક માને છે. અને તેને માટે સામ્યવાદને શ્રેય આપવાની તે ના પાડે છે અથવા તો તેને સિદ્ધિ ગણવાની જ તે ના પાડે છે. આને કારણે દસ લાખની સભ્યસંખ્યા ધરાવતી કિસાન સભા, આઠ લાખની સભ્ય સંખ્યા ધરાવતી ટ્રેડ યુનીયન કોંગ્રેસ કે એક લાખની સભ્ય સંખ્યા ધરાવતા વિદ્યાર્થી સંઘ–આ બધાના ઘડતરમાં, વિકાસમાં, લડતમાં, તેમના રોજીંદા વ્યવહારમાં એક નવી તાકાત ધબકી રહી છે એવું આપણા મધ્યમવર્ગી સાહિત્યકારોને ભાન થતું નથી. આ સંગઠનોમાં મનુષ્ય પોતાના વિકાસમાં એક પગથિયું આગળ ચઢી રહ્યો છે તેનું તેમને ભાન થતું નથી. એટલે જ શ્રી. રમણલાલને એક મઝદૂરને પાછો કામે રખાવવા મહિના સુધી હડતાળ પર ઊતરતા તમામ કામદારોમાં બિરાદરીની જ્યોતનાં દર્શન નથી થતાં પણ પૈસા લઇ તેમની હડતાળ તોડવા મથતા બે પાંચ ગુંડાઓના દિલમાં પરાપૂર્વથી ચાલતા આવતા ને સર્વ માણસના હૃદયમાં રહેલી વેરઝેરની વૃત્તિનાં તેમને દર્શન થાય છે. મૂડીવાદી સમાજની નૈતિક દૃષ્ટિ કામદાર ચળવળને લાગુ પાડવા જતાં સ્વાભાવિક રીતે જ કામદાર ચળવળનો વિકૃત ખ્યાલ તેમના મગજમાં પેદા થાય છે. કામદારો કોઈના ચઢાવ્યા ચઢે છે એમ તેઓ માનતા થાય છે. સમાજના વિકાસ અને ઉત્ક્રાંતિ સાથે નીતિ Morality નો પણ વિકાસ અને ઉત્ક્રાંતિ થાય છે એ સત્ય તેઓ સાદે રસ્તે નહિ સ્વીકારે તો કુદરતની નિશાળના કઠિન રસ્તે પણ તેમને એ સત્ય સ્વીકારવું પડશે એમાં શક નથી.

★

# લેનિન

જન્મ : ૧૦ મી એપ્રિલ ૧૮૪૮
મૃત્યુ : ૨૧ મી જાનેવારી ૧૯૨૪

લેખક : નાથાલાલ દવે

પંડિત જવાહરલાલ નહેરૂએ તેમના 'ડીસ્કવરી ઓફ ઇન્ડિયા'માં છેલ્લે લેનિનનું એક અવતરણ ટાંકેલ છે, "હું એવી રીતે જીવન જીવ્યો છું કે આ જગતમાંથી વિદાય લેતી વખતે મને મારૂં જીવન ખાલી નહિ લાગે. મારૂં આયુષ્ય એળે ગયું છે એવો પશ્ચાત્તાપ કરવાની ઘડી મારે માટે નહિ આવે. મેં મારી શક્તિ અને આયુષ્ય જગતના સર્વોત્તમ આદર્શની સિદ્ધિ પાછળ ખરચેલ છે—એ આદર્શ તે માનવ-જાતની મુક્તિ."

જનતાની મુક્તિ માટે જે માણસ જીવન જીવે તે જ આવા શ્રદ્ધાભર્યા ઉદ્‌ગાર કાઢી શકે. લેનિનનું કાર્ય હવે તો આખું જગત સમજે છે અને જે નવાં બળોને તેણે રશિયામાં ગતિમાન કર્યાં તેની અસર જ્યાં જ્યાં અન્યાય છે, શોષણ છે, અસમાનતા છે ત્યાં ત્યાં પ્રસરતાં જાય છે અને માણસને નવી આશા અને નવી શક્તિ આપે છે. લેનિનના લેખો અને ભાષણો આપણે જોઈએ તો પહેલેથી જ એવી નૂતન સમાજના વિધાયક પુરુષની વિચારસરણીમાં એકસરખી સંવાદિતા આપણને દૃષ્ટિગોચર થાય છે.

આખા જગતને ચમકાવનારી એવી રશિયાની ક્રાંતિ થઈ ઈ. સ. ૧૯૧૭ માં. લેનિને ૧૯૧૨ માં લખેલ છે કે "જનતાની લડત મજબૂત બનાવવા અને વિસ્તારવા આપણને વ્યવસ્થાની જરૂર છે, સંગઠનની જરૂર છે. આખી એક સંસ્થા આ કામ હાથ પર ન લે તો પછી ક્રાન્તિની વાતો કરવાનો કાંઈ સાર નથી. ક્રાન્તિની અનિવાર્યતા લોકોનાં મન પર ઠસાવવી જોઈએ, આગલી લડતોનો અનુભવ આપણે યાદ રાખવો જોઈએ. લોકો અધીરા બનીને વહેલો ધડાકો ન કરી બેસે તેનો પણ ખ્યાલ ક્રાન્તિકારે રાખવો ઘટે. સમય-ઠકતાઓ, જનતાનો મિજાજ, આપણા પક્ષનું બળ—એ સર્વ પરથી ઝારશાહી પર એકત્રિત, દૃઢ અને આક્રમણકારી હુમલો કઈ ઘડીએ કરવો જોઈએ તે તરત સમજાશે. સફળ ક્રાન્તિ વગર રશિયામાં સ્વાતંત્ર્યનાં પગલાં થવાનાં નથી. કિસાનો અને મજૂરો સંગઠિત થઈને ઝારશાહીનો નાશ કરે તો જ રશિયામાં સફળ ક્રાંતિ થઈ શકે."

જનતાની સર્જનશક્તિમાં લેનિનને અપાર વિશ્વાસ હતો. ક્રાંતિ ઇતિહાસને ઘડે છે એમ તે માનતો. "ક્રાંતિ એ તો શોષિતો અને શાપિતો માટે ઉત્સવનો અવસર છે. તે વખતે નવો સમાજ રચવામાં સામાન્ય માનવી ભાગીદાર બને છે. અને તમે પ્રગતિની વાત કરતા હો તો, એવા વખતે આખો લોકસમૂહ વિરાટ પગલાં ભરવાની તાકાત બતાવે છે. પણ એ સમયે નેતાઓની ફરજ છે કે તેમણે જનતા આગળ હિંમતથી મહાન આદર્શો રજૂ કરવા જોઈએ. જનતાના ઉત્સાહને માર્ગ આપે તેવા કાર્યક્રમ યોજવા જોઈએ, આઝાદીના આદર્શની જ્વલંત જ્યોત તેમણે જનતાની દૃષ્ટિ સામે ધરી રાખવી જોઈએ અને સંપૂર્ણ અને નિશ્ચયાત્મક વિજયના માર્ગે લોકોને સીધા અને ટૂંકામાં ટૂંકા માર્ગે દોરવા જોઈએ. ચાલો ત્યારે, દોસ્તો! જનતાની આગળ, કિસાનોની આગળ, સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે, લોકોની ક્રાંતિ ખાતર, જનતાના રાજ્ય માટે! ચાલો, બધા શોષિતો અને મજૂરોને સાથે લઈને સમાજવાદની સ્થાપનાને માર્ગે કદમ ઉઠાવો."

"ચાલો, કામે લાગીએ, દોસ્તો! આપણી પાસે વ્યર્થ ગુમાવવા માટે 'વખત નથી.'" ક્રાંતિકારીઓને કેટલું કામ છે! "જાગ્રત થતી

જનતાની જરૂરિયાતો પૂરી પાડવી પડશે. કિસાનોની ચળવળો વ્યવસ્થિત કરવાની છે. ક્રાંતિકારોનાં જૂથને મજબૂત બનાવવાનાં છે, તેમનો પરસ્પર સંપર્ક ગાઢ કરવાનો છે, મજૂરોમાં નવા વિચારનો પ્રચાર કરવાનો છે, એ માટેનું સાહિત્ય ફેલાવવાનું છે, અને આખા દેશમાં છૂટાછવાયા કામ કરતા કાર્યકરોને એક ઝંડા નીચે એકત્રિત કરવાના છે."

લેનિને એ ભગીરથ કાર્ય કેવી રીતે પાર પાડ્યું તેનો ઇતિહાસ તો આજે આખું જગત જાણે છે. સ્ટેલિનના જ શબ્દોમાં કહીએ તો "જગતમાં અજોડ એવો સામ્યવાદી પક્ષ તેણે ઊભો કર્યો. અપાર દુઃખો સહન કરનારાં અને અથાગ પરિશ્રમ ઉઠાવનારા એવા શ્રમજીવીઓના એ સમૂહને લેનિને તાલીમ આપી, શિસ્તબદ્ધ બનાવ્યો. આંતરિક વિરોધ, જૂનાં બળોની મથામણ–પારાવાર સંકટ અને વિઘ્નો, ફ્રાન્સ અને ઇંગ્લંડની દરમ્યાનગિરી–એ બધાંની સામે રશિયાનો એ નવો પક્ષ ખડકની જેવો અડગ રહ્યો. મૂડીવાદી પાયો નાબૂદ થયો. રશિયામાંથી પ્રાંત પ્રાંતના, જાતોના, જુદી જુદી ભાષાના, ભેદ ભૂંસાયા. આખો રશિયા એક અને સમૃદ્ધ બન્યો. સામર્થ્યમાં અનુપમ એવા લાલ લશ્કરની સ્થાપના થઈ અને લેનિને જનતાનું રાજ્ય અસ્તિત્વમાં આણ્યું. એથી એવી જ્યોત પ્રગટી કે જગતભરનાં પીડિતો અને શાસિતોમાં નવી શક્તિ આવી, તેમનાં દિલમાં નવાં સ્વપ્ન જાગ્યાં. સમગ્ર શ્રમજીવી વર્ગની મુક્તિ માટે લેનિને આંતરપ્રાંતીય સામ્યવાદી પક્ષની રચના કરી."

*

સ્ટેલિને લેનિનનાં થોડાં સંસ્મરણો કહ્યાં છેઃ "લેનિનને પ્રથમ પહેલાં હું ૧૯૦૫ના ડીસેમ્બરમાં મળ્યો. આ માણસના લેખો મેં વાંચ્યાં હતા. તેનાં સીધાં, ટૂંકાં, વેગભર્યાં વાક્યો, બંદૂકના બારની જેવા અસરકારક હતાં. તે પરથી મેં ધારેલું કે આ નેતા ઊંચો, કદાવર હશે, પહાડ પર વસતા ગરુડ જેવો. પણ એને મેં નજરે જોયો ત્યારે મને નવાઈ લાગી. મધ્યમ કદ, સાદો વેશ, કોઈને ખ્યાલ પણ ન આવે કે એ અસાધારણ પુરુષ હશે. એટલો તો નમ્ર કે તેના વ્યાખ્યાનના સમય પહેલાં ક્યારનો એ વહેલો આવી ખંડના એક ખૂણામાં બેસી બીજા કાર્યકર્તાઓ જોડે વાતો કરતો હતો.

"એ વ્યાખ્યાન કરે ત્યારે સીધી સ્પષ્ટ વાત કરે, સાદી પણ પ્રભાવપૂર્ણ ભાષામાં. હાથના ઉછાળા, ચહેરાના હાવભાવ, એવું કશું જ નહિ. મહાન ગણાતા વક્તાઓથી એ કેટલો જુદો તરી આવતો હતો અને છતાં હું મુગ્ધ બનીને સાંભળી રહ્યો. એના શબ્દો પાછળ સિદ્ધાંતોનું બળ છે, વ્યવસ્થિત વિચારસરણી છે. એની દલીલો ધીરે ધીરે ચારે બાજુથી તમને ઘેરી લે છે, તેને વશ થયા વગર, પૂરો પરાજય સ્વીકાર્યા વગર તમારે માટે બીજો ઇલાજ નથી"

• વિજય અને પરાજય બંનેમાં લેનિનની એક સરખી મહત્તા દેખાઈ આવતી. "સ્ટોકહોમ કોંગ્રેસમાં અમે હાર્યા. પણ હારથી લેનિન હતપ્રભ બને તેવો ન હતો. પરાજય વખતે લેનિનમાં નવી શક્તિ ખીલી ઊઠતી અને તે જોઈ તેના અનુયાયીઓમાં પાછો ઉત્સાહ પ્રસરતો. લેનિને એવી દલીલો મૂકી હતી કે જીતનાર સામો પક્ષ ઢીલો થઈ ગયો હતો. એક ભાઈએ થાકેલ સાદે પરાજયની વાત કરી. લેનિને તરત તેને ઉધડો લીધો. "એમ રડવું નહિ પાલવે, દોસ્ત! આપણે જીત્યા વગર રહેવાના નથી. આપણી વાત પાછળ સત્યનું બળ છે" અને જીતે ત્યારે એ કહેતો, "વિજયથી ફુલાઈ જવાનું નથી. વિજયને ચિરંજીવ બનાવવા કામે લાગો. જીત્યા પછી ય તે શત્રુનો સદંતર નાશ કરવાનો છે એ વાત ભૂલો નહિ". જનતાનું અહિત થશે એમ તેને લાગે તો આખા પક્ષની સામે તે એકલો ઊભો રહેતો પણ જનતાનો દ્રોહ ન થાય તેનો તે કાયમ આગ્રહ રાખતો. "સિદ્ધાંતના બળ ઉપર થયેલી વ્યૂહરચના એ જ સાચી વ્યૂહરચના છે," એમ તે કહેતો.

*

લોકસમૂહની નાડ તે પારખતો અને જનતાના બળમાં તેને પારાવાર શ્રદ્ધા હતી. 'ક્રાંતિથી અંધેર ફેલાશે', અને 'લોકોને વળી અક્કલ શી !', 'ટોળાંથી શું થાય ?' એવું બોલનારને લેનિન સજ્જડ જવાબ આપતો. પુસ્તકો વાંચીને પોતાને બુદ્ધિશાળી માનનારા અને જનતાનો તિરસ્કાર કરનારા લોકો લેનિનને ગમતા નહિ તે કાયમ કહેતો, "જનતા પાસે જાવ, એમની પાસેથી શીખો, એમનાં કાર્યો સમજો, જીવનમાંથી અનુભવ મેળવો. એ વગર તમે કશું કરી શકવાના નથી." કોઈએ કહ્યું કે "ક્રાંતિ પછી જનતાના જીવનવિકાસ માટે શાંતિનો કાળ આપવો જોઈએ."

લેનિને જવાબ આપ્યો, "મને અફસોસ થાય છે કે તમે ક્રાંતિકારી હોવાં છતાં આવું માનો છો. ક્રાંતિનો કાળ એ જ જનતાના જીવનવિકાસ માટે સૌથી સારો સમય છે."

ક્રાંતિના કાર્ય માટે જ લેનિનનો જન્મ થયો હતો. જ્યારે રાજ્યદ્વારી ચળવળ વેગ પકડે ત્યારે લેનિનની શક્તિ પૂર બહારમાં ખીલી ઊઠતી. આખી પ્રવૃત્તિનું હાર્દ તેને સમજાતું અને હવે પ્રવાહ કઈ તરફ વળશે તે તે આબાદ પારખી શકતો. લેનિનના મિત્રો કહેતા, "લેનિન ક્રાંતિના પૂરમાં, પાણીમાં જેમ માછલી તરે, તેમ તરે છે"

*

ઓક્ટોબરના વિપ્લવના એ દિવસો. રશિયામાં સામ્યવાદી પક્ષ સત્તામાં આવ્યો લેનિન પ્રમુખ થયો. પણ સેનાપતિ દુખોનિન સામો થયો. દુખોનિને હુકમ માનવાની ના પાડી. એ ભયંકર પળ હતી. દુખોનિન પાસે બાર લાખનું લશ્કર જર્મન ફ્રંટ પર લડતું હતું. એ લશ્કર અને સેનાપતિ સામા થાય તો ? પેટ્રોગ્રેડમાં જ સૈનિકો બળવો કરે તેમ હતા. ચારે બાજુ નાનાં રાજ્યો લડવા તૈયાર હતાં. તે વખતે આ આંતરવિગ્રહ કેમ પોસાય ? એકાએક લેનિનના ચહેરા ઉપર તેજ ઝબકી ઊઠ્યું. તેણે કંઈક નિર્ણય કરી લીધો હતોઃ "ચાલો, વાયરલેસ સ્ટેશન પર. ત્યાંથી આપણે ફરમાન બહાર પાડીએ કે દુખોનિનને બરતરફ કરવામાં આવે છે, સૈનિકોને આપણે આજ્ઞા કરીએ કે સેનાપતિને કેદ કરે, લડવાનું બંધ કરે અને શાંતિસ્થાપનાનું કામ સૈનિકો હાથમાં લે." આ પગલું સાવ અંધારામાં જ ભૂસકો મારવા જેવું લાગે; પણ લેનિને એ હિંમત કરી. તેને ખાત્રી હતી કે લશ્કર લડી લડીને થાક્યું છે, સૈનિકો શાંતિ ઝંખે છે, તેમને ઘેર પાછા વળવું છે. અને લેનિનની એ ધારણા સાચી પડી. લશ્કરે તેનો હુકમ માન્ય રાખ્યો.

સ્ટેલિન કહે છે કે "વેધક દૃષ્ટિ, બનાવોની પાછળનું આંતરિક બળ પારખવાની શક્તિ લેનિનમાં હતી. તેની સાથે ત્વરિત નિર્ણય લેવાની અને કટોકટીને વખતે લોકોને દોરવાની આવડત જે દરેક મહાન નેતામાં હોય છે, તેથી લેનિને રશિયાની ક્રાંતિને સફળ બનાવી અને એક નવી સમાજવ્યવસ્થાનું સર્જન કર્યું."*

* eLnin-Selected works. Stalin on Lenin.



# "જીવન નાં જોતરાં"

લે૦ પરાજીત

દશ વર્ષના ગાળા પછી આજ પહેલી જ વાર દાજી કમ્મર પર બંને હાથ ટેકવી, જરા વાંકો વળી, કંઇક જુદી જ નજરે સામે ઊંચી ઊભેલી એ ટેકરીને નિહાળી રહ્યો હતો. વચ્ચે વચ્ચેથી અવ્યવસ્થિત રીતે ઉડાડાયલા ને કોરાયલા પથ્થરોથી ટેકરીનો તે ભાગ જાણે દમીલા માણસની ગણી શકાય એવી પાંસળીઓવાળી છાતી જેવો લાગતો હતો. કોઈ મહાકાયને ભરડવા જાણે તેને અજગરો ન વીંટાયા હોય, તેમ લાંબા જાડા દોરડા ઉપરથી તે છેક નીચે સુધી લંબાયલા હતા....ને 'મને ય શું સંજોગોએ ઓછો ભરડ્યો છે ?' દાજી વિચારી રહ્યો.

'...ને આ દશ વર્ષમાં તો બેહાલીએ પણ મને કેટલો નીચોવ્યો છે ?' વર્ષોની કાળી મજૂરીથી નંખાઇ ગયેલા પોતાના શરીર તરફ તેણે જોયું.

'...પણ દશ વર્ષ પહેલાં તો ?' દાજીએ વળી ટેકરી તરફ જોઇ પોતાને પ્રશ્ન કર્યો.

નિશ્ચેતન ટેકરીની જગ્યાએ જાણે હિલોળા લેતું ખેતર તેને દેખાયું. લીલુડા પાકની પોષક હવાથી તંદુરસ્ત અને ભરેલા શરીરવાળો પોતે ત્યાં કામ કરતો દેખાયો. પણ ત્યાં જ ચાંદનીને ઢાંકતી કોઈ કાળી વાદળી જેવી એક કાળી વ્યક્તિ ત્યાં દેખાઇ.

'હં...એ જ સા...ચતરભજ લવાણો...' તે બોલ્યો ને તેના હોઠ બીડાયા. 'ઢોર લીધાં, ખેતર પડાવ્યાં ને છતાં ય પેટ ન ભરાતાં મારા દાદાએ ઘર પર જપ્તી...'

પણ ત્યાં જ વિચારમાં ભંગ પડ્યો.

'ચાલો હેડો...' નીચા એ તાડછા છાયેલ ઝૂંપડામાંથી નમીને નીકળતાં પાછળથી તેની સ્ત્રી રાધીએ કહ્યું.

ને તરત જ ખેતરની જગ્યાએ પેલી ટેકરી આવી ઊભી. નવા પથ્થરો પેટમાં ઓરાતાં 'હડૂહડૂ' કરી હસતો ને પછી તે 'હડ્ હડ્' કરતો ગળી જતો. પેલું પથ્થરફોડ મશીન પણ એ જ એકધારા અવાજથી ગાજી રહ્યું. એક પછી એક ટોપલી લાવતી મજૂર સ્ત્રીઓની લંગાર, ને મશીન પર ઊભી એ ટોપલીઓના પથ્થરોને પેલા મશીનના વણપૂરાતા રાક્ષસ જેવા પેટાળમાં હોમતો હાર, વગેરે દેખાઈ રહ્યા. ટેકરી પર દોરડાનો ગાળિયો કમ્મરે બાંધી પથ્થર પર હથોડા ઝીંકતા માનવીનો, જાણે સ્નાયુ સંકોરતો ઊંડેથી આવતો એ 'હે અ્ એક' કરતો અવાજ ને તેને જાણે હુંકાર દઇ હિંમત દેતી ટેકરીનો પડઘો પણ ગાજી રહ્યો.

'ચાલો હેડો હવે...' બીજી વાર કહેતાં રાધીએ પોતાના હાથમાંના નાના પથ્થર તોડવાના બે નાના હથોડામાંથી એક તેના હાથમાં આપ્યો.

યંત્રવત્ હથોડો હાથમાં લઇ દાજી જરા તેને વાંકો કરી જોઇ રહ્યો. 'દશ વર્ષ પહેલાં તો આ હાથમાં દાતરડું...' તેને વિચાર આવી ગયો. ને એક નિસાસો નાખી એ પણ પોતાની પત્ની પાછળ ઝૂંપડાઓ વચ્ચેના ગંદાં ખાબોચિયાં વટાવતો ચાલ્યો.

ને વાત પણ ખરી જ હતી. ભર્યો એ ભૂતકાળ યાદ આવે એવો જ હતો. તે પ્રદેશમાં લીલી કુંજાર જેવા ગણાતા કુનરિયા ગામની સીમના ચાર ચાર ખેતરો ને પાંચ વાડિયોની લહેરોમાં દાજી ઊછર્યો હતો. પણ જ્યારથી ગામમાં પેલો ચત્રભુજ લોહાણો

પહેલાં દોરી લોટાથી આવી પછી હરામ હાટડી માંડી બેઠો, ત્યારથી જ બીજાં ઘણાં કુટુંબો પરની જેમ આ કુટુંબ પર પણ જાણે પનોતી બેઠી. કેવાં યે કાળાં ધોળાં કરી એ લોહાણે અભણ અજાણ ખેડૂતો પાસેથી રફતે રફતે બધી જમીન પોતાને ત્યાં કરવા માંડી. ને જ્યારે પોતાનો બાપ મરતાં હાજીને માથે બધું આવી પડ્યું ત્યારે બધી જમીન પેલાને ત્યાં જ મંડાયલી હતી ને માત્ર ખેડહક જ પોતાનો રહ્યો હતો. પણ થોડા વખતમાં તે ય ગયો ને ખોરડાં યે મંડાઈ ગયાં. ને પછી થોડા દિવસમાં જ હાજીએ જાણ્યું કે પેલો ચત્રભુજ હવે ઘર પર જપ્તી લાવવાનો છે.

આમ તો હાજીની મહેનતમાં કંઈ કહેવાપણું ન હતું. પણ રાતદિવસ પાણી પાઈ ઉછેરેલા માથોડાભર શેરડીના એ આધે સુધી લંબાતા વાઢ, ચત્રભુજની કલમના એક જ ગોદે ક્યાં રવાના થઈ જતાં એ તેને ખબર ન પડતી. ને હવે તો વાત જપ્તી સુધી પહોંચી હતી.

'જપ્તી!' જાણે સાક્ષાત્ જમને જોયો હોય એવી ચીસ પાડી પડછંદ હાજી થંભી ગયો.

'તો પછી નાક?' ને વર્ષોથી બંધાયલાં પોતાના બાપદાદાના એ ખોરડાં તરફ જોઇ વિચારમાં જ ખરેખર હાજીએ નાક પર પોતાનો હાથ મૂક્યો.

. ને જાણે નાકને તે જ સ્થાને જાળવી રાખવા-આબરૂ ગુમાવવાની બીકે-હાજી પોતાની સ્ત્રી રાધી ને દસેક વર્ષના દીકરા રૂડીઆને લઇ તે જ રાતે પલાયન કરી ગયો. પકડાઈ જવાની બીકે એ કોઇ અંધારી જગ્યા જ શોધવા લાગ્યો. ને તેને અને તેની બીકને આ ટેકરીની વિશાળ ગોદે પોતામાં સમાવ્યાં. મેનેજરની મહેરબાનીથી ત્યાં એક ઝૂંપડી પણ તેણે નાખી. ને ડાભરના પીપોના પતરાંની ભીંતોને તાડછાં છાયેલ છાપરાંવાળું ઝૂંપડું હાજીના કુટુંબને હૂંફ આપતું રહ્યું.

પણ તેને તો આજ દસ દસ વર્ષનાં વહાણાં વાયાં. હાજીને પોતાનો ભૂતકાળ કોઈ દિવસ આટલો યાદ નહોતો આવ્યો જેટલો આજે આવ્યો હતો. ને તેનું પણ કારણ હતું. રૂડિયાના જન્મથી જ હાજી-રાધીને તેના વિવાહ વિષે બહુ હોંસ હતી. ને તેથી જ તો ગામના બીજા આબરૂદાર પટેલની છોકરી સાથે તેનું સગપણ પણ નાનપણમાં જ કરેલું હતું. પણ હવે એ બધું અશક્ય હતું. અહીં જ તેમના જેવા ઝૂંપડામાં વસતી છોકરી સાથે રૂડિયાને હવે તો પરણાવ્યો હતો. વિવાહવિધિ તો બહુ થયેલ પણ નહિ પણ બન્ને વરવહુને દેવીને પગે લગાડવાની માનતા રાધીએ માની હતી. એ થયા પછી જ તે જોડું ગૃહસ્થ જીવન શરૂ કરી શકે એમ હતું. માનતા પૂરી કરવાના ઇરાદે ગઇકાલે તેઓ મેનેજર પાસે અર્ધા દિવસની રજા માટે ગયાં હતાં.

'તે બધાંને એકી હારે રજા!' રજા શબ્દમાત્રથી ચીડાતો મેનેજર બોલ્યો હતો.

ઉપરાઉપરી વરદીઓથી કામ ધમધોકાર ચાલતું હતું અને તેથી જ આગળથી વિચારીને હાજીએ ફક્ત અધી દિવસની જ રજા માગી હતી. પણ અહીં તો રજા શબ્દ જ મેનેજરને અકળાવતો હતો.

'પણ તો ય મૈશાબ, અધી દિની તો તમારે આલવી જ પડશે,' હાજી તે વખતે કરગર્યો હતો.

'પણ દીકરો દેવે જાય તેમાં તમને હારાં ડોસલાં ને તે શું'! શેઠ પાસે શબ્દેશબ્દે લળી પડતા મેનેજરને મજૂરો સાથે જરા ચાવીને દાઢમાંથી બોલવાની ટેવ હતી.

...ને આખરે વરવહુને-રૂડીઆરૂખડીને જ રજા મળી ને પોતાને બન્નેને તો કામ જ રહ્યું. આજે દીકરાને ફક્ત ઢોલી ને ઢોલથી આકર્ષાઈ આવેલાં થોડાં નાનાં નાગડાં બાળકો સાથે જતો જોઈ હાજીનું ઘવાયલું મન ભૂતકાળમાં ભમતું હતું.

'કેવી યે હોંસ હતી, રાધી! આ આપણા રૂડીઆના વિવાહ કરવાની? પથ્થરોના ઢગલા પર જરા દૂર દૂર બેસી વાતો કરતાં ને નાનાં પથ્થરોને હથોડાથી વધુ નાનાં કરતાં બન્ને જણમાંથી હાજી બોલ્યો. તે હજી ભૂલ્યો ન હતો.

'પણ એ તો આપણાં જેવાં ભાયગ. તમે પણ હવે નાહક જીવ ઉકાળો કરો છો.' રાધી પણ પથ્થર ટોચતાં બોલી ને દાજીના નંખાઈ ગયેલા શરીર તરફ જોઈ વળી ઉમેર્યું, 'જુઓ તો, સાવ કેવા નંખાઈ ગયા છો ને હજી આવું આવું જૂનું યાદ કરી શરીર ઘસી રહ્યા છો. એ તો સમો બળવાન છે. નાહક આમ...'

ને આમ તો અહીં બધાના શરીર નંખાયલા જ હતા. ટેકરીના શરીર પર દોડી જઈ જેમ તે પથ્થરો ખોદતા હતા, તેમજ જાણે ગરીબી ને બેહાલી તેમના દેહ પર દોડી દોડી, જ્યાંથી હાથ લાગે ત્યાંથી, જેટલી હાથ લાગે તેટલી લાલાશ અને માટી ઉઝરડી ગઇ હતી. ને રહેઠાણનો રંગ રહેવાસીઓને પણ લાગે એ કુદરતના નિયમાનુસાર બધાના રંગ પણ પેલા પથ્થરો જેવા કાળા જ હતા. ઉનાળાનો પ્રખર તાપ પોતાનો પંજો ત્યાં જમાવવાનું ન ભૂલતો.

'સાચું છે રાધી, સમો જ બળવાન છે' દાજીએ કામ ચલાવતાં કહ્યું, 'પેલો ભૂરો ભગત ન 'તો ગાતો આપણા ગામને ચોરે, કે...મનુષ બેચારા કયા કરે, હે સમય બલવાનજી...ખરી વાત છે' ને દાજીએ હાથ આકાશ તરફ જરા ઊંચો કરી નિસાસો નાંખ્યો.

પણ તે વખતે જ તેમની વાતોમાં જરા ભંગ પડ્યો. પાસેથી પસાર થતો મેનેજર પોતાની સાથેના કોઇ જોવા આવેલા માણસને બધું બતાવતો ફરતો હતો તે આ દાજી તરફ આંગળી કરી બોલ્યો, 'અને જુઓને, આ ડાસો ડગરાને ય વળી દીકરા સાથે વરધેડામાં...' મશ્કરી કરતો મેનેજર પસાર થયો.

સાંભળીને દાજીની આંખમાં કેટલાય વખત પછી આજ પાછી રતાશ આવી. ને તે યંત્રવત્ ઊભો થયો. હાથમાં હથોડાની પકડ જાણે મજબૂત થઇ. રાધી આભી બની જોઈ રહી. કાળા પથ્થરોને ટોચવા વપરાતો એ હથોડો આજ કોઈ કાળા માથાને વધેરવા તૈયાર થયો છે તે તેનાથી છાનું ન રહ્યું. તે તરત બોલી પડી, 'આ જુઓ ને, મોટો પથ્થર મારાથી તો નથી તોડાતો. તમે જ ભાંગો એને' ને જાણે કંઇએ ન બન્યું હોય એમ બીજો પથ્થર તોડતી 'ટચ્ ટચ' કરી રહી.

દાજીએ તેની તરફ જોયું. રાધી ખરું કહેતી હતી કે માત્ર પોતાના ગુસ્સાને અવરોધવા જ બોલતી હતી તે બરાબર ન સમજાતાં દાજી થોડીવાર જોઇ રહ્યો. મેનેજર દૂર નીકળી ગયો હતો. કાળા પથ્થરો સાથે મજૂરી કરતાં જડ બની ગયેલ ખુમારીભરી રતાશ પાછી અદૃશ્ય થઈ ગઇ. નિઃશ્વાસ નાખી દાજી બેસી જઇને પાછો કામમાં લાગ્યો. થોડીવાર સુધી બેમાંથી કોઇ પણ ન બોલ્યું. સુરંગ ફૂટતાં ઊંચાઇએથી ગબડી પડતા માથોડાભરના પથ્થરોનો પડવાનો અવાજ અને પેલા બૂમ્બા મશીનનો 'હક્ હક્' અવાજ ત્યાં ગાજી રહ્યો.

બીજી થોડીવાર પછી દાજીએ કહ્યું: 'દશ વરસ વહી ગયાં, રાધી! શું હતા ને શું થઇ ગયા! પણ કુનરિયું આજ યાદ આવ્યું છે એટલું તો કદી યે નહોતું આવ્યું હો. પેલી ઓતરાદી બાજુનાં આપણાં ખોરડાં ને આથમણા શેઢાનાં ખેતરો ય આજ જાણે આંખ સામે તરે છે. આજ એકાએક આમ કેમ થતું હશે?' હાથમાં હથોડો તો ચાલુ જ હતો.

'ઇ તો ઇમ થાય મનમાં. જીંદગીનાં અમૂલાં વરસ આપણે તીયાંજ ગાળેલાંને એટલે યાદ આવે. પણ તેનું હવે શું થાય!' રાધી નીચું જોઈ કામ કરતી બોલી રહી.

ને હજી તો આ સંભારણાં ચાલે તે પહેલાં તો કાંકરી ઠાલવીને પાછા આવતા ખટારામાં ઊભેલાં સ્ત્રી પુરૂષોનો ગાવાનો અવાજ આવ્યો. મજૂરોના જીવનમાં જાણે આજ એક આનંદ બાકી હતો. કાંકરી ઠલવી પાછા આવતા ખટારામાં તે ઊભી બજારે ગીતડાં લલકારતાં આવતાં. આજે પણ એમજ ગાતા હતા. પેલી લીંટી બે જણ દોરવતા ને પાછળ બધા ઝીલતા. અવાજ આવતો હતો:

"એ વીતેલા વાયરાની વાતું
કે ક્યારે ભૂલશોજી
ક્યારે ભૂલશોજી ?"

શું ય મજા આવતી હશે તે દોરવનાર એ જ વારે ઘડીએ બોલતો હતો. દાજી હથોડો જરા થંભાવી ઝીણી નજરે ત્યાં જોઈ રહ્યો. તેની નજર જાણે કહેતી હતી: " તમને ખબર છે, જુવાનડાં, એ વાતું તો નથી સહેવાતી ને નથી ભૂલાતી. "

પણ ત્યાં તો લીટી બદલાઈ:

" એ...જીવનનાં જોતરાં તાણી... "

આ અવાજ પછી ચઢાણ આવતાં મોટરના મશીનનો અવાજ વધ્યો ને બાકીનું બરાબર ન સંભળાયું. પણ સૂરના લય પામતાં બાકી રહેલ આલાપમાં ને મશીનના ઘોઘરા ને હથોડાના તાલ મિશ્રણથી દાજીને કંઈ આવું જ ગવાતું સંભળાયું:

"...કે ક્યારે મરશોજી;
ક્યારે મરશોજી ?"

ને બીજી પળે હથોડાના ઘામાં પણ જાણે એ તાલ દઈ રહ્યો:

" એ જીવનનાં જોતરાં તાણી,
કે ક્યારે મરશોજી
કે ક્યારે મરશોજી."

પણ તેનો જવાબ દેવા કોઈ તૈયાર ન હતું. સાંજ પડતાં આજ તો જોતરાંમાંથી છૂટવાનું મળ્યું હતું. દાજી ને શાંધી ધીરી ચાલે ચાલતાં જ્યારે ઝૂંપડે પહોંચ્યાં ત્યારે રૂડીઓ ને રૂખડી આવી ગયાં હતાં.

સાંજ શાંતિના ઓળા પાથરતી હતી. ખળભળી ઊઠેલી ટેકરીની ગોદ જાણે થાકી ને ટાઢી થઈ પડી હતી. છૂટાંછવાયાં ઝૂંપડાંમાંથી આવતા કોઈક નાના બાળકના રડવાનો અવાજ સિવાય બધું શાંત હતું. ચોમાસામાં આ જગ્યાને ગંદા શીનગરનો બિરુદ અપાવતી પેલી નીક ને ખાબોચિયાંનાં પાણી સુકાઈ આછાં બન્યાં હતાં ને સંધ્યાના ઓળાથી કંઈક રાતાં લાગતાં હતાં.

છૂટાંછવાયાં ઝૂંપડાં પેઠે જ અહીંતહીં તાડનાં ઝાડ ઊભાં હતાં. રોજને રોજ વધ્યે જતાં તાડનાં ઝાડને બાજુનું એક નાનું છોડવું આમ રોજ ઊંચેને ઊંચે જવાનું કારણ પૂછતું હતું.

'અરે, તને શું ખબર પડે એમાં ? હું તો ઊંચો થઈને જોઈ રહ્યો છું કે હજી આ ટેકરી તે કેટલી બાકી છે ? રોજ રોજ આ મજૂરો તોડફોડ કરે છે. છતાં યે ખૂટતી નથી !' તાડ કંઈક ખુમારીમાં બોલ્યું ને આમ તેમ ડોલ્યું.

' અરે ! રખે એવું કરતો ! જાણતો નથી, આ ટેકરી છે એટલે તો આ બિચારાં કંઈક પામે છે. નહિ તો ?....' નાના એ છોડવાએ કહ્યું. ને વળી ઉમેર્યું: ' એ તો ભર્યાં ભંડાર વણજોયા જ રાખવા જોઈએ.'

સમજ્યા છતાં નાના ઉપદેશને તુચ્છકારતો તાડ તો પોતાની ખુમારીમાં ડોલતો જ રહ્યો.

સવારનો વધેલો રોટલો ખાઈ, પાણી પી, વાળુની તૈયારી કરતા દાજીના આંગણે ઓચિંતો જ મેનેજર દેખાયો. વળી આ બલા શું કહેવા આવી હશે, એ વિષે શંકા કરતો દાજી ઊઠી ઉભો થયો.

તેને જાણે જોયો જ ન હોય તેમ મેનેજરે બૂમ પાડી, 'એ રૂડીઆ !'

'કેમ ?' અંદરથી બહાર આવતાં રૂડીઓ બોલ્યો.

'તૈયાર થા. તારે અત્યારે જ જવાનું છે.' સીગારેટનો દમ લઈ મેનેજર બોલ્યો.

' ક્યાં ?' દાજીએ અધીરતાથી વચ્ચે જ પૂછ્યું.

તેના તરફ જોયા વિના જ મેનેજર બોલ્યો ' પેલા મહમદનો ખટારો રસ્તામાં અટકી પડ્યો છે એટલે અત્યારે જ બીજા ખટારામાં ત્યાં જઈ તારે પેલાની કાંકરી આમાં નાખવાની છે.'

'પણ તે અત્યારે ભાઈ ?' દાજી વળી બોલ્યો. 'આજ તો રૂડીઆની પહેલી રાત...'

'તે હું કંઈ ન જાણું' મેનેજરે દાજીને અધવચ્ચેથી જ અટકાવ્યો, ને રૂડીઆ તરફ ફરી વળી કહ્યું: 'જલદી આવે' ને તરત જ જવા પાછો વળ્યો.

'પણ મને બદલે આજે હું આવું તો, મેનેજર સાબ ?' દાજીએ જતા મેનેજરને કહ્યું.

'નહિ ડોસલાંના કામ નથી....રૂડીઓ જ આવે!' મેનેજર જતાં જતાં બોલ્યો.

'એક તો રાતપાળી ને વળી આટલું જોરૂ! કાપરો...' દાજીએ બહુજ ધીમે અવાજે પેટની દાઝ કાઢી પણ મેનેજરથી તે સંભળાયા વગર ન રહી. ગુસ્સાથી પગલાં ભરતો તે પાછો આવ્યો,

'કેમ દાજી ! ભૂલી ગયો છો પહેલાં અહીં નિરાધાર થઇ આવ્યો હતો તે ? ઝૂંપડું બાંધવા આપ્યું તે તો જાણે ભૂલી જ ગયો. ઉપકારનો આ બદલો આપે છે ? ગરીબ ગોજારાં પર દયાજ ન...' ઊભરો ઠાલવતો મેનેજર તાડૂક્યો, ને આંખથી જ રૂડીઆને ઇસારો કરતો ચાલ્યો ગયો.

'હા બાપુ, રાત્રે વળી તમારી નજર પણ બહુ નથી પડતી. મને જ જવા દો...' કહેતો રૂડીઓ પણ મેનેજરને પગલે પગલું દબાવતો ચાલતો થયો.

મેનેજરની આ નવી નિર્દયતાનું કારણ રૂખડી સિવાય બીજું કોઇ પણ નહોતું જાણતું. મેનેજરની માગણી તેણે એકવાર પાછી ઠેલી હતી ને આજ તેની પહેલી રાત હતી. આવો બદલો તો અત્યારે જ લેવાય ને ! ને પોતા તરફ મેનેજરની ફરેલ આંખનું રહસ્ય રૂખડી સમજી ગઈ.

'રાધી,' થોડીવાર રહીને દાજી બોલ્યો, 'રાધી તને નથી લાગતું કે પેલો કુનરિયાવાળો દાજી તો હવે પરવારી ચૂક્યો છે ? ખેતરડાં સામે પણ આંગળી ચીંધનારની આંગળી કાપી નાખનાર દાજી પટેલ આજ દીકરાને માટે પણ આટલો ચૂપ !' ને પોતાની બેહાલી પર જ જાણે દાજી લાચારી ભર્યું હસી રહ્યો.

'એવું બોલો તો મારા સમ છે' રાધી બોલી. "એ તો સમો બળવાન છે, ને પ્રભુએ ધાર્યું હોય ઇમ થાય."

દાજી ઝીણી આંખ કરી કંઇક જુદાજ વિચારમાં માથું ધીરે ધીરે હલાવતો હતો. ઝૂંપડાં ને ઘરે ડીમાં બાળકને સુવાડવા કંઇક ગાતી મજૂર સ્ત્રીનું ગીત ગમે તે હોય પણ તેમાં દાજીને તો પેલા જ ભણકારા વાગતા હતા;

'જીવનનાં જોતરાં તાણી...
કે ક્યારે...'

## કોણ બોલાવે ?

રે મને કોણ બોલાવે ?
નદીને રેતાળ આરે
દૂર પેલા ડુંગરની ધારે
વારે વારે હૈયું મને કેમ દોડાવે ?
રે મને કોણ બોલાવે ?
ચાંદની ભરી પૂનમ રાતે
દીલ છૂપાઇ કોણ આ તે
વાતે વાતે હયડે મારે સૂર જગાવે ?
રે મને કોણ બોલાવે ?
અંતર મારે એકલું લાગે
રોમે રોમે શૂળ વાગે
રોજ ઊઠી ઓ ! મનડાં તું તે શું રે માગે?
રે મને કોણ બોલાવે ?

લલિત ગિ.

# બા રૈ યા કો મ



લેખક
ડૉ.જગન્નાથ
વોરા

આ કોમ ખાસ કરીને ગુજરાતમાં ભરૂચ, ખેડા તથા અમદાવાદ જીલ્લામાં તથા વડોદરા પ્રાંતમાં પથરાએલી છે. મૂળે અને સ્વભાવે તે એક અત્યંત બહાદુર કોમ છે અને તેણે ભાથી ખત્રી જેવા અનેક નરરત્નો દેશને આપ્યા છે કે જેણે પરહિત માટે પોતાના પ્રાણો સોંઘા કર્યા છે, એકલે હાથે હજારોની સામે ઝઝૂમી ચમત્કાર લાગે તેવા બહાદુરીનાં કાર્યો કર્યા છે, અંગ્રેજ સરકાર જેવી સરકાર સામે બહારવટાં ખેડ્યાં છે. તેમની વસ્તી બારૈયા, પાટણવાડીયા અને ઠાકરડા-ત્રણે લગભગ મળતી આવતી કોમો મળીને-આશરે ૨૭ લાખની છે.

આ કોમનું મૂળ શોધવું ઘણું કઠણ છે. તેમનામાં એક ગીત ગવાય છે:

પાણીયારીએ જાંબુડી વાવેલી,
　　અને ચરોતરની ઘંટીઓ નથી ગમતી;
અને મારવાડની ઘંટીએ રટ લાગી,
　　જાણે દળી લઉં કે ભરડી લઉં એમ થાય છે-પાણીયારીએ,
અને ચરોતરની સાડીઓ નથી ગમતી,
　　અને મારવાડની સાડીએ રટ લાગી;
જાણે ઓઢી લઉં કે પહેરી લઉં એમ થાય છે-પાણીયારીએ.

કદાચ આ લોકો મારવાડ તરફથી આવ્યા હશે ?

તેઓ પોતાની જાતને ક્ષત્રિયો કહેવડાવે છે અને તેમાં ખૂબ જ ગૌરવ લે છે. આ વાત બીલકુલ ખરી લાગે છે-જો કે સરકારને ચોપડે તેઓ કોળી કહેવાતી કોમમાંથી ઊતરી આવેલા છે તેમ લખાયેલું છે અને બારોટો અને વહીવંચાઓને ચોપડે પણ કંઈક તેવું જ લખાયેલું છે. (જો કે વહીવંચાઓ તેમને ફૂલાવવા અને પૈસા પડાવવા આ વાત તેમનાથી છૂપી રાખે છે). છતાં આની સામે તેમનો ઘણો રોષ છે અને તેઓ કહે છે કે, આ ચોપડાઓમાં તો કહેવાતા ઉપલા વર્ગે કેવળ ઈર્ષાથી અને તેમને પાછા પાડવા આવી રીતે લખાવ્યું છે.

હાલ તે કોમનો મોટો ભાગ ખેતીનો ધંધો કરે છે અને લગભગ ગામડું થઈ ગયો છે. છતાં તેમની ખેતી પરથી એમ લાગે છે કે મૂળે તેઓ ખેડૂત નથી પણ બીજું કંઈ કામ ન મળવાને કારણે તેમણે ખેતીનો ધંધો સ્વીકાર્યો છે. કારણ કે તેમની ખેતી ઘણાં ઊતરતા પ્રકારની છે. તેઓને સાધારણ રીતે વરસાદની જવાબદારીનું બહુ ભાન રહેતું નથી અને ખરા પાટીદાર ખેડૂતો ખેતીમાં જેટલી મહેનત કરે છે તેટલી તેઓ કરતા નથી અને સ્વભાવથી કરી પણ શકતા નથી. દરબારી દમામથી હુક્કા લઇ કલાકો સુધી બેસવું, કસુંબા પાણી કરવા, નાતજાત અને વેવાઈવેલામાં પોતાનો માનમરતબો ખૂબ જાળવવો, રખોપું કરવું, પગીપણું કરવું વગેરે ક્ષત્રિય સ્વભાવને યોગ્ય કામો તેમને વધારે માફક આવે છે તેમ લાગે છે. વળી તેમનો સ્વભાવ પ્રમાણમાં ઘણો ચંચળ અને તેજ છે, અને તીક્ષ્ણ હથિયારો, ધારીયા, ભાલા, બાણ વગેરે તેઓ રાખે છે અને જરૂર પડે તો ઉપયોગ કરતા તેઓ અચકાતા નથી. તે પણ તેમનામાં-ખેડૂતનું નહિ પણ ક્ષત્રિય લોહી ઊકળે છે તેની સાક્ષી પૂરે છે.

તેમના લગ્નસંબંધો મહીકાંઠાનાં રજપૂત–ગરાસીયાઓ સાથે છે તે પણ તે જ વસ્તુ બતાવે છે.

આ રીતે તેઓ ક્ષાત્રય લોહી ધરાવતા હોવા છતાં તેઓ ક્ષિત્રયોથી–રજપૂતોથી–ઘણી રીતે જુદા પડે છે તેમ ઘણીવાર જણાય છે.

(૧) તેઓનાં આરાધ્ય દેવ રજપૂતોની માફક સીધી રીતે મહાદેવ શંકર ભગવાન નથી પણ હજુ ભૂત, પ્રેત, માતા, બળિયા કાકા, મહારાજ વગેરેમાં ખૂબ માને છે અને જ્યારે તેઓ માનતાઓ માને છે ત્યારે છેક નાનાં છોકરાંઓ રમે તેવી ગાડી જેવી રથની રથયાત્રા ૫૦–૧૦૦ માઈલ દૂરથી પાવાગઢ સુધીની કાઢે છે.

તેઓ આદીવાસીઓની માફક પોતાના ફળીયાનાં રક્ષણ માટે માતા તથા મહારાજને રાજી રાખવા નાળીએર અને માટીની કુરડીઓનાં તોરણો બાંધે છે.

તેમના દેવ આદીવાસીઓનાં ભૂતોની માફક પ્રત્યેક મનુષ્યનાં જીવનમાં સીધી રીતે રસ લેનારા છે અને નાળીએર, દારૂ વગેરેથી સંતોષી શકાય છે એમ તેઓ માને છે.

સ્વામીનારાયણ, દાદુ પંથ, કબીર પંથ–વગેરે તો છેક હમણા હમણા તેમનામાં પ્રવેશ્યા છે.

(૨) દક્ષિણ–પશ્ચિમ દિશા તરફ જ તેઓ દીકરીઓ પરણાવી શકે છે અને ઉત્તર પૂર્વ તરફથી જ દીકરીઓ તેઓ લે છે. આ તેમનો રિવાજ અનેક આદીવાસીઓનાં વહેમભરેલા રિવાજો જેવો રિવાજ છે.

છેક મહીકાંઠાનાં (દક્ષિણ–પશ્ચિમ) તેમની જ્ઞાતિનાં લોકો પોતાને ગરાસીયા–રજપૂત કહેવરાવે છે અને પૂર્વ તરફની પોતાની જ્ઞાતિથી પોતાને ઉચ્ચ માને છે. પોતે તેમની દીકરીઓ લે છે પણ આપતા નથી માટે પણ પોતાને ઉચ્ચ માને છે. ભૂતકાળમાં ગમે તેમ હોય પણ હાલ તો ઉત્તર-પૂર્વનાં બારૈયાઓ વેપાર ઉદ્યોગની સંસ્કૃતિના નિકટ સહવાસમાં હોઈ વધારે બુદ્ધિમાન જણાય છે, જ્યારે કાંઠાની આ કોમ વધારે ભોટ જણાય છે.

(૩) જો કે લગ્ન વખતે અને રથયાત્રા વખતે તેઓ ઘણા કોમળ સ્વરવાળાં ગીતો ગાય છે છતાં તેમનાં કેટલાંએક ગીતો આદીવાસીઓનાં ગીતોની માફક ઘણાં જાડાં અને મોટે સાદે ગવાય છે. દા.ત.

છક છક ભમરા રઢીયાળા
કે ભમરા કેસરીયા તારાં મામા
જઈ બેઠ નડીયાદનાં વડ હેઠે
નડીયાદનાં રાય રાણીએ પૂછ્યા રે
કે ભમરા કેસરીયા તારા મામા રે
અમે આવ્યા નડીયાદની સાડીઓ ઓઢવા
ઘેર છે બેની ખાના પીવા રે...વગેરે.

છક છક ભમરા રઢીયાળા
જઈ બેઠ સુરજનાં વડ હેઠે
સુરજનાં રાય રાણી પૂછ્યા રે...કે ભમરા૦
લીલા સુતરમાં લલ તાણ્યા વીરા
અણબોલા કેમ લીધા રે
માડી બોલાવે બોલો મારા વીરા
અણબોલા કેમ લીધા રે
બાપુ બોલાવે.

ઓ બળીયા દેવ હઠો છો કે ભગો છો
ઓ બળીયા દેવ કાળો કળયુગ આવે છે
ઓ બળીયા દેવ ધોળા ધજાઓ ગાજે છે.
ઓ બળીયા દેવ કળિયુગ પાછો વાળો ને.

હાથોમાં ચોખાની મૂઠી, ચાલો મારી સહિયરો
બળીયા દેવનાં મઠમાં જઈએ
એક વચન આલો, મારી માના ઘેર જઈએ.

ઓ મારા બળીયા દેવને ચારણે વેણું વાગે છે.
મારા આંધળા કકળતા આવ્યા રે–વેણ વાગે છે
મારાં આંધળાને આંખો આલોરે–વેણ વાગે છે.
મારા વેરાઈ માને ચારણે વેણ વાગે છે,
મારા લુલીયા કળતા આવ્યા રે વેણ વાગે રે.

... ... ...

મારા ઠુંઠા કાળીતા આવ્યા રે વેણ વાગે છે

... ... ...

મારા વાંઝીયા કકળતા આવ્યા રે વેણ વાગે છે
મારા વાંઝીયાને પારણાં બંધાવો રે વેણ વાગે છે.

વળી ગરબી વખતે જો કે તેઓ આદીવાસીઓની માફક સ્ત્રી અને પુરુષ સાથે મળી નાચતા ગાતા નથી; છતાં ગાવાનો તેમનો રિવાજ હાલના

કહેવાતા ઉચ્ચ વર્ણના રિવાજથી જુદો પડે જ છે. તેમનામાં પુરુષો ફળીઆ કે ભાગોળના વચલા ભાગમાં ગરબી–માંડવી–ની આસપાસ કુંડાળામાં ગરબા ગાય છે જ્યારે સ્ત્રીઓ પુરુષનાં કુંડાળાની બંને બાજુ બે કુંડાળામાં ગરબા ગાય છે.

ઉત્સવે સ્ત્રીઓને જર્મા ઓઢણુનો શણગાર બહુ પ્રિય છે તો પુરુષો આદીવાસીઓના રાસડાની માફક હાથમાં હાથ ભરાવી આગળ ધસે છે અને પાછળ ખસે છે અને વચ્ચે વચ્ચે આદીવાસીઓનાં રિવાજ માફક કિલરીઓ કરે છે.

ઉત્સવે એક બીજાને આવકાર આપવાની રીત પણ આદીવાસીઓ જેવી છે. ઉંક કોણીથી આંગળીઓ સુધીનો હાથ ઊભા થઇ મિલાવે છે અને મોટો ભાગ આસપાસ બીજા અનેક માણસો બેઠા હોય તો પણ તેમને અવગણીને પોતાની જ્ઞાતિનાં માણસોની સાથે હાથ મિલાવવા દોડે છે.

નીતિનાં બંધનો:

કહેવાતા ઉચ્ચ વર્ણનાં હિંદુઓ માફક સ્ત્રીઓ ઘરમાં બેસી રહેતી નથી પણ એકએક ખેતીનાં કામમાં પુરુષોને મદદ કરે છે એટલું જ નહિ પણ કોઇ કોઇવાર સ્વતંત્ર રીતે પણ બીજાનાં ખેતરમાં મજૂરીએ જાય છે.

લગ્નો ઘણી નાની ઉંમરે ૨ થી ૧૨ વરસ સુધીમાં કરી નાખવામાં આવે છે. કહેવાય છે કે આશરે ૫૦ લગ્નો પુખ્ત વય થતાં પહેલાં જ ફોક થઇ જાય છે.

એક બાજુથી એક સ્ત્રી સાથે ન બનતાં બીજી સ્ત્રીને તરત જ લાવી શકાય છે તો બીજી બાજુથી પરણેલી સ્ત્રી બીજે ઘેર જવાના દાખલાઓ વારંવાર બને છે અને કોર્ટે કેસો જાય છે.

વિધવા વિવાહ બીલકુલ સાધારણ છે. રોજનો બનાવ છે.

છૂટાછેડાનો રિવાજ સારી રીતે પ્રચલિત છે અને ખાસ તકલીફ વગર છૂટાછેડા થઇ શકે છે.

જાતીય ભ્રષ્ટતા કહેવાતા ઉપલા વર્ગોમાં છે તેટલી ભયંકર અહીં જોવામાં આવતી નથી.

ચોરી કરવી તે તેમના સ્વભાવમાં જણાતું નથી. ઘર આગળ ઘાસ કે અનાજ ન હોય અને પારકા ખેતરમાં ઘાસ કે અનાજ ખુલ્લાં પડયાં હોય તો તેઓ કોઇ કોઈ વાર ઉઠાવે છે. પણ તે કંઇ ચોર-સ્વભાવ ન કહેવાય. તેવી ચોરી તો બીજી જ્ઞાતિનાં માણસો પણ કરે જ છે. એમના સહવાસમાં આવનારને લાગ્યા વગર રહેતું નથી કે સરકારે તેમને વિના કારણ, ફક્ત તેમના ખમીરને દબાવવા, ઉપલા વર્ગની લાગવગને વશ થઇ ગુન્હેગાર જાતિમાં ગણ્યા છે. રવિશંકર મહારાજ, ઈશ્વર પેટલીકર વગેરે અનેક કાર્યકરોનો તેવો જ અનુભવ છે અને તેમણે તો તેમનામાંના કોઇ કોઇનો સ્વભાવ ગુન્હેગાર કેમ બન્યો અને તેમનામાં કેવી માણસાઇ રહેલી છે તેને વર્ણવતી અને અમર કરતી સુંદર કૃતિઓ લખેલી છે.

ઉપરનાં બા,યાકોમનાં રીતરિવાજો પરથી શું આપણે એમ અનુમાન કરી શકીએ કે કદાચ બારૈયા કોમ ક્ષત્રિય કોમ અને આદીવાસી કોમનું મિશ્રણ છે? એક બાજુથી તેનામાં ક્ષત્રિય લોહી ઊકળે છે તો બીજી બાજુથી આદીવાસીઓનાં કુદરતમય જીવનની સરળતા તેમનામાં છે.

અંગ્રેજ સરકાર આવ્યા પહેલાં તેઓ એક લડાયક કોમ હતી. એટલે તેઓ ગામડાંઓ જીતી લઇ મહેસુલો ઉઘરાવી ખાતા. અંગ્રેજ સરકારનાં અમલમાં આ બહાદુર કોમને કોઈપણ કામકાજ રહ્યું નહીં. કારણ કે સરકારે તેમને ગરાસો બાંધી આપ્યા. પછી જેમ જેમ તેમની વસ્તી વધતી ગઇ તેમ તેમ તેમને જાતે ખેતી કર્યા વગર છૂટકો ન રહ્યો. પણ ખેતીમાં સ્વભાવે જ પ્રવીણતા ન હોવાને કારણે અને પહેલાની રાજાશાહી ઉડાઉ ઉદારતાને કારણે તેઓ ખેતીમાં ફાવી શક્યા નહિ. બીજી બાજુથી તેમનામાં કેળવણી અને વૈશ્ય વૃત્તિનો પણ અભાવ હતો. પરિણામે, ધીરેધીરે તેઓ પાટીદાર, વાણીયા, ઠક્કર વગેરે વૈશ્ય કોમનાં હાથમાં પોતાની જમીન ગુમાવતા ગયા, અને આજે લગભગ જમીન વગરનાં છેક ખેતમજૂરીઆ જેવા થઈ ગયા છે.

આ કોમ, જો તેમનો સાચો વિકાસ સાધવામાં

આવે તો ખાસ કરીને સમાજવાદની દૃષ્ટિએ ખૂબ જ ઉપયોગી કોમ છે, કારણ કે તેમનામાં ક્ષત્રિયોની વીરતા અને ઉદારતા છે અને આદીવાસીઓનાં રીત-રિવાજોની ઋજુતા છે-કહેવાતા ઉચ્ચ વર્ગનાં રીત-રિવાજોનું વેવલાપણું, મૂર્ખતા, અને ખોટી સુગો નથી. અંગ્રેજોને તો દેશની માનવશક્તિની કશી પડી ન હતી. તેમને ફક્ત પૈસા અને સત્તા જ જોઈતી હતી એટલે તેમના અમલ દરમ્યાન દેશની લાખો અને કરોડોની માનવશક્તિ બીલકુલ વેડફાઈ ગઈ છે, નિઃસત્ત્વ બની બીલકુલ સુકાતી ચાલી છે. આપણે ઈચ્છીએ કે આપણી સરકાર આ સવાલ જલદી હાથ ધરે અને સુકાઈ જતા માનવમોલને સજીવન કરે.

તેમની ઉન્નતિના ઉપાય સૂચવી આ લેખ પૂરો કરીએ.

ભૂતકાળમાં આવી લડાયક પણ મહેસુલની લૂંટ ચલાવનાર કોમ ખેતી જેવા સ્થિર ધંધા પર બેસી જાય તે ખરેખર દેશને માટે એક સદ્‌ભાગ્ય સમજવું જોઈએ: જો કે ભૂતકાળમાં તેમને ખેતી આવડી નથી અને એટલે તેઓ પોતાની ઘણી જમીન ખોઈ બેઠા છે. પણ હવે આ લાંબા વરસોના અનુભવને કારણે અને બીજા ખેડુતો પાસેથી પાઠ શીખી શીખીને હવે તેઓ પણ સાચા ખેડૂત બનતા જાય છે-થયા છે. હવે તેમની જુવાન પેઢીમાં તો એક જ અવાજ નીકળે છે કે અમે તો કોઈ સારામાં સારા ખેડૂતને આંટી દઈએ તેવી ખેતી કરી શકીએ તેમ છીએ-જે કાંઈ મૂર્ખાઈઓ અને અનઆવડત હતી તે તેમના ઘરડીઆઓમાં હતી. બાકી હવે જો કંઈ ખેતી બગડતી હોય તો અમારી આળસ કે અન-આવડતથી નહિ-સાધનનાં અભાવે કોઈ કોઈ વાર બગડી જાય છે. પૂરતું ખાતર નાખવાના પૈસા ન હોય, વરાપ વખતે બળદ ન મળે વગેરે વગેરે.

તો જ્યારે ખરે જ હવે તેઓ સચા ખેડૂત બન્યા જ છે અને ખેતી સિવાય બીજો ધંધો તેઓ હમણાંનાં થોડાં વરસોમાં તો કરી શકે તેમ નથી જ ત્યારે તેમને ખેતીમાં જ આગળ વધારવા તે જ તેમની સાચી ઉન્નતિ છે. તેમને પૂરતાં ખેતીનાં સાધનો પૂરાં પાડો, તેમના બાપદાદાની મૂર્ખાઈએ અને શાહુકાર જમીનદારની હરામખોરીએ જે તેમની કાળી મજૂરીની ચૂસ અને ચોરી ચાલી રહી છે તે અટકાવો, અને તેમને કેળવણી આપી તેમની મૂર્ખાઈભરેલી કુટેવો અને કુરિવાજો દૂર કરાવો. આ જ તેમની ઉન્નતિનો હાલતુરત માટે સાચો ઉપાય છે.

આજે તો ખરૂં કહીએ તો સરકાર અને સમાજ આ કોમ પ્રત્યે ઓરમાયું વર્તન રાખી રહેલ અને પરિણામે તે આખીયે કોમ મુસ્લીમો, હરિજનો વગેરે માફક દેશ પ્રત્યે તેમજ સમાજ પ્રત્યે બીલકુલ બેપરવાહ બની ગઈ છે. તેમને કદી લાગતું જ નથી કે દેશ અમારો છે. તેમને મન તો હિંદમાં મુસ્લીમો આવે કે અંગ્રેજો આવે, જર્મનો આવે કે જાપાનીઓ આવે-બધું સરખું જ છે એમ થઈ ગયું છે. અને એટલે ૧૯૩૦ ની ૧૯૪૨ ની આપણી લડતોમાં તેમણે રાષ્ટ્રદ્રોહનાં પણ કામ કરેલાં છે. તેમને ફક્ત આટલી જ ખબર છે કે જીવનમાં એક ભેંશ અને એક ખેતર-આ સિવાય બીજું કશું જ નથી. જો ભેંશ અને ખેતર પાછળ કાળી મજૂરી કરશે તો તેને કંઈક મળશે-તે પણ કંઈક જ-કારણ કે તેમાંનો પણ મોટો ભાગ બીજાઓ લઈ જવાના હોય છે. બાકી આ સિવાય બીજું દેશમાં કંઈ તેમનું છે તેવું તેમને લાગતું જ નથી.

એટલે આ લોકોને જો એમ જણાવવું હોય કે સમસ્ત દેશમાં તમારો પણ હક્ક છે જ અને દેશનાં એકેએક સવાલોમાં તેમણે પણ રસ લેવો જોઈએ તો સરકારે અને સમાજે તેમની સ્થિતિ સુધારવી જોઈશે જ. તેમની જરૂરીઆતો બહારથી પૂરી પાડવી જ પડશે, કે જેથી તેમને લાગે કે બહાર પણ તેમનું કાંઈક છે..........જો આ બધું સમજપૂર્વક અને યોજનાપૂર્વક કરવામાં આવશે તો દેશનું એક અત્યંત કીમતી ધન, રાખથી ઢંકાયેલો અગ્નિ જેમ રાખ ખંખેરાઈ જતાં તેજસ્વી બને તેમ તેજસ્વી બની બહાર પડી દેશને બહુ જ ઉપયોગી થઈ પડશે.

★ ★ ★ ★ મુસ્લિમ સુધારાના શાયર ★ ★ ★ ★

# મૌલાના હાલી

★ ★ ★ લેખક : કૃષ્ણવદન જેટલી ★ ★ ★

ઉર્દૂ કવિતાની પ્રગતિમાં મહાન કવિ હાલીનો અત્યંત અગત્યનો ફાળો છે. દિલ્હીની બાદશાહતના પતન સાથે રાજ્યાશ્રય પામેલી કવિતા પણ નિરાધાર દશા ભોગવી રહી. રાજ્યાશ્રયને પરિણામે એ કવિતા શૃંગારની ચેષ્ટાઓથી આગળ ન વધી રૂંધાઇ રહી હતી. અંગ્રેજી રાજ્યની અસર તળે શરૂ થયેલ પાશ્ચાત્યદબના સાહિત્ય-શિક્ષણે કવિતાને અને સાહિત્યને પણ નવો માર્ગ ચીંધ્યો. કેટલાક પ્રાચીનતાને ધિક્કારવા લાગ્યા અને કેટલાક તેને જ વળગી રહ્યા. હાલીએ કવિતાના જૂના સ્વરૂપને સ્વીકારી તેમાં નવીન વસ્તુ રેડી. તેણે પ્રકૃતિ વર્ણનો, દેશદાઝ, જનગણના સામાન્ય અનુભવોને કાવ્યોમાં વ્યક્ત કરી કવિતાને વધુ લોકપ્રિય બનાવી અને તેથી જ તે પ્રગતિશીલ મહાન કવિના સ્થાનને યોગ્ય છે. આ કવિની મહત્તાનાં કારણો આપણને તેનાં કાવ્યોમાંથી જ અને કાવ્યોની–ચર્ચામાંથી જ જડી આવશે. હાલીએ કાવ્ય ઉપરાંત ગદ્યમાં પણ સારો ફાળો આપ્યો છે.

તેનાં કાવ્યોમાં એ 'મુસદ્દસ'–નામની રચનાઓ ખૂબ જાણીતી અને લોકપ્રિય છે. એક 'મદ્દો-જઝર ઇસ્લામ' અર્થાત 'ઇસ્લામનો ઉદય અને અસ્ત' નામની 'મુસદ્દસ' મુસલમાનોમાં 'કુરાને શરીફ'થી બીજે નંબરે ગણાય છે. બીજી મુસદ્દસ 'નંગે ખિદમત' સેવાધર્મ-નો પાઠ તેની નિંદા કરી પઢાવે છે! દરેક ભણેલો મુસલમાન હાલીની મુસદ્દસો માટે ગર્વ ધરાવે છે અને તેને ગર્વ ધરવા યોગ્ય એ કાવ્યો છે. પણ હાલીને આથી મુસલમાની ધર્મનો સંકુચિત વૃત્તિનો ધાર્મિક કવિ માનવાની ભૂલ કરવાની નથી. તેનો ઉદાર વતનપ્રેમ તો કહે છેઃ

ઊઠો ખેફિક ક્યા
હો હમ વતનો!
ઉઠો અહલે વતન
કે દોસ્ત બનો.
મર્દ હો તો કિસી
કે કામ આઓ,
વર્ના ખાઓ પિઓ
ચલે જાઓ.

× × ×

જાગનેવાલોં ગાફિલોં
કો જગાઓ;

★ ★

અંગ્રેજ શાહીવાદના ઉધાડમાં, હિંદી સામંતવાદનો કાદવ ખુંદી બહાર નીકળતા કુમળા મૂડીવાદનું, મૌ. હાલી એ એક ખુશબોદાર ફૂલ છે. અંગ્રેજ મૂડીવાદના ભરપી વિમાસનો માર્ગ મોકળો કરી આપતી સામાજીક ઉદારતાએ તેમને આકર્ષ્યા-ખેંચી નાખ્યા. સ્વદેશી સામંતવાદની બદીઓ તરફ તેમનામાં વખાણવા લાયક નફરત જાગી પણ સાથે સાથે અંગ્રેજી મૂડીવાદની મુસ્લિમ-વિરોધી હિંદી નીતિ તેઓ પારખી ન શક્યા. એ જમાનાની આ કમનસીબ મર્યાદા–અનિવાર્ય વિસંવાદ તેના ધબકારે ઊઠતા મેં હાલીની શાયરીમાં આવે તે સ્વાભાવિક છે. સામાજીક અને ધાર્મિક દષ્ટિમાં પ્રગતિના મશાલચી બનેલા હાલી-રાજકીય ક્ષેત્રમાં બ્રિટીશ તારીફ પ્રત્યાઘાતી હતા.

આ લેખમાં હાલીની માત્ર પ્રગતિશીલ બાજુ પર જ ભાર મૂકીને, લેખક આપણને એ વારસાની ઝાંખી કરાવે છે. કે જે જનતાને હાવે સમજની ચાલણીમાંથી ચલાવીને જતન કરવા લાયક પુરવાર થયું છે.–તંત્રી

★ ★

મુઝસે પૂછેગા કિ તૂ ક્યા લાયા, મૈં કહૂંગા કિ હાલી સે મુસદ્દસ લિખવા લાયા હૂં ઔર કુછ નહીં. ખુદા આપકો જજાયે ખૈર દે ઔર કૌમ કો ઇસસે ફાયદા પૈંહ્ચે."

કવિ અને કવિતા વિશે પોતાના વિચારો હાલીએ 'દિવાને હાલી'ની પ્રસ્તાવનામાં દર્શાવ્યા છે. તે કવિત્વને ઇશ્વરદત્ત શકિત માને છે. કવિએ આ સ્વતંત્ર શકિતના સદુપયોગ માટે રાજાઓ અને જમીનદારોને અધીન નહીં રહેવું જોઇએ. સમયના પરિવર્તન સાથે કવિતાલેખનના ક્રમમાં પણ પરિવર્તન થાય છે. મૌલાના હાલી સાચું જ કહે છે: 'કાયદા હૈ કિ જિસ કદર સોસાઇટી કે ખયાલાત ઉસકી રાએં, ઉસકી આદતેં, ઉસકી રગબતેં, ઉસકા મેલાન ઔર મજાક બદલતા હૈ ઉસી કદર શૈર-(કવિતા)કી હાલત બદલતી રહતી હૈ ઔર યહ તબદીલી બિલકુલ બેમાલુમ હોતી હૈ. ક્યોંકિ સોસાયટી કી હાલતકો દેખકર શાઇર કસ્દન અપના રંગ નહીં બદલતા બલ્કિ સોસાયટી કે સાથ સાથ વહ ખુદ બખુદ બદલતા જાતા હૈ'. કવિતા માટે પ્રતિભા એટલી જરૂરી છે જેટલું પ્રકાશ માટે દીપકમાં તેલ જરૂરી છે. પ્રતિભા ઇશ્વરદત્ત છે એટલે પેદા કરી શકાતી નથી, પણ વધારી શકાય છે. જે કવિનું પ્રકૃતિ તેમજ માનવજીવનનું અવલોકન જેટલું ઊંડું તેટલી તેની કવિતા ઊંચા પ્રકારની. હાલીની કવિતા ચમત્કારપૂર્ણ હોવા છતાં અસ્વાભાવિક નથી. તેમણે બાલવિધવાના દુઃખભર્યાં જીવનને 'મુનાજાતે બેવા' નામના કાવ્યમાં આલેખ્યું છે. આ કાવ્યનો અનુવાદ દસેક ભાષાઓમાં થયો છે અને સંસ્કૃતમાં જ્વાલાપુર મહાવિદ્યાલયના ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી પંડિત ભીમસેન શર્માએ તેનો 'વિધવાભિવિનયઃ' નામે સુંદર અનુવાદ કર્યો છે. આ કાવ્યમાં વિધવા પ્રભુપ્રાર્થના કરી પ્રભુને પોતા તરફ થયેલ અન્યાયની વાત કહે છે તે દર્દભરી છે.

હાલીની બીજી કૃતિઓનાં ભાષાંતરો તેના જીવનકાલ દરમ્યાન થયાં હતાં. તેમની રુબાઇઓનો તો અંગ્રેજીમાં પણ અનુવાદ થઇ ચૂક્યો હતો. તેમની આ મુક્તકોસમી રુબાઇઓ ખૂબ ચોટદાર છે. તેમાંની એકમાં તે મનુષ્યના જીવનકાર્ય માટે કહે છે:

"હૈ જાન કે સાથ કામ ઇન્સાં કે લિએ,
બનતી નહીં જિન્દગી મેં બેકામ કિયે.
જીતે હો તો કુછ કીજિએ જિન્દોકી તરહ,
મુર્દો કી તરહ જિએ તો ખાક જિયે.

"જ્યાં સુધી મનુષ્યમાં જાન છે ત્યાંસુધી તેને માટે કામ છે. જીવન કાર્યહીન ન હોઇ શકે. જો તમે જીવો છો તો જીવતાંની માફક કાર્ય કરો. મડદા જેમ જીવવાનું ધૂળ જેવું છે." કાયદાની નિરર્થકતા વિશે તેણે એક રુબાઇમાં કહ્યું છે:

"કાનૂન હૈં બેશતર યકીનન બેકાર
હાશા કિ હો ઉનપૈ નજ્મે-આલમકા મદાર
જો નેક હૈં ઉનકો નહીં હાજત ઇનકી,
ઔર બદ નહીં બનતે નેક ઇનસે જિન્હાર.

"જે કાયદાઓ પ્રચલિત છે તે તમામ નકામા છે. જે ભલા આદમી છે તેને એવા કાયદાઓની જરૂર નથી અને જે દુષ્ટ છે તે કાયદાની મદદથી ભલા નથી થતાં."

૧૯૦૪ માં હાલીને સરકારે તેમની કદરદાની રૂપે શમ્સ-ઉલ-ઉલમા અર્થાત્ મહામહોપાધ્યાયની ઉપાધિનું સન્માન આપ્યું. તે હિન્દુ અને મુસલમાન તરફ સરખી નજરે જોતા અને પક્ષપાત ન કરતા. એક વખત પંડિત પદ્મસિંહજી શર્માએ 'સતસઈસંહાર' નામનો લેખ [illegible]

અને તેમાં તેમણે બિહારીના કેટલાક દોહાને ઉર્દૂની શેરો સાથે સરખાવી વધારે સારા કહ્યા. આ વાત 'રામ' નામના કોઈ મહાશયને ખટકી અને તેની વિરુદ્ધ એક લેખ તેમણે માસિકના તંત્રી પર મોકલ્યો. પંડિત પદ્મસિંહ શર્માએ કવિશ્રી હાલી પર નિર્ણયનું કામ છોડયું અને હાલીનો અભિપ્રાય પંડિત શર્માના પક્ષનો થયો. તેમણે ઉર્દૂ કવિઓના પણ દોષ બતાવ્યા છે.

હાલીએ પદ્ય ઉપરાંત ઉર્દૂ ગદ્યમાં પણ સારો ફાળો આપ્યો છે. ૧૮૬૮ માં તેમણે 'તિરિયા કે મસમૂમ' અથવા 'ઝેરનો ઉપાય' નામે પુસ્તક લખ્યું અને તેમાં તેમણે પાનીપતના એક ખ્રિસ્તી બનેલા મુસલમાને ઇસ્લામ ધર્મ પર કરેલા આક્ષેપોનો જવાબ આપ્યો. તેમણે ફારસીમાંથી મૂળ અરબી ભાષામાં લખાયેલ ભૂગર્ભશાસ્ત્રનો અનુવાદ કર્યો. 'મજલિસુન્નિસા' નામે બે ભાગમાં સ્ત્રી ઉપયોગી પુસ્તક લખ્યું (૧૮૭૪) અને તેના પર ખુશ થઈ લોર્ડ નોર્થબ્રુકે ચારસો રૂપિયાનું ઇનામ આપ્યું. 'હયાતે-સાદી'-ફારસી કવિ શેખસાદીનું રસિક જીવન લખ્યું અને તેથી પ્રથમ પંક્તિના ગદ્યલેખકોમાં સ્થાન મેળવ્યું. ૧૮૯૬ માં 'યાદગારે ગાલિબ' નામે ગાલિબના જીવન અને કવન પર વિવેચનાત્મક ગ્રંથ લખ્યો. 'હયાતે જાવેદ'માં સર સૈયદ અહમદનું સુંદર જીવનચરિત્ર લખ્યું. 'મજામીને હાલી' તેમના નિબંધોનો સંગ્રહ છે. ફારસીમાં તેમણે હકીમ નાસિર ખુશરતું જીવન લખ્યું. આમ તેમણે પદ્ય અને ગદ્ય બંનેની આબાદી કરી.

આ મહાકવિના છેલ્લાં વર્ષો પાનીપતમાં તેમના ઘરમાં જ વીત્યાં. શરીર સ્વાસ્થ્ય બગડયું પણ મન તો ઇશ્વરભજનમાં જ રહેતું હતું. આખરે ૩૦ મી ડિસેમ્બર ૧૯૧૪ ની રાતે તેમનું અવસાન થયું. પાનીપતની હાઇસ્કૂલ તેમના નામથી પ્રસિદ્ધ છે. તેમની કવિતા દ્વારા તે હજુ અમર છે.

હાલીની કવિતાના વિષયો ઇશ્વર, પ્રેમ, દેશ, પ્રકૃતિ, ઇસ્લામ અને માનવના અનુભવોનું જ્ઞાન છે. તે બધાને આત્મીયતાથી જોવાનું કહે છે:

"હો લાખ ગૈરોં કા ગૈર કોઇ, ન જાનના ઉસકો ગૈર હરગિજ;
જો અપના સાયા ભી હો તો ઉસકો, તસવ્વુર અપના ન કીજિએગા.

"કોઈ લાખથી પારકા ગણાયેલાને પણ પારકો ન ગણો. પણ પ્રત્યુપકારની આશાથી પોતાની છાયાને પણ પોતાની ન સમજો." તે તો ઢોંગી ભક્તોને ચાબખા લગાવી કહે છે:

"જો કરેંગે ભરેંગે-ખુદ વાઇજ, તુમકો મેરી ખતાસે કયા મતલબ?
જિનકે માબૂદ હૂરે ગિલમાં હૈં; ઉનકો જાહિદ ખુદા સે કયા મતલબ?
કામ હૈં મર્દુંમી સે ઇન્સાં કો; ઝાહદ યા ઇત્તકા સે કયા મતલબ?

"હે ભક્ત જે કરશે તે ભોગવશે. તમને બીજાના દોષ જોવાથી શો ફાયદો? હે કર્મકાંડી! જેનું ધ્યેય સ્વર્ગની અપ્સરા છે તેને ઇશ્વર સાથે શો સંબંધ? મનુષ્યમાં માનવતા જોવી જોઇએ-તે ભક્ત છે કે નાસ્તિક તે જાણવાથી શું?"

હાલી આંખને કહે છે:

"યાદ ઉસકી દિલસે ધો દે એ ચશ્મેતર તો માનું,
અબ દેખતી સુને ભી તેરી રવાનિયાં હૈં.

"ઓ આંસુભરી આંખ, મારા દિલમાંથી પ્રેમીની યાદ ધોઈ નાખે તો હું તને ખરી માનું. જોઉં તો ખરો તારામાં કેવો પ્રવાહ છે!"

તે 'કવિતા' ને ઉદ્દેશી કહે છે:

"અય શેર ! દિલ ફરેબ ન હો તૂ તો ગમ નહીં,
પર તુઝ પૈ હૈફ હૈં જો ન હો દિલ ગુદાજ તૂ.
સનઅત પૈ હો ફરેફતા આલમ અગર તમામ
હાં સાદગી સે આંખોં આપતી ન બાઝનૂ.
તૂને કિયા હૈ બહરે હકીકત કો મૌજ ખેઝ
ધોખે કા ગર્ક કરકે રહેગા જહાઝ તૂ...

× × ×

" જો કદ્રદાં હો અપના ઉસે મુગતનમ સમઝ
હાલી કો તુઝ પૈ નાજ હૈ કર ઉસ પૈ નાજ તૂ.

" કવિતા દેવી, તું જો મનોરંજક ન હોય તો તેમાં કોઇ દુઃખની વાત નથી, પરંતુ જો તારામાં રસ ન હોય તો એ ખૂબ બૂરી વાત છે. બનાવટ પર ભલે આખી આલમ મોહિત થાય પરંતુ તું સાદાઈ–સરલતા છોડીશ નહિ.×× તારે માટે સચાઇનો સમુદ્ર ઊછળી રહ્યો છે. ખાત્રી છે કે તું જૂઠાણા અને ધોખાનું જહાજ ડુબાડ્યા વિના નહિ રહે.××જે તારી કદ્ર કરે તેને જ તું ગનીમત સમજ. હાલી તારા માટે ગર્વ લે છે, તું એને માટે ગર્વ લે." "આત્મશ્લાઘા" પર રચેલા કાવ્યમાં તે કહે છેઃ

" એ દિલ બશર વહ કૌન હૈ જો ખુદ સિતાં નહીં,
પર ખુદ સિતાઈયાં કે હૈં ઉનવાં જુદા જુદા.

" રે મન એવો કોણ હશે જેને પોતાના વખાણ પસંદ નહિ હોય ! પણ જરૂર પ્રશંસા કરવાની રીત લોકોની જુદી જુદી હોય છે." 'લા' Law શબ્દ પર શ્લેષ રચી તે એક કાવ્યમાં તેના બે અર્થ કાનૂન અને ફારસી શબ્દ 'લા' એટલે 'નહીં' એમ બતાવતાં કટાક્ષ કરે છેઃ

"હક મેં કમજોરોં કે હૈ કાનૂન વહ,
ઔર નજર મેં જોરમન્દો કી હૈ 'લા'.

" ગરીબને માટે જે કાયદો છે પણ બળવાનને તે કોઈ વિસાતમાં નથી."

હાલીએ પ્રકૃતિવર્ણનનું 'બરખારુત' એટલે 'વર્ષાઋતુ' નામનું સુંદર કાવ્ય લખ્યું છે. ભાષા લોકોની સામાન્ય બોલી છે. વર્ષાઋતુની તૈયારી વિશે લખતાં તે કહે છેઃ

"સૂરજ ને નકાબ લી હૈ મુંહ પર,
ઔર ધૂપ ને તહ કિયા હૈ બિસ્તર,
લોગોંને કિયા હૈ ઘુસેલ સેહત
ખેતોં કો મિલા હૈ સબ્જ ખિલઅત.

" સૂરજે બુરખો પહેરી લીધો છે અને તાપે પથારી પાથરી દીધી છે. અને બાગ તથા ખેતરો વર્ષાની તૈયારી કરી રહ્યાં છે." 'નિશાતે ઉમેદ'નું કાવ્ય આશાના ગુણગાનનું કાવ્ય છે. તેમાં તે કહે છેઃ

કાટનેવાલી ગમે અય્યામ કી, થામનેવાલી દિલે નાકામ કી.
તુઝસે હૈ મોહતાજ કાદિલ બેહિરાસ, તુઝસે હૈ બીમાર કો જીને કી આસ.
રામ કે હમરાહ ચઢી ન મેં તૂ, પાંડવો સાથ ફિરી બંન મેં તૂ
જર્રે કો ખુરશીદ મેં દે તૂ ખપા, બન્દે કો અલ્લાહ સે દે તૂ મિલા.

દેશની ઉન્નતિ માટે હાલી માર્ગ બતાવે છે: ઉદ્યોગ, ઉદ્યમ તથા શિક્ષણ !

ઈજ્જતે કૌમ ચાહતે હો અગર
જાકે ફેલાવો ઉનમેં ઈલ્મો હુનર.
જાત કા ફખ્ર ઔર નસબ કા ગરૂર
ઉડ ગયે અબ જહાં સે યહ દસ્તૂર.
× × ×
કૌમ કી ઈજ્જત અબ હુનર સે હૈ,
ઈલ્મ સે યા કિ સીગોહુનર સે હૈ.
કોઈ દિન મેં વહ દૌર આયેગા,
બેહુનર ભીખ તક ન પાયેગા.

ઉદ્યમ વિનાનો આળસુ ભીખ પણ નહિ પામે એવો એક દિવસ આવશે એવી તે આગાહી કરે છે. 'મનાજરે રહમો- ઈસાફ'માં દયા અને ન્યાયનો ઝઘડો બુદ્ધિ પતાવે છે અને દયા અને ન્યાય બંનેને એકબીજાના પૂરક ઠેરવતાં કહે છે:

"સાફ કહતી હૂં સુન ઐ રહમ, નહીં ઈસમેં ખિલાફ,
તૂ હૈ ઇક કાલિબે બેરૂહ ન હો ગર ઈસાફ.
ઔર સુન ઐ અદલ નહીં ઈસમેં તકલ્લુફ સરેમૂ;
ગર ન હો રહમ તો ઇક દીદયે બેનૂર હૈ તૂ."

'મનાજરહ-યે વાઈજો-શાઈર'માં ઉપદેશક અને કવિનો ઝઘડો છે. તેમાં કવિને ઉપદેશક જૂઠો ખુશામતીઓ ગણે છે. ત્યારે કવિ તેને સુણાવે છે:

"મૈં બતાઊં આપકો અચ્છોંકી ક્યા પહચાન હૈ;
જો હૈં ખુદ અચ્છે વહ ઔરોં કો નહીં કહતે બુરા.
× × ×
હૈ ફકત દોજખ તેરી સરકાર મેં જન્નત નહીં,
ચૂક જિસસે હો ગઈ કુછ ફિર નહીં તૂ બખ્શતા.
ગર ખુદા ભી વાઈજો, હોતા તુમ્હીંસા સખ્તગીર,
ઈસ ચમન કો દેખતા કોઈ ન ફિર ફૂલાફલા.

"હું તમને સારા માણસને ઓળખવાની રીત કહું. જે સારા છે તે બીજાને બૂરા નથી કહેતા. તમારી સરકારમાં તો કેવળ નર્ક જ છે અને સ્વર્ગ નથી. જો કોઈથી ભૂલ થઈ જાય તો તું ક્ષમા કરી જાણતો નથી. ઉપદેશકજી, જો ઈશ્વર પણ તારા જેવો હોત તો આ સંસારની વાડી આજે છે એવી ફૂલફળથી ખીલેલી ન હોત." આખરે દ્રવ્યલોભી ઢોંગી ઉપદેશકોને કવિ કહે છે:

"રોજ એક સોનેકી ચિડિયા ગર ન હાત આઈ ન આયે;
હમ ગુનહગારોં કા પેટ ઐસા નહીં કે કુછ બડા.

"અમારા હાથમાં દરરોજ સોનાનું પક્ષી આવે કે ન આવે તેની પરવા નહિ, કારણ અમારા જેવા પાપીઓનું પેટ બહુ મોટું નથી. અર્થાત્ તમે લોકોને છેતરીને મફતનું ખાઈ મોટા પેટવાળા થયા છો, અમારે એ રસ્તો લેવો નથી"

હવે આપણે હાલીની સુપ્રસિદ્ધ મુસદ્દસનો રસ ચાખીએ. આ મુસદ્દસે હિન્દી કવિ શ્રી મૈથિલીશરણ ગુપ્તના 'ભારત-ભારતી' કાવ્યને માર્ગદર્શન કરાવ્યું છે. હાલી શરૂઆતમાં અસલના લોકોની સાદાઈ અને તેમના સ્વમાનનાં વખાણ કરે છેઃ

"કિસી મહેનત સે મશક્કત સે ન માજૂર થે હમ,
આપ હી રાજ થે ઔર આપ હી મજદૂર થે હમ.

"અમે પહેલાં કોઈ મહેનત કરવામાં શરમ નહોતા રાખતા. અમેજ અમારા રાજા અને મજૂર હતા."

"આ કે દુનિયામેં બહુત પાંવ ન ફૈલાતે થે
ઈક મુસાફિર કી તરહ રહ કે ચલે જાતે થે.

"અમે સંસારમાં આવી બીજાની મિલ્કત પડાવી નહોતા લેતા પણ મુસાફરની માફક રહીને જતા રહેતા."

"પેટ કે મારે કહીં સર ન ઝુકાતે હમ થે;
આબરૂ ન ફ્સ કી ખાતિર ન ગવાંતે હમ થે.

"પેટ ખાતર અમે માનહાનિ સહન નહોતા કરતા અને દુષ્ટ વૃત્તિઓ ખાતર આબરૂ નહોતા ગુમાવતા." પરંતુ આ જીવનમાં પલટો આવ્યો. સ્વતંત્ર સાદું જીવન ગયું અને ગુલામીભરી નોકરી આવી. સાથે સાથે પૈસાદાર શેઠ અને ગરીબ મજૂર–નોકરના ભેદ દેખાયા, સામાજિક અન્યાય શરૂ થયો.

"ઈસસે બઢકર નહીં જિલ્લત કી કોઈ શાન યહાં;
કિ હો હમજિંસ કી હમજિંસ કે કબ્જે મેં ઈનાં.
એક ગલ્લે મેં કોઈ ભેડ હો ઔર કોઈ શબાં;
નસ્લે આદમ મેં કોઈ ઢોર હો કોઈ ઈસાં.
નાતવાં ઠહરે કોઈ, કોઈ તનો મન્દ બને;
એક નૌકર બને ઔર એક ખુદાવન્દ બને.

"એથી વધારે શરમની કઈ વાત છે કે આપણા જેવા પ્રાણીઓના હાથમાં આપણી ગુલામી છે. એક જ ટોળામાં બકરી અને વરૂ હોય! માનવજાતમાં કોઈ માણસ ગણાય અને બીજો ઢોર મનાય! બળવાન અને કમજોર કહેવાય, કોઈ માલિક અને કોઈ નોકર બને!"

હાલીએ બીજી મુસદ્દસની શરૂઆતમાં અરબ લોકોના આદિકાળનું વર્ણન કર્યું છે. માનવ અંધકારપૂર્ણ પાશવી જીવન ગુજારી રહ્યો હતો. પછી મુહમ્મદ પેગંબર સાહેબે જન્મ લીધો અને લોકોનો ઉદ્ધાર કર્યો. પણ આ ઉન્નતિ પછી પાછી અવનતિ આવી. લોકો ઇંદ્રિયના દાસ બન્યા, ઉપદેશકો અને વિદ્વાનો સ્વાર્થી બન્યા. સમાજનો નાશ શરૂ થયો. આમ આ મુસલમાનોની જાતને સંબોધી લખેલું કાવ્ય દરેક જાતને લાગુ પડે તેવું છે. પતન પામેલ સમાજનું ચિત્ર કેવું હુબહુ દોરેલું છે!

"ન કૌમોં મેં ઇજ્જત ન જલસોં મેં વકઅત;
ન અપનોં સે ઉલ્ફત ન ગૈરોં સે મિલ્લત.
મિજાજો મેં સુસ્તી દિમાગો મેં નખવત;
ખયાલો મેં પસ્તી કમાલો સે નફરત.
અદાવત નિહાં દોસ્તી આશ્કારા,
ગરજ કી તવાજહ ગરજ કી મુદારા.

આપણી ગુલામીનું કારણ તેની નીચેની કડીમાં મળે તેમ છેઃ

મશક્કત કો મહેનત કો જો આર સમઝેં
હુનર ઔર પેશે કો જો ખ્વાર સમઝેં,
તિજારત કો ખેતી કો દુસ્વાર સમઝેં
ફિરંગી કે પૈસે કો મુરદાર સમઝેં.
તન આસાનિયાં ચાહે ઔર આબરૂ ભી,
વહ કૌમ આજ ડૂબેગી ગર કલ ન ડૂબી.

હુન્નર, ઉદ્યોગ, મહેનત, ખેતીને અવગણીને પરદેશીની નોકરી કરી આળસુ રહી, જીવન ગુજારે તે દેશના લોકોનું પતન થાય જ, માટે યુરોપીય સુધારાવાદીઓની માફક કામ કરવું જોઈએઃ

અમીરોં કી દૌલત ગરીબોં કી હિમ્મત,
અદીબોં કી ઇશા હકીમોં કી હીકમત.
ફસિહોં કે ખુતબે શુજાઓં કી જુઅરત
સિપાહી કે હથિયાર શાહોં કી તાકત.
દીલોં કી ઉમેદેં ઉમંગોં કી ખુશિયાં
સબ અહલે વતન ઔર વતન પર હૈં કુરબાં.

સર્વે લોકોએ પોતાની સર્વશક્તિ વતન પર કુરબાન કરવી જોઈએ.
સમાજનું મહત્ત્વ હાલી બતાવી કહે છે કે એક વ્યક્તિનું બેજવાબદાર રાજ્ય ટકશે નહિઃ

જમાઅત કી ઇજ્જત મેં હૈ સબકી ઇજ્જત,
જમાઅત કી જિલ્લત મેં હૈ સબકી જિલ્લત.
રહી હૈં ન હરગિજ રહેગી સલામત
ન શખ્સી બુજુર્ગી ન શખ્સી હુકૂમત.
વહી શાખ ફૂલેગી ઔર યાં ફલેગી
હરી હોગી જડ ઇસ ગુલિસ્તાં મેં જિસકી.

હાલીએ મુસદ્દસની ભાષા બને તેટલી સરળ રાખવા યત્ન કર્યો છે. તેમાં તેણે પાંડિત્ય બતાવવા ઇચ્છ્યું નથી. તેને તો પોતાનો સંદેશો જનસમૂહ સુધી પહોંચાડવો છે. તેના આ કાર્યમાં તેની ચોટદાર શૈલીથી તેણે સફળતા પ્રાપ્ત કરી છે. તેણે મુસદ્દસ સમાપ્ત કરતાં લોકો માટે પ્રભુને પ્રાર્થના કરી છેઃ

ઇન્હેં કલ કી ફિક્ર આજ કરની સિખા દે.
જરા ઇનકી આંખોસે પર્દા ઉઠા દે.
કર્મીગાહ બાઝી યે દૌરાં દિખા દે;
જો હોના હૈ કલ આજ ઉનકો સુઝા દે.
છતે પાટ લેં તાકિ બારાં સે પહલે;
સફીના બના રખ્ખે તુફાં સે પહલે.

ઉજ્જવલ ભાવિ પેદા કરવા અને દેશને તોફાનથી બચાવવા તૈયાર થવાનો એ પયગામ છે. આપણે હાલીની આશાને લાયક બનીએ તેમાં જ હાલીના કાવ્યોની સાર્થકતા છે.

# અગ્નિ એશિયા યુવક પરિષદ

૨૧ મી ફેબ્રુઆરી—જે દિને હિંદના નાવિકોએ અંગ્રેજી સલ્તનત સામે શસ્ત્રો ઊપાડ્યાં, કેરોની શેરીઓ હજારો વિદ્યાર્થીઓના શાહીવાદ વિરોધી પોકારોથી ગાજી ઊઠી, ઝેકોસ્લોવેકિયાની જનતાએ અમરિકી–અંગ્રેજી કાવતરાંને નાબૂદ કરી ક્રાન્તિકારી સરકારની સ્થાપના કરી એવા એ ઐતિહાસિક દિન એકવીસમી ફેબ્રુઆરીએ ૫૦ હજાર યુવાન ગળાંઓ-માંથી નીકળેલા 'શાહીવાદ એશિયા છોડો' ના ગગનભેદી પડકારથી સૈકાઓ જૂની અંગ્રેજી સલ્તનતના પાયા હચમચી ઊઠયા.

એ અદ્‌ભુત સરઘસ હતું. વિશ્વયુવક ફેડરેશન અને વિશ્વ વિદ્યાર્થી સંઘના ધ્વજોએ આ સરઘસનો મોખરો સંભાળ્યો હતો. 'ખબરદાર ! એશિયા પરથી હાથ ઊઠાવી લો !' નાં સૂત્રોથી શોભતા વિશાળ ઝંડાઓ વચ્ચે સત્તર દેશોના પ્રતિનિધિઓ પોતાના રાષ્ટ્રીય ગણવેશમાં, રાષ્ટ્રધ્વજ લહેરાવતા જગતના નવજુવાનોની લડાયક એકતા મૂર્તિમંત કરતા ચાલતા હતા. ફ્રેન્ચ શાહીવાદ સામે બબ્બે વર્ષથી અણનમ જંગ ખેલતા વિએટનામના વીર જોદ્ધાઓ સૌનું લક્ષ ખેંચી રહ્યા હતા. એમાંના ચાર જણ તો વિએટનામની સેનામાં ઊંચો ઓદ્ધો ધરાવતા હતા અને સીધા રણમોરચા પરથી આ પરિષદમાં ભાગ લેવા આવ્યા હતા. હિંદ સુધી પહોંચતાં એમને સેંકડો માઇલ સુધી પગપાળા મુસાફરી કરવી પડી હતી તેમજ ફ્રેન્ચ સૈનિકો સામે સશસ્ત્ર સામનો કરવો પડયો હતો. એવી જ મુશ્કેલીઓ વેઠીને આવ્યા હતા ઇન્ડોનેશિયાના સાત નવજવાનો. એકમેવ યુવક સંસ્થાના તેઓ પ્રતિનિધિઓ હતા. કોમીન્ટાંગની ફાસીવાદી સત્તા હેઠળ ગેરકાયદે હોવા છતાં, બબ્બે વરસ સુધી કોમીંગ્ટાન ને અમરિકી શાહીવાદ સામે સંગ્રામ ખેલનાર ચીની વિદ્યાર્થી સંઘટનના સાત પ્રતિનિધિઓ તો આ પરિષદમાં વેળાસર પહોંચી આવવા ગયા નવેમ્બર માસમાં ચીનથી નીકળ્યા હતા. ત્યારે માંડ બે દિવસ વહેલા પહોંચી શકયા. શાહીવાદ સામેના સંગ્રામોનો ઉજ્જવલ ઇતિહાસ રચનારા બ્રહ્મદેશ, મલાયા, સીલોન, ફિલીપાઇન્સ, હિંદ અને પાકિસ્તાનના પ્રતિનિધિઓ પણ હતા. સોવિયેત સંઘની એશિઆઇ લોકસત્તાઓના ૧૨ પ્રતિનિધિઓ અને રૂસના ૭ આમંત્રિત મહેમાનો પણ આવ્યા હતા. એ ઉપરાંત, કોરીઆ, મંગોલિયા, કેનેડા, ઓસ્ટ્રેલીઆ, ઇગ્લેંડ, ફ્રાન્સ ઇત્યાદિ દેશોમાંથી પણ પ્રતિનિધિઓ આવ્યા હતાં. આ બધા પ્રતિનિધિઓ પાછળ, મીલોમાંથી સીધા ચાલ્યા આવતા હિંદી કામદારો હતા. છેક કુચબી અને ૨૪ પરગણા જીલ્લામાંથી આવેલા અર્ધનગ્ન કિસાનો હતાં, મધ્યમવર્ગીય કારકુનો હતા, વિદ્યાર્થીઓ હતા, મહિલાઓ હતી.

અગ્નિએશિયાનાં યુવકોની શાહીવાદ વિરોધી સંગીન એકતાના પ્રતિક સમા આ સરઘસને વધાવવા લાખ લાખ માણસ ભેગું મળ્યું હતું. 'શાહીવાદ મુર્દાબાદ ! સ્વાધીનતા ઝિંદાબાદ,' 'ઉદ્યોગ ધંધાનું રાષ્ટ્રીયકરણ કરો,' 'ખેડે તેની જમીન' વગેરે સૂત્રોથી કલકત્તાની ધરતી ધમધમી ઉઠી, ગલીઓ ગાજી ઉઠી.

આ સરઘસ અગ્નેય યુવક પરિષદનું મૂર્ત પ્રતિબિંબ હતું: પરિષદનો મુખ્ય હેતુ હતો અગ્નેય દેશોના ક્રાંતિકારી લડવૈયાઓને ભેગા આણી

આજે તેમના દેશોમાં સ્વતંત્રતાને નામે જનતાને છેતરવાનો અને ખરી રીતે ગુલામીની બેડીઓ મજબૂત કરવાના જે પેતરા રચાય છે, તેની સામે સંયુક્ત મોરચો ખડો કરવો.

પરિષદની શરૂઆત વેલિંગ્ટન સ્કવેરમાં ખાસ બંધાવેલ સુંદર શમિયાણામાં કરવામાં આવી. એના કાર્ય દરમિયાન દુનિયાને ખૂણે ખૂણેથી પ્રતિગામી યુવક તેમજ વિદ્યાર્થી સંગઠનના સફળતા ઇચ્છતા, લડાયક એકતા જાહેર કરતા સંદેશા આવ્યા. પ્રેસીડેન્ટ હો ચીન મીન્હ, ઝેકોસ્લોવાકીયાના ગોટવાલ્ડ, પંડિત નહેરુ અને મૌલાના આઝાદ જેવી વ્યક્તિઓએ સંદેશા પાઠવ્યા હતા. પરિષદને આમંત્રિત દેશોના મહેમાનોએ વધાવી હતી, અને પોતાના દેશના યુવકોનો ટેકો જાહેર કર્યો હતો. હજારોની સંખ્યામાં દરરોજ હાજર રહી કલકત્તાની જનતાએ પરિષદને અને તેમાં ઘડાતી નીતિને વધાવી લીધી હતી.

સાત સાત દિવસ સુધી, સ્વતંત્રતાની લડતમાં યુવકોનું સ્થાન, કામદાર કિસાન અને મધ્યમવર્ગીય યુવકોની જરૂરીઆતો, અને તેમની એકતા ઉપર ઝીણવટભરી વિચારણા કરી. દરરોજના જીવન અને તેના અનુભવો લઇને જ પ્રત્યેક વિષય ચર્ચવામાં આવ્યો હતો. મુખ્ય ઠરાવ કહે છે "સાચી સ્વતંત્રતા અને લોકશાહી એનો અર્થ જુવાનો માટે એક જ હોઇ શકે કે તેમને પોતાનું જીવન બધી રીતે ઘડવાનો હક અને જવાબદારી હોય; એનો અર્થ યોગ્ય પગાર સાથે કામ, શિક્ષણ અને સારવાર મળવાની ખાત્રી; એનો અર્થ મત આપવાનો અધિકાર; એનો અર્થ ગોઇપણ બદલા સિવાય ઉદ્યોગધંધાઓનું રાષ્ટ્રીયકરણ અને કિસાનોને જમીન."

પરિષદે આઝાદી માટે લડત ચાલુ રાખવાની હાકલ દીધી. એણે અગ્નેય એશિયા સામે રહેલા નવા ભય સામે લાલબત્તી ધરી "દુનિયાને ગુલામ બનાવવાની પોતાની લાલસાને લીધે અમેરિકી શાહીવાદ અગ્નેય એશિયાના બજારો કબ્જે કરવા મથે છે. તે એક બાજુ જનતાના સંગ્રામ વિરુદ્ધ વસાહતી બળોને સામ્રાજ્ય કાયમ રાખવા સહાય કરે છે તો, બીજી બાજુ બ્રિટીશ, ફ્રેન્ચ અને ડચ શાહીવાદીઓને પોતાના ભાગીદાર બનાવી પોતે અગ્નેય એશિયાના દેશોને ગુલામ બનાવવાની મેલી રમત રમે છે."

સાચી આઝાદી અને લોકશાહી હાંસલ કરવાના મહાકાર્યને સિદ્ધ કરવા પરિષદે ઠેર ઠેર યુવક સંગઠનો સ્થાપવાનો આદેશ દીધો.

### પરિષદને ભાંગવાની ચાલ

પરિષદ આવી સ્પષ્ટ અને જોરદાર લડાયક નીતિ ગ્રહણ કરે તે હિંદના અનેક જુવાન નેતાઓને ગમ્યું નહિ તે દેખીતું હતું. પોતાને કોંગ્રેસના સૌથી મવાળ નેતાઓના અનુયાયી ગણાવનાર અખિલ હિંદ વિદ્યાર્થી કોંગ્રેસના પ્રમુખ, શ્રી વર્માએ પરિષદની શરૂઆતમાં જ પરિષદને 'કમ્યુનીસ્ટ' ઠરાવી બહાર નીકળી પડયા. પોતાને વામમાર્ગી મનાવનાર શ્રી અરવિંદ બોઝ, બીજી અ. હિં. વિ. કોંગ્રેસના પ્રમુખ–તે પણ અર્થહીન બહાનું આપી (એમની દલીલ હતી કે સુભાષ બોઝનું નામ મુખ્ય ઠરાવમાં અગ્નિએશિયા દેશોના આઝાદી સંગ્રામના નેતા તરીકે આપવામાં આવે. પરંતુ પરિષદે જ્યારે નેતાજી ઉપર ખાસ ઠરાવ સૂચવ્યો ત્યારે એમણે નાપસંદગી બતાવી) ધમકી આપી નીકળી ગંઈ પોતાની પૂરી મવાળ નીતિ જાહેર કરી. પરંતુ અહીં જ તેઓ અટકાયા નહિ. નેતાજીનું નામ દુનિયામાં ઊંચું રહે એ બાબતસર એમણે વિદેશી પ્રતિનિધિઓ ઉપર સશસ્ત્ર હુમલો કરાવ્યો. લોકનાટયગૃહના બે કાર્યકર્તા તેનો ભોગ બન્યા અને અનેક જખમી થયાં.

એમની આ ચાલબાજીને પૂરો જવાબ તો કલકત્તાની જનતાએ આપ્યો. હજારોની સંખ્યામાં એમણે પરિષદના દરેક કાર્યક્રમમાં ભાગ લીધો. કલકત્તાની ૫૦ 'યુવક દળો'—જેમના સુભાષ બોઝ માનીતા નેતા છે તેમણે પણ પોતાના ૮૦૦ કિશોર સભ્યો લઇ મહમ્મદ સ્પોર્ટીંગ ગ્રાઉંડ ઉપર શારીરિક વિકાસનો આકર્ષક કાર્યક્રમ ૧૫,૦૦૦ પ્રેક્ષકો સામે આપ્યો. પરિષદ દરમિયાન યોજાયેલ બીજો કાર્યક્રમ 'સાંસ્કૃતિક મેળા'માં ૨૦ હજાર

# લોકનાટ્ય

## કલ્પના

નિર્માતા–દિગ્દર્શક
શ્રી. ઉદયશંકર
શ્રી. શિરાલી (સંગીત નિર્માતા)

આલોચક : દીના સંઘવી

આપણા દેશની નૃત્યકળાના નેતા શ્રી. ઉદયશંકરની આ ફિલ્મી કલ્પનાની કેટલાએ કલારસિકો વરસોથી વાટ જોતા હતા. વિધવિધ વિધાનો બંધાતાં હતાં. મને લાગે છે કે કેટલાંક રસિયાઓએ તો હોડ પણ માંડી રાખી હશે. આખરે એ મોંઘામૂલી 'કલ્પના' આવી અને જોવાઇ પણ ગઇ.

બધાએ એક બીજાને પૂછયું કે શું જોયું? કોઇ કહે અદ્દભુત! કોઇ કહે "બોગસ!" કોઇ કહે અહાહા! અરે પણ ભલા માણસ તમે જોયું શું? સવાલના જવાબમાં લોકોએ ભિન્ન ભિન્ન વાતો કરી. કોઈએ ગોટા વાળ્યા. હું તો માત્ર થોડીક જ વાતો કહીશ કે જે મને લાગે છે કે વિચાર કરાવે તેવી છે.

એક તો 'કલ્પના'એ અંતમાં શું કહ્યું અને કેવી રીતે કહ્યું: અંતમાં દેખાડેલી આશા ખરેખર અસરકારક હતી ખરી? દેશમાં રહેલી નિરાશા અને સૌંદર્યના વમળને કળાકારે એટલું તો ચકડોળે ચડાવ્યું કે પછી જ્યારે થાંભલાની નીચે ઊભા રહી વિચારવાનો વખત આવ્યો ત્યારે માથું ચકરાવે ચડેલું એટલે 'કલ્પના'ની પાંખે જે જોવા નીકળેલા તેમાં ખરેખર ઉત્સાહ આપી શકે કે નવી દષ્ટિ દેખાડી શકે એવું તો બહુ જ ઓછું દેખાયું અને જનતાની શક્તિ દેખાડી શકે એવું તો કશું જ નજરે ન ચડયું. ચિત્રમાં દેખાડેલો ભૂખમરો પણ સાવ કાલ્પનિક જ થઇ ગયો. જ્યાં સમાજમાં રહેલા સડાને દેખાડવાનો પ્રયત્ન કરેલો ત્યાં કાંઇક વાસ્તવિકતા જણાઇ કારણ કે એ કળાકારે જાતે અનુભવ્યું હશે. જ્યાં રાજામહારાજાઓની ઠેકડી કરવામાં આવી ત્યાં પણ જુલમી રાજાઓ કરતાં ઘેલા રાજાઓ દેખાડવાથી વસ્તુનું મહત્વ ઓછું થયું.

'લેબર અને મશીનરી'માં પહેલા કરતા એક મહત્વનો ફરક જણાયો. પહેલાની માફક મિલમાલિક અને મજૂરો એક બીજાને ભેટી ન પડતા હવે તેઓ સામસામા ઊભા રહ્યા. આગળ જતાં એમનો સંઘર્ષ પણ આવતો હોય તેમ લાગ્યું. વળી આગળ ટ્રેકટર દેખાડી ખેતીમાં આધુનિક પદ્ધતિની પણ હિમાયત થતી હોય તેમ લાગ્યું. શ્રી ઉદયશંકર જાણે એક પગલું આગળ ભરી રહ્યા છે. પણ આ ડગલું એટલું બધું અસ્થિર અને ડગમગતું હતું કે

---

નાગરિકોએ હાજર રહી જુદા જુદા દેશોનાં ગીતો સાંભળ્યાં, નૃત્યો નિરખ્યાં અને બીજા હજારોએ પરિષદનું અદ્વિતીય અંગ 'વિશ્વયુવક આંદોલન દર્શાવતું પ્રદર્શન' જોયું.

પરિષદને ભાંગી પાડવાના ફાસીસ્ટ પ્રયાસો છતાંય એક જ વસ્તુ સાબિત થઇ છે: અખિલ એશિયાના યુવકો સામે લોકશાહી ક્રાન્તિ વિજયી કરવાનું કાર્ય છે, અને તે મહાકાર્ય પૂર્ણ કરવા એશિયાઈ યુવક દૃઢ છે.

—રમણ ચૌધરી

લોકોની નજરે એ ચડયું હશે કે કેમ કોણ જાણે !

આમ વસ્તુની દૃષ્ટિએ જોતાં કંઈ ચોખ્ખી વાતો થઈ હોય તેમ લાગ્યું નહિ. નૃત્યકળાના નેતા પાસેથી ધરખમ માર્ગની આશા રાખી બેઠેલા ઊગતા કળાકારો આ નવીન વિરાટ ખુબસુરતી જોઈ બે ઘડી મુંઝાયા હશે પણ પછી તો નિરાશ જ થયા હશે.

બાકી રહી ટેકનીકની વાત. નૃત્યોની ફોટોગ્રાફી અને તે લેવાની પદ્ધતિમાં ઉદયશંકરે જરૂર નવો ચીલો પાડયો ગણી શકાય. આજના આપણા ફિલ્મી નિર્માતાઓએ તો ઘણું શીખવાનું રહ્યું. પણ તો યે થોડા સમયમાં ઘણું બધું અને નિરનિરાળું કહી નાખવાના લોભે શ્રી ઉદયશંકરે 'કલ્પના' ને પાંખાળે ઘોડે ચડાવી છે. બધું એટલું બધું ઝડપથી થાય છે કે કશામાં પૂરો સંતોષ થઈ શકતો નથી. આપણા દેશનાં વિધાવિધ નૃત્યોનો વિભાગ પણ ખૂબ ઝડપી અને ઝાંખો લાગે છે.

'કલ્પના'નું સંગીત ઘણું સરસ રીતે યોજાયું છે, નવીન છે, સાથેસાથે અસરકારક છે. પણ જ્યાં વસ્તુ જ દોડતી હોય ત્યાં વાજીંત્રો બિચારાં શું કરે ?

શ્રી. ઉદયશંકરની જિંદગી જ જો આમાં આલેખાયેલી હોય તો એઓ પોતે નૃત્યકળા કેવી રીતે શીખ્યા અને તે વખતના તેમના અનુભવો વિષેનો વિભાગ ઉમેરાયો હોત તો રસપ્રદ થાત. જો કે એમણે આટલા બધા નવા કળાકારોને આવી સુંદર રીતે કેળવ્યા તે પણ પ્રશંસનીય તો છે જ.

બધું જોતાં જે જનકળાની આપણે વાત કરીએ છીએ તે કોઈ જનતાને આ 'કલ્પના'માંથી મળે તેમ લાગતું નથી. લોકો વાત પૂરી સમજી જ શકતા નથી ત્યાં શીખવાના શું ? એમની જીંદગીને રમતરમતમાં બડીબડી નાસતી ભાગતી કળાને લોકો કેમ અપનાવી શકે ? આ જનભોગ્ય કળા ન હોય. શ્રી ઉદયશંકર જેવા અગ્રગણ્ય કળાકાર પાસેથી તો ઘણી આશા રાખી શકાય, અને રખાય છે.



## ગુણસુંદરી—અજીત ચિત્ર

દિગ્દર્શક—રતિલાલ સુનાગર
પાત્રો—નિરૂપા રોય—મનહુરલાલ
—બાબુરાજ—છગન રોમિયો

છેલ્લા દસકાના હિંદી ફિલ્મસર્જનોમાં રણજીતનાં ફિલ્મસર્જનો એક અમુક ઢબનાંજ હોય છે એવી સાધારણ માન્યતા છે. અને નાના મોટા ફિલ્મી અવલોકનકારોએ કરેલી આ એમની ઢબની ટીકાનો રણજીતના માલિકોએ કોઈ દિવસ વિચાર કર્યો હોય તેમ લાગતું નહોતું. તેમાં ગુજરાતી ચિત્રોના જુવાળમાં પણ જ્યાંરે એમણે નવેસરથી ઝંપલાવવાનું નક્કી કર્યું ત્યારે તેમાં પણ સામાન્ય ચાલુ ગુજરાતી ચિત્રોને રવાડે એ ચડી જશે એમ બધાએ માન્યું. પરંતુ જ્યારે 'ગુણસુંદરી' પડદાપર આવી ત્યારે ચાલુ ગુજરાતી ચિત્રો જોવાને ટેવાયેલી આંખો જરા ચમકી.

ચિત્રની વસ્તુ છે જમાનાજૂની વાત. વહેવારઘેલી પતિવ્રતા પત્ની વ્યસની અને અભિમાની પતિથી તરછોડાય છે; દુઃખી થાય છે, પણ આખરે એની રૂઢીબદ્ધ વફાદારીના ફળરૂપ પાછી સુખ પામે છે. આવી રીતે હજીએ અણુસમજુ અને પછાત રહેવા માગતી, ગુલામી મનોદશા ધરાવતી સ્રીઓનું આટલું બધું ગૌરવગાન પ્રગતિશીલ માનસને સાલે છે.

આ વસ્તુ સાથે ચટણી—અથાણા તરીકે એક બીજી બ. સુધાકરની વાત લઈ વાર્તાલેખકે આજની પ્રચલિત એવી વિકૃત રાજકીય ટીકાઓમાં પણ ચાંચ બોળી છે. સમાજવાદી વિચારસરણીની આવી વિકૃત ઠેકડી ક્યાં સુધી લોકોને ગળે ઉતરશે ? આ એક ગંભીર વાતને મજાકમાં ઉડાવી દેવાનો પ્રયત્ન કરવામાં વાર્તાલેખક મૂળ વસ્તુને કે આ ગૌણ વાતને પણ બરાબર ન્યાય આપી શક્યા નથી. એટલે વસ્તુસંકલન બહુ શિથિલ લાગે છે. બાકી પતિપત્નીનો દુઃખદ વિયોગ અને એમનો અસરકારક મિલાપ આ વાતે આજના આપણા ગુજરાતી



ગાંધીજી ગયા! કોકે આઘાત ન સહેવાતાં આપઘાત કર્યો; ને કેટલાકનું હૃદય બંધ પડી ગયું! હજારો લાખોએ આંસુ સાર્યાં ને એક બે દિનના ઉપવાસ કર્યા. હજારો લાખોએ જાણે પોતાનું કોઈ સ્વજન ગયું હોય એમ દુઃખ અનુભવ્યું. દુનિયાભરમાંથી તારો છૂટયા ને શોક ઠલવાયા. દેશ આખામાં સભાઓ થઈ અને ઠરાવો થયા. ટોળે-ટોળાંઓએ પ્રાર્થનાઓ કરી. ને ગાંધીજીનાં અસ્થિની સ્મૃતિ સંઘરવા દોડધામો માંડી.

ત્યારે કેંક એવા ય નીકળ્યા કે જેમણે પેંડા વહેંચ્યા ને હરખ મનાવ્યો. એકલા ગાંધીજીના ખૂનના સમાચારથી એમને સંતોષ ન વળ્યો, ને બીજા વધુ સમાચારો સાંભળવા રેડીઓ પર કાન સરવા રાખી બેઠા.

સામેથી કેંકને એવી ઝાળ લાગી; ને એવો હરખ મનાવનારાઓની બે ઘડીભર તો જુલાવી ય નાખી!

આમ, ગાંધીજીના જતાં અનેકને દુઃખ થયું ને કોઈકને સુખ યે થયું; કેટલાકને એ સુખ કરનારાપર રોષ યે ચઢયો. પણ સુખ ને દુઃખ બને થયાં કે એક ન થયાં હોય, ને રોષે ય ચઢયો ન હોય એવા સ્થિતપ્રજ્ઞો ય નીકળ્યા! સુખદુઃખને સરખાં કરીને તેઓ પોતાને કામે આગળ વધ્યા. અરે, એ સુખદુઃખના પ્રસંગોને ય પોતાના કામોમાં એમણે નોતરી સુદ્ધાં લીધા!

★

સરદાર પટેલે ને રાજેન્દ્રબાબુએ કહ્યુંઃ એ (ખૂની) તો પાગલ માણસ છે, એના પર વળી ક્રોધ શો! ગાંધીજી તો દુશ્મન પર પણ પ્રેમ વરસાવનારા હતા! ને શ્રી મોરારજીએ ગુનેગારને પકડી તો મંગાવ્યો મુંબઈ! પણ એને ય હૈયું છે, ને એ હૈયામાં પ્રેમનો વાસ છે, ને એ જાગે તો, અજામિલ જેવો પાપી ય મહાભક્ત બની ગયો એમ, આનું ય શું કામ ન થાય? અને એમણે આ ખૂનીના દિલમાં ગાંધીજીની મહાનતા અને ખૂનીની પોતાની પામરતાનું ભાન

---

મધ્યમવર્ગને અસર થવાની જ અને થાય છે. ખાસ કરીને આજની વહેવારુ સમસ્યાઓની ઝાટકણી કાઢતાં વાકયો પ્રેક્ષકોએ વધાવી લીધાં છે.

ખાસ કરીને આ ચિત્રમાં અભિનય કરતા ભાઇબહેનોનું કામ ખરેખર પ્રશંસાપાત્ર છે. ગુજરાતી ચિત્રોના ધોરણે આ ચિત્રમાં ઘણો જ કુદરતી અને સરસ અભિનય દિગ્દર્શકે લીધો છે. વળી નિર્માતાઓએ કુશળતા વાપરી નાટકથી અને નાટકી ઢબથી રીઝતી આપણી જનતાને છગન રોમિયાના પાત્રમાં ઠીક રીઝવી લીધી છે. આ અભિનય વસ્તુમાં એવી રીતે વણાયો છે કે ખાસ અજુગતું લાગતું નથી. આ બધાની કેટલે અંશે જરૂર હોય એ તો નિર્માતાઓ જ જાણે.

સારા સંગીતને કારણે આ ચિત્રમાં વધારે રસ આવે છે. સાવ ગુજરાતી ઢબે ગવાએલાં બે ત્રણ ગીતો તો કયારનાએ જનતાની જીભે ચઢી ગયાં છે.

ગુજરાતી ચિત્રસર્જનની ખડબચડી ભૂમિમાં (અમુક અંશે સુઘડ ભાત પાડનાર 'ગુણસુંદરી') ગણી શકાય. આટલું પણ ગુજરાતી નિર્માતાઓ હવે પછી અપનાવે તો આપણે એક કદમ એ રીતે આગળ આવ્યા કહેવાઈએ.

જાગ્રત કરવા અવનવા નુસખાઓ આદર્યા! એને ગાંધીજીની અસ્થિયાત્રા વખતે એરોપ્લેનમાં બેસાડી ઉડાડ્યો; ને જેલમાં રાતદહાડો ગાંધીજીની પ્રશસ્તિનો રેડિયો એના કાનમાં રેડ્યા કર્યો! એની સામે ગાંધીજીનાં વચનામૃતોનો ઘોષ વહેતો કર્યો-ગ્રંથો ને ગાંધીજીનાં પ્રવચનોની રેકર્ડો દ્વારા!

એક દહાડો એ ખૂની, એ પાપી મટી એક મહાપુરુષ બની જગજાહેર થાય તો એમાં કશી નવાઈ નહિ. આ તો બિચારો એક ખૂનનો કરનારો– એની તે એવી શી ગુંજાશ કે આટઆટલા પ્રેમના પ્રયોગો આગળ એ પીગળ્યા વિના રહે? અરે, ગાંધીજીના એક આત્મ ત્યાગે કૈંક ખૂનોના કરનારા ને કૈંક પાપોના આચરનારા રાજા-રાજવીઓ સુદ્ધાં પવિત્ર બની ગયા છે તો! એમની નરકયાત્રાઓ ટળી ગઈ–કૈંકનાં માથાં ને તાજ ધૂળમાં રગદોળાતા બચી ગયા! એ પાપીઓ દેશભક્તો બની, પવિત્ર પુરુષો બની, આ દેશના સૂર્યચંદ્રના મહાન વંશધારીઓ બની, સૌરાષ્ટ્રની પુનિત ભોમકાના તારણહાર સમા નવા અવતારી પુરુષો બની ગયા!

એવા અવતારી તારણહારોને ચરણે ધનદોલતના ઢગલા થાય, ને એમને હસ્તક રાજસત્તાના દંડ કાયમ રહે એમાં નવાઈ શી? એમની સ્તુતિ દરબાર ગોપાળદાસ ગાય ને એમની આરતી અમૃતલાલ શેઠ ઉતારે તો એમાં અજુગતું શું? ગાંધીજીના જીવતાં ભલેને એમણે એમના મંત્રને ધુત્કાર્યો, પણ ગાંધીજીના મૃત્યુએ આખરે એ દીપ એમના જીવનમાં પેટાવ્યો હોય તો એમાં ગાંધીજી અને એ પાપાત્માઓ બંનેની વડાઈ નથી તો બીજું શું છે? તમારા ને મારા જેવા સામાન્ય માનવીનું તો એવું ગજું નહિ. આપણે જો કોઈને જીવતાં સુધારી ન શકીએ, તો મરીને તો શું સુધારવાના હતા? ને આપણે જો જાતે પાપી હોઈએ તો ગાંધીજીનું મૃત્યુ થતાં કાંઈ પવિત્ર પુરુષો થઈ જવાના હતા?

હું તો કહું છું: હિંદુશાસ્ત્રોમાં કહ્યું છે એનું રહસ્ય સમજ્યા તે તપો–બીજું શું? ભગવાનની ભક્તિ કર્યે સાત જન્મે સ્વર્ગ મળે; પણ દુશ્મનાવટ કર્યે ત્રણ જન્મે મોક્ષ મળે! રાજામહારાજાઓ ગમે તેવા તોય સૂર્ય-ચંદ્રવંશી પ્રતાપી હિંદુઓ જ ને! છેક આજસુધી ખૂની ગોડસે અને એની હિંદુસભા ને આર. એસ. એસ. જેવી કટ્ટર હિંદુ સંસ્થાઓના પાલકો, પોષકો ને પેટ્રનો હતા તે કાંઈ અમસ્તા? હિંદુધર્મના પાલન અર્થે, સ્વધર્મ અર્થે, હિંદુત્વના દુશ્મન જો ગાંધીજી હોય તો તેમનાય ખૂનને માર્ગે સુદ્ધાં જનારાને એમણે પાળ્યાપોષ્યા ને ટકાવ્યા તે કાંઈ અમસ્તા? એવી દુશ્મની કરનારાઓને આ જ જન્મે સ્વર્ગ-સ્વર્ગની સાહ્યબી ન મળે તો ધર્મશાસ્ત્રોની કિંમત જ શી?

★

ખરી વાત. સારા કામનો ફાયદો તો સૌને થાય. ગાંધીજીએ એક સિદ્ધાન્તને ખાતર પ્રાણાર્પણ કર્યાં તો તેઓ અમર શહીદ બન્યા, એમને એ ફાયદો થયો.

જેમણે આંસુ સાર્યાં ને આપઘાતો કર્યા, જેમણે ઉપવાસો કર્યા ને ત્રાગાં તોડ્યાં, જેમણે પ્રાર્થનાઓ કરી ને શોકસભાઓ કરી એ લાખો-કરોડો માનવીઓને વળી પોતાના અંતરની શાંતિ પૂરતો ફાયદો થયો. ત્યારે કેટલાકોએ વળી પોતાનાં સ્મરણો લખી ગાંધીજી સાથેના પોતાના સીધા નિકટના સંબંધની વાતો જાહેર કરી નામની કમાણી સાથે દિલની શાંતિ કરી; તો કોક એ લખાણો ભેગાં કરી ખાસ અંકો ને ખાસ ગ્રંથો કાઢી એ લાગણીને અમર કરી! એ બંનેને એ રીતે ફાયદો થયો–

ત્યારે આવા બધા તરંગી ફાયદાઓ કરતાં વધુ નક્કર ફાયદો ઉઠાવવાની ગુંજાશવાળાઓએ, અઢળક પૈસે અદ્‌ભુત-સ્મારકો (દા. ત. ચાંદીવલી સ્મારક) ચણી દેવાની પ્રચંડ યોજનાઓ ઘડી, ખુવાર થવાની જાહેરાતો કરી પોતાની રીતે પોતાનો ફાયદો કર્યો! આવતા સમયનાં એંધાણ પારખી લઈ એમણે રાજામહારાજાઓને હાથે ગાંધી સ્મારક સમારંભો યોજ્યા ને 'અહોરૂપમ્ અહોધ્વનિ'ના જલસા, ગાંધીજીની વેદી પર બેસી, ઊજવી લીધા!

★

ગાંધીજીએ કહ્યું હતું, મારી પાછળ કોઈ સ્મારકો ન ચણશો, ને મારી પૂજાભક્તિ ન કરશો.

# રાષ્ટ્રીય નોંધ

## એ રાહ.

તેલંગણ......

આપણાં દૈનિકો અને સમાચાર પત્રોમાં ક્યાંક, શોધ્યા ન જડે, એવા ખૂણામાં ઝબકી જતાં તેલંગણમાં આજે નવો, અદ્દભુત અને રોમાંચક ઇતિહાસ સર્જાઈ રહ્યો છે.

તેલંગણના કિસાનો નિઝામશાહીને ખતમ કરવા મરણિયા થઈ બહાર પડ્યા છે. ૨૦૦૦ ગામડાં પર આજે હૈદરાબાદની જનતાની આણ વર્તે છે. જનતાની અદાલતો, જનતાની પોલીસો, સમસ્ત રાજવહીવટ આજે જનતાના હાથમાં છે. કોઇની દેન નથી કે એની સામે આંગળી ચીંધે; ચીંધતી આંગળી જ વઢાઈ જાય.

સાચી લોકશાહીનો આદર્શ આજે ત્યાં મૂર્તિમંત થઇ રહ્યો છે. જનતાના નવા રાજતંત્રના એકે એક અંગના અધિકારીઓને જનતા પોતે જ ચૂંટે છે. અદાલતો પણ એવી જ. આખું ગામ ચોરામાં ઉમટે અને ત્યાં ન્યાયપંચ સમક્ષ મુકદ્દમો ચાલે. એ પણ ટૂંકો ને ટચ. સાચા ખોટા કરી ગમે તેવા ગુન્હામાંથી આરોપીને છટકાવી જનાર દલીલબાજ વકીલોને ત્યાં સ્થાન નથી. પોતાના ગામના આરોપીને જાણનાર ગામ તેનો સામુદાયિક ન્યાય આપે છે.

આ નવી લોકશાહીનો પાયો છે જમીનદારીની નાબૂદી. ગણ્યાગાંઠ્યા દેશમુખના હાથમાંથી હજારો એકર જમીન છોડાવી આજે હરેક કિસાનને જમીન આપવામાં આવી.

હિંદી ખેત-ક્રાંતિમાં અને લોકશાહી-ક્રાંતિમાં હૈદરાબાદ નવો જ ચીલો પાડે છે.

*

સહેજે બોલી જવાય છે; ક્યાં કાશ્મીર ? અને ક્યાં હૈદરાબાદ ?

કાશ્મીરમાં ય તો એવી જ પરિસ્થિતિ હતી. એજ જમીનદારી અને એ આપખુદી. પરિણામે એવી જ ખેતક્રાંતિ અને લોકશાહી ક્રાંતિની જરૂર. પણ આપખુદ બાપુશાહીની જનેતા અને પોષકરૂપ જમીનદારીને નાબૂદ કરવાની અને પ્રજાને રૂંધતા અનેક મધ્યકાલીન બંધનો બેધડક ઉચ્છેદવાની શેખ અબ્દુલ્લાને દૃષ્ટિ નહોતી. એ બંધનોથી જકડાયેલી પ્રજા હુમલાખોરોને નસાડી શકશે એવી શેખ અબ્દુલ્લાની ગણતરીઓ હતી, અને એ આજે ખોટી ઠરી છે.

એટલે એમણે બીજી ગણતરી બાંધીઃ "યુનોમાં

---

ગાંધીજીના આ ભકતોએ ગાંધીજીની આમન્યા તોડી છે એમ ભલે બીજા બધા કહે, પણ આ ગુર્જરીનો લાલ એવો અન્યાય આ ભકતોને નહિ કરે. એ જાણે છે કે આ બધા ભકતોએ તો વહેતી ગંગામાં પોતાના હાથ ધોયા છે. ભવ્ય પ્રસંગનો લાભ સૌએ પોતાની રીતે લીધો છે.

આ બધા પછી તો ઉલટી મારી ખાત્રી થઈ છે કે, આ ખરેખરો ફાયદો કરાવનારા ખૂની ગોડસેનું જીવતે જીવન સ્મારક, મહાત્મા ગાંધીની જોડાજોડ, ઊભું કરવાનું જ બાકી છે! કળજુગના આ 'પવિત્ર' પુરુષના 'પાવક સ્મારકો'ની યોજના કરવાનું માન કળજુગના ક્યા શેઠો ને ક્યા રાજવીઓ ઝૂંટવી જાય છે એ જ તો હવે જોવાનું રહે છે.

૧૬–૩–૪૮ —ગુર્જરીનો લાલ

માં નાખી પાકિસ્તાન વિરુદ્ધ ચુકાદો મેળવીએ.” એ પણ એટલી જ ખોટી ઠરી. અનુભવે જણાવ્યું કે યુનોમાં ન્યાયનું રાજ નથી. ત્યાં તો રાજ જો કોઈનું હોય તો તે અમેરિકાનું. અમેરિકાના ગજવામાં કોડીબંધ આશ્રિત-ગુલામ દેશોના મત પડ્યા છે. અને એ બહુમતિએ હિંદને સ્વળાવી માર્યું. પરિણામે હિંદને તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું.

કાશ્મીર બિચારું! હજી યે અનિશ્ચિતતામાં જ ઝોલાં ખાતું રહ્યું છે. અડીખમ પહાડી પ્રજાની સ્વાતંત્ર્ય લડત કેવી અદ્ભુત રીતે શરૂ થઈ હતી! અને આજે ખોટી દોરવણીએ એ લડતના કેવાં હાલ કર્યા!

*

ખેર, નેતાગીરીએ ઉત્તરમાં ભૂલ કરી. પણ દક્ષિણે જનતાએ એ ભૂલ સુધારી. ડાગરચોટીથી ચડે એવા દમન અને શોષણ હૈદરાબાદની પ્રજાને રીબાવી રહ્યાં હતાં. આંધ્ર મહાસભાની દોરવણી તળે તેલંગણ અને વારાંગલની જનતા અનેક મહિનાઓથી તેની સામે લડતી આવી છે. અનેક ધીંગાણામાં તવાઈને પાર ઊતરેલા એ કિસાનો આજે નિઝામશાહીનો મૃત્યુ ઘંટ બજાવી રહ્યા છે.

*

૧૫મી ઑગસ્ટે હિંદને જેવી ગણો તેવી આઝાદી મળી. ત્યારે કાશ્મીરથી કન્યાકુમારી સુધી પથરાયેલ ૫૦૦ ઉપરાંત રાજસ્થાની દોજખોમાં તો આપખુદ રાજાઓને સંપૂર્ણ આઝાદી એનાયત થઇ! ત્રાવણકોર, મ્હૈસુર, ઇન્દોર અને નાનાંમોટાં અનેક રાજ્યોની પ્રજાઓએ એની સામે લડતો માંડી. એ વિફરેલી પ્રજાને સમજાવી દેવા રાજાઓ અને નવાબોએ નકલી જવાબદાર રાજતંત્ર આપ્યું અને તેઓ હિંદી સંઘમાં અંદરથી સુરંગ ફૂંકવા દાખલ પણ થઈ ગયા!

પણ નિઝામ? એને તો પોતાનો પૂરો સ્વાર્થ સધાય નહિ ત્યાં લગી જોઈતું કે જવાબદાર રાજતંત્રનો ઓછાયો પણ ન જોઈએ.

આંગળી આપે તો પ્રજા પોંચો પકડે ને? એણે જાહેર કર્યું કે ૧૫ મી ઓગસ્ટથી હું આઝાદ છું. એની તરફેણમાં કાયદાબાજી ચલાવનાર હતો બધો ગોરો વકીલ સર વોલ્ટર મોંકટન. શાહીવાદી કરારો અને એના સગવડપડતા અર્થ કરનાર શાહીવાદી ભેજું. પછી શાની મણા રહે?

પણ નિઝામની તૈયારી એટલેથી જ નહોતી અટકી. કાયદાબાજીની પરવા ન કરતાં પ્રજા હથિયાર ઉગામે તો? તેની ય તૈયારી નિઝામે કરી રાખી. બીજા વિશ્વયુદ્ધમાં કસાયેલું લશ્કર તેણે અણવિખેર્યું જ રાખ્યું.: હિંદનું એકનું એક આધુનિક હથિયાર બનાવવાનું કારખાનું હૈદરાબાદમાં જ બંધાયું હતું. તો ય પરદેશોથી હથિયારો તો આવ્યે જ ગયાં ને ગોરો સરસેનાપતિ ઍાકિન્લેક નિઝામના પ્રજાવિરોધી લશ્કરી કાવતરાની દોરવણી કરતો રહ્યો.

આ બધી તૈયારી પર મુસ્તાક બની નિઝામે, *અંગ્રેજોના દોરવ્યા, પોતાની આઝાદી પોકારી હતી.*

*

પણ ત્યારે હૈદરાબાદની પ્રજા પુણ્યપ્રકોપથી ભભૂકી ઊઠી.

આબાલવૃદ્ધ સૌ લડતની વાટે ઊતર્યાં.

રંગ બરાબરનો જામ્યો. આખા હૈદરાબાદમાં અદમ્ય ઉત્કટ બળવો ફાટી ઊઠ્યો. પણ ત્યારે પ્રજાપરિષદની નેતાગીરી ગભરાઈ ઊઠી. ગાંધીજીના અવસાનનું બહાનું કાઢી તેમણે લડત મોકુફ રાખી. અને પછી તો તે મોકુફ જ રહી.

પણ કાશ્મીરનો બોધપાઠ શીખેલી જનતાએ, લડત સંકેલી આત્મઘાત કરવાનો ઇન્કાર કર્યો. તેલંગણ અને વરાંગલના જાગૃત અને વીર કિસાનોએ લોકશાહી માટેનું નિઝામવિરોધી યુદ્ધ ચાલુ રાખ્યું. જનતાના પ્રેમ અને સ્વાર્પણથી ઘડાયેલ આંધ્ર મહાસભા એમને મોખરે ઊભી.

અનેક દમનો વીંઝાયાં. નિઝામના દમનોમાં શાની મણા હોય? પકડાપકડી, આગ, ડિંબામણી, બળાત્કાર, કત્લેઆમ. આ બધાં નિઝામશાહીનાં રોજિંદા હથિયારો છે. લશ્કર અને પોલીસ ઉપરાંત ગામે ગામે અને શેરીએ શેરીએ ફેલાયેલી ઇત્તેહાદ-ઉલ-મુસ્લમીનની ગુંડા-ફોજ આમાં આગળ પડતો ભાગ લે છે. એથી ય પૂરું ન પડતાં હિંદ સરકારની

# ત્રીજા વિશ્વયુદ્ધની ચીચીઆરીઓ

**બી**જા વિશ્વયુદ્ધના અંત પછી નવા યુદ્ધની સૌથી તીવ્ર ચીચીયારીઓ હવે અમેરિકાથી સંભળાવા લાગી છે. અને માલિક-મદારીની ડુગડુગી વાગતાં નાચે તેમ ડોલરિયા શાહીવાદના બેવીન, એટલી, બીદો જેવા પિઠ્ઠુઓએ એમાં પોતાની બધી તાકાત વડે સાદ પૂરાવવા માંડયો છે. પ્રમુખ ટ્રુમેન અમેરિકી સેનેટ પાસે લડાઇની તૈયારીઓ માટે વધુ નાણા ને વધુ સત્તા માગી રહ્યો છે. યુરોપમાં માર્શલ યોજનાની જાળમાં સપડાએલા દેશોના દગલબાજ રાજકર્તાઓ એક લશ્કરી જથ્થેબંધી કરવાના મનસૂબા કરી રહ્યા છે. જ્યારે ગ્રીસ અને ચીનમાં ત્યાંની પડુપડુ થતી સરકારને ટકાવવા અમેરિકી દારૂગોળાની સ્ટીમરો ઠલવાઇ રહી છે.

કમ્યુનિસ્ટોએ આ કર્યું ને તે કર્યું તે બધી બૂમરાણની પાછળ એક બળ સાવ સ્પષ્ટ તરી આવે છે કે ડોલરિયા શાહીવાદની બાજી અવળી પડતી જાય છે. દુનિયાની લોકશાહી જનતા પર એણે માંડેલા આક્રમણનો જડબાંતોડ જવાબ મળી રહે છે. સત્તાના મદમાં ચકચૂર બનેલો ડોલરિયો શાહીવાદ આ નિષ્ફળતાથી ઘુરાયો બને એ સમજી શકાય તેવું છે.

## ચેકોસ્લોવાકિયાની લોકક્રાન્તિ

એ ભુરાટનું સ્વરૂપ ચેકોસ્લોવાકિયાની લોકક્રાન્તિ પછી એ દેશના લોકશાહી બળો વિરુદ્ધ "લોકશાહીના રક્ષણને નામે" ઝેરી પ્રચારનો જે ધોધ એમણે વહાવ્યો છે તેમાં દેખાયું છે.

લોકશાહીના નામે પોતાનાં પાપ ઢાંકવામાં યુરોપના શાહીવાદીઓ પાવરધા થઇ ગયા છે. આજ ચેકોસ્લોવાકિયાને હિટલર ખાટકીના હાથમાં દસ વરસ પહેલાં વધેરી દેવાયું ત્યારે એટલી-બેવીન "લોકશાહીને" ભૂલી ગયા હતા! દસ વરસ પહેલાંની વાત જવા દઇએ તો ૬ મહિના પહેલાં ગોલ્ડ કોસ્ટના આફ્રિકાવાસીઓ પર ગોળીઓની રમઝટ બોલાવી લોહીની હોળી ખેલતી વખતે બ્રિટનની મજૂર સરકારને "લોકશાહી" યાદ નહોતી આવી. વિએતનામ પર મોત વરસાવનાર ફ્રેંચ સરકારની તો વાત જ શી કરવી! ખુદ પોતાના દેશમાં માત્ર કાળી ચામડી હોવાના ગુનાસર સીદી નરનારીઓને છડેચોક ફાંસીએ લટકાવનાર અમેરિકાના "લોકશાહી"- ખેરખાંઓને ખરી રીતે દુખતું હતું પેટમાં પણ એમણે કૂટયું માથું!

## નૂતન આઝાદીનું સ્વરૂપ

ચેકોસ્લોવાકિયા નાનકડો દેશ છે. સવા કરોડની એ વસ્તી છે. પણ ત્યાંની પ્રજાની લોકશાહી પ્રણાલિકા બ્રિટન, ફ્રાંસ અને અમેરિકાના શાહીવાદીઓથી વધુ જ્વલંત છે.

શાહીવાદીઓની ચાલનો એને પરિચય પણ જૂનો છે. ૩૮ માં હિટલરને ચરણે એને વધેરનાર ઘણા હતા, એ એને બરાબર યાદ છે. જે યુદ્ધ દરમિયાન હિટલરના પંજામાંથી મુકત કરનાર લાલ લશ્કર હતું એની પણ તેમને પૂરી ખબર છે.

યુદ્ધ દરમિયાન ત્યાંની પ્રજાએ એક નિર્ધાર કરી લીધો હતો. બ્રિટન તથા અમેરિકાના શાહીવાદીઓની જાળમાં કદી ન ફસાવું!

૧૯૪૫ ના મે-મહિનામાં ચેકોસ્લોવાકિયા આઝાદ બન્યું.

● એ આઝાદીનું સ્વરૂપ નોખું હતું. શેઠો ને જમીનદારોના હાથમાં સત્તાની લગામ રહી નહોતી. ધમધમતા કારખાનાંઓનો નફો લંડન ન્યુયોર્કની બેંકોમાં જમા થતાં અટકી ગયો હતો.

● લોહીનાં ખતર પૂરી ચેક અને સ્લોવાક પ્રજાએ પોતાની "આઝાદીનું" નવ ઘડતર કર્યું હતું. એને કાજે અનેક બત્રીસલક્ષણાઓએ બલિદાન આપ્યાં હતાં. આઝાદીયજ્ઞમાં તપાઈને જનતાએ એક મોરચો બાંધ્યો હતો. એનું નામ રાષ્ટ્રીય મોરચો.

● જંગમાં જાનફરોસી કરવામાં આગેવાની કમ્યુનિસ્ટોએ લીધી. આઝાદી પછી નવઘડતરમાં જનતાએ એ આગેવાની એમને જ સોંપી. હિટલરના મળતિયા શેઠોનાં કારખાનાંઓ પર રાષ્ટ્રની માલિકીનાં સીલ લાગી ગયાં, ધરતીભૂખ્યા કિસાનોને જમીન મળી.

શેઠો ને જમીનદારો સમસમી રહ્યા. પણ એમનાથી કાંઇ થઇ શકે એમ નહોતું. એમણે ચાલ બદલી, રાષ્ટ્રીય મોરચામાં તેઓ ઘૂસી ગયા. ડાહી ડાહી વાતો કરી એમણે મોકાની જગાઓ પચાવી પાડી. સરકારના પચ્ચીસ પ્રધાનોમાંથી બાર જગા મેળવી લીધી. ને પોતાનો લાગ આવે એની રાહ જોવા બેઠા.

સાથે સાથે સરકારને પાડવા બધી કોશીષો ચાલુ હતી. પણ સફળતા ક્યાંય દેખાતી નહોતી.

ઊલટાનું કમ્યુનિસ્ટોની તાકાત વધતી હતી. લોકશાહી બળોની ભુજાઓ વધુ મજબૂત બની હતી.

છેવટ એ તાકાતને જોઇ એમને લાગ્યું કે હવે તો આવી બન્યું.

ચેકોસ્લોવાકિયાની એક કરોડ વીસ લાખની વસ્તીમાં સાડાતેર લાખ તો કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્ય હતા. પચીસ લાખ ક્રાંતિકારી ટ્રેડ યુનિયન આંદોલનના સભ્યો હતા. મહિને મહિને અરધો લાખ નવા સભ્યો કમ્યુનિસ્ટ પાર્ટીને દફતરે નોંધાતા હતા.

મે મહિનામાં નવી ચૂંટણીઓ આવતી હતી. કમ્યુનિસ્ટોને ૫૦ ટકાથી વધુ મતો મળવાના હતા તેમાં શંકા નહોતી.

ને તેમણે છેલ્લો દાવ અજમાવ્યો.

## પ્રત્યાઘાતીઓનું કાવતરૂં

પ્રધાનમંડળમાંથી રાજીનામું આપી દેવું ને તે પછી "નિષ્ણાતોની સરકાર"ની માંગ કરવી. સરકાર રચાય કે તરત જ સશસ્ત્ર બળવો કરી પાટનગર પણ કબજે લેવું. ત્યાર પછી કારખાનાઓ શેઠોને આપવાં. જમીન જમીનદારોને. દરિયાપારથી ડોલરિયા શાહીવાદીઓનાં સામૈયાં કરવા તૈયારી કરવી.

કાવતરાના નકશાને કાગળ પર ઊતારી એમણે ડોલરિયા દેવની રાહ જોવા માંડી.

૧૯ મી ફેબ્રુઆરીએ વોશિંગ્ટનથી અમેરિકી એલચી સ્ટાઇનહાર્ડ આવી પહોંચ્યો. એ ત્યાં બધી તૈયારી કરીને આવ્યો હતો.

૨૦ મી ફેબ્રુઆરીએ બાર પ્રધાનોએ રાજીનામું આપી દીધું. નિષ્ણાતોની સરકારની માંગ કરી.

## જનતાનો જવાબ

બરાબર એ જ દિવસે ટ્રેડ યુનિયનોએ આ પ્રત્યાઘાતીઓને પડકાર કર્યો "ખબરદાર! તમારી કારી ફાવવાની નથી." કિસાનોએ પુકાર ઉઠાવ્યો "જમીનદારોનો નાશ હો."

કામદાર-કિસાન જનતાને કમ્યુનિસ્ટોએ દોરવણી આપી. પ્રત્યાઘાતીઓએ માથું ઊંચક્યું હતું. જનતાએ એ માથું વાઢી લેવાનો નિર્ધાર કર્યો.

૨૦ મી ફેબ્રુઆરીથી ૨૬ મી ફેબ્રુઆરી. ચેકોસ્લોવાકિયાની જનતાએ હથિયાર સજ્યાં. પ્રાગની શેરીઓમાં હથિયારબંધ કામદારો-કિસાનોએ પ્રજાસત્તાકના પ્રમુખ બેનિશને કહી દીધું: પ્રત્યાઘાતીઓને રદ બાતલ કરી નવી સરકાર રચો.

ઠેકઠેકાણે જનતાએ પોતાની સમિતિઓ રચી સફાઇ શરૂ કરી. પ્રત્યાઘાતીઓના રાફડામાં ગભરાટ ફેલાઇ ગયો. કેટલાય નાસી છૂટ્યા. કેટલાય, પકડાઇ ગયા.

બેનિશને જનતા સામે ઝૂકયા વિના આરો ન હોતો. નવી સરકાર રચાઇ ને એણે પ્રત્યાઘાતીઓનાં મૂળિયાં જડ મૂળથી ઉખેડવા માંડયાં. શેઠો ને જમીનદારોની આર્થિક તાકાત પર નવી સરકારે ઘા માર્યો.

અને આમ અમેરિકાની બાજી ઊંધી પડી. માર્શલ યોજનાના બહાના નીચે ચેકોસ્લોવાકિયાને ગળે દોરડું બાંધવામાં નિષ્ફળ નીવડયા પછી તેમને આશા હતી કે તેમના દલાલો જરૂર કાંઇ કરી શકશે. પણ કામદાર વર્ગની નેતાગીરી નીચે જનતાએ અમરિકી શાહીવાદીઓને પરાજય આપ્યો.

## નવું પશ્ચિમી જૂથ

યુરોપની જનતાની મક્કમ લડતથી ગભરાઇ, અમેરિકીઓએ એક બીજી યોજના સપાટાબંધ અમલમાં મૂકવા માંડી છે. આ યોજનાનું નામ "પશ્ચિમી જૂથ" છે.

પશ્ચિમી જૂથ એટલે પશ્ચિમ યુરોપના રાજ્યોનું જૂથ. આ વિચાર કાંઇ નવો નથી. બ્રિટિશ શાહીવાદે એ યોજના ઘણા વખત પહેલાં મૂકી હતી. ચર્ચીલે એવું જૂથ બાંધવા અનેક ધમપછાડા માર્યા હતા.

આ જૂથના દેશોમાં કેટલાયને પોતાનાં સામ્રાજ્યો છે. જેવાં કે ફ્રેંચ, ડચ, બેલ્જીયન, બ્રિટિશ વગેરે. ત્યાંના રાજકર્તાઓને ઝાડે ટાઢ ચડી ગઇ છે. જો લોકશાહી આંદોલન જોર પકડે તો આ સામ્રાજ્યોનું આવી જ બને! સોવિયેત સંઘ તથા નૂતન લોકશાહીના દેશોની પ્રગતિનો ડર છે. ને એથી સોવિયેત સંઘ તથા નૂતન લોકશાહીના દેશો તથા પોતપોતાના દેશોની લોકશાહી ચળવળોને કચડવા આ ભાગીદારીની જરૂર છે.

બીજી બાજુ આ બધા દેશોનું મૂડીવાદી આર્થિક તંત્ર અમેરિકાના ટેકાથી જ ટકે તેમ છે. ખરી રીતે, માર્શલ યોજનાએ તેમને ખંડિયા બનાવી દીધા છે, એટલે અમેરિકાના પિઠ્ઠુઓ તરીકે યુરોપમાં કામ કરવા એમણે આ જૂથ બનાવ્યું છે.

પણ ચર્ચીલની યોજના આથી જરા નોખી હતી. એને એમ હતું કે બ્રિટિશ શાહીવાદ-ડોલરિયા શાહીવાદના ગુલામો પર મુકાદમનું કામ કરશે અને આમ કરી બીજાં નાનાં નબળાં રાજ્યો પાસેથી વટાવ લઇ જાશે.

ચર્ચીલની યોજના ડોલરિયા શાહીવાદીઓએ હડસેલી મૂકી છે. બ્રિટનને પણ બીજા ખંડિયાઓની જેમ ગણવાની ગણતરીથી આ પશ્ચિમી જૂથની તૈયારી રહી છે.

## લોકશાહી જનતાનો મોરચો

પણ અમેરિકી શાહીવાદીઓની આ યોજના પણ બહુ સફળ થાય એમ લાગતું નથી.

● ઇટલીનું આ યોજનામાં મહત્વનું સ્થાન છે. પણ એપ્રિલની ૧૭મીએ ત્યાં સામાન્ય ચૂંટણી છે. અમેરિકી દલાલોની વિરૂદ્ધ ત્યાંની કમ્યુનિસ્ટ પાર્ટી, સમાજવાદી પક્ષ તથા ટ્રેડયુનિયનોએ સંયુક્ત મોરચો બાંધ્યો છે. ને એ વાત સાફ જણાય છે કે ચૂંટણીમાં આ મોરચાને બહુમતિ મળશે.

*અત્યારથી જ અમેરિકી શાહીવાદીઓ ઇટલીને* યોજનામાં બાકાત રાખવાની વાત કરી રહ્યા છે.

● ગ્રીસની વાત પણ નોખી છે. ગ્રીસનો ૭/૧૦ ભાગ તો આઝાદ સરકારે મુક્ત કરી નાંખ્યો છે.

● ફ્રાંસમાં પણ લોકશાહી આંદોલન તથા કામદાર વર્ગની એકતા તોડવામાં શાહીવાદી નિષ્ફળ ગયા છે.

પરિણામે અમેરિકી શાહીવાદીઓ સ્પેન તથા પોર્ટુગલ જેવા ખુલ્લંખુલ્લા ફાસીવાદીઓને આ યોજનામાં લાવી રહ્યા છે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે લોકશાહી જનતાની તાકાત વધી રહી છે.

● માત્ર યુરોપમાં જ નહિ પણ ચીનમાં કમ્યુનિસ્ટ સરદારી હેઠળ લોકશાહી બળોએ મંચુરિયા લગભગ મુક્ત કરી દીધું છે. સમગ્ર ચીનનો ત્રીજો ભાગ આજે આઝાદ બની ગયો છે.

નવા વિશ્વયુદ્ધની જે ચીસો આટલાંટિકને સામે કિનારેથી ડોલરિયા શાહીવાદીઓ પાડી રહ્યા છે એનું રહસ્ય એજ છે કે દુનિયા પર કબજો કરવાની તેમની બાજી નિષ્ફળ બની રહી છે. લોકશાહી જનતા મક્કમ હાથે તેમને દૂર હડસેલી આગે વધી રહી છે.

૧૭ માર્ચ '૪૮ —રમેશ સંઘવી



# સંસ્કાર

★

૯, પાર્કરોડ, વિલેપાર્લે-પૂર્વ : મુંબઈ.

મે : ૧૯૪૮

તંત્રીઓ

સ્વપ્નસ્થ : શાંતા ગાંધી



★

અનુક્રમ



ગ્રાહક-લવાજમ-વેચાણ-એજંસી માટેનું સરનામું—

વ્યવસ્થાપક: ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર: પ્લોટ: ભાવનગર.

## આ વર્ષે

- સંસ્કારનું લવાજમ વાર્ષિક રૂ. ૬. છ માસિક ૩ા રૂ. પરદેશ માટે વાર્ષિક રૂ. ૯ તથા છમાસિક ૫
- છૂટક નકલની કિંમત આના આઠ
- પુરસ્કાર

  વાર્તા, નાટિકા, લેખ-રૂા. ૧૫; કાવ્ય અને ખાસ વિભાગ-રૂા. ૭
- જાહેરખ ના ભાવો:

| | |
|---|---|
| ૪-થું પૂંઠું (બે રંગમાં) | ૨૫૦ રૂા. |
| ૨-૩ જું પૂંઠું | ૧૫૦ રૂા. |
| સાદું આખું પાનું | ૬૦ રૂા. |
| અરધું પાનું | ૩૫ રૂા. |
| પા પાનું | ૨૦ રૂા. |

- લેખકોને-ટિકીટ વિના મોકલેલ કૃતિઓ પરત કરવામાં નહિ આવે. હેરફેરમાં ગુમ થતી કૃતિઓ માટેની જવાબદારી સંસ્કાર લેતું નથી.
- ગ્રાહકોને-સંસ્કાર દર માસની પંદરમીએ બહાર પડે છે. અને આપને નિયમિત રીતે રવાના કરવામાં આવે છે. પોસ્ટ ઓફિસ પર ખબર કરાવ્યા બાદ અમને સૂચના કરવી.

# મંગળ પ્રસંગે ભેટ આપો :

## સંસ્કારનું વાર્ષિક લવાજમ

પ્રિય ભાઈ/બહેન,

તારી વર્ષગાંઠ/લગ્ન નિમિત્તે અભિનંદન. મારા તરફથી તમને 'સંસ્કાર' દર મહિને મળતું રહે, એથી સારી ભેટ હું શું આપું ?

લી૦ ____________

જેને ભેટ મોકલવું હોય તેનું સીરનામું અને પ્રસંગનું નામ લખીને આ આખી કાપલી મોકલાવી આપશો તો તેમને ઘેર સંસ્કાર પહોંચી જશે.

| ભેટ આપનારનું સીરનામું | ભેટ જ્યાં મોકલવી હોય તેમનું સીરનામું. |
|---|---|
| | |
| | |
| | |

## સંસ્કારનું લવાજમ પત્રક

વ્યવસ્થાપક : સંસ્કાર.

કલામંદિર, પ્લોટ, ભાવનગર

ભાઈશ્રી,

વાર્ષિક/છ માસિક પેટે રૂા. ૬/૩ા મની-ઓર્ડરથી/ મોકલાવું છું. કૃપા કરીને મારૂં નામ ગ્રાહક તરીકે નોંધી લેશો. એજ.

સહી ____________

મારૂં સીરનામું.

____________

ઉપરની જોઈતી કાપલી કાઢીને સાદા બુક પોસ્ટથી રવાના કરી આપો. તેમાં ન જોઈતી સૂચના છેકી નાખવી.

# પથિક અને પાથેય

મુંબઇ સરકારના ગૃહપ્રધાનની ચકળવકળ થતી આંખો એ ઘડી સિનેમા ક્ષેત્ર પર સ્થિર થઇ, અને સેન્સરનો નવો કાનૂન એરણ પર ચડી ગયો. કોઇ પણ ચિત્રપટ પૂરું થાય અને રૂપેરી પરદાપર આવે તે પહેલાં તેમાં સુધારાવધારા કરવાનો અધિકાર તો સરકારને હતો જ. પણ હવે તે માગે છે કે ચિત્રપટ તૈયાર થાય તે પહેલાં જ માત્ર કથાનકની રૂપરેખા જ નહિ પણ સંપૂર્ણ 'સીનારીઓ' સેન્સરની કસોટીમાંથી પસાર થવો જોઇએ.

અર્થાત્ આજે જે ચોકબંધ દેશી તેમજ પરદેશી ચિત્રપટો આમ જનતા સામે ધરવામાં આવે છે, તે જનતાનો જેમની સંસ્કારિતામાં વિશ્વાસ હોય તેવા યોગ્ય પરીક્ષકોની કડક પરીક્ષામાંથી પસાર થાય તે ઇચ્છવાજોગ છે જ. પણ આજે જે સેન્સર બોર્ડના હાથમાં એ સત્તા સોંપવામાં આવી છે તે જનતાની કસોટીમાંથી પસાર થઇ શકે તેમ છે ? અમેરિકાથી આયાત થતાં મોટા ભાગના ચલચિત્રો આપણા નૈતિકજીવનમાં તેમના વિકૃત માનસનો ચેપ ફેલાવી રહ્યાં છે. વેપારી ત્રાજવે તોળાઇને આવતી ત્યાંની જાતીય અશ્લીલતા, કુટુંબને વેરવિખેર કરી નાંખતી, પ્રેમને સ્થાને છળો ને શંકાથી પ્રેરાઇ ખુનામરકી પ્રેરતી ઝેરી મનોવૃતિ તેમના શ્રેષ્ઠ અભિનેતાઓદ્વારા આપણે ત્યાં પણ ફેલાવવામાં આવે છે. દા. ત. "પોસ્ટમેન ઓલવેઝ રીંગ્સ ટવાઇસ" "ગેસ લાઇટ" અને અનેક કહેવાની 'લાઇટ કોમેડીઓ' મ્યુઝિકલ કોમેડિયો વગેરે. મુંબઇ સરકારની નવી સેન્સર નીતિ શું આવાં ચિત્રોનું આપણે ત્યાં પ્રદર્શન થતું અટકાવશે ?

હિંદમાં તૈયાર થતાં ચિત્રપટોપર પણ વધારે અંકુશની જરૂર નથી એમ તો ન જ કહેવાય. આપણા ઉદ્યોગોમાં સિનેમા ઉદ્યોગનું સ્થાન ઘણું મહત્વનું છે. લાખોનો નફો તેના ઉદ્યોગપતિઓને નામે જમા થાય છે. 'બોકસ ઓફિસ' પર દૃષ્ટિ રાખીને આપણાં ચિત્રપટોની કક્ષા પણ નીચે સરતી જાય છે જ. જાતીય તત્વના અતિરેકનો આપણે ત્યાં પણ અભાવ નથી. પ્રચલિત પૂર્વગ્રહોના ગાડરિયા પ્રવાહ સાથે તણાવામાં જ તેમને વધારે નફો દેખાય છે. એ પૂર્વગ્રહો દૂર કરવા માટે પ્રયત્ન કરનારા નિર્માતાઓ આજે તો અપવાદ રૂપે જ ગણી શકાય તેમ છે. છતાં સામાન્ય રીતે એમ કહી શકાય કે આજસુધી જો કે આપણાં ચલચિત્રો કળાની દૃષ્ટિએ (ટેકનીકલ વિગતોમાં) હોલીવુડ કરતાં ઘણાં ઉતરતાં હોવા છતાં, નૈતિક દૃષ્ટિએ ચડિયાતાં રહ્યાં છે. મુંબઇ સરકારની નવી નીતિ શું તેને સર્વાંગસંપૂર્ણ ઊંચી કક્ષાએ લઇ જશે ?

સીનેમા એ જાગૃત લોકમત કેળવવાનું એક અત્યંત શકિતશાળી સાધન છે. જે કામ માટે લાખો વકતાઓ અને હજારો નાટક મંડળીઓ પૂરી ન પડે તે સિનેમા સહેલાઇથી કરી શકે છે. સ્વસ્થ લોકશાહીની ઉછેર માટે જાગૃત લોકમત અનિવાર્ય છે. તેનાપર અંકુશ આવે ત્યારે મરશિયા ગાવાનું મન ભાગ્યેજ કોઇને થાય, પરંતુ કેવા પ્રકારનો અંકુશ ? અને તે કેવી સરકાર તરફથી મૂકવામાં આવે છે ? તેના જવાબને આધારે જ આ પગલાની યોગ્યતા મૂલવી શકાય. એમ તો ફાસિસ્ટ જર્મનીમાં હિટલરે સંસ્કાર ક્ષેત્ર પર અત્યંત કડક જાપતો રાખ્યો હતો.

તે પહેલાં જર્મની સીનેમાક્ષેત્રમાં અગ્રણી તરીકે પંકાતું પરંતુ વાસરમાન જેવા પ્રભાવશાળી લેખકનાં પુસ્તકોની ભરચોકમાં હોળી રચનાર, ટોલર, થોમસમાન જેવા માનવપ્રેમીઓને દેશવટો આપનાર ફાસિસ્ટ સેન્સરની કારકીર્દી તળે એક પણ સારું ચલચિત્ર તૈયાર થયું હોય તેની જાણ નથી. આ અણગમતી યાદ આજે ડોકિયું કરી જાય છે અને તેની ચેતવણી આપણે ભૂલવી ન જોઇએ.

પાછલા દસકાના સર્વશ્રેષ્ઠ લેખો ઉદ્દામ વિચારસરણીવાળા છે એ હકીકત અકસ્માત ગણી કાઢી નાખવા જેવી નથી. સર્વસાધારણ માનવીના જીવનસંઘર્ષમાંથી ઉપસી આવેલ સર્જન જ મહાનતા પ્રાપ્ત કરી શકે છે અને એ મહાનતા જ આમજનતાને સાચે માર્ગે–ઉન્નત પ્રગતિને માર્ગે દોરવા સમર્થ બને છે. ઉપરછલ્લી અણઘડ કૃતિઓ પોતે જ નિર્જીવ હોય ત્યાં લોકમતમાં પ્રાણ શી રીતે પૂરી શકે !

મુંબઈ સરકારના સલામતી ધારાને ખભેખભે લગાવી ચાલી આવેલ નવી સેન્સરનીતિ તરફ સીનેમાજગત શંકાની નજરે જુએ તો તેમાં નવાઈ નથી. અધૂરામાં પૂરું આ મહિને મુંબઈના ઑપેરા હાઉસમાં ગાંધીજીનું જીવન આલેખતી ટૂંકી ફિલ્મે તો આ શંકા દઢ બનાવી છે. તેમાંથી અસહકાર, જેલગમન, શાહીવાદીઓ તરફથી થતું જનતાનું દમન વગેરે કેમ જાણે સાવચેતીપૂર્વક દૂર રાખ્યાં ન હોય એમ લાગવા માંડે છે. આમજનતાને ઘડતને મોરચે લાવી ઊભી કરી એ તો ગાંધીજીનો આપણા રાષ્ટ્રીય જીવનમાં મોટામાં મોટો ફાળો છે.

એ વસ્તુ જ ઉડાવી દેવાય તો ગાંધીજીનું જીવન કોઈ કલ્પી પણ શકે ખરું ? આમજીવનમાં વણાઈ ગએલ સંઘર્ષનું પ્રતિબિંબ જ પડવા ન દેવાય તો આપણી કલાને મિંઢોળ છૂટે તે પહેલાં જ ચૂડલો ભાંગવો પડશે.

વર્ગવિગ્રહની તો આ સરકારને સુગ છે જ; તેનો અતિરેક ન થાય અને આપણી શંકા ખોટી પડે એમજ આપણે તો ઇચ્છીએ.



## અવસાન નોંધ

જબલપુરવાસી સુભદ્રાકુમારી ચોહાણની છાપાઓમાં મૃત્યુનોંધ વાંચી અને હિંદીપ્રેમી ઓઓએ છાનાં આંસુ સાર્યાં હશે. 'મુકુલ' 'ત્રિધારા' 'ઝાંસીની રાણી' 'ઉન્માદિની' 'બિખરે મોતી' આદિ પુસ્તકો યુક્ત પ્રાંતને ઘેર ઘેર જાણીતા છે. સાહિત્યમાં, રાજકીય ક્ષેત્રમાં તેમજ ઘરમાં તે એક આદર્શ માતા હતી. સન ૧૯૨૩ થી તેમણે કોંગ્રેસ આંદોલનમાં ભાગ લેવા માંડ્યો. પ્રાંતીય ધારાસભામાં ત્રણ ત્રણ વખત વિના વિરોધે તે ચૂંટાઈ આવ્યાં. વિચારમાં તેઓ આખર સુધી પ્રગતિશીલ રહ્યાં. સત્તા હાથમાં આવ્યા બાદ કોંગ્રેસનીતિ પલટાવા લાગી તેનો તેમને અત્યંત આઘાત લાગ્યો હતો. કોંગ્રેસની લોકશાહી પ્રણાલિકા જાળવી રાખવાના પ્રયાસ તેમણે કદી ન છોડ્યા. રાજનીતિમાં પ્રમાણિકતા અને સત્યને વાસ્તવદેહ આપતી એ ચુસ્ત કોંગ્રેસસેવિકાને અંજલિ આપતી વખતે તેમની જ લખેલી નીચેની યાદ આવી જાય છે:

" મૈંને હંસના સીખા હૈ
મૈં નહીં જાનતી રોના.
બરસા કરતા પલપલ પર
મેરે જીવન મેં સોના. "

તેમના આશાવાદનો પુણ્યવારસો આપણા દેશના મરું મરું થતા લોકશાહી આત્માને અમર બનવાનું કૌવત આપો !

—શાંતા ગાંધી

# બે ઝલકો

## આંધી

: સોહિની :

ઘોર ચઢી કો આંધી જીવને ઘોર ચઢી કો આંધી,
જડે ન કડી સાચી જીવને ઘોર ચઢી કો આંધી.

ગગનપરે ક્ષિતિજે તુફાન ના,
જલ-થલમાં કશુંયે અશાન્ત ના,
હોય કહીંથી જાગી!
જીવને૦

પ્રયાણનો પ્રારંભ છે થયો,
વિકટ પથે હું સાવ એકલો,
મહદેચ્છાથી પાપ મેં ભર્યો;
દમે તણી અણુધારી–
જીવને૦

ખભે લીધું પાથેય મેં ઘણું
પ્રિયજનના અણખૂટ પ્રેમનું,
તપ વળી મેં દિનરાત જે કર્યું,–
શકે ન ખપ શું આવી!
જીવને૦

આશ બધી મારી સરે સરે,
શ્રદ્ધા પણ બળી વ્યર્થ શું ઠરે,
અકળાતાં સપનાં; અરે! અરે!–
કદિ ન જોઇ આવી–
જીવને૦

ક્ષણે ક્ષણે ઘેરાતી જીવને ઘોર ચઢી આ આંધી;
જરીય થાય ન આધી જીવને ઘોર ચઢી આ આંધી.

–હસિત બુચ.





## નાચો મન મેલી

નાચો મન મેલી આજ નાચો ધરા!
વેદનાભરેલ કંઠ, અંગ અંગ દોરા બંધ,
જીવનને છંદ છંદ આજે તાંડવ રંગ.
આંસુનાં વ્હેણુ તોય રોકો જરા....નાચો૦

પેલો વિકરાળ કાળ ભરતો ભયઘેરા ફાળ,
જગને મસળાને હાલ ચાલે અજબ ચાલ.
છૂટાં મેલો તોય સ્મિતના ઝરા....નાચો૦

દૂર દૂર ક્ષિતિજ ઉર, રેલે મુક્તના સૂર,
દોરામાં આવે જો પૂર, ઉછળે ન શેણે ઉર!
હૈયે એ પૂર આજ ભરજો જરા,
ગીત કેરા છોક આજ છલકો ધરા...નાચો૦

–રવીન્દ્ર ઠાકોર.

# શ્રમજીવીઓનું મહાપર્વ

# ☆ મે – દિન ✶

લેખક : ચંદ્રભાઈ ભટ્ટ

કોલંબસની નવી દુનિયા પર સંગઠિત બનતો મજદૂર માગ ઉઠાવતો હતો, "આઠ કલાકનો દિવસ બનાવો."

"આઠ કલાકનો દિવસ !" અમેરિકી માલિક મોં મરડીને છીંક ખાતો હતો. અમેરિકી માલિકોની વડી અદાલત ન્યાયના ચાકડા પર ચૂકાદો ઘડતી હતી. "મજૂરીનો બાર ને ચૌદ કલાકનો દિવસ ટૂંકાવી નાખવો એ તો મજૂરની સ્વતંત્ર ઈચ્છા પર તરાપ મારવી કહેવાય......માલિકો ને મજૂરો સ્વતંત્ર રીતે ફાવે તેટલા કલાકના દિવસનો કરાર કરી શકે છે."

પણ માલિકીની શયતાનિયત સામે મજદૂરની મામ ફિટકાર હસતી વધારે મોટો અવાજ કરતી હતી, "આઠ કલાકનો દિવસ બનાવો."

અને એ માગ પર મજૂરનાં સરઘસો નીકળતાં હતાં, સભાઓ ભરાતી હતી, ઠરાવો ઘડાતા હતા. અને ૧૮૮૬ના મેનો પહેલો દિવસ શ્રમમાનવોની એ ન્યાયી માગણીના નામમાં અમેરિકાભરમાં જંગી હડતાલો પુકારતો હતો.

એવા ત્રણ દિવસ વહી ગયા. ત્રણ દિવસમાં અમેરિકાભરમા હડતાલિયાં કામદારો પર પોલીસોનાં દમન દોડયાં. ત્રણ દિવસમાં હડતાલી કામદારોનાં શરીરો વીંધાયાં. પણ ત્રણ દિવસમાં અમેરિકી કામદારે જનતાજોગ અલખ જગવી મૂકી "આઠ કલાકનો દિવસ આપો."

અને ૧૮૮૬ ના મેના ચોથા દિવસની રાત અંધારી ઊગી હતી. અમેરિકી માલિકોના પાટનગર ચીકાગો પર હે–મારકેટ ચોગાનમાં ચીકાગોના કામદારો પહેલા ત્રણ દિવસમાં રેડાયેલાં કામદારલોહીને બિરદાવવા અને માલિકોનાં દમનને ફિટકારવા પંદરસો જેટલી સંખ્યામાં વરસતા વરસાદમાં જમા થયાં હતાં.

એ સભાનું અવલોકન કરવા મેયર કાર્ટર જાતે હાજર હતા. આલ્બર્ટ પારસન્સ વરસાદમાં બોલતો હતો. પંદરસોની જમાવટ એક આદમીની જેમ અવાક્ બનીને સાંભળી રહી હતી.

ડેસપ્લીન રસ્તાના પોલીસ સ્ટેશન પર પોલીસવડા કેપ્ટન જોન બોનફીલ્ડને મેયર કાર્ટર પોતે સમાચાર આપતા હતા :

"સભા શાંત રીતે ચાલે છે...કોઈ જાતનું ધાંધલ નથી."

"કોઈ જાતનું ધાંધલ નથી...કેમ નથી !" બોલતો પોલીસવડો નક્કી કર્યા પ્રમાણે એકસો પચીસ બંદુકિયાઓને લઈને તાબડતોબ નીકળતો હતો અને મેયર મહાશય નક્કી કર્યા પ્રમાણે ઘર તરફ વળતા હતાં.

ત્યારે આલ્બર્ટ પારસન્સ બોલી રહ્યો હતો અને મજદૂરોની સભામાં વ્યાસપીઠ બનેલાં ગાડા પર સેમ્યુઅલ ફીલ્ડેન ચઢતો હતો.

"વીખરાઈ જાઓ." પોલીસનો વડો વિકરાળ બનીને ઘૂરકી ઊઠ્યો.

"વીખરાઈ નહિ જવાય" કામદારોમાં કોલાહલ થયો.

અને કામદારો પર ગોળીઓ વછૂટી. હે–મારકેટના ચોગાનમાં લોહી છંટાયું. સાત પોલીસો કામદારોનાં શબો સાથે મરેલા પડ્યા. સેંકડો કામદારોનાં ખૂન રેડીને ચીકાગોની સરકારે જાહેરાત કરી, "કામદારોએ ધાંધલ કર્યું હતું. શાંતિ જાળવવા ગોળીબાર કરવો પડ્યો."

કામદારોએ જાહેર તપાસ માગી.

"એવી જાહેર તપાસ હોય નહિ." અમેરિકી માલિકોએ મજાક કરી.

અને જવાબમાં ચીકાગો આખા પર કામદારોની ચાલીઓમાં અને લાલ આગેવાનોનાં રહેઠાણો પર પોલીસની ઝડતીઓ શરૂ થઈ ગઈ. ઝડતીઓમાં ફિતુરી લખાણો ઝડપાયાં, બોંબો શોધાયાં. સેંકડો કામદાર આગેવાનોને કારાગારો પાછળ ધકેલી દેવાયા

એક મોટા કાવતરાની સરકારી જાહેરાત થઈ. નવ કામદાર આગેવાનોને કહેવાતા કાવતરા માટે ઝડપી લેવાયા. આલ્બર્ટ પારસન્સ હજુ હાથ લાગ્યો નહોતો.

અને મૂડીવાદનાં છાપાંઓમાં એ ચળવળિયાઓ સામે તંત્રીલેખો લખાયા. મૂડીવાદના પત્રોએ કામદારોને બહેકાવી મૂકનાર એ લાલ લોહીવાળાઓ સામે સખત હાથે કામ લેવાની માગણી કરી.

અને જૂનના ૨૧ મા દિવસે મુકદ્દમો મંડાયો. કામદારોનાં ખૂન કરીને અમેરિકી સરકારની અદાલતે કામદાર આગેવાનોનો ન્યાય જોખવાની અદાલતમાં ન્યાયાધીશની નોકરી સ્વીકારી.

ત્યારે એ અદાલતમાં એક પડછંદ આદમી પેઠો. એની હાજરીમાં અદાલતનાં મૂડીવાદી કરચલાં કુંચવાયાં. એની શોધ કરવા ચીકાગોને ખૂંદી વળેલ પોલીસના ખડાપગાઓ ચમકી ઊઠ્યા. એણે અદાલતમાં થંભી જઈને પડકાર કર્યો, 'જેને તમે શોધતા હતા તે હું આલ્બર્ટ પારસન્સ હાજર થયો છું... મારા બિરાદરો સાથે જ મારો પણ ન્યાય જોખો.'

અદાલતમાં અમેરિકી માલિકીના શામ કાકા જેવો ઘરડો ગેરી વડો ન્યાયાધીશ હતો. એની કબરપંથી જર્જર આંખો સામે આ કામદાર આગેવાનોમાંથી અનેક તોફાનોના આકારો એને ઊડતા દેખાતા હતા. એનું ઘરડું માથું 'શાન્ત પાપં' બોલી નાખવાની તાલાવેલીમાં સળવળી ઊઠ્યું હતું. અમેરિકી શાહીવાદનો વકીલ મીનેલ કામદાર આગેવાનોને પોતાની અપરાધી જીભના લોચામાંથી બહાર કાઢવા દાંત કકડાવતો હતો.

અમેરિકી માલિકોનાં છાપાંઓને એ સાતે નેતાઓ પર ઓતરાતા ફાંસાના દોર અગાઉથી દેખાઇ ગયા હતા અને ફાંસા પર ઝુરતાક ડોલતાં છાપાંઓ છડેચોક ધમકી બોલતાં હતાં કે એ લાલ આગેવાનોનો કાયદેસરનો બચાવ કરવા ખબરદાર જો કોઈ પણ વકીલો આવ્યા છે તો.

અને છતાં વકીલમંડળના ત્રણ વકીલો હિંમતભેર બહાર આવ્યા. વીલીયમ-પી-બ્લેક એમાંનો મુખ્ય હતો. એ ગુલામી પ્રથાનો નાશ કરવાની લડાઈઓમાં ગુલામોના માલિકો સામે લડ્યો હતો. આજેય એનું લડાયક ખમીર મૂડીવાદની ધમકીઓને પડકારતું હતું. ઊંચો, ઘેરો અને ગંભીર બનીને આજે એ મૂડીવાદી અદાલતને પડકારતો દરેક ડગલે સરકારી વકીલ મીનેલને પૂછતો હતો, "ફાંસાદોરની વકીલાત કરીને ગવર્નરની પદવી પામવી છે ?"

અને મૂડીવાદનો મારો ભોંય ખોતરતો હતો અને મૂછોમાં અપરાધી રેખાઓ સંતાડતો વાંકણો દેખાઈ જતો હતો.

વારંવાર અદાલતની હવામાં વીજળી પડતી હોય તેવા શ્વાસ થંભીને સાંભળી રહેતા હતા. વચમાં વચમાં સરકારી વકીલનું શાહીવાદી જડબું ખૂલતું હતું અને શબ્દછળની છોળો વહાવતું હોય તેમ કહેતું હતું, "સમાજ અને સરકારનો બચાવ કરવા માટે એ બંનેનો નાશ કરવા માગતા આ સાતે અંધેરવાદીઓને......"

જાણે અંધારાની ઘેર ઊઘડતી હતી. અમેરિકી માલિકની અદાલતમાં અંધારા ભૂતકાળના ઓળા ઊડતા હતા. જ્યુરી બનેલા પડછાયા સંમત થતા હતા. સાતે કામદાર આગેવાનો પર મોત ઊતરતું હતું. સુપ્રીમ કોર્ટમાં મોકલવામાં આવેલી અપીલની અરજને વડો ન્યાયાધીશ વાઈટ પાછી ધકેલતો ઉમેરતો હતો, "ન્યાયાધીશ ગેરીએ આપેલા ચુકાદાની ફરી તપાસની જરૂર જણાતી નથી." સાતે જણને નવેંબરના ૧૧ મા દિવસે ફાંસા પર લટકાવી દેવાનો ગેરીએ ચુકાદો આપી દીધો હતો. ૧૮૮૭ની સાલનો એવો ઈતિહાસી અંત અમેરિકી માલિક નક્કી કરતો હતો.

આજે નવેંબરનો બીજો દિવસ હતો. સાતે બહાદુરોની જીવનદોરી અગિયારમીના ફાંસીમાંચડા પર ખતમ થવાની હતી. ઘડિયાળનો દરેક ધબકારો આ સાત લડવૈયાઓને મોતના માંચડા તરફ ખેંચતો હતો.

આ સાતે નિર્દોષોનો ઘાત અટકાવવા અમેરિકાના મહાનુભાવોની અરજીઓ પેશ થતી હતી. વીલિયમ ડીન અને લોંગફેલો એમાં મુખ્ય હતા. અમેરિકી માલિકીની માતૃભોમ ઈંગ્લેંડમાંથી વીલીયમ મોરીસ,

એની બીસેન્ટ તથા ઓસ્કાર વાઇલ્ડની આગેવાની નીચે માનવભાવ અમેરિકી શાહીવાદને ઢંઢોળતા કરગતા હતા. ઇંગ્લેંડના સોળ હજાર કામદારો એક જ દિવસમાં પોતાની સહીઓ આપીને વિનંતિપત્ર પેશ કરતા હતા. અમેરિકાની તમામ કામદાર સંસ્થાઓ એક જ અવાજે પૂકાર ઉઠાવતી પોતાના સાત આગેવાનોને પાછા માગતી પુણ્યપ્રકોપથી પ્રજળતી હતી.

એટલામાં નવમી નવેમ્બર આવી પહોંચી. સાતે નરપુંગવોનાં દર્શન કરવા અમેરિકાની જનતા ઊભરાતી હતી અને કારાગારની દીવાલ પર શાપ વરસાવતી પાછી ફરતી હતી. અમેરિકાની શ્રીમંતશાહીમાંથી કોઇ વાર કોઇ નર, કોઇ માદાઓ કોઇ સંગ્રહસ્થાનમાં વિચિત્રતા જોતાં હોય તેમ ડોકાઇ પડતાં હતાં અને આ સાતેની નજર ચૂકવતાં વંકાતી દૃષ્ટિને ડારતાં આવતાં જતાં હતાં. આર્ટ યંગ નામનો એક જુવાન કલાકાર આ સાતે જીવનજોગીઓની ઊડતી છાયાની રેખાઓ દોરતો હતો.

પારસન્સ ખુરશીમાં બેઠો હતો. ચીકાગો આવતા પહેલાં વાકો ટેકસમાં જે છાપાનો એ તંત્રી હતો તે છાપાનાં ઊડતાં પાન પર ગરકાવ બનતો પગ પર પગ ચઢાવીને પોતાના જીવનના દીપકના છેલ્લા ઝબકારાને લખી દેતો હોય તેવો લાગતો હતો. એડોલ્ફ ફીશર તો આરબીટર ઝીટંગ છાપાનો એક કામદાર હતો. જેવો યંત્ર પર બેસતો અને જેવો અદાલતમાં ઊભો હતો તેવો જ અધીરો આજે જાણે એ મરણ પર ઠેકીને ઊડી જવા આતુર દેખાતો હતો. જ્યોર્જ એન્જેલ પોતાની જર્મન ભોમને છેલ્લી સલામી આપતો હોય તેવો ગમગીન ઊભો હતો. માઇકલ સ્કવાબ આજ સુધી તંત્રી લેખો લખતો હતો. આજે ઉતાવળો પગભર બનેલો એ જાણે કાળની શીશીનો ઉતાવળાં સરતાં રજકણોનો અંતિમ લેખ લખતા પહેલાં ઉદાસીન બન્યો હતો. સેમ્યુઅલ ફીલ્ડેન ઇંગ્લેંડથી આવ્યો તેવો જ બરાબર દાઢીવાળો અમેરિકી કામદારોની સભાઓ ગજવતો, ઉત્સાહના પૂર જગવતો, જનહૃદયચાલના હિલોળા પર જ આજ પર્યંત ઊછળવાના સ્વભાવવાળો આજે પહેલીવાર અવાક્ બનીને વિમાસતો હતો. ઓગસ્ટ સ્પાઇઝ જાણે આજેય આરબીટર ઝીટંગનો લોકલાડીલો તંત્રી હતો. આજે એનું છાપું ગમગીન હતું પણ એ નહોતો. આજે એનાં અણુ પરમાણુઓ મૂડીવાદે રોપેલા માંચડાને કચડીને એક કદમ આગે ભીડવા બેપરવા બનીને મોતના મોરચા પર લડાયક બન્યાં હતાં. પણ એકલો લુઈ લીંગ બાવીસ વરસની ઊગતી જુવાનીને જગત જનતાની જોહાદમાં ધરી દેતો જૂના જગતના માલિકપણ પર અનિમિષ બનીને જાણે કંઇ કહેતો હતો.

અને કલાકાર આ જીવન દીવડાઓની રેખાઓ સોંપતો પસાર થતો હવો. કાગળના કટકા પરથી ઊડી જવા માગતી હોય તેવી આ રેખાઓમાંની એક કલાકાર પાછળ દેવાતા દરવાજાને તોડતી હોય તેમ ધડાકો બનીને ધમધમી ઊઠતી હતી. એક ઘડીભર આખા કારાગારના શ્વાસ થંભેલા થડકી ઊઠતા હતા.

મૂડીવાદી પશુએ રોપેલાં ફાંસા સામે વિરોધનો છેલ્લો અવાજ બનતો હોય તેવો બાવીસ વરસનો લીંગ છૂપી રીતે મળેલો બોંબ મોઢામાં ઘાલીને ફટુઝ ચેતવીને ફૂટી ગયો હતો.

એ અવાજ પાછળ બાકીના છ જણના મોતને અટકાવી દેવાના લોકપોકારો ઉગ્ર બનતા હતા. અમેરિકી માનવતા અમેરિકી માલિક વર્ગને ધિક્કારતી હતી. અમેરિકી અદાલત ફાંસીના માંચડાના આગલે દિવસે સ્કવાબ અને ફીલ્ડેનનો દેહાંત દંડ માફ કરીને તેમને આજીવન કારાગારની સજા ફરમાવતી હતી અને બાકીના ચારને ટીંગાવી દેવાની ઉતાવળી તૈયારીઓ કરતી હતી.

એવો નવેંબરનો અગિયારમો દિવસ આવી પહોંચ્યો. કારાગારની દીવાલો વચ્ચે મોતના માંચડા રોપાઇ ગયા. કારાગાર પર મૂડીવાદી ઓથાર મોત બનીને ઓઢવાઇ ગયો. કારાગારમાં જકડાયલી તમામ જીવનદોરીઓ જાણે થંભી ગઇ. કારાગાર પર ભયાનક તંગ હવા ગમગીન નજરોની આપ-લે કરતી અવાક્ બની ગઇ.

કારાગારને ફરતાં દોરડાંની વાડો બંધાઇ ગઈ. કારાગારને ફરતા ત્રણસો સંગીનધારીઓના પહેરા ગોઠવાઈ ગયા. કારાગારના દરવાજામાં એક જ છાપાના ખબરપત્રીને દાખલ કરવામાં આવ્યો.

અને માંચડા પરથી લટકતા ફાંસા ચાર મરજીવાના કંઠમાં આરોપાયા. ચારેના લડાયક પ્રાણે આઠ કલાકના દિવસનો પુકાર કર્યો. ચારેના પ્રાણનો છેલ્લો તણખો કામદાર જનતાના લડાયક સૂત્ર પર ધીખી ઊઠયો ને ધખી ગયો.

ચારેનાં શબ નીચે ઉતારાયાં અને મૂડીવાદી પશુના પગરખે બંધાયેલા ડૉક્ટરોએ ચારેનાં શરીર શબ બન્યાં છે એવું પ્રમાણપત્ર આપ્યું.

અને છેલ્લા સમાચાર નોંધવા અંદર ગયેલો ખબરપત્રી બહાર આવ્યો ત્યારે ફાંસા પરથી ઉતરીને આવ્યો હોય તેવો નિસ્તેજ ને ફિક્કો બનીને ટગર ટગર તાકી રહેલો હતો. એ જોતો હતો પણ દેખતો ન હતો. મૂડીવાદી પશુના કાળા કરતુકે એની જીભપરની જબાનનો પક્ષાઘાત કર્યો હતો. એ બન્ને હાથ હલાવીને કરપીણ નજર નાખીને પોતે જે જોયું હતું તેનો એક પણ શબ્દ બોલવાની ના પાડતો હતો.

માત્ર મૂડીવાદી અંધારની ઘુવડવાણી જેવાં મૂડીવાદનાં પત્રો સમાચાર આપતાં હતાં. એક ફરફરિયું મથાળું લખતું હતુંઃ

" એનારકી ઉપર ન્યાયનો વિજય. "

પણ સૌને ખબર હતી કે મૂડીવાદી અંધેરને દફનાવનારો ઈતિહાસનો ન્યાય તો પેલા ફાંસીના માંચડા પરથી મેના પહેલા દિવસની બંધુતાના એરણ પર ઘડાવા માંડ્યો હતો. અને અમેરિકી શાહીવાદથી પતિત બનેલા ચીકાગો નગરનું ડેઈલી ૧૮૮૭ના નવેંબરના ૧૧મા દિવસનો ખાસ વધારો બહાર પાડીને મેના પહેલા દિવસની લોકજેહાદની તેજછાયા બનેલી સાત રેખાઓની તસ્વીર છાપતું હતું.

મેના પહેલા દિવસે ઊગેલી ઉષાનાં કિરણો મેના ચોથા દિવસે પોતાની જાતને પુરવાર કરવા લડાયક બન્યાં. એ લડાયક ખમીરના ચાર આગેવાનોએ ફાંસીના માંચડા પરથી મેના પહેલા દિવસની રણહાક અમેરિકાથી દૂરદૂર દુનિયાના તમામ દેશોમાં જાણીતી કરી. જાગતી કામદાર જનતાનો ઈતિહાસી અવાજ રૂંધી નાખવા અમેરિકી શાહીવાદે ચીકાગોમાં રોપેલા ફાંસીના માંચડા નકામા નિવડ્યા. મેનો પહેલો દિવસ કામદાર આલમની નેમ પુકારનાર કામદાર આલમનો મહાન દિવસ બની રહ્યો.

૧૮૮૯માં પેરીસમાં મળેલી સમાજવાદી કામદાર આગેવાનોની આંતરરાષ્ટ્રિય પરિષદે મેના પહેલા દિવસને કામદાર જનતાનું આંતરરાષ્ટ્રિય પર્વ બનાવ્યું. ત્યારથી જગતભરનાં શ્રમમાનવોએ મેના પહેલા દિવસને પોતાના રાજકારણની લડાયક નોબતનું એલાન કરનારો મહાન દિવસ બનાવ્યો.

એવા એકસઠ એકસઠ મે દિનો આવ્યા અને જગત જનતાની જબાન પર બાગી બાની પુકારતા ગયા. સાઠ સાઠ વાર મે દિનની લડાયક ઉજવણીએ શ્રમમાનવોની રણખંજરીઓ વાગતી કરી. આજસુધીમાં સાઠ સાઠ મે દિનોની વધારે લાલ બનતી ઉષાઓ ઊગી.

અને દરેક મે દિન પર જગતભરનાં જનસંગઠનોએ લાલ ઝંડાઓ લહેરાવ્યા. દરેક મે દિને વધારે ને વધારે શ્રમ માનવોના સંઘોની કતારોના કદમ એક તાલમાં ઊપડતા દેખાડયા. નવાં નવાં યુનિયનોનાં જોડાણ બતાવ્યાં, નવી નવી લડતોના અહેવાલ આવ્યા ને એલાન કર્યાં. દરેક મે દિને માનવતાની લડાયક કુચકદમની વિરાટ પગલીના વિજયોના હિસાબ આપ્યા.

સાઠ સાઠ મે દિન પર વિરાટ માનવતાના કદમ બજ્યા, વિરાટ હાકલો ઉઠી, વિરાટે આનંદના અતિરેકમાં આવતી કાલની બાંધવઘટનાની ઘોષણા કરી.

સાઠ સાઠ મે દિન પર લાલ ઝંડો ફરકયો. અનેકોમાં એક વંટોળ ફરકી રહ્યો. અનેકોમાં એક રંગ ઝળકી ઊઠ્યો. અનેક ઝંડાની અનેક રૂપરેખામાં, ભાતભાતની કિનારીઓમાં, લોક ઝંડાનો રાતુડો રંગ એક ન્યાયની, એક સમાનતાની અભેદ ખમીરની ભાત પાડી રહ્યો.

મજદૂરોનાં તમામ સંગઠનો એ દિન નીચે એક

રાજકારણમાં એકઠાં મળ્યા. એક રાજકારણે એક રંગ નીચે અને હથોડા ને દાતરડાની રેખાઓ નીચે અનેક પક્ષોને એકઠા કર્યા. એક વ્યાસપીઠ પર બોલતા બનાવ્યા, એક ટ્રેડ યુનિયનમાં સંગઠિત કર્યા. અને એ એકતામાંથી અળગા થયેલા માલિકના મહાજનિયાઓને ભંગીઆ તરીકે પુરવાર કર્યા.

એ મહાન દિને જગત જનતાની નાની મોટી લડાઈઓના લડવૈયાઓને જીવતા બનાવ્યા. માર્કસ અને એંગલ્સ ને લેનીન, ડેબ્સ, હેવુડ અને રૂથેનબર્ગ, લીબનીક્ટ અને લુક્ઝેંબર્ગ, સાકો અને વેનઝેટી, ફ્રેંકલીટલ, અને મેટીઓટી, મુની, બીલીંગસ અને નમારા આજે નહિ તો ક્યારે જીવવાના હતા! એ મહાન દિવસ જ એ જંગી જીવનકણોનું જતન કરતો સાઠ સાઠ વાર ઊગી ચૂક્યો.

અને સ્પાર્ટેકસની લીજીઓ લીએરા, કિસાન વિગ્રહોની લડાયક કૂચો, ફ્રેંચ કોમ્યુનાર્ડોનાં જોહરો, રશિયન સમાજક્રાન્તિની પ્રચંડ વિરાટ છાયાઓ, આ દિનની રણહાક બનીને જાગી ઊઠી.

વરસ વરસની જનજેહાદોની પરકમ્મા પામતો મે દિન ૧૯૦૫ની રૂસી ક્રાન્તિની આશાઓને સંઘરતો હતો. જગતના ઝારોએ ઊજવેલા ખૂની રવિવારોનાં ખમીરોને એકઠાં કરતો હતો. શીતલ મહાલ પરની વિજય કૂચનાં જયગર્જનોને જમા કરતો ચીનીલાલની ઉત્તરની ચઢાઈ પછીથી ચાંગફાસીની ખૂની ફરશી નીચે ફરતા થયેલા લાખોની શહાદતના કેસુડાંની પીંછીમાં જનજેહાદનો ઈતિહાસ ચીતરતો ઉત્તર પશ્ચિમના જનતારકને લાલ રંગતો હતો. અને અણુથંભી કૂચ કદમ પર કાળના કૂંડાળામાં ફરતો એ જ મે દિન હિંદી માનવતાના પળના દાવાનળના પહેલા અંગારાની મેરઠની ભઠ્ઠીની લોકધમણ જેવા લોકઅંગારાઓના મિરત કાવતરાના મુકદ્દમાને જીવતસરમાં મશહૂર કરતો આંતરરાષ્ટ્રિય બ્રિગેડની રણહાક બનીને સ્પેઈનનાં લોકસમરાંગણ પર ઊતરી પડતો હતો.

જગતભરની શાહીવાદી જંગાલિયતનો નાશ કરવા જગતભરનાં કામદારો એક થાઓની હાકલ પુકારતા સાઠ સાઠ મેં દિનો જગતભરની ગ્રમતાકાતને ઢંઢોળતા ભમ્યા અને મે દિનની દરેક રણહાક શાસકોનાં દિલને કંપાવ્યાં તથા માલિકોનાં માથામાં હડતાલનો હથોડો માર્યો, અને જાલિમોના લફ્રાઓની ઊંઘ ઉરાડી નાખી.

મે દિનના દરેક દિવસે નવી માગણીઓ બુલન્દ બનાવી, નવા નવા રસ્તાઓ પર લાલ ઝંડા ફરકતા કર્યા, નવી નવી લડતોનાં રણશીંગડાં ફૂંક્યાં, નવી નવી શહાદતનાં સ્મારકો રચ્યાં, અને નાગરિક આઝાદીની નવી નવી નવાજેશ કરી. વરસે વરસે મે-દિન નવો ને નૂતન ઊગ્યો.

અને તોય કેવો જૂનો એ નવા નવા મે દિનનો એકધારો અવાજ હતો! સમાન બાંધવતાના આચાર-ની ઘટનાનો, વરસે વરસે નવા નવા જનવંટોળમાં ઘૂમરતો ગરજતો હતો: "સમાન બંધુતાવાળી નૂતન દુનિયા."

એ એની નેમ પર સાઠ સાઠ વરસનાં નિશાન તકાયાં. સાઠ સાઠ વરસની નોબતો બજાઈ. સાઠ સાઠ વરસનાં ડંકા વાગ્યા. સાઠ સાઠ વરસ ભર દેશદેશમાં પ્રજા પ્રજાએ અનેક બાનીઓમાં કુરબાની ગજવી.

સાઠ સાઠ વરસભર રશિયન, જર્મન, પોલીશ, ઇટાલીયન, ફ્રેંચ, ફીનીશ, ગ્રીક, આરમેનિયન, સિરિયન, યહુદી, ચીની, તુર્કી, હિંદી અને લાખ લાખ જવાનોએ અનેક તાલોમાં, અનેક વાજીંત્રોમાં મે દિને જયગર્જન ગાયાં. લાખ લાખ જવાનોએ ભાષાઓની ભિન્નતામાં જનભાવનો સુમેળ સાધ્યો, શબ્દોની જુદાઈમાં અર્થની એકતા બનાવી, રૂપરંગની વિવિધતામાં વિરાટની વાણી એક માર્ગ બતાવી. પ્રજાઓનાં લાખ નામોમાં જીવનનો એક ભાવ, એક તાલ, એક ઉમેદ અને એક લડતની રણહાકને તારી બતાવી અને એક શપથ ઉચ્ચાર્યો કે, "સમાન બંધુતાની નવી દુનિયા."

સાઠ સાઠ મે દિનોએ દાખવેલો સંઘમાનવનો એ સંઘશબ્દ બિરાદરીની નવી માનવતાનો ભાવ ધરીને સૂરજને ફરતી પૃથ્વીના મે દિનના દરેક નેતા

(અનુસંધાન પૃષ્ઠ ૨૬૪ પર)

# દમન
## ( એકાંકી નાટિકા )

લેખક : સુબ્બા રાવ

અનુવાદક : તરલા ગાંધી

[ તેલંગણ | નિઝામશાહીને જડમૂળથી ઉખેડી નાંખવા કટિબધ્ધ બનેલ હૈદરાબાદ રાજ્યના તેલંગણવાસી કિસાનની ઝાંખી કરવાની શ્રી સુબ્બા રાવની આ નાટિકા હજારો ગામવાસીઓએ ઉમળકાભેર વધાવી લીધી છે. તેમના વાસ્તવજીવનનો આ ચિતાર છે—તંત્રી. ]

### પહેલું દૃશ્ય

[ જંગલનો એક ભાગ. ઘાસ ઉપર એક કુહાડી અને પાવડો પડ્યાં છે. વંકટરેડ્ડી જુવારના દાણા કુંડામાંથી જુદા પાડી રહ્યો છે. ઘણા દિવસોથી હજામત કરી નથી. એણે ખાખી કપડાં પહેર્યાં છે. એના શરીર ઉપર લીલી ટોપી છે. ફરીદ ડાંગી બાજુથી આવે છે. એનો પહેરવેશ પણ વંકટરેડ્ડી જેવો જ છે. એના ખભા પર એક કુહાડી અને એક બરછી છે. ]

ફરીદ–કામ પતાવી દીધું, વંકટરેડ્ડી ?

વંકટ–કેમ બધા લોકો ભેગા થઇ ગયા ?

ફરીદ–હા, બધા આ ઝાડીમાં સંતાયા છે.

વંકટ–અને સંત્રી ?

ફરીદ–એ પણે પેલી ટેકરી ઉપર ઊભો, બ્યુગલ લઇને. ( ખભા ઉપરથી કુહાડી ઉતારી પથરા ઉપર સજાવવા માંડે છે. )

વંકટ–( દાણાં જુદા કરતા ) આણુ સાલ પાક બરાબર ઉતર્યો નહિ. એટલે અનાજ પણ થોડું છે.

ફરીદ–અરે વખતસર બીયારણ મળ્યું હોત તો પાક સારો ઉતરત પણ જ્યારથી આ જમીન ઉપર આપણે હળ માંડ્યું છે ત્યારથી કોઇને કોઈ મુસીબત તો આડી આવીને ઊભી જ રહે છે. સત્યાનાશ જાજો આ નિઝામના લશ્કરી લૂંટારાઓનું ! ઇ લોકોએ જો આપણને નીરાંતે ખેતીવાડી કરવા દીધી હોત તો તો આમ પહેરો દેવો ન પડત.

વંકટ–જરા આ ઉભા પાક સામે એક નજર તો માંડ. આલીજાહ નિઝામની બાદશાહી હકુમતનું પૂરું પોગળ બહાર પાડે છે.

ફરીદ–જે થોડોઘણો પાક આપણે ચોરીછૂપીથી પકવીએ છીએ એને પણ આ લોકો તો બાળીજાળીને ખાખ કરી નાખે છે.

વંકટ–અરે ગાંડાભાઈ, આટલો બધો જલદી અકળાઈ ગયો ? તને એટલીએ ખબર નથી કે આ બધાં કરતૂતો તો આખરી દમ ખેંચતી હકુમતના છેલ્લાં છેલ્લાં ડચકાં છે. દુનિયામાં બધે આમ જ બન્યું છે. હજી તો આપણે કેટલાએ અત્યાચાર, કેટલીએ વધારે હેવાનિયત આ આંખોએ જોવાની છે !

ફરીદ–પણ હવે વધારે સહન નથી થતું ! એક જ વાત હવે તો આપણાં હાથમાં રહી છે–મારો ! જ્યાં જ્યાં એ સિપાઇઓને દેખો ત્યાં પકડી પકડીને એને મારો !

વંકટ–શાબાશ ! ( દાણા જુદા કરવાનું છોડીને ) પણ માત્ર વાતોથી કશું નથી વળતું દોસ્ત ! આ તો આપણી કસોટીનો વખત છે.

ફરીદ–વંકટરેડ્ડી, તમને હજી પણ મારા પર શંકા આવે છે ?

વંકટ–નહિ, મને તારા પર શંકા નથી. પણ આ જિંદગી અને મોતના સવાલમાં કોઇ કોઈ વાર મને તારા હૃદય ઉપર સહેજ શંકા આવી જાય છે.

ફરીદ–તમે ધારો છો એટલું એ નમળું નથી હો, વંકટરેડ્ડી !

વંકટ–એટલામાં ચીડાઈ ગયો ?

( ફરીદ જવાબ ન આપતા પોતાની કુહાડી સજે છે. વંકટરેડ્ડી હસતો હસતો ફરીદની પાસે જઇ એની પીઠ ઉપર હાથ મૂકે છે. )

વંકટ–હું તારો વાંક નથી કાઢતો. મને ખબર છે કે તું ખૂબ જોશીલો જુવાન છે. નિઝામ અને એની હકુમત પ્રત્યે તને ધિક્કાર છે. કિસાનોની મુસીબતો જોઇને તારા દિલમાં આગ ભભૂકી ઊઠે છે અને તારું જુવાન લોહી ગરમ થાય છે એની પણ મને ખબર છે. પણ જિંદગી અને મોતના આ સવાલમાં આપણે સૌથી પહેલાં સૈનિક, પછી બીજું

બધું, એ કદીએ ભૂલતો નહિ. આપણી નાની મોટી નબળાઈઓ આપણા આદર્શથી ઘસડીને દૂર ફેંકી દે છે. હું તો તારો ભેરુ છું! એટલે જ આ વાત તને સાફ સાફ કહી દઉં છું. જો મારે સમજવામાં કંઈ ભૂલ થઈ હોય તો તું મને કહે.

ફરીદ–મારું કામ જ મારી સાક્ષી પૂરશે. હું આ વિષે કંઈ વધારે કહેવા નથી માગતો.

વંકટ–જેવી તારી મરજી...ઠીક છે....હમણાં તો તારી બરછી બરાબર સજાવ.

( ઇસુબ આવે છે. એના માથા પર પાઘડી છે અને એણે ભેટ બાંધી રાખી છે. ઉપરનું શરીર ઉઘાડું છે. નાનકડી એવી દાઢી છે. એક હાથમાં ગીલોલ હીલોળા ખાય છે. )

ઇસુબ–( પ્રવેશ કર્યા પહેલા જ એનો અવાજ આવે છે ) સત્યાનાશ જજો આ હત્યારાઓનું! મારે આ ખેતર જલદીથી વટાવી દેવું જોઇએ.

વંકટ–કેં નવા ખબર, બડેમીયાં ?

ઇસુબ–બીજી નવી ખબર શું હોય ? આ વખતે તો મારું દિલ જ ખબર બની ગયું છે.

વંકટ–કેમ શું થયું ?

ઇસુબ–આ ફોજી લૂંટારાઓએ મીટા ગોડામને બાળી મૂક્યું. ગામના લોકો ગભરાઇને ટેકરીઓમાં જઇને ભરાણા. થોડા બુઢ્ઢા અને બાળકો ઝૂંપડીઓમાં રહી ગયાં'તા. એ ઝૂંપડીની સાથે જ... બળીને ખાખ થયાં.

( ફરીદ આવેશમાં આવીને ઊભો થઈ જાય છે. પોતાની કુહાડી અને બરછી ઉપાડે છે. )

વંકટ–ગામમાં આગ ક્યારે લગાડી ?

ઇસુબ–કાલે રાતે.

વંકટ–કેટલા વાગે ?

ઇસુબ–એ વખતે કે જ્યારે ફેલાએલા આકાશમાં તારલા ટમટમતા'તા! ( રોઇ પડે છે. )

ફરીદ–પણ તમે રુઓ છો શું કામ, બડેમીયાં ?

ઇસુબ–એ મારું ગામ હતું.

વંકટ–પછી શું થયું ?

ઇસુબ–એણે મારી બેટીને પકડી...એની લાજ લૂંટી...એણે મારા ઝૂંપડાને આગ લગાડી...ઝૂંપડીમાં...ઝૂંપડીમાં તો...

ફરીદ–ઝૂંપડીમાં કોણ રહ્યું'તું ?

ઇસુબ–મારી ડોશી...( ધ્રુસકે ધ્રુસકે રૂએ છે )

ફરીદ–હરામજાદા કહીંના....

વંકટ–( એક ઊંડો શ્વાસ લઇ ઇસુબના ખભા ઉપર હાથ મૂકે છે )—બડેમીયાં !

ઇસુબ–મારી બીજી છોડી તો હજી સાવ નાની હતી....એને પણ દસ બીજી છોકરીઓની સાથે... હવે એ કદીએ પાછી નહિ આવે...નહિ આવી શકે ...એ પાછી આવી જ નહિ શકે...... એ બધાં આગની જ્વાળામાં ખોવાઇ ગયાં.

ફરીદ–હામી–જાનવર–જાનવરથી એ બદતર. ચાલો બધા તૈયાર થાઓ. વંકટરેડ્ડી, આપણે બધા હમણાંજ નીકળીએ. એ બધાને મોતની ખાઇમાં ધકેલવા જોઇએ.

વંકટ–જરા થોભ. ( એના હાથ પકડી લે છે ) મીઆં, આ વખતે દુશ્મનના સિપાઇઓ ક્યાં છે ?

ઇસુબ–ગામની બહાર, પટેલના ઘરમાં. ફરીદ, ધીમેથી બોલ. ઈ લોકો જો સાંભળી જશે તો ગોળીએ દેશે.

વંકટ–ઠીક, બડેમીયાં, એક બાલદી પાણી ભરી આવો તો! આપણાં સાથીઓએ ઘણાં દિવસથી કેં ખાધું નથી. એને આ પોંક અને પાણી તો પહોંચાડીએ.

ફરીદ–આ પોંક અને પાણીનો વખત નથી. દુશ્મન પાસેજ છે. આપણે આ બધાનો બદલો લઇએ.

વંકટ–એટલે જ તો આપણે બડેમીયાંને મોકલીએ છીએ. આપણામાંથી કોઇ જાય તો સિપાઈઓને શક પડે અને બધી બાજી બગડી જાય. કદાચ આપણને એ શોધી પણ કાઢે. બડેમીયાં, હોંશીયારીથી જજો અને બધું બરાબરીથી કરજો સમજ્યા!

(ઇસુબ માથું હલાવે છે અને બાલદી લઇને કાળી તરફ જાય છે. એના બીજા હાથમાં ગીલોલ છે.)

ફરીદ હું તમારી મતલબ સમજ્યો નહિ; વંકટરેડ્ડી.

વંકટ–કે સમજ્યા વિચાર્યા વગર ઉતાવળ કરીએ તો એનું પરિણામ સારું નથી આવતું.

ફરીદ–તો શું કરવું? આ હરામજાદાઓમાંથી તો એક પણ બચવો ન જોઈએ! મોડું થશે તો બધી બાજી બગડી જશે.

વંકટ–તું કે ચિંતા ન કર. પહેલા આપણે આ ટેકરી પરના આપણા સાથીઓને સંદેશો મોકલવો જોઈએ, જેથી આપણને ખબર પડે કે દુશ્મન ક્યાં છે.

ફરીદ–એથી શું ફાયદો? બડેમીયાંએ બધું કહ્યું તો છે.

વંકટ–તને નથી ખબર. એનાથી જરૂર ફાયદો થશે. હજી આપણને એ તો નથી ખબર કે દુશ્મન કયા મકાનમાં છે? એ મકાનને કેટલા દરવાજા છે? બહાર ફરતી દીવાલ છે કે નહિ? અને હોય તો મકાનથી કેટલી ઊંચી છે? આજુબાજુ ઝાડપાન છે કે નહિ અને હોય તો મકાનથી કેટલા દૂર છે?

ફરીદ–વળી ઝાડપાન ગણવાથી શું ફાયદો?

વંકટ–કદાચ એમાં પોલીસો સંતાયા હોય. આપણે જો એમ જ હુમલો કરીએ તો તો કદાચ એ આપણને મારી પણ બેસે.

ફરીદ–ઓહ!

વંકટ–અને સાં કોઈ બાગ છે કે નહિ? એ લોકો રસોઈ ક્યારે તૈયાર કરે છે? એની પાસે કેટલી હેન્ડગ્રેનેડ છે? હુમલો કરવા પહેલા આપણે આ બધું જાણી લેવું જોઈએ.

ફરીદ–બરાબર છે, હું આ બીજી બરછી પણ સજાવી લઉં.

વંકટ–અને હું આપણા સાથીઓને આ પોંક પહોંચતો કરું. કોઈને એ ટેકરીઓ પર પણ મોકલું. હમણા પાછો આવું છું.

(જાય છે. ફરીદ મોઢું ફેરવે છે, એક હાથેથી બરછીને સજાવે છે. અને બીજા હાથેથી પોંક ખાય છે. થોડીવારમાં વંકટરેડ્ડી આવે છે. એના હાથમાં 'પ્રજાશક્તિ' છાપાની નકલ છે.)

વંકટ–જોયું ને! આપણે તો એમ માનતા હતા કે પટેલ જનતાના જંગમાં આપણો સાથ દઈ રહ્યો છે પણ આજે ખબર પડી કે એ પણ આ લોકોની સાથે મળેલો છે.

(ફરીદ પોંક ખાવાનું બંધ કરીને બરછીને સજાવે જાય છે.)

ફરીદ–આ કોણ? પટેલ સાથે આ બીજો કોણ છે?

વંકટ–સ્વામી રામાનંદ, બીજું કોણ?

ફરીદ–કેમ? એણે શું કર્યું?

વંકટ–એ જનતાના ઉશ્કેરાટ ઉપર ઠંડું પાણી રેડવા માગે છે.

ફરીદ–એ શું કહે છે?

વંકટ–લે સાંભળ! પહેલી વાત તો એ કે નિઝામ નવાબને જનતા પ્રત્યે પૂરેપૂરી હમદર્દી છે. બીજી વાત એ કે નિઝામ નવાબની મરજી છે કે સ્ટેટ કોંગ્રેસ સાથે મળીહળી જાય. ત્રીજી વાત તો નિઝામની ફોજ અથવા ઇત્તેહાદુલ મુસલમીનના ગુંડા કોઈ ગામ પર હલ્લો કરે તો ગામવાળાઓએ સામનો કર્યા વગર ગામ છોડી દેવું.

ફરીદ–મારી તો સમજમાં જ નથી આવતું કે આવા લોકોને શું કહેવું?

વંકટ–કેમ નથી સમજાતું? સાવ ચોખ્ખી વાત છે કે જ્યારથી પટેલે નિઝામ નવાબ સાથે "યથાવત્" કરાર કર્યા છે ત્યારથી રામાનન્દ તીર્થે પણ પોતાની કળા બદલી લીધી છે. આપણે તો પહેલેથી જ જાણતા હતા કે આવા નેતા આજે નહિ તો કાલે આપણાં નાવને મઝધાર મૂકીને ભાગી જશે. એટલે જ તો આવા નેતાઓ પર આપણે વિશ્વાસ નથી રાખતા. આવા લોકોનું તો એકજ કામ કે જ્યાં સાં પોતાનો સ્વાર્થ સાધવો અને જનતાની લડતને દગો દેવો! આપણને આવા લોકો ઉપર ભરોસો નથી. આપણને તો નાગી–ભૂખી જનતા ઉપર ભરોસો છે. ક્રાન્તિ કેવળ જનતા જ લાવી શકે છે, બીજું કોઈ નહિ.

ફરીદ–બીજા કોઈ ખબર?

વંકટ–(છાપું વાંચે છે) હિન્દુસ્તાનના પ્રતિનિધિ

મુન્શી બંગલામાં આવી ગયા છે. યુનિયન અને નિઝામની ફોજ એની રક્ષા કરી રહી છે. આ બંગલો તો મદ્રાસ ગવર્નમેંટ તરફથી તેલંગણના ઝખમી કિસાનોને દેવાયો હતો. મુન્શી આ બંગલામાં આવ્યા, એટલે બધા ઝખમી સૈનિકો સૂરજની ગરમીમાં જમીન ઉપર પીલાઈ રહ્યા છે ત્યારે બંગલાની અંદર યુનીયન અને નિઝામની ફોજના અફસરો આલીશાન ઓરડાઓમાં મોટી મોટી મિજબાનીઓ ઉડાવી રહ્યા છે.

ફરીદ–હાહાહા....હાહાહા કેવો આઝાદ હિન્દુસ્તાન છે આ ? (ઠંડો શ્વાસ લે છે) આગળ વાંચો–દોસ્ત, આગળ વાંચો...

વંકટ–જરા રહે ફરીદ ! છાપું વાંચતા વાંચતા હું કોઈ માણસને ટેકરી પર મોકલવાનું તો ભૂલી જ ગયો.

(જાય છે. ફરીદ પોંક ફાકે છે અને કુહાડી તેજ કરે છે. ઇસુબ એક હાથમાં પાણીની બાલદી ઉઠાવીને આવે છે. એમ જણાય છે કે એની સાથે બીજું કોઈ છે.)

ઇસુબ–એણે બીજું શું કર્યું એ તો કહે ! (પાછળ મોં કરીને જુએ છે) અરે ક્યાં જાય છે ? આમ આવ ! આ પાપીઓએ બીજું શું કર્યું છે ? થોડીવાર અહીં રહીશ તો શું થઈ જશે. આવ, હું કહું છું, થોડીવાર માટે આવ ! (બાલદી નીચે મૂકે છે.)

ફરીદ–(બરછી અને કુહાડી ઉઠાવે છે) બડેમીયાં, તમારી સાથે કોણ છે ?

ઇસુબ–મારા ગામમાંથી હમણાં જ આવ્યો છે. કહે છે કે એણે એની આંખોથી ગામને બળીને ખાખ થતું જોયું છે. એટલે જ હું એને અહીં લઈ આવતો હતો પણ તને જોઈને ભાગી ગયો !

ફરીદ–તમે એને ઓળખો છો ?

ઇસુબ–કહું છું તો ખરો કે એ ગામથી હમણાં જ આવ્યો છે.

ફરીદ–આ એવા જ લોકો આપણને દગો દઈ બેસશે કદાચ. નહીં તો મને જોઈને એણે ભાગવાની શી જરૂર હતી ? મને તો એની ઉપર શક પડે છે. બડેમીયાં; એ તમને લલચાવી રહ્યો હતો. (પાણી પીવે છે.)

વંકટ–(આવતા) કોણ લલચાવી રહ્યું હતું ?

ફરીદ–એક માણસ ગામ બળવાની વાત કરતો કરતો બડેમીયાં સાથે અહીં સુધી આવ્યો, અને મને જોઈને ભાગી ગયો. શું કામે એ કંઈ ખબર પડતી નથી. બડેમીયાંને પૂછો

વંકટ–શું આ સાચું કહે છે, બડેમીયાં !

ઇસુબ–હા, એ આ રસ્તેથી આવ્યો હશે ને ઓલે રસ્તેથી ચાલ્યો ગયો. એ આ ઝાડીમાં ક્યાંયે ગુમ થઈ ગયો.

વંકટ–વાહ, વાહ. શું સાચી વાત ? (ચારે તરફ જુએ છે.) હવે આ જગાએથી તરત જ ચાલ્યા જવું જોઈએ. આ ડાંગ અહીં જ રહેવા દો અને બરછી ને કુહાડીઓ તૈયાર રાખો. બડેમીયાં, તમે જાઓ આ ટેકરીઓની પારના સાથીઓને જલદી જઈને મળો. નહીં તો દુશ્મન તમને પણ ઓળખી જશે. જલદી ચાલ્યા જાઓ. લાઠીઓ ઉપર બરછી ચઢાવી દો. જલદી કરો, જલદી, જલદી.

(બ્યુગલના અવાજ આવે છે.) લો, આ લોકો આવી પહોંચ્યા ! તમે આ બાજુ આવો. (કાનમાં કંઈ કહે છે) આપણા સાથીઓને કહી દો કે તરત જ આગળ ધપે.

(બન્ને ચાલ્યા જાય છે. પગલાંઓનો અવાજ થતો થોડા વખત માટે સાવ ખાલી પડે છે. સિપાઈઓ ઉતાવળમાં તખ્તા ઉપર પ્રવેશ કરે છે.)

પહેલો સિપાઈ–શું તે લોકો અહીં છે ? (ચારે તરફ જુએ છે)

બીજો સિપાઈ–અહીં તો કોઈ નથી. કદાચ ટેકરીની બીજી બાજુએ ચાલ્યા ગયા હશે. ચાલો જઈએ. (ઇશારો કરે છે)

પહેલો સિપાઇ–હુ શ શ.

ચૂપ રહેવાનો ઇશારો કરે છે પણ બીજો સિપાઈ એ ન સાંભળતાં ચાલ્યો જાય છે. પહેલો લાઠીઓને તપાસે છે અને પોંકને હાથમાં લઈને

જુએ છે. વંકટ રેડ્ડી ધીમે ધીમે પાછળથી આવે છે અને એક હાથ સિપાઇની બંદૂક ઉપર નાખી બીજા હાથથી એનું મોઢું બંધ કરી એને જમીન ઉપર પાડી નાંખે છે. ફરીદ બીજી બાજુથી આવીને બંદૂક લઇ લે છે. સિપાઇના હાથ બાંધી મોંએ ડૂચો દે છે ]

વંકટ-ચાલો હવે, ચાલ્યા જઇએ.

( બન્ને ચાલ્યા જાય છે. પડદો પડે છે. )

### બીજું દૃશ્ય.

[ એક ઘરમાં લશ્કરી છાવણી–ખૂણામાં વાંસની સાથે ઝંડો લટકાવવાને માટે રસી બાંધવામાં આવી છે, તેની પાસે એક સિપાહી બેઠો બેઠો ઝોકાં ખાય છે.]

સિપાઈ–( ઘેનમાં જ ) હું તમારી પાસે નહિ આવું...બાઈસાબ, મને બ્હીક લાગે છે....મારા છોકરાને કુતરા કરડી ગયા છે...મને તો ઘણાય છોકરાં છે...હું મરી જઇશ હોં....યા અલ્લાહ, આમાં તો મારી જાન નીકળી જશે...

( સપનામાં જ જોરથી ચીસ પાડે છે; બીજો સિપાઇ દોડતો આવે છે. )

બીજો સિપાઈ–શું થયું ? શું થયું ?-રૂએ છે શું કામ ? ( પહેલા સિપાઇની પીઠ ઉપર હાથ મૂકે છે. એ ઊંઘમાં જ ગભરાઇને ઊઠે છે ને બંદૂક ઉપાડી ગોળી ચલાવવા માંડે છે. બીજો સિપાઇ એક તરફ ભાગી જાય છે. )

સિપાઈ ( ૧ )–( બંદૂક નીચી કરતા ) અરે શફીક, તું ?

સિપાઇ ( ૨ )–( ગુસ્સામાં )–હા, હું ! તારી ખોપરીમાં ભેજા જેવું કૈં છે કે નહિ ? મૂરખના સરદાર, મને મારીને તું જીવતો રહી શકીશ ?

સિપાઇ (૧)–ભાઈ, હું તો તને ઓળખી જ ન શક્યો.

સિપાઇ ( ૨ )–( ચાળા પાડતા ) હું તો તને ઓળખી જ ને શક્યો ! અરે વાહ, તારી આંખો ફરી ગઈ છે કે શું ? આ ઓવરકોટના બટન જેવડી મોટી તો તારી આંખો છે. પાછો કહે છે કે હું તને ઓળખી જ ન શક્યો. અરે મૂરખના જામ, હું મરી જઇશ તો મારા બીબી બચ્ચાનું પેટ કોણ તું ભરીશ ?

સિપાઈ ( ૧ )–અરે ભલા માણસ, એમાં આભ ફાટી શું પડે છે ? તું તો પડયો એ નથી અને મર્યો એ નથી...

બીજો–પડયો એ નથી અને મર્યો એ નથી ! તને તો એમાં બહુ લાગી આવ્યું હશે નહિ ? બહુ અફસોસ થયો હશે ઇ વાતનો ! પણ એટલે શું હું મરી જાઉં એવી તારી મરજી છે ? ઊભો રહે, હમણાં કમાંડરને જઇને રિપોર્ટ કરું છું...

સિપાઈ ( ૧ ) અરે ભાઇ, લે-હું આ તને સલામ કરું છું ! અરે, તું જો આની ચાડી ખાઇ આવીશ તો મારે નોકરી પરથી હાથ ધોવા પડશે. કૈં નહિ કહેતો ભાઈ ! મને તો સપનું આવ્યું'તું કે જાણે દલનવાળાઓએ આપણી પર હલ્લો કર્યો ! મારું મન તો બીકનું માર્યું ધડક ધડક થવા માંડયું'તું ! હું તો તને પણ ઇ ગેરીલામાં-નો એક સમજ્યો ભાઇ. મને શું ભાન હતું ? લે તારે પગે પડું છું. ( પગે પડે છે. )

બીજો–અચ્છા, એક સિગરેટ પીવડાવ તો માફ કરું. ( બંને સિગરેટ સળગાવે છે અને ચોભણની પાસે આવીને બેસે છે ).

સિપાઈ (૧)–દોસ્ત, આ દલમવાળાનું નામ સાંભળતા જ મને તો ટાઢ વાવા માંડે છે.

બીજો–અબે; ચૂપ રહે, ચકલીના બચ્ચા જેવું તો કાળજું રાખીને બેઠો છે. તારા જેવા સિપાઇ તો નિઝામની ફોજનું નામ બદનામ કરે છે.

સિપાઈ (૧)–નિઝામ, નિઝામ, નિઝામ ! નિઝામ બનીને બેઠો છે ! નથી દેતો પગાર નથી દેતો બીજું કાંઈ. બસ, મફતમાં જ અમારું લોહી પી રહ્યો છે.

બીજો–અરે પગાર લઇને શું કરવું છે ? કોઇ ગામમાં એક આંટો મારી આવ. રૂપીઆ, પૈસા જે મળે એનાથી તારા ગજવા ભરી લે. પગાર લઇને શું કરીશ ?

સિપાઈ (૧)–તો હવે નિઝામને માટે ચોર

બનું ? મારા ઘરમાં બીબી બચ્ચાં છે એનો ખ્યાલ છે તને ?

બીજો-હવે બીબી બચ્ચાંને સંભારીને શું કરીશ ?

સિપાઈ ( ૧ )-કેમ શું કરીશ ?

બીજો-ભૂલી જા એને ! અહીં તો બહુ સુન્દર છોકરીઓ મળે છે. દરરોજ નવી નવી બીબી. બીજું વધારે શું જોઈએ ?

સિપાઈ (૧)-અચ્છા !. ( આશ્ચર્યથી ) તો એમ વાત છે ! પણ મેં તો એકેય નથી જોઈ. હું તો આખો દિ' પહેરો ભરું છું.

બીજો-તો તારા કમાંડરને કેમ નથી કહેતો કે તારે છોકરીઓ જોઈએ છે. તું થોડીવાર પહેરો દે એટલામાં હું ગામમાં જઈને બે ત્રણ છોડીઓને પકડી લાવું છું. અને જો, તારા કમાન્ડરને કહેવાનું ન ભૂલતો.

સિપાઈ ( ૧ )-અરે શું કામ બનાવે છે ! હું કમાન્ડરને કહું તો એ મને મારી ન નાખે ?

બીજો-એવકૂફ કયાંનો ! ( હસે છે ) અક્કલ, સિપાઈ સિપાઈમાં ક્યાંય દોસ્તી સાંભળી છે ? અહીં તો બધાએ પોતપોતાનું જ સંભાળવાનું.

સિપાઈ (૧)-તો તું મને મૂરખ બનાવે છે!

બીજો-મૂરખ નહિ, મૂરખનો સરદાર.

સિપાઈ (૧)-બકવાટ બંધ કર.

બીજો-ત્યારે સલામ ( ચાલ્યો જાય છે. ત્રીજા સિપાઈનો અવાજ આવે છે. " એ ડોકરા આગળ ચાલ "-અને એ ઇસુબને પકડીને લઈ આવે છે. )

ત્રીજો-આને દોરડાએથી બાંધીને બરાબરની મઝા ચખાડ. જ્યાં સુધી એ ગેરીલાઓની ખબર ન આપે ત્યાં સુધી એને જવા નથી દેવો.

( ઇસુબ ધ્રુજી ઊઠે છે-એના મોઢામાંથી લોહી નીકળે છે. )

ત્રીજો-( લાઠી લઈને )-જાનથી બચવું હોય તો બોલી દે. તારા એ સાથી કયાં છે ? કહી દઈશ તો અમે તને જવા દેશું.

સિપાઈ (૧)-કહી દે, હરામી કહી દે.

ઇસુબ-જેટલી મહેરબાની તમે લોકોએ મારા ઉપર કરી છે એ બસ છે. મારે હવે વધારે કંઈ નથી જોઈતું.

ત્રીજો-ઓહો ! હવે સમજ્યો ! આ ડોકરાના દિમાગમાં તો ભૂસું ભરાણું લાગે છે.

ઇસુબ-દુનિયા બરાબર જાણે છે કે કોના દિમાગમાં ભૂસું ભરાણું છે.

ત્રીજો-(લપાટ મારીને) બકવાટ બન્ધ કર.

ઇસુબ-(ઠંડો શ્વાસ લઈને) મારો, જેમ મન ફાવે તેમ મારી લો.

( પાછો માર શરૂ થાય છે )

પહેલો-જરા સબૂર કર ! સાચે સાચું કહી દે, તારા સાથીઓ કયાં છે ?

ઇસુબ-મને ખબર નથી.

પહેલો-તો કોને ખબર છે ?

ઇસુબ-મને ખબર નથી.

( અનુસંધાન પૃષ્ઠ ૨૫૮ નું )

માનવભાવમાં પૃથ્વીને ભરતો, જીવનભાવમાં ઉષ્મા ઊભરાવતો અને માનવજાતનો સંહાર કરતી અંગત માલિકીની જંગલિયતના અંધારા ભંડારિયાના અંધારાં ઉલેચતો ફર્યા કર્યો.

એ સંઘમાનવને અને એ વિરાટ માનવની વિરાટ રણુહાકના બાંધવભાવની સમાન દુનિયાના કદમને ખાળવા, રોકવા, અવરોધવા, જંગીસખાનો, તૈમુરો, સિકંદરો, નેપોલિયનો, હિટલરો આવ્યા અને રોળાઈ ગયા, અને શાહીવાદના ગોઝારા કૂપમંડૂકો જેવા ચર્ચીલો, બેવીનો, બરનીસો, ટ્રુમેનો, ચાંગો અને ફ્રાંકો આવે છે એ પણ રોળાઈ જશે અને મે દિનો પર રણહાક બનીને ઇતિહાસની જનેતા જેવી, સમાન બાંધવતાના જીવન વ્યવહારવાળી આવતી કાલના ફરજંદો આજના માનવસંહારકોનાં ખૂની હાર્પિજરોને સંગ્રહસ્થાનોમાં જ જંગલિયતના અવશેષો તરીકે દેખવા જશે.

પહેલો–અરે બુઢીઆ, આમ ને આમ મરી જઈશ, બતાવી દે નહિ તો જીવથી જઈશ.

ઈસુબ–બૂઢો જીવથી જશે...બૂઢો જીવથી...પણ હું બૂઢો ક્યાં છું?...જુઓ મારા વાળ તો સફેદ નથી થયા.

(દાઢી પકડીને બતાવે છે)

પહેલો–શું કહ્યું? અમારી મશ્કરી કરે છે? તારી આટલી હિમ્મત! (મારે છે. ત્રીજો સિપાઈ લાઠી મારે છે.)

ઈસુબ–મારો, મારી નાંખો, જાનથી મારી નાખો!

ત્રીજો–હું તને જાનથી જ મારી નાખીશ. તું એને માટે પાણી નહોતો લઈ જતો?

ઇસુબ–નહિ.

ત્રીજો–પાછો ખોટું બોલે છે? અમારો સિપાઈ ક્યાં છે?

ઇસુબ–મને નથી ખબર!

ત્રીજો–તને નથી ખબર. (મારે છે.) મારા વાલા, તમે ભિખારીઓ બાદશાહની સામે બંડ કરવા નીકળ્યા છો? ક્યાં તમે અને ક્યાં બાદશાહ સલામત! ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી! બતાવી દે નહીં તો હાડકા પીસી નાખીશ; હરામજાદા.

ઇસુબ–હરામજાદા તો તમે છો.

ત્રીજો–પાછો ગાળો દે છે? (પાછો મારે છે.)

પહેલો–માર, એને બરાબર માર.

ત્રીજો–ભીખારી ક્યાંનો. એક વખતના ખાવાના તો સાંસા છે અને આવ્યા છે નિઝામ-રાજ મીટાવી પોતાની હકુમત સ્થાપવા. બોલે છે કે નહિ?

ઇસુબ–મને નથી ખબર.

ત્રીજો–અમે બધા જ નિઝામ છીએ! તમે લોકો અમારી હકુમતને મીટાવવા માગો છો? હું પણ નીઝામ છું. આ પણ નીઝામ છે. જો જે તો ખરો તારા કેવા હાલહવાલ કરીએ છીએ તે. હું તને મારી નાખીશ.

ઇસુબ–મારવું–મારી નાખવું! એ ક્યાં નવાઇની વાત રહી છે. આટલા વર્ષોથી તમે બીજું કરો છો પણ શું?

પહેલો–શું બોલે છે, બદમાશ?

ઈસુબ–કંઈ નહિ હજુર...કંઈ નહિ...આ મારૂં લોહી પીવા માગે છે...મેં કહ્યું....

(ત્રીજો સિપાઈ ફરી મારે છે.)

તમે માણસ નહિ જાનવર છો. તમે તમારા જ ગામ બાળીને ખાખ કરો છો, તમે તમારી જ ઓરતોની લાજ લૂંટો છો. તમારાં જ બાળકોના જીવ લ્યો છો. આ કેવી હકુમત છે! આ કેવો બાદશાહ છે!

ત્રીજો–તારી જીભ ઉપર જો બાદશાહ સલામતનું નામ ચડ્યું તો જીભ ખેંચી લઈશ.

(વંકટરેડ્ડી અને ફરીદ ધીમેથી ડોકિયું કરે છે. ઈસુબ બન્નેને જુએ છે.)

ઈસુબ–બાદશાહ હશે તમારો! તમ ગુલામોનો! અમારો ગેરીલાઓનો એ બાદશાહ નથી!

ત્રીજો–અરે, તું એ એમાંનો જ છે?

પહેલો–જા જા. જલ્દી કમાન્ડરને રિપોર્ટ કર.

(ત્રીજો સિપાઈ દોડતો જાય છે. પહેલો સિપાઈ પોતાની બંદૂક એક બાજુએ મૂકે છે અને એક લાઠી ઉપાડે છે)

અચ્છા તો તું પણ ગેરીલામાંનો છે! (લાઠીથી મારે છે.)

(ફરીદ અંદર આવીને ધીમેથી બંદૂક ઉઠાવી લે છે. સિપાઈ અવાજ સાંભળે છે અને ફરીદ તરફ જાય છે. પણ ઈસુબ પોતાનો પગ વચ્ચે લાવે છે અને સિપાઈ પડી જાય છે. ફરીદ સિપાઈને સંગીનથી મારે છે. સિપાઈના મોઢામાંથી "અલ્લાહ"ની ચીસ નીકળે છે અને એ મરી જાય છે. વંકટરેડ્ડી

આવે છે અને બંદૂક લઇને એક તરફ બેસી જાય છે. ફરીદ દરવાજાની પાસે સંતાઈ જાય છે. )

ત્રીજો-( અવાજ ) ઓ ખુદા, આ લોક આવી પહોંચ્યા કમાન્ડર તો મરવા પડયા છે. જલ્દી ભાગી છૂટીએ.

( એક હાથમાં પીસ્તોલ લઇને આવે છે. સિપાઇની લાશ અને ફરીદને એ જુએ છે. એ ફરીદ ઉપર ગોળી મારે છે. વંકટરેડ્ડી પણ સિપાઈ ઉપર ગોળી ચલાવે છે. સિપાઇની પિસ્તોલ જમીન પર પડી જાય છે. ફરીદ પણ પડી જાય છે. વંકટરેડ્ડી દોડતો આવે છે અને એને ટેકો આપે છે. )

ફરીદ-તમે ચાલ્યા જાઓ. મારી પાસે ન રોકાવ. મારી દયા ખાશો તો તમે પણ જીવથી જશો. જાવ, દોસ્ત, આ પીસ્તોલ લો, લઇ જાઓ. આપણા સાથીઓને મારી ભેટ. ચાચામિયાંને છોડી નાંખો, જલ્દી જાઓ...જલ્દી કરો...નહિ તો દુશ્મન તમારી ઉપર તૂટી પડશે.

(પડદાની પાછળથી ફોજીઓનો ભાગવાનો અવાજ આવે છે)

વંકટ-એ લોકો ભાગે છે, હવે આ બાજુ કોઇ નહિ આવે.

ફરીદ-એ લોકો ભાગે છે ! કૂતરા ભાગે છે ! વાહ ! પણ તમે અહીં ન રોકાઓ...મારું શું છે...હું તો....હું તો...

(મરી જાય છે)

વંકટ-ફરીદભાઇ ! કૉમરેડ !

(ઊભો થઈ જાય છે)

આંધ્ર મહાસભાની જય. (સલામ કરે છે)

ઇસુબ-જય !

વંકટ-અહીં કોઇને ન રહેવા દો. ફરીદે કહ્યું છે ! કોઇને અહીં ન રહેવા દો ! આગળ ધપો. આગળ ધપો ! જાઓ....જાઓ, એની પાસે હવે બંદૂકો નથી ! ડરપોક કયાંના. પોતાની બંદૂકો અહીં મૂકી ગયા ! ગભરાઓ નહિ, એને ઘેરી લો. એક પણ જીવતો રહેવો ન જોઇએ. ફરીદે કહ્યું છેઃ આગળ ધપો, આગળ ધપો.

( આમ કહેતા કહેતા એ ઇસુબને છોડે છે. પછી વાંસડાને લટકાવેલ દોરી ઢીલી કરીને ઉપર લાલ ઝન્ડો ફરકાવે છે. )

વંકટ-( મોટેથી ) લાલ ઝંડા !

(બહારથી ગેરીલાઓનો અવાજ આવે છે )

અવાજ-ઝિન્દાબાદ !

વંકટ-લાલ ઝંડા...

અવાજ-ઝિન્દાબાદ !

વંકટ-આ ઝંડો એક વીર મુસ્લીમના લોહીથી રંગાણો છે! આ ઝન્ડાને સલામ કરો ! આ ઝંડો હંમેશા ઊંચો ફરકશે ! એને કોઇ નીચો નહીં કરી શકે ! બોલો લાલ ઝંડાની

અવાજ-જય.

વંકટ-લાલઝન્ડાની,

અવાજ-જય.

વંકટ-તેલંગણના બહાદૂર ગેરીલાઓની

અવાજ-જય.

( પડદો પડે છે )



# કાકીડાના રંગ

લેખક : ઈલીઆ એરેનબર્ગ
અનુવાદક : વિપિન ગાંધી

**અ**મારા દેશની જનતાના જીવનનો આધાર ઘૃણા નથી. કોઈપણ દેશના લોકો માટે ઘૃણા અમે કદી રાખતા નથી. અમારા દેશની જનતા–સોવિયેત રુસનાં સ્ત્રી અને પુરુષો–દૂર રહેલી નવી દુનિયા–અમેરિકામાં પૂરેપૂરી દિલચસ્પી રાખે છે. કેટલાકને અમેરિકન લેખક 'જેક લંડને' આકર્ષિત કર્યા છે, જ્યારે કેટલાકને નવી નવી ડીઝાઈનની ચકચકીત મોટરોએ.

દૂરથી જોતાં અમેરિકા ખૂબજ મોહક લાગે છે. કેમ ન લાગે ! અમેરિકાનો જે કંઈ પરિચય અમને સાંપડે છે તે તરત જ અમારી પાસે આવે છે. સર્વશ્રેષ્ઠ અમેરિકન લેખક–ડ્રેસીયર, સિનકલેયર, લ્યુવિસ, હેમિંગ્વે અને સ્ટેઈનબેક વગેરેની શ્રેષ્ઠ કૃતિઓના અનુવાદ અમને મળે છે–એ મામૂલી લેખકોના નહિ કે જેની રચનાઓથી અમેરિકાનાં છાપાં–ચોપાનિયાંઓ ભર્યાં ભર્યાં રહે છે–અને એ છાપાંઓ લાખો અને કરોડોની સંખ્યામાં છપાય છે; ગંદકીથી જે ભર્યાં હોય છે અને ઝેર ભર્યું વાતાવરણ ફેલાવવું એજ જેનો ધંધો છે.

આ જ વાત ચિત્રપટની બાબતમાં પણ છે. અમારા દેશની જનતા સિનેમાના રૂપેરી પરદા પર ચાર્લી ચેપલીનને જુએ છે. પણ એ લોકોની ફીલ્મ જોતા નથી, જેમના હાથમાં 'કોરડો' હોય છે; અને જેઓ ગુલામી–પ્રથાનું, આજપણ આ નવી દુનિયામાં પ્રતિનિધિત્વ ધરાવે છે. અમારા દેશની જનતાની આંખો સામે અમેરિકાની નવી નવી મોટરો આવે છે, પણ એ લોકો નથી આવતા કે જે એ મોટરોમાં બેસે છે; અને જેઓનું મગજ એટલું જ પુરાણું હોય છે જેટલી એ મોટરો નવી–એક આગળને આગળ દોડે છે જ્યારે બીજું પાછળને પાછળ–પ્રગતિ સાથે જેને કંઈ સંબંધ નથી.

અમારા દેશના લોકોએ, સૈનિકોએ, એલ્બનના કિનારે ખરા હૃદયથી અમેરિકન સૈનિકોનું સ્વાગત કર્યું હતું. ઘૃણા કે દ્વેષ એમના મનમાં બિલકુલ ન હતાં. એ વખતે એ લોકો ભૂલી ગયા–૧૯૪૧ ના એ કડવા દિવસો જ્યારે રશિયા પોતાનું રક્ત વહાવતું હતું અને જ્યારે અમેરિકા બન્ને હાથે ચાંદી સંઘરી રહ્યું હતું. અમારા જે લેખકો અમેરિકા ગયા, તેમણે પણ કદી વેરઝેરનો પ્રચાર કર્યો નથી. તેમણે કોઈના મોં પર મેશ ચોપડવાનો પ્રયત્ન પણ કર્યો નથી, ઊલટું એમણે તો અમેરિકનોની વિશેષતાઓને આગળ લાવી મુક્ત હૃદયે તેની પ્રશંસા કરી છે. "લીટલ ગોલ્ડન અમેરિકા" નામના પુસ્તકમાં ઈલ્ફ અને પેટ્રોવે પોતાની વ્યંગભરી શૈલીથી "સોનાની લંકા" અમેરિકાનું જે ચિત્ર દોર્યું છે, એ અમારા આ કથનનો પુરાવો છે. વ્યંગ એમાં છે–પણ કેટલો મધુર ! હૃદયની સૌથી શ્રેષ્ઠ ભાવનાથી જે ઉત્પન્ન થાય છે તે–

"ફરી સવાલ" નામના નાટકમાં સિમોનોવ જો ધારત તો એક એવા અમેરિકન પત્રકારને પોતાના નાટકનો નાયક બનાવી શકત કે જેણે પોતાની ઇમાનદારી વેંચી નાખી છે, આત્મા વેચી નાખ્યો છે અને રાક્ષસની માફક કાદવ ઉડાડવાને અને ઝેર ફેલાવવાનો જ જેણે પોતાનો ધંધો બનાવ્યો છે. પરંતુ સિમોનોવે એમ નથી કર્યું. એણે એક એવા ઇમાનદાર અમેરીકન પત્રકારને પોતાના નાયક તરીકે પસંદ કર્યો કે જે અમેરિકન મૂડીવાદીઓને હાથે વેચાવા કરતાં ચીંથરેહાલ ભિખારી થવું વધારે પસંદ કરે છે.

અને જો અવિવેક ન ગણાય, તો હું મારો પણ ઉલ્લેખ કરી શકું તેમ છું. અમેરિકાથી હું જ્યારે પાછો આવ્યો, ત્યારે મેં મિસ મેયો માફક, નવી દુનિયાની ગંદકીથી દુકાનો નથી સજાવી. એમના ગુણોને મેં મારા લેખોમાં સંપૂર્ણ રીતે આગળ ધર્યા છે. એના મહત્વનો ખુલ્લા દિલથી સ્વીકાર કર્યો છે. પણ સહન કરવાની પણ અમુક હદ હોય છે, અને આજે અમે મજબૂર બન્યા છીએ. હવે તો ગોરી ચામડી વાળાના 'કાળા કામા' ખુલ્લા કર્યે જ છૂટકો છે. કારણ એનું સાવ સ્પષ્ટ છે. અને એ એ કે અમેરિકન સામ્રાજ્યવાદ પોતાના ઘાતકી પંજા ફેલાવીને વિશ્વશાંતિને હડપ કરી જવા આગળ વધી રહ્યો છે. અમેરિકાની બધી ચીજોને માફ કરી શકાય પણ આને નહિ—કદી નહિ...

લેખકો હવે ચુપ ન રહી શકે. એમને એમનો અવાજ બુલંદ કરવો છે. અણુબોંબે એમને ભયભીત નથી કરી નાખ્યા. એ લોકો જાણે છે કે એમના અવાજમાં અણુબોંબ કરતા વધારે તાકાત છે. એટલી બધી વધારે કે અણુબોંબ અને એની પર ગર્વ કરનારાઓ પાસે હાર કબૂલાવી શકે.

અઢારમી ઓગસ્ટે હેરીમને સીતલની 'ચેમ્બર ઓફ કોમર્સ'માં એક ભાષણ કર્યું હતું. યુદ્ધ દરમ્યાન હેરીમન અમેરિકાના રાજદૂત તરીકે મોસ્કોમાં રહ્યા છે. અમારા દેશનાં દુઃખો, દર્દો, પારાવાર મુસીબતો છતાં સામી છાતી કાઢી ચાલતી ઉન્નત પ્રજાને તેમણે પોતાની સગી આંખો વડે જોઇ હતી. સંભવ છે કે કેટલીકએ વાર તેમની દષ્ટિ એ રશિયન સ્ત્રીઓ ઉપર પડી હશે, જેમના પતિ, પુત્ર, પિતા બધાજ યુદ્ધમાં ચાલ્યા ગયા હોય. એ સારી રીતે જાણે છે કે આ યુદ્ધને અમે કદી પણ જીતી શકયા ન હોત, જો અમારાં હૃદયમાં શક્તિની અતૂટ ભાવના અને યુદ્ધ પ્રત્યે સખત નફરત ન હોત. પણ આજે હેરીમન, યુદ્ધ કાળમાં સોનું લૂંટવા માટે પડાપડી કરતા એક શહેરમાં ઘોષણા કરે છે કેઃ

"સોવિયેટ રશિયા આજે શાંતિ માટે મોટામાં મોટો ભય છે. સોવિયેટની પગપેસારાની નીતિ વિરુદ્ધ અમેરિકાને યુદ્ધ કરવું જ પડશે."

યુદ્ધનો અવાજ ઉપાડવાવાળાઓએ બોંબનો જથ્થો ભેગી કરી રાખ્યો છે. એ લોકો ઇચ્છે છે કે એ બોંબનો પ્રયોગ કરી શકાય, કારણ માત્ર એટલું જ કે તેમને સોવિયેટની સમાજવ્યવસ્થા પસંદ નથી. તો પછી પસંદગી—નાપસંદગીની આવા લોકો સાથે વાત જ શું કરવી, કે જે વિચારની આપલે કરવાને બદલે શસ્ત્રો અને બોંબનું જ પ્રદર્શન કરે છે.

એમ તો અમેરિકાનું પણ જે સામાજિક ઘડતર છે તે અમારે માટે પણ કંઇ ઉત્સાહકારક છે નહિ. દક્ષિણ અમેરિકામાં આજે પણ જે ગુલામી પ્રથા મોજુદ છે, નીગ્રો લોકોને જે રીતે તેમણે જુદા પાડી દીધા છે, તેને અમે માનવતાનું મોટામાં મોટું અપમાન સમજીએ છીએ. તો પણ અમારા દેશમાં એવું કોઇ નથી કે "જે અમેરિકાએ આમ કર્યું છે, એમ કહીને જ્યોર્જીઆ કે મિસિસીપી પર બોંબ વરસાવવાની વાત કરે.

જ્યારે લડાઇ ચાલી રહી હતી ત્યારે અમેરિકા બહુ બડાઇ મારી રહ્યું હતું. કેમ જાણે બધા દેશોની આઝાદીનું હિમાયતી માત્ર અમેરિકા જ ન હોય! પણ જ્યારે યુદ્ધ પૂરું થયું ત્યારે અમેરિકનોએ પણ રંગ બદલ્યો. વાત તો હજી પણ એ એવી જ કરે છે કે બધા દેશોને પોતાનું ભાગ્ય નિર્માણ કરવાનો હક્ક

છે. પણ એની સાથે એમણે એક બીજી વાત જોડી દીધી અને એ એ કે અમેરિકાના સંરક્ષણમાં રહીને, અમેરિકાને પોતાનો ભાઈ બાપ બનાવીને !

ચીન, કોરિયા, ઇન્ડોનેશિયા અને વિએટનામ નહોતા જાણતા કે અમેરિકા તો 'કાકીડા' જેવું છે, જેને રંગ બદલતા વાર નથી લાગતી. એમણે તો આટલાંટીક ઘોષણાને અમલમાં મૂકવી શરૂ કરી. પોતાના ભાગ્યનું ખુદ નિર્માણ કરવા તેઓ આગળ વધ્યા, અને એને માટે તેને ભારે કિંમત આપવી પડી. આટલાંટીક ચાર્ટર એમના રક્તથી રંગાઈ લાલ બની ગયો.

કેમ ? એટલા માટે જ કે આ દેશોએ અમેરિકાને પોતાનો ભાઈબાપ બનાવ્યા વગર જ પોતાના ભાગ્યનું નિર્માણ કરવાનું શરૂ કરી દીધું.

ફાસીસ્ટ ધુસરીમાંથી મુક્ત થયા બાદ, યુરોપના કેટલાક દેશોએ, પોતાના જીવનને ફરીને નવી રીતે ઘડવાનું શરૂ કર્યું. આ નિર્માણ-કાર્યમાં કમ્યુનીસ્ટો સૌથી વધારે આગળ હતા. જનતાના હૃદયમાં એમણે પોતાનું સ્થાન જમાવી લીધું હતું. કેટલાક દેશમાં તો-જેવા કે બલ્ગેરિયા-જનતાની બહુમતી એમણે પ્રાપ્ત કરી હતી. અને ફ્રાન્સ જેવા કેટલાંક દેશોમાં જનતાના એક મોટા ભાગનું પીઠબળ એમણે મેળવ્યું હતું.

પોતાનું લોહી રેડીને કમ્યુનીસ્ટોએ આ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. પોતાના પ્રાણ કુરબાન કરીને જનતાનો આ સ્નેહ તેમને પ્રાપ્ત થયો હતો. એટલા માટે જ એ સૌથી આગળ હતા. કેટલાએ દેશોની મિશ્ર સરકારોમાં પણ એ શામિલ થયા અને નવા જીવનનું, નવી વ્યવસ્થાનું નિર્માણ કરવામાં લાગી ગયા.

અમેરીકન મૂડીવાદીઓથી આ સહન ન થયું, અને ભાઈબાપ બનીને આ દેશોને પોતાના સંરક્ષણમાં લેવા એ આગળ વધ્યા. એમણે કહ્યું-"એ તો હજી બાળક છે ! અમારી સહાયતા વગર પોતાનું ઘર એ નથી સાચવી શકતા."

યુદ્ધ તો પૂરું થઈ ગયું, પણ યુદ્ધોત્પન્ન સંકટ હજી દૂર નહોતું થયું. ન ખાવાને અનાજ હતું, ન પહેરવા કપડાં ! અન્નસંકટથી આખું યુરોપ ત્રાસી ગયું હતું. ભાઈબાપ બનવાનો દાવો કરવાવાળા અમેરિકનો ભલા કેમ ચૂકે ! પહેલાં તેમણે ભીખ-વાસીઓની ભૂખ મીટાવી. અન્નથી નહિ, કારતૂસ અને બોંબથી. ફ્રાન્સ અને ઇટાલીની નાડ એમણે તપાસી. તેમની ભૂખનો પણ ઇલાજ શોધતાં તેમણે કહ્યું: "હા, તમારી ભૂખ દૂર થઈ શકે તેમ છે. પણ એને માટે તમારે એક શરત પાળવી પડશે. બસ, કમ્યુનીસ્ટોથી દૂર રહો. એમને પોતાની પાસે પણ ફરકવા ન દો. મિશ્રસરકારોમાંથી તેમને દેશનિકાલ કરો. જો આટલી વાત કરી શકતા હો તો તમને રોટી પણ મળશે અને કોલસા પણ મળશે."

અમેરિકનો ખૂબ જ ધર્મપ્રિય હોય છે. બાયબલનાં અવતરણો તો તેમને મોઢે હોય છે. જ્યારે જ્યારે તેઓ વેપાર કરે છે ત્યારે પરમાત્માને યાદ કરે છે, કોઈ નીગ્રોનો જીવ લે છે ત્યારે પણ તેમની જીભ તો અમૃત વરસાવે છે; અને આજે ત્રીજા યુદ્ધના ડંકા બજાવતી વખતે પણ તેઓ માનવતાની વાત કરતા નથી અચકાતા-અન્યાય અને જંગલિયત જોઈને એમ લાગે છે કે જાણે એમનું લોહી ઊકળી ઊઠવાનું ન હોય ! નિકોલા પેટોકવને, રાષ્ટ્રની વિરુદ્ધ કાવતરું કરવાના અપરાધ બદલ, બલ્ગેરીઆમાં ફાંસી દીધી. એ જોઈને અમેરિકનો બ્હાવરા બની ગયા.

અમેરિકનોની આ સહૃદયતા તેમની બીજી વસ્તુઓની માફક નિરાળી જ છે. વીસ વર્ષ પહેલાં અમેરિકન જજોએ નિર્દોષ સેકો અને વેંઝેટીને સજા આપી હતી. દુનિયાના બધા પ્રમાણિક માણસોએ એ સજા સામે વિરોધ જાહેર કર્યો હતો. પણ એ તો અમેરિકનોનું જ હૃદય કે તે વખતે સહેજ પણ ન ચચર્યું. કહ્યું કે-"આ તો અમારો ઘરઘરાઉ મામલો છે, એમાં કોઈએ માથું મારવાની શી જરૂર ?"

ગયે વર્ષે જ્યારે હું અમેરિકામાં હતો ત્યારે એક નીગ્રોને જેકસનમાં ફાંસીની સજા આપવામાં આવી. જજોએ નીગ્રોના વકીલને કહ્યું: "અમે જાણીએ છીએ કે આ નિર્દોષ છે, તો પણ અમે તેને મુક્ત કરી શકીએ નહિ. જો એમ કરીએ તો પેલા

ગોરી ચામડીવાળા સાક્ષીઓનો અનાદર થશે. જેઓએ આની વિરુદ્ધ સાક્ષી આપી છે."

પણ અમેરિકનો જ માત્ર એવા છે કે જેમનું હૃદય આવા ન્યાયના નાટકોથી પણ વિચલિત થતું નથી. અમેરિકામાં એક 'નીગ્રોને ફાંસી દેવાય છે, ફક્ત એટલા માટે કે એની ચામડીનો રંગ કાળો છે. અમેરિકન અદાલતોના અંધેર સામે જો બલ્ગેરિયા વિરોધ 'કરે–એની વિરુદ્ધ જાય એ અમેરિકા પાસે જવાબ માગે તો ?

હજી હમણાં જ અમેરિકાએ હંગેરીની પાર્લા-મેંટની ચૂંટણીનો વિરોધ કર્યો હતો. વિરોધનું કારણ એ હતું કે ફાસીસ્ટ મનાતા કેટલાક મતદારોના નામો મતદારોના લીસ્ટમાંથી કાઢી નાખવામાં આવ્યા હતા. પણ વિરોધ કરતી વખતે અમેરિકનો એ ભૂલી ગયા કે અમેરિકાના દક્ષિણ વિભાગમાં લાખો નાગરિકો મતાધિકાર વિનાના છે, માત્ર એટલા માટે જ કે એમની ચામડીનો રંગ સફેદ નથી–એ નીગ્રો કે જુલાટી જાતિના છે.

બુડાપેસ્ટના વતનીઓ પણ જો આ બાબત પર અમેકરિન ચૂંટણીઓનો વિરોધ કરે તો અમેરિકા પાસે એનો શું જવાબ છે ?

યુગોસ્લાવીઆને અમેરિકન મૂડીવાદીઓ ક્ષમા નથી કરી શકતા, કારણ એમણે ટીટોના હાથમાં પોતાની ભાગ્યદોરી સોંપી દીધી છે. એમની નારાજીનું કારણ એ પણ છે કે બેલ્ગ્રેડવાસી મોસ્કો પસંદ કરે છે, અને મોસ્કો એમને પસંદ કરે છે. એટલા માટે જ એ મૂડીવાદીઓની સલાહ છે કે યુગોસ્લાવીઆનું બોંબથી સ્વાગત કરવામાં આવે; અને એ સ્વાગત કરતા સોવિયેટ પર પણ કેટલાક બોંબ પડી જાય તો કંઈ વાંધો નહિ.

સાંસ્કૃતિક સામ્ય ઉપરાંત, યુદ્ધમાં લોહી રેડીને યુગોસ્લાવીઆ અને રશિયા એકબીજાની નજદીક આવ્યા છે. પણ એટલું તો બતાવો કે ચીલીના ખાણીઆઓ અને વેનેજ્વેલાના મજદૂરોની સાથે અમેરિકન સૈનિકોનો શો સંબંધ હોઈ શકે ? અને તો પણ અમેરીકાએ તેમને પોતાના બંધનમાં જકડી રાખ્યા છે. અને એમની સંમતિ વિના એ લોકો છીંક ખાવા જેટલા પણ સ્વતંત્ર નથી.

અમે આ સ્થિતિને ખોટી અને અન્યાયી માનીએ છીએ, પણ માત્ર એટલા માટે પણ અમે એવું કહ્યું છે કે, "નીકારગુઆ પર બોંબ વરસાવો; અને તેમ કરતાં અમેરિકા પર પણ થોડા પડે તો વાંધો નહિ ! "

અમેરિકનોનો દાવો છે–અને તેમનો દાવો યોગ્ય છે કે તેમને પોતાના દેશની શાંતિની રક્ષા કરવી છે–એનો એ ભંગ થવા નહિ દે; પણ કોઈ એ માનશે કે કાલીફોર્નીઆના દ્રાક્ષ ઉગાડનારા મજૂરો અમેરિકાની શાંતિ માટે ખતરારૂપ બની ગયા છે; કે પેન્સીલ-વેનિયાના કિસાનો પોતાને ત્યારેજ સુરક્ષિત માને જ્યારે યુગોસ્લાવીઆનો નાશ થાય.

ઠઠ્ઠા મશ્કરી અમેરિકનોને ખૂબ પસંદ છે; અને એ લોકો ખૂબ હસે છે અને ખુશ રહે છે. પણ એમની એ ખુશી ત્યારે જ ઉત્પન્ન થાય છે, જ્યારે તેઓ પોતાના પત્રોમાં વાંચે છે કે આલ્બે-નિયાથી અમેરિકા માટે એક મોટું જોખમ ઉત્પન્ન થયું છે. તમે એમની એ ખુશાલીને સમજી શકોછો ?

બધું મળીને આલ્બેનિયાની વસ્તી દસ લાખથી વિશેષ નહિ હોય અને આલ્બેનિયા અમેરિકાથી ૭ હજાર માઈલથી થોડું વધારે દૂર છે. અમેરિકનો એ કહેતા કદી નથી અચકાતા કે રૂસી લોકો પોતાના પડોશની બાબતમાં માથું મારે છે. પણ ખરી બાબત કંઈ જુદી છે અને એ એ કે રશિયા પડોશી છે, એટલે અમેરિકાને બલ્ગેરીઆ કે રૂમાનીઆમાં પોતાનું મનમાન્યું કરવાનો, મીઠા શબ્દોથી તેમના ભાઈબાપ બનવાનો લાગ નથી મળતો. એટલા માટે એ નારાજ છે.

એમની નારાજીનું કારણ એ નથી કે રૂસીઓ પોતાના પડોશીઓની બાબતમાં વચ્ચે પડે છે; પણ એ છે કે ઈટાલી અને 'નેધર્લેન્ડ માફક બલ્ગેરીઆ વગેરેને પોતાની પાળેલી ગાય બનાવવામાં એ સફળ નથી થઈ શકતા.

યુગોસ્લાવીઆ અને ઈટાલીમાં ઘણા દિવસોથી

એ ઝઘડો ચાલતો હતો કે 'ટ્રીસ્ટ' પર કોનો અધિકાર રહે ! 'ટ્રીસ્ટ'માં ઇટાલીઅનો પણ વસે છે અને સ્લોવન્સ પણ છે. અમેરિકન સામ્રાજ્યવાદીઓએ નિકાલ કર્યો કે ટ્રીસ્ટ પર તો તેમનો મોં-માગ્યો અધિકાર છે, કારણ કે એને સહેલાઈથી અમેરીકાનો સમુદ્રી-અડ્ડો બનાવી શકાય તેમ છે. અમેરિકન પત્રોએ પણ સૂરમાં સૂર મેળવીને કહેવાનું શરૂ કર્યું કે પૂર્વ ભૂમધ્ય સમુદ્રમાં તો અમેરિકનોને શરૂઆતથી અંગત રસ છે.

ગ્રીક અને તુર્કીના બંદરો તરફ પણ તેમના હૃદયમાં અગાધ પ્રેમ ઊભરાઈ રહ્યો છે. મુસોલીનીએ પણ ભૂમધ્ય સાગર માટે ધમાલ કરેલી. એના શું હાલ થયા તે આપણે બધા જાણીએ છીએ. ખુદ એના જ દેશવાસીઓએ એને ઊંધો લટકાવીને જે ભીષણ હાસ્ય કર્યું હતું તેનો ગુંજારવ હજી આજ પણ આપણે સાંભળી રહ્યા છીએ.

પરંતુ મુસોલીની, એ અમેરિકન મૂડીવાદીઓ સામે તૃણ સમાન બની જાય છે કે જેઓ નજદીકના પૂર્વને વોલસ્ટ્રીટના પછવાડાનો ભાગ અને ભૂમધ્ય સમુદ્રને 'પોતાનો સાગર' માને છે. એમની આકાંક્ષાઓનું તો શું કહેવું ? અનાયાસે જ એક અમેરિકનની વાત યાદ આવે છે કે જેણે એક જ નિશાનથી જંગલી બતકોનું એક જૂથ, એક પહાડી બકરી અને એક સાપનો શિકાર કર્યો હતો; પગ લપસી જવાથી જ્યારે તે નદીમાં પડયો ત્યારે પણ તે પોતાના શિકારને ન ભૂલ્યો—નદીમાંથી જ્યારે બહાર આવ્યો ત્યારે એના બન્ને ખીસાં માછલીઓથી ભર્યાં હતાં.

બિલકુલ એ જ રીતે ગયા યુદ્ધમાંથી અમેરિકનોએ ફાયદો ઉઠાવ્યો છે. યુદ્ધ તેમને માટે તો જાણે એક શિકારનું મેદાન હતું. એક જ નિશાનથી એણે આફ્રિકા, ગ્રીનલેન્ડ અને ચીનને પોતાનો અડ્ડો બનાવી દીધો; અને તેના બન્ને ખીસ્સાં તૂર્કી અને ગ્રીસથી ભરેલાં હતાં અને આટલો લાંબો ચોડો શિકાર કરવા છતાં મઝા તો એ છે કે એ રશિયા પર બીજા દેશોને હડપ કરવાનો અને તેમના બાબતમાં હસ્તક્ષેપ કરવાનો આરોપ મૂકે છે.

અમેરિકાની જનતા પણ બીજા દેશોની જનતા માફક શાંતિ ચાહે છે. અમેરિકાની આ શાંતિ-પ્રિય જનતા પોતાને ત્યાંના મૂડીવાદી તથા એજન્ટવાદીઓના દીમાગ ઠેકાણે નથી લાવી શકી એનું એક ખૂબ મોટું કારણ છે. એ કારણ તે અમેરિકનોનાં માથાં આવી સનસનાટીભરી વાતોથી ભર્યાં છે જે ત્યાંના એ વર્તમાન પત્રો છાપે છે. પ્રતિદિન, અબાધ ગતિથી, પત્રો એમના મગજમાં એ જૂઠાણું રેડી રહ્યાં છે કે, અમેરિકા ખતરામાં છે. રૂસ, યુગોસ્લાવીઆ, આલ્બેનિયા તેમની શાંતિને હડપ કરી જવાની તૈયારી કરી રહ્યા છે.

એમાં કોઈ શંકા નથી કે અમેરિકાની શાંતિ ખતરામાં છે. પણ એ ખતરો, રશિયા નથી, યુગોસ્લાવીયા નથી, આલ્બેનિયા નથી ! એ ખતરો એ વર્તમાનપત્રો છે, જે દિવસ રાત, વિના વિરામ, ઝેર ઉકાળવામાં પડ્યા રહે છે. પ્રત્યેક અમેરિકનને આ ખતરાથી પોતાની રક્ષા કરવી છે; એ રાક્ષસી પત્રકારોથી પોતાની જાતને બચાવવી છે.

પણ દુઃખની વાત તો એ છે કે, અમેરિકનો પાસે આ રાક્ષસી પત્રોથી પોતાની રક્ષા કરવાનું કોઈ સાધન નથી. એ લોકો આ સદન્તર જૂઠાણાનો પડદો ચીરી નાખવા અસમર્થ છે. એ લોકો નથી સમજતા કે કેવી રીતે મોટી મોટી વાતો કરીને તેમને ધોખામાં રાખ્યે જવાય છે.

અમેરિકનનું શિક્ષણ પણ તે જ પ્રમાણે હોય છે. સારું કે ખરાબ જે કહો એને ! ભૌતિક વિજ્ઞાનની બાબતમાં જેટલું તે જાણે છે, તેટલું રાજનીતિમાં નથી જાણતો. પોતાના દેશના ઇતિહાસ ભૂગોળનું પણ તેને નજીવું જ્ઞાન હોય છે; પરંતુ બીજા દેશો વિષે તેમનું અજ્ઞાન સંપૂર્ણ છે. માનવજાતિના ભૂતકાળ વિષે તેમને કોઈ પણ જાતનું જ્ઞાન નથી હોતું.

હું જ્યારે અમેરિકામાં હતો ત્યારે એક બહુ જ રમૂજી મુકદમો ચાલી રહ્યો હતો. એ મુકદમામાં ન્યાયાધીશે એક માણસને એટલી ભારે સજા કરી

જીવનના નવા નવા પ્રયોગ અમે કરી રહ્યા છીએ. ક્રાંતિની સાથે સાથે અમારી રૂસી સંસ્કૃતિનો જન્મ થયો છે અને હવે ભવિષ્યના નિર્માણમાં અમે લાગ્યા છીએ—અને માત્ર એટલા માટે જ, માનવ-જાતિના ભૂતકાળનો—પાછલા યુગમાં તેના કરેલા પ્રયત્નોનો અમે આદર કરીએ છીએ. અને આદરનો અમારો ભાવ કોઇ પણ દેશની ભૌગોલિક સીમાઓનો સ્વીકાર નથી કરતો. બધા દેશોની સાંસ્કૃતિક પ્રથાઓનો અમે આદર કરીએ છીએ, આદર કરવાનું અમે જાણીએ છીએ.

અમેરિકામાં કપડાં ધોવાનાં મશીનો સરસ બને છે. તેનો અમે સ્વીકાર કરીએ છીએ. પણ એને માટે અમે જરાપણ તૈયાર નથી કે કપડાં ધોવાનાં મશીનોને દેવતાઓના સિંહાસને બેસાડી દઈએ, રેફ્રીજેટર સામે માથું નમાવીએ, અને ફાઉન્ટન પેનના મોડલ સામે હાથ જોડી ઊભા રહીએ. કલમથી જે કંઈ લખાય છે એનું મૂલ્ય અમે કલમના મોડલ કરતા વધારે કરીએ છીએ. અમારો વિરોધ એ વાત સામે નથી કે, ઈંગ્લાંડ, કે ફ્રાંસના લોકો અમેરિકન સંસ્કૃતિના હિતેચ્છુઓ છે; પણ એ બાબત સામે છે કે તેઓ અમેરિકન જંગલીઆતના હિતેચ્છુઓ છે.—ઇરવીંગ, લોંગફેલો, ટેમિંગ્વેની રચનાઓથી નહિ પણ માર્શલની ચેકબુકથી એ લોકો પ્રભાવિત થયા છે.

આ પહેલો જ પ્રસંગ છે, જ્યારે મૂડીવાદીઓ પોતાની જનતાને આમ વેચી રહ્યા છે. અને હવે, આ જનતાનો વેચાઈ જવાનો, તેમનું રાજકીય મૃત્યુ થઇ જવાનો જ માત્ર પ્રશ્ન રહ્યો નથી. પણ સારાએ યુરોપની ભૌતિક અને સાંસ્કૃતિક બાબત માટે ભય પણ ઊભો થયો છે.

ગત સમયમાં, ઇંગ્લાંડે ૭૫૦ કરોડ ફ્રાંકના સૂટ ફ્રાન્સ પાસેથી ખરીદ્યા અને ઈંગ્લાંડમાં બનેલા સૂટ અમેરિકા મોકલાવી દીધા. હવે અમેરિકનો અંગ્રેજી પોષાક પહેરશે અને અંગ્રેજો ફ્રાન્સનો. આ છે યુરોપનું આર્થિક સંગઠન. યુદ્ધ પછી ફ્રાન્સમાં કેટલાએ સારા લેખકોનો ઉદય થયો છે, પણ ફ્રાન્સના પ્રકાશકોને ત્યાં અમેરિકન સાહિત્ય ભર્યું છે.

આજે યુરોપનો પૂંજીવાદ સડી રહ્યો છે; જેને અમેરિકન સામ્રાજ્યવાદ ડોલરનું ઈંજેકશન આપીને ટકાવી રાખવાનો પ્રયત્ન કરી રહ્યો છે. મૂડીવાદીઓ માટે સંસ્કૃતિ એ એક નજીવી બાબત છે; પણ અમે એમાંથી અમારા જીવનની પ્રેરણા લઇએ છીએ. સંસ્કૃતિ અમારે માટે એ જીવંત મશાલ છે, જે રાષ્ટ્રના માર્ગને શાશ્વત પ્રકાશમય કરતી રહે છે. અમે એવો દાવો કદી નથી કરતા કે અમે વિજ્ઞાન, કલા, સંસ્કૃતિ તથા સભ્યતાની બાબતમાં સૌથી ઊંચા છીએ. પણ જરૂર, તેમને જનમનની ભાવનાઓથી અંકિત કરવામાં અમે સૌથી આગળ છીએ. અમારું સાહિત્ય, સિનેમ, ચિત્રકલા પણ મૂડીવાદી સમાજ-વ્યવસ્થાનો પ્રબળ વિરોધ કરે છે. અમારા પક્ષમાં વિશ્વ આખાની પ્રજાના પીઠબળવાળી શક્તિઓના પ્રતિનિધિ-એ લેખક-, કલાકાર, વૈજ્ઞાનિક અને ચિત્રકાર છે—જે શોષણ પર આધારિત મૂડીવાદી સમાજવ્યવસ્થાને ઉખેડી નાખવાની જન-ભાવનાઓથી પોતાના સર્જનને નિર્માણ કરવાની પ્રેરણા મેળવે છે.

વાસ્તવમાં અમે યુરોપની જનતા, એમની પ્રાકૃતિક પ્રથા—હર્યાભર્યા જંગલ અને પર્વત; એમનો સાંસ્કૃતિક વારસો—સાહિત્ય, ભાષા, રીત-રિવાજ, અને એમની માનવતા-બાળકો, વૃદ્ધ, યુવાનો, સ્ત્રી, પુરુષ બધાના સંરક્ષક છીએ. અમેરિકન સામ્રાજ્યવાદ તો એમના એ સ્વતંત્ર સામાજિક વારસાને નષ્ટવત્ કરીને એની ઉપર અમેરિકન સંસ્કૃતિ અને સભ્યતાનું વર્ચસ્વ રાખવાનું ચાહે છે; અને ત્રીજા વિશ્વયુદ્ધના ડંકા બજાવીને એ વિશ્વશાંતિને પાછી નષ્ટ કરવા માગે છે.

સોવિયેટ પ્રજાતંત્રનું આયુષ્ય હજી માત્ર ત્રીસ જ વર્ષનું છે. સોવિયેટ પ્રજાતંત્રનું નિર્માણ સમાજની શોષણ-વ્યવસ્થાનો નાશ કરી, શાંતિ અને સમતાના આધારે થયું છે. શાંતિ અને સમતા અમારા મંત્ર છે. કોઇપણ કિંમતે અમે તેની રક્ષા કરી છે. અમારી જનતા, અમારા વર્તમાન પત્રો, અમારા સાહિત્યકાર, કોઇ દેશ પર આક્રમણ કરવાનો પ્રચાર નથી કરતા. [અનુસંધાન પૃષ્ઠ ૨૭૮]

# ક્યો? ક્યો? ક્યો? ના!!!

લેખક : જીતેન્દ્ર ધોળકીયા.

[ બેકારી ! આપઘાત ! ના, ના, હડતાળ. મધ્યમ વર્ગમાં આજે ઘેર ઘેર સંભળાતા આ શબ્દોમાં જીતેન્દ્રભાઇની આ ટૂંકી વાર્તા પ્રાણ પૂરી જાય છે. એ જીવનમાં ડોકિયું કરતાં તેની સમસ્યાના ઉકેલ તરફ પણ આંગળી ચીંધે છે. સૌપર ત્રાટકી રહેલ આ સંકટનો સાથે મળીને સામનો કરો–તંત્રી]

મધરાતની કારમી સવારી અને વિચારોનું તુમુલ યુદ્ધ ! આવતી કાલે રેવાશંકર નોકરીમાંથી છૂટો થવાનો હતો કેમકે છટણીની લટકતી તલવાર એનાં પાંચ માણસનાં કુટુંબ પર ત્રાટકવાની હતી. 'શું કરવું અને શું ન કરવું ? કઈ જગ્યાએ નોકરી માટે તલાશ કરવી' એ વિચારમાં રેવાશંકર આકાશના હસતા તારાઓને ભૂલી ગયો હતો.

" હં...જટાશંકર ભટ્ટ કસ્ટમસ ડીપાર્ટમેન્ટમાં છે, તેમને કહ્યું છે, પણ ત્યાં પણ ભરતરફી ! વળી હું 'અન્ડર ગ્રેજ્યુએટ' પણ નથી તેનું શું:!," જવાબમાં રાત્રિની નિઃસીમ શાંતિમાં કૂતરું ભસ્યું.

વિચારોની સેનાએ ચોતરફથી હુમલો કર્યો હતો. આવતી કાલ ! ભયંકર તાલ સાથે એના જીવનનિર્વાહના સાધનના ભૂકેભુક્કા બોલવતી આવતી કાલ ! એના દિમાગની સિતારને ઝણઝણાવતી આવતી કાલ !

" હવે તો ઊંઘી જાવ " મધુર કોમળ અવાજ રેવાશંકરની પત્ની રમાનો હતો. "ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. "

" ઇશ્વર શું કરવાનો હતો !" રેવાશંકરની આંખમાં નૂતન તેજની ઝલક ચમકી ગઈ.

" ના, ઇશ્વર છે જ નહિ. ઇશ્વર હોય તો છટણી કામયાબ થાય જ નહિ. ન્યાયી, દયાળુ, 'દીનબંધુ' ઇશ્વર એ તો મન મનાવવાની વાતો છે. એક છેતરપીંડી છે. સમજી ?"

રમા આ સણસણતા જવાબથી શાંત થઇ બોલી: " પણ તમે કામના કાયર નથી તેથી નોકરી મળી જશે, વળી પ્રયત્નની સચ્ચાઈ તમારી પડખે છે."

"કામ...કામ તો મારી નોકરીનું સર્વસ્વ છે." જો કલાકનો હિસાબ કર. સવારના સાડાસાતથી બપોરના દોઢ. સાંજના પણ છેક સાડા સાત લગી કામ ચાલતું. ફક્ત અડધો કલાક ચા પીવાની રજા મળતી. આ તો આપણું 'સ્ટેટ' કહેવાય એટલે સાહેબ તો મોડા આવે. ત્યાં સુધી કામ કરવાનું. " એકશ્વાસે બોલી જતો રેવાશંકર જરા થોભ્યો અને "વળી પ્રયત્નની તું વાત કરે છે ? સાહેબને ખુશ રાખવાનો, હેડકલાર્કને ઘેર દિવાળીમાં મીઠાઈ મોકલવાનો, સાહેબની ઉદારતાનો પેટભરીને વખાણ કરવાનો પ્રયત્ન તો ચાલુ જ હતો ! છતાં છટણી !"

તારાઓની કારવાન આ ભયંકર સંઘર્ષમાં

જીવતાં માનવીઓની કરુણ કથા સાંભળતી નિર્ભીક-પણે વહી જતી હતી.

" પણ રમા ! આવતી કાલે હું બેકાર ! મારાથી સહન નથી થતું. કેમ ગાડું ચાલશે ? " રેવાશંકરનો અવાજ જરા ધીમો થયો, પરંતુ તરત જ કંઈ યાદ આવતાં રોષ ભભૂકી ઊઠ્યો " વળી રમા, આપણા 'સ્ટેટમાં' એક બાજુ છટણી અને બીજી તરફ ત્રણ નવા અમલદારો અમારા જ ડીપાર્ટમેન્ટમાં આવ્યા છે ! તેમનો પગાર જાણુ દીઠ સોળસો રૂપીઆ ! મારા એંશી રૂપરડીના પગાર કરતા વીશ ગણું તેમને વેતન મળશે. રમા, ખરેખર, તારા ભગવાનને તો દેશવટો જ મળ્યો છે. "

★ ★

કાળનગારાં બજાવતી છટણીની આવતી કાલ આવી પહોંચી. આખો દિવસ રેવાશંકર રખડ્યો. ચાર જગ્યાએ અરજી કરી. જટાશંકર ભટ્ટને મળ્યો. વેણીલાલ વકીલને "કયાંય તપાસ કરતા રહેજો " એમ કહીને ચાલ્યો.

આખા દિવસનો થાક ! આજ તે ઘરે પણ ગયો ન હતો. સંધ્યાની ગુલાબી હસતી શોભા તેને નવા વિચારો માટે જાણે સાદ કરી રહી હતી ! રખડી રઝળીને એક જીર્ણ શિલા પર રેવાશંકર બેઠો. " હવે ઉપાય શું ? બધે જ છટણી અને છટણી ! " એક ફિલસૂફની અદાથી તે બોલ્યો:

" આ દુનિયા તો એક ગંધાતું ખાબોચિયું છે. એમાં ખદબદતા કીડા માફક જીવવા કરતાં..." તરત જ રેવાશંકર ઊઠ્યો. નિરાશાએ તેના મન-પતંગની દોર હાથમાં લઈ લીધી હતી. સીધો ચાલ્યો ભદ્રા નદીના તટ તરફ. મરણના તમોમય પ્રદેશ ભણી તેણે કૂચ આદરી. પંખીના પાંખોના ફફડાટ અને તેના દિલનો ફફડાટ જાણે કે કારમા મોતનાં સંગીતનો આલાપ લઈ રહ્યાં હતાં ! રસ્તા પર રસ્તા પસાર કરી રાજમાર્ગ ઉપર તે આવ્યો. ત્યાંથી ભદ્રાનદી તરફ જવાને માટે રસ્તો નીકળતો હતો.

પણ આ શું ? રાજમાર્ગ ઉપર આજ બેસુમાર ભીડ હતી. પોલીસની લાલઘુમ આંખો ! હાથમાં ડંડા સાથે અડીખમ પલટણ ! અને આ શી નવાઈ ! આકાશમાં લહેરાતા ઝંડા શૂરવીરોનાં ભાલા માફક આગળ તરી આવતા હતા. પૂંઠાના ટૂકડાઓ ઉપર લખ્યું હતું: "છટણી વિરુદ્ધ જેહાદ જગાવો !" બળબળતા બપોરમાં વિરાટ સરઘસ ચાલ્યું આવતું હતું. દઢ મુખમુદ્રાવાળો, વાંકી ટોપીવાળો એક નવજવાન સરઘસને મોખરે હતો. હાથમાં લાલ ઝંડો હતો. રેવાશંકરના દિલે અકથ આંચકો અનુભવ્યો. આ શું ? પછાત સ્ટેટના નોકરોએ છટણી વિરુદ્ધ જંગની શરૂઆત કરી હતી. બુલંદ અવાજ સંભળાતા હતા.

" છટણી કે ખિલાફ જંગ શુરૂ હો "
" કલાર્કસ યુનીયન ઝીંદાબાદ "
" ચપરાસી યુનીયન ઝીંદાબાદ "
" જનલડત ઝીંદાબાદ "
" નોકરશાહી મુર્દાબાદ "

આ બુલંદ પોકારો એનાં મરણોન્મુખ બનેલ દિલને જાણે પડકાર કરી રહ્યા હતા. "સાચો રસ્તો ભદ્રા નદીનો નથી પણ સાચો રાહ આ સરઘસનો છે, જનલડતનો છે. "

રેવાશંકર આગળ ધસી આવ્યો. શરીરમાં અચિંત્યું બળ આવી ગયું. જ્વાળામુખીના ધમ-ધમાટ સાથે સરઘસમાં શિસ્તબદ્ધ કદમ મીલાવવા લાગી ગયો. ભદ્રાનદી રેવાશંકરની રાહ જોતી જ રહી ગઈ ! ચોતરફ દિશાઓના ઘુમ્મટને ભેદી નાંખતો સામુદાયિક પડકાર સંભળાયો: " જન-લડત ઝીંદાબાદ."



## કટાક્ષ વિભાગ

લોકોનું તો હવે પૂછવું જ શું. વાત વાતમાં સરકારની ટીકા, નેતાઓની ટીકા, ફરિયાદો ને આક્ષેપો ! ને જેમ જાણે એમને જ સિદ્ધાન્તની પડી હોય એમ ઉપરથી ઉપદેશ !

રાજાઓને દુશ્મનના દોસ્ત બનાવી દીધા તો કહે છેઃ 'તમે કોંગ્રેસનો સિદ્ધાન્ત છોડ્યો. વચન તોડ્યું.' માલિકોને ૧૦ વરસ લગી એમના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થનાર નથી કહી, બેફિકર બનાવી, એમનાં દિલ જીતી લીધાં તો પાછા એના એ જ આક્ષેપો ! ને ઉપરથી ટોણા કે, જેમ સાહેબ, જેલમાંથી છૂટીને આવ્યા ત્યારે તો કહેતા હતા કે, અમે સત્તામાં આવશું ને આ કાળા બજારિયાઓને પહેલા ફાંસીએ લટકાવશું–એ બધું ક્યાં ગયું ?' ત્યારે ત્રીજા વળી કહે છે કે, 'આવી જ કે તમારી લોકશાહી ? માણસ ગુનેગાર છે કે નહિ એ જાણવાની જરૂર નહિ, એની ખાત્રી કરવાની જરૂર નહિ, એની સાબિતી આપવાની જરૂર નહિ, કોરટમાં એને પૂરવાર કરવાની ફરજ નહિ, જનતાને વિશ્વાસમાં લઈ એની આગળ સત્ય હકીકતો રજૂ કરવાનીગરજ નહિ–બસ કશું જ નહિ ! ભલેને એ અત્યારે કાંઈ કરતો નથી, પણ કરવાનો છે એવો શક હોય એટલું જ બસ ! એને ગમે તેટલો લાંબો સમય જેલમાં ગોંધી રાખી શકાય ! આ તે લોકશાહી કે શયતાની અંગ્રેજ સરકારનું અનુકરણ ?'

અને આજ કાલ તો, છાપાંવાળાઓ ય કાંઈ ઓછા બેજવાબદાર બની ગયા છે ? હમણાં સરકારે છાપાંઓ ઉપર નવું નિયંત્રણ મૂકતો નવો કાયદો કર્યો ત્યારે મોરારજીભાઈને એ છાપાવાળા શું કહે છે જાણો છો ?–'તમે આપખુદ થઈ ગયા છો. તમારા આવા હુકમો અમને કબૂલ નથી. અખબાર એની સાચી સ્વતંત્રતા કદી છોડી દઈ શકે નહિ. સરકારની ટીકા કરવાનો અખબારોનો જન્મસિદ્ધ અધિકાર છે' વગેરે વગેરે.

ને નવાઈની વાત તો એ છે કે જેને સરકાર પોતાના ગણે એવા ય હવે તો આવી બધી ટીકાઓમાં ભળવા લાગ્યા છે ! એમાં હોય વાત ધૂળ જેવી.

દા. ત. વડી સરકારના વડા પ્રધાન પંડિત નહેરૂએ વડી ધારાસભામાં કહ્યું કે આઝાદ હિંદ ફોજવાળાઓને અમે લશ્કરમાં ભરતી કરનાર નથી. એમના પર એવો આધાર ન રાખી શકાયઃ હવે તો એ કામના ય ન ગણાય....ત્યારે ચારે બાજુથી સૌ તૂટી પડ્યાઃ 'આવા જ તમારા સિદ્ધાન્ત કે ? હજી કાલ સુધી તો આઝાદ ફોજની દેશભક્તિની કવ્વાલી ફૂટી નામ બઢાવતા હતા, ને આજે એમને જ આવો છેહ!'

*

મને તો લાગે છે કે લોકોની બેજવાબદારી, લોકોની બેઅદબીની સાથોસાથ એમની જડતાનો ય પાર નથી. વાતવાતમાં સિદ્ધાન્તની વાત ! પણ સિદ્ધાન્ત ખાતર વ્યવહાર કે વ્યવહાર ખાતર સિદ્ધાન્ત ?—એટલી ય સાદી સમજ નથી એમને. એક વાર ગધેડાનું પૂંછડું પકડ્યું તે પકડ્યું જ, એ તે કંઈ સિદ્ધાન્ત છે ? ત્યારે નેતાઓ જેલમાંથી છૂટયા હતા ને ત્યારે એમને અંગ્રેજો સામે ખોંખારો ખાઈ સત્તામાં આવવું હતું, ને બીજી બાજુ ચૂંટણીઓ ય જીતવી હતી–કહોને કે સમય જ જુદો હતોઃ ત્યારે જરૂર હતી ને એથી કાળા બજારિયાઓને ફાંસીએ ચડાવવાનું કહ્યું હોય, ને ત્યારે આઝાદ ફોજને માથે બેસાડી નાખ્યા હોય એ, એટલે આજે ય, બધું કામ પતી ગયા

પછી ય એનાં એ સૂત્રો ગોખ્યા કરવાં એ તે ક્યાંનો સિદ્ધાન્ત ને કેવો ન્યાય?

ને કમ્યુનિસ્ટો હડતાળો પડાવી તકલીફ ઊભી કરે, રશિયાના વિચારો ફેલાવે, ને લેનિન–સ્તાલિનની ભક્તિ ગાય; પં. નહેરુ જેવાની ભડ દઈને ટીકા કરે; સરકાર અને સરદાર ઉપર તો એમના પ્રહારો ચાલુ ને ચાલુ! અંગ્રેજો–અમેરિકનો–રાજા–જમીનદારો–ઉદ્યોગપતિઓ અમલદારો–કોમવાદીઓઃ એકેવું ભૂંડું બોલતાં પાછું ન જુવે ને બધું છાપરે ચઢીને બોલે, ને ઢગલા બંધ છાપે! લોકોમાં અસંતોષ, ને વેરઝેર ફેલાવવું એ જ જાણે એમનું કામ! અને હોશિયાર તો એવા કે કાયદાની ચુંગાલમાં આવે નહિ! છૂપું તો એવું કામ કરે કે, હથિયારોની વણઝારો ભરેલી ચાલી જાય પણ કોઈને ખબરે ય ન પડે! કાવતરાં તો એવાં કરે કે એનો ભડાકો બોલે ત્યારે જ ખબર પડે! એવાને માટે જૂનો કાયદો શો ખપ લાગે? ને જૂની કોરટ શા કામની? આ તે કંઈ જૂની સરકાર છે કે જૂના કાયદા ને જૂની કોરટોથી ચાલે? એ તો જેવા ગુનેગાર એવા કાયદા. **નવી સરકાર, નવા ગુનેગાર તો નવી લોકશાહી!**

ચિંતાની વાત તો એ છે કે, આટલી પાયાની વાત યે ના સમજે, એવા લોકોનું શું કરવું? એવાને ય લોકશાહીના સબક શીખવાડવા કંઈ ઓછી વાત છે? હજી હમણાં જ મોરારજીભાઈએ મુંબઈના પત્રકારોની સભામાં એક પાઠ તો એ બોલકા પત્રકારોને ભણાવ્યો હતો. એમણે લોકશાહીનું સાચું સ્વરૂપ સમજાવતાં કહ્યું: 'જાણો છો? હું ધારું તો હમણાં ને **હમણાં તમને બધાને જેલ ભેગા કરી દઈ શકું;** ને તમારે મને ખસેડવો હોય તો આવતી ચૂંટણી સુધી રોકાવું રહ્યું.

*

અને વસુંધરા તો રત્નની ખાણ છે, એ કંઈ ખોટું નથી. આપણા દેશમાંય ક્યાં હીરા ઓછા પાકે છે? સરદાર પટેલનો એક વારસો મોરારજીભાઈ સાચવે છે, તો બીજો હમણાં હમણાં ગાડગીલ સાહેબે સાચવવા માંડ્યો છે! માઈન્સ અને **પાવર** (અંગ્રેજીમાં અહીં 'પાવર'નો અર્થ વીજળી થાય; બીજો અર્થ 'સત્તા' એવો પણ થઈ શકે) ના પ્રધાને લોકશાહીની સાબિતી આપતાં પ્રવચનો ઉપરા ઉપરી ચાલુ રાખ્યાં છે–જેમાં તેમણે, જે લઘુમતિ જૂથો (ખાસ કરીને સમાજવાદી ને સામ્યવાદીઓ જ તો!) તકલીફ ઊભી કરે તેમને મૂળથી ડાંબી દેવાની નવી લોકશાહીની સાદી વાત સાચી રીતે સમજાવી છે.

પણ આટઆટલાં છતાં ય સામી દલીલો જ કર્યા કરવી છે એવા લોકોને વધારે કહેવું ય શું? કહેવાથી જ જો સમજે એટલી અક્કલ હોત તો આટલાં વરસ

## કાકીડાના રંગ

( પૃષ્ઠ ૨૭૫ થી ચાલુ )

એક વર્ષ પહેલાં મેં ફ્રાન્સમાં લેથ નદી પર એક પૂલનું ખંડેર જોયું હતું. મેં ત્યાંનાં લોકોને પૂછ્યું: "આ પૂલની મરામત કેમ નથી થતી?"

મને જવાબ મળ્યો: "હમણાં શું જરૂર છે? હજી તો ત્રીજું મહાયુદ્ધ જલદી જ થવાનું છે!"

હમણાં જ મેં મારા દેશમાં ત્રણ હજાર માઈલની સફર કરી હતી. મેં જોયું કે અહીં, યુદ્ધકાળના ખંડેર, સ્કૂલ, મકાન, પૂલોનું નવું નિર્માણ થઈ રહ્યું છે. કેટલીક શંકાશીલ વ્યક્તિઓ અમને જોઈએ તેના કરતાં વધારે આશાવાદી હોવાનો દોષ દઈ શકે છે. પણ અમારો આશાવાદ નિર્માણાત્મક છે–જર્મન ફાસીસ્ટવાદ માફક ધ્વંસાત્મક નથી.

અમે ફાસીસ્ટોની માફક, બીજાની સ્વતંત્રતા છીનવીને, બીજાની આશાઓને માટીમાં મેળવીને, અમારી આશાની ભવ્ય ઈમારતનું નિર્માણ નથી કરતા. અમારો આશાવાદ ગરીબ, મૂર્ખ, પ્રતાડિત, શોષિત માનવ–જનોનો આશાવાદ છે. અમારો આશાવાદ અમેરિકાના એ લોકોની આશાનું પણ પ્રતિનિધિત્વ ધરાવે છે કે જેઓ યુદ્ધ નહિ, શાંતિ ચાહે છે અને યુદ્ધ–પ્રચારકોની ઘૃણા કરે છે. એટલા માટે જ અમારો આશાવાદ સાચો આશાવાદ છે. અમે માનવતાના વિજયમાં વિશ્વાસ રાખીએ છીએ.

ગુલામ જ શું કામ રહેત ? એ તો રાજ કરનારાએ અક્કલ વાપરવાની ને નક્કી કરી વર્તવાનું કે– કોનું કેટલું કામ છે, કોની કેટલી જરૂર છે, ને કોના પર કેટલી કાપ બેસાડવી જોઈશે. વેપાર ને ઉદ્યોગ કંઈ અમસ્તા ખીલવાતા હશે ? ને દેશની શાંતિ કંઈ અમસ્તી જળવાતી હશે ? દેશની રક્ષા કંઈ નાનીશી વાત છે ?

લોકો તો કહી નાખે છે કે ઉદ્યોગો રાષ્ટ્રના બનાવી દો ને કામદારોના હાથમાં ઉત્પાદનની ચાવી મૂકી દો એટલે જોઈએ એટલું પેદા થશે; ને ચોરી-છૂપી–કાળાં બજારો નહિ થાય; અછત ટળશે ને ભાવ નીચા આવશે; ને શાંતિસુખ પથરાશે.

લોકો તો કહે કે, આઝાદ ફોજવાળાને રાષ્ટ્રીય લશ્કરમાં લઈ લેશો તો લશ્કરની રૂખ સાચી રાષ્ટ્રીય બની જશે, ને દેશની રક્ષા એના જેવી કોઈ નહિ કરે!

એમ અભણ મજૂરિયા ને બિનઅનુભવી લોકોથી જ રાજ સંભાળાતું હોત તો ભણેલા અનુભવી નેતાઓ ભગવાં પે'રી હિમાલય જતા રહેત ? કેમ જાણે રાજ અમરતું જ મળ્યું હશે. ને અમે તેમ વેડફી નાખવાનું હશે !

આ મૂડીવાદીઓ, આ રજવાડાંઓ, ને જમીનદારો એ બધાયને સાચવવાનું અને અંગ્રેજોના ગયા પછી ય, એમની સાથે ય, આર્થિક ને લશ્કરી દોસ્તી સચવાઈ રહેશે, બ્રિટિશ–અમરિકી મૂડીને આ દેશમાં ઊની આંચ નહિ આવે, ને ન કરે નારાયણ ને ત્રીજું વિશ્વયુદ્ધ થાય ત્યારે હિંદ વફાદાર દોસ્ત બની અંગ્રેજો ને અમેરિકનોની છાવણીમાં ઊભું રહી જશે. એવી બધી ખાત્રી જ્યારે થઈ ને જેમણે કરાવી એમના હાથમાં ત્યારે, 'સ્વરાજ'ની ફેરબદલી થઈ; અમે તેમ નહિ. એ તે કાંઈ છોકરાંના ખેલ છે કે ઘડીમાં એ બધું ભૂલી જઈ, નવા નિશાળિયાની જેમ કેવળ જડ સૂત્રો બોલી નખાય ? કે–'બ્રિટિશ કોમનવેલ્થ'ની છત્રછાયા છોડી દઈ હિંદને 'સ્વતંત્ર પ્રજાસત્તાક' જાહેર કરી દો; જમીનદારી ને રાજાશાહીની નાબૂદી કરી નાખો; મુખ્ય ઉદ્યોગોને રાષ્ટ્રીય બનાવી દો.'

તો તો પછી લોહીના એક પણ બુંદ વિનાની **શાંતિમય ક્રાંતિ અને હિંસક ક્રાંતિમાં** ફેર જ શો રહ્યો !

૧૭–૪–૪૮ —ગુર્જરીનો લાલ

## ઓ ગાંધીજી !

કોમવાદના ઝેરનો પાનો ચડેલ હાથે ગાંધીજી પર ગોળી છોડી. એ કોમી આગ ફેલાવવામાં રજવાડાંઓ અને રૂઢીચુસ્ત શ્રીમંતો મોખરે હતા. જનતાનો પુણ્ય પ્રકોપ જાગ્યો. પણ તેથી શું ? તેને ઓલવવાના માર્ગો ક્યાં મરી પરવાર્યા છે ?

થોડા મહિના પહેલાં મુંબઈના ચાંદિવલી નામના પરામાં જામ સાહેબને બહુમાન આપવામાં આવ્યું. એક સ્મારક મંદિરનું તેમને હાથે શીલારોપણ થયું. તેનું નામ શું ? "ગાંધી શિખર!"

ઓ ગાંધીજી !

# ભારતમાં રાષ્ટ્રીયકરણ કયે રસ્તે?

લેખક : શરદ પેટલાદકર

[ પૂરપાટ ધસી આવતી આર્થિક કટોકટીમાંથી બચવાનો એકમાત્ર માર્ગ ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું એજ છે–અને તે પણ પ્રજાના હિતમાં જ. માત્ર જર્મનીમાં થયું હતું તેમ ઉદ્યોગપતિઓના જૂથ (કાર્ટેલ) દ્વારા નહિ, એ સાદું સત્ય લેખક સરળ રીતે રજુ કરે છે. આજ સુધી માત્ર પ્રગતિશીલ અર્થશાસ્ત્રીઓને મોંએ સાંભળેલ આ શબ્દ સર્વ સાધારણ શ્રમજીવી હિંદીને અર્થપૂર્ણ લાગવા માંડયો છે. એ નીતિ હોઈ વાંઝા ભવિષ્ય પર મુલતવી રાખવી પાલવે તેમ નથી. દેશી તેમજ પરદેશી મૂડીદારો પાસેથી વળતર આપ્યા વિના ઉદ્યોગો લઈ લેવામાં આવે અને તે દેશભક્ત જનતાના જીવાનો દ્વારા ચલાવાય તો નિકાલ આજેજ આવી શકે છે. તંત્રી ]

૧૫મી ઓગસ્ટ પછી દેશના આર્થિક જીવન ઉપરથી હવે વિદેશી શાસન દૂર થયું છે. હજી દેશની આર્થિક પરિસ્થિતિ પુરાણા અર્થશાસ્ત્રના અને નિરંકુશ વેપારના વેઠીઆવેડા વાગોળવામાં અને મુક્તવેપાર અને હરિફાઈની મૃતપ્રાય અર્થસંકલનામાં અટવાઈ રહી છે. દેશ આજે અછત અને નફાખોરી, ભાવોની અસામાન્ય ઊંચાઈ અને સંઘરાખોરીના વમળમાં ઝડપાઈ ગયો છે. ત્યારે પણ હજુ દેશના સૂત્રધારો આજની આર્થિક કટોકટીને નિવારવા માટે મુક્ત વેપાર અને હરિફાઈના અર્થશાસ્ત્રને થાબડી રહ્યા છે.

આજે દેશ અછત અને નફાખોરીના રાજકારણનો ભોગ બની ગયો છે, ત્યારે દેશના ઉત્પાદન ઉપર ભાવ અને નફાનો કાબૂ વધી પડ્યો છે અને જનતાની જરૂરીઆતો અને ખરીદશક્તિની અવગણના કરાઈ રહી છે. નફાવૃત્તિ એ જ દેશના ઉત્પાદનનું પ્રેરક બળ બની રહ્યું છે. અને એટલે ભાવોનો ઉછાળો અને માલની અછત એ બે જ માર્ગોમાં મૂડીવાદી અર્થકારણ વેગ લઈ રહ્યું છે. પંડિત જવાહરલાલ નહેરુ અને બીજા રાષ્ટ્રીય નેતાઓ બાપોકાર કરી રહ્યા છે કે–દેશમાં ઉત્પાદન વધારવું એ જ એક આર્થિક સલામતીભર્યો માર્ગ છે. જ્યારે દેશના મૂડીવાદીઓ ઉત્પાદનના વિકાસનો અવરોધ કરી દેશમાં અછત પ્રવર્તાવી રહ્યા છે. મૂડીવાદી દેશોમાં ઉત્પાદનનો વિકાસ નફા ઉપર અવલંબે છે જ્યારે સમાજવાદી લોકશાહીમાં ઉત્પાદન જનતાની જરૂરીઆતો અને દેશની ખરીદશક્તિ ઉપર અવલંબે છે. આમ હિંદ કયે રસ્તે જઈ રહ્યું છે તે સ્હેલાઈથી સમજી શકાય તેમ છે.

## નફાવૃત્તિ અને ઉત્પાદન

હિંદમાં યુદ્ધકાલીન વર્ષોમાં ઉત્પાદન ટોચે હતું. મોટા પાયા ઉપરની સરકારી ખરીદ, જનતાને માટે અપૂરતો પુરવઠો, ભાવોનો અસાધારણ ઉછાળો અને કાચા માલ તેમજ મજૂરીનો તૈયારમાલના ભાવોના પ્રમાણમાં ઓછો દર, મૂડીવાદીઓના નફાને વધારી રહ્યો હતો. મૂડીવાદીઓને આ તક અનુકૂળ પડી. તેમણે દેશમાં મોટા ઔદ્યોગિક વિકાસ વિના પણ ઉત્પાદનનું પ્રમાણ વધારી દીધું. યુદ્ધ કાળમાં સાધનસામગ્રીનો એકધારો ઉપયોગ અને વિનાશના વેપાર સાથે જનતાને માટે સતત તંગી અને મોંઘવારી ખડી કરી. વળી સરકારી સહાય અને વેચાણની નિશ્ચિતતાએ નફાવૃત્તિને એકધારો વેગ આપ્યો. આવા ભાવો અને ઉત્પાદનના અસાધારણ સંબંધોએ દેશમાં એક નવી જ પરિસ્થિતિ પેદા કરી. યુદ્ધકાળમાં અછતને માર્ગે વધુ નફો કરવો સહેલ હતું. મૂડીવાદી માનસને તેનો કાયમી ચસકો લાગી ગયો. આજે પણ આ માનસ જ કામ કરી રહ્યું હોય એમ લાગે છે. ઉત્પાદનનો વધારો કર્યા વિના અછત ઊભી કરી

નફો વધારવાનો માર્ગ મૂડીવાદીઓ અજમાવી રહ્યા છે અને દેશ ઉપર આર્થિક કટોકટી લાદી રહ્યા છે.

૧૯૪૨-૪૩ માં જ્યારે ૧૯૩૯-૪૦ કરતાં મંદી ગણા ભાવો થયા ત્યારે કાપડનું ઉત્પાદન ૪૦૧૨૦ લાખ વારથી વધીને ફક્ત ૪૧૦૯૦ લાખ વાર જ થયું હતું. અને જ્યારે ૧૯૪૩-૪૪ માં ભાવો ૪ા ગણા થયા ત્યારે ઉત્પાદન ફક્ત ૪૮૭૨૦ લાખ વાર થયું હતું અને યુદ્ધ પછી તો આ વૃત્તિ ખૂબ જ વધી પડી ગઇ છે. ૧૯૪૬-૪૭ માં જ્યારે ૧૯૩૯-૪૦ કરતાં ૩ા ગણા વધારે ભાવો છે ત્યારે આજનું ઉત્પાદન ગગડીને છેક ૩૮૬૩૦ લાખ વાર કરતાં પણ નીચે ગયું છે. સાથે સાથે હિંદ સરકારના આંકડાઓ અનુસાર નફાખોરીનું પ્રમાણ ઉત્પાદનની સાથે ન રહેતાં જુદી જ દિશામાં વળી રહ્યું છે. ૧૯૩૯ કરતાં ૧૯૪૦ માં દોઢગણો નફો થયો હતો જ્યારે ૪૧-૪૨ માં નફાનું પ્રમાણ ૪ ગણું થઇ ગયું હતું અને ૪૨-૪૩ માં નફાનું પ્રમાણ સાતગણું થયું હતું. આમ જો કે ૪૨માં રાજકીય હડતાલોને કારણે ઉત્પાદન ઘટયું હતું અને એ વાત મિલમાલિકને ખૂબ જ ગમતી હતી કારણ કે ઉત્પાદનને પાછળ રાખી નફાનું પ્રમાણ ખૂબ જ આગળ વધી ગયું. આ રીતે ઉત્પાદનને નીચું રાખી અછતને માર્ગે નફાખોરી કરવાનું મૂડીવાદી માનસ દેશમાં મૂર્ત સ્વરૂપ લઇ રહ્યું છે. અને આજે જ્યારે જનતાને માલ જોઇએ છે, કામદારોને કામ જોઇએ છે ત્યારે યુદ્ધકાલીન સંજોગોના અંત સાથે કામદાર જાગૃતિને કારણે નફામાં થયેલા ઘટાડાને લીધે, ઉત્પાદન ઘટાડી દેવામાં આવે છે. ભાવોનો ઉછાળો, વિશાળ નફો અને યુદ્ધકાલીન મોટા પાયા ઉપરની નફાકારક સરકારી ખરીદનો અંત આવતાં મૂડીવાદીઓએ અછતને માર્ગે નફો કરવા ઉત્પાદનનો ઘટાડો શરૂ કર્યો છે.

આમ ઉત્પાદનમાં ઘટાડો એટલે ટૂંકમાં કટોકટી, સ્થિરતાનો અભાવ અને જનતાના જીવનમાં મુશ્કેલીઓનો ઉમેરો. યુદ્ધકાળ દરમિયાન ધનવાન વધારે ધનવાન બન્યો છે અને ગરીબ વધારે અને વધારે ગરીબ બની ગયો છે. અલબત્ત યુદ્ધે બેકારીને દબાવી હતી છતાં તે અલ્પજીવી અને યુદ્ધકાળ પર્યંતની જ સુધારણા હતી એ ન ભૂલવું જોઇએ. આ દૃષ્ટિએ જોતાં યુદ્ધકાળ દરમિયાન નફાખોરી અને કાળા બજારોથી ધનિક બની ગયા છે તેમની નફાવૃત્તિ એક રોગ બની રહી છે. જો કે આમ તો પૈસાવાળો વર્ગ જ વધારે પૈસાવાળો બની ગયો છે અને ગયા યુદ્ધ પછી આવેલી મંદી આ યુદ્ધ પછી હજી આવી નથી એનું કારણ આ અસ્વાભાવિક અને જનતાદ્રોહી શોષણખોરોની સહીયારી એકધારી અછત ઉભી કરી નફો મેળવવાની રમત છે. લાંચ રૂશ્વતખોરીએ પણ જે આર્થિક અને સામાજિક જીવનનાં નૈતિક બંધનોનો વિચ્છેદ કર્યો છે તેને કારણે આજની રાષ્ટ્રીય કટોકટી વધુ દારૂણ બની રહી છે. આમ રૂપીઆની ખરીદશક્તિ કરતાં પણ જનતાની ખરીદશક્તિ વિશેષ પ્રમાણમાં ઘટી છે અને દેશમાં અશાંતિ અને અસ્થિરતાનું ભયંકર મોજું ફરી વળ્યું છે.

## મૂડીવાદી ષડ્યંત્ર

ઉત્પાદનનો ઘટાડો અને ભાવોની અસાધારણ ઊંચાઇએ દેશની ખરીદશક્તિ અને ભાવો વચ્ચેનું અંતર અતિશય વધારી દીધું છે. ઉત્પાદનના ઘટાડા માટે મૂડીદારો બહાનાં બતાવે છે—કામદારોની હડતાલો અને સરકારી નીતિ. પરંતુ આ ઓઠા નીચે તેઓ પોતાનો નફો વધારવાની ચાલબાજી ખેલી રહ્યા છે. મૂડીવાદીઓએ સર્જાવેલી આ રાષ્ટ્રીય કટોકટીમાંથી પોતાના હેતુઓ બર લાવવાની તરકીબો અજમાવી રહ્યા છે. ઠેર ઠેર પગારકાપ અને છટણીના ખતરનાક પગલાં ભરી રહ્યા છે. હજુ હમણાં જ કામદારોને મળેલા ૮ કલાકના કામના ન્યાયી હકને સ્થાને ફરીથી ૯ કલાક કામ કરાવવા અને પોતાના સ્વાર્થી શોષણને વધારે સ્થિર બનાવવાની મેલી મુરાદ મૂડીવાદીઓ સેવી રહ્યા છે. આમ રાષ્ટ્રીય કટોકટીનો લાભ લેવામાં મૂડીવાદી ષડ્યંત્ર અતિમાન થઇ ગયું છે. રશીઆ અને ઝેકોસ્લોવેકીઆ, ફ્રાંસ અને ઇંગ્લેંડ જેવા દેશોમાં પણ જ્યારે રાષ્ટ્રીયકરણને જ આર્થિક કટોકટીમાંથી પસાર થવાનું એક અને એકલું સાધન

તરીકે સ્વીકારવામાં આવ્યું છે ત્યારે દેશના મૂડીવાદીઓ દેશમાં રાષ્ટ્રીયકરણની હાંસી ઉડાવી રહ્યા છે. પ્રાંતિક અને મધ્યસ્થ સરકારોમાં રહેલા મૂડીવાદીઓના પ્રતિનિધિઓ રાષ્ટ્રીયકરણની નીતિને ઊગતી જ કચડી રહ્યા છે. પંડિત નહેરૂએ કહ્યું હતું કે–જે માર્ગે ઉત્પાદન વધારે મેળવી શકાય તેમ હશે તે માર્ગ અજમાવીશું પરંતુ હજી સુધી તેનો નિર્ણય કરાયો નથી. મૂડીવાદી ષડ્યંત્રના એક ભાગ તરીકે જ રાષ્ટ્રીય સરકારમાંના મૂડીવાદી પ્રતિનિધિઓ રાષ્ટ્રીયકરણની યોજનામાં સુરંગ ચાંપી રહ્યા છે. આજે રાષ્ટ્રીય સરકારની ચોગમ બીછાવેલી મૂડીવાદી જાળે દેશની પ્રગતિ અને ઉત્પાદનના વિકાસને રૂંધી નાંખ્યા છે. ખુદ સમાજવાદી અર્થશાસ્ત્રમાં વિશ્વાસ ધરાવવાની વાતો કરતાં અને ૧૯૩૫ માં રશીઆમાં રાષ્ટ્રીયકરણથી થયેલા લાભોથી અંજાઇ ગયેલા પંડિતજી રાષ્ટ્રીયકરણ પ્રત્યે ઉદાસીન બનવા લાગ્યા છે. મૂડીવાદીઓને તો ફક્ત ખપે છે નિરંકુશ વેપાર અને અતિશય ઊંચા ભાવો. આમ ઉત્પાદન નફાને ખાતર થવાથી, જનતાની જરૂરીઆતોને પાછી ધકેલી દેવામાં આવે છે.

વળી હિંદના મૂડીવાદીઓને આટલાથી સંતોષ નથી. તેઓ તો ચાહે છે કે દેશમાં નિરંકુશ વેપાર મળે અને હરિફાઇ અને મુક્ત વેપારની મૂડીવાદી અર્થરચનાને છૂટોદોર મળે. જો કે મૂડીવાદી માર્ગે તેઓ ઉત્પાદન વધારવાની આશા તો આપે છે પણ સાથે સાથે જ તેમનું શોષણખોર ષડ્યંત્ર નવી નવી તરકીબો તૈયાર રાખે છે. તેમણે દેશમાંથી અંકુશોનો અંત લાવવા જેટલી લાગવગ મેળવી અને એમની શોષણખોર લાગવગે દેશમાંથી અંકુશો રદ કરાવ્યા પણ ખરા. આમ અંકુશો રદ કરાવવા એટલે અર્ધભૂખી અને અર્ધનગ્ન જનતાને નફાખોરો અને સંઘરાખોરોની દયા ઉપર છોડવા. વળી નેતાઓને મુક્ત વેપાર અને હરિફાઈને માર્ગે વધુ ઉત્પાદન કરવાના વ્યામોહમાં રાખી તેઓ ઉત્પાદન તો જરૂર વધારશે પરંતુ એથી એમની નફાવૃત્તિ લેશ માત્ર પણ અટકવાની નથી. એ વાત એમના જ ષડ્યંત્રથી ખુલ્લી પડે છે. એક તો નિરંકુશ વેપાર એટલે આવક અને ખરીદશક્તિના ધોરણે માલની વહેંચણી અથવા બીજા શબ્દોમાં કહીએ તો જરૂરીઆતોને બદલે વધુ ભાવો આપનારને વધુ માલ મળે એવી યોજના. આથી મૂડીવાદીઓ અને ધનવાન વર્ગને પૂરતો માલ મળે જ્યારે ગરીબોને માટે ફરજીઆત ભૂખમરો અને લાવોનું આપખુદ રાજ રહે. આ રીતે મૂડીવાદી માર્ગ દેશના બંને વર્ગો વચ્ચેની અથડામણ અનિવાર્ય બનાવી મૂકે છે. અને દેશને માથે આર્થિક અને રાજકીય આફત ઉતારી રહે છે. બીજી બાજુ શ્રીયુત ભાભાની નિકાસનીતિ વધુ ઉત્પાદન દેખાડી, દેશના કરોડોની જરૂરીઆતોને અવગણી, છે તે માલને પણ વિદેશની બજારોમાં ઊંચા ભાવે વેચવાની છે. શ્રી. ભાભાની નીતિ દેશમાં મૂડીવાદી માર્ગે ઉત્પાદન વધારી વિદેશના બજારોમાં ઊંચાભાવે વેચી વધારે નફો ચાલુ રાખવાની અને દેશમાં રાષ્ટ્રીયકરણની ભાવનાને કુંઠિત કરવાની બેધારી રમત છે. વળી વિદેશી મૂડીવાદીઓ સાથે સંબંધ બાંધી તાજેતરમાં સાંપડેલા સ્વાતંત્ર્યને વિદેશી શાહીવાદીઓના હાથમાં વેચી દેવાનું સ્વાર્થી નફાખોર મૂડીવાદીઓનું આ કાવત્રું છે.

દેશની માંગને અવગણી વિદેશી બજારોમાં માલ વેચ્યો એટલે ભૂખમરો અને ગરીબીને આરે ઊભેલી કરોડોની જનતાના જીવનની સંપૂર્ણ બરબાદી નોતરવી. વિદેશના નફા કરતાં દેશની જરૂરીઆતોને પ્રથમ સ્થાન મળવું જોઈએ. આમ છતાં આ સત્યનો અને રાષ્ટ્રીય સદ્ધરતાના સિદ્ધાંતને અવગણતાં શ્રી ભાભા કહે છેઃ "વિદેશના બજારોમાં નિકાસ અને દેશની માગ વચ્ચે એક વ્યાજબી સમતુલા લાવવી જોઇએ." આનો અર્થ એટલો જ થયો કે નફા અને દેશની અછત વચ્ચે સમતુલા રાખવી એટલે કે મૂડીવાદીઓના હિતોને જનતાના જીવનની સામેની હોડમાં પ્રથમ સ્થાન આપવું. વધુમાં આવા દેશવિઘાતક વિદેશ વેપારને માટે વિદેશી મૂડીવાદીઓની લોન અને ભાગીદારીની

# લોકનાટ્ય

## "દલમ્"

### (રજૂઆત નોંધ)

હૈદરાબાદની આઝાદ ધરતી તેલંગણુમાં નિઝામની હૈવાનિયત સામે આજે જે વિરાટ જનજંગ ખેલાઇ રહ્યો છે અને જેને પ્રતાપે આજે એ પ્રદેશમાં ૨૦૦૦ ગામડાં મુકત શ્વાસ લેતાં બન્યાં છે ત્યાંના એક આઝાદ ગામડાની હિફાઝત કાજે જાનફેસાની કરનાર એક છાપેમાર ટુકડીની આ પરાક્રમ-કથા છે.

**પશ્ચાદ્‌ભૂમિકા**

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, ફાસિસ્ટ જર્મની અને જપાનની એડી હેઠળ ચગદાઇ ગયેલા દેશોમાં, પોતાના દેશની મુકિત હિલચાલમાં આ સશસ્ત્ર છાપેમાર સૈનિકોએ બહુ મહત્વનો ભાગ ભજવ્યો હતો. આપણામાંના ઘણાએ તેમની પરાક્રમ-કથાઓ વાંચી-સાંભળી હશે. હિંદને અડીને ઊભેલા બ્રહ્મદેશના છાપેમાર સૈનિકો વિષે ય ઘણું ઘણું સાંભળ્યું હશે. પરતુ હિંદને માટે આ બધું નવું છે, કલ્પનામાં ય ન ઊતરે તેવું છે. છતાં ય, એ હકીકત છે કે આવા છાપેમાર સૈનિકોનાં દળો આજે તેલંગણુની ધરતી પરથી નિઝામ અને તેની સામંતી સરમુખત્યારીને નામશેષ કરતાં, એક પછી એક ગામડાંને આઝાદ બનાવતાં આગેકૂચ કરી રહ્યાં છે. આપણી આઝાદીની હિલચાલની તવારિખમાં આ એક અજોડ બનાવ છે. આપણી આઝાદીની હિલચાલ એક નવા જ તબક્કે આવી ઊભી છે તેનો એ પુરાવો છે.

"દલમ" નાટિકાનું હાર્દ સમજવા માટે આટલી પશ્ચાદ્‌ભૂમિકા સમજવી જરૂરી છે.

**નાટિકાનું વસ્તુ**

નાટિકા ખૂબ જ સીધી-સાદી ને સરળ છે. હૈદરાબાદના આઝાદ મુલક તેલંગણુમાં આવેલા અને પોતાને ટીબેથી નિઝામશાહીનો હસ્તી મીટાવી ચૂકેલા **મિટાગોડમની** આ વાત છે.

નિઝામનું લશ્કર મિટાગોડમ પર હલ્લો કરી તેણે મેળવેલી આઝાદીને નામશેષ કરી નાખે છે, છે, ગામના સશક્ત લોકો ' જાય છે. છાપેમાર દળને આની ખબર પડતાં, તે ફરી નિઝામના સૈનિકો પર છાપો મારી મિટાગોડમને આઝાદ બનાવે છે. નાટિકાની વસ્તુનો આ મુખ્ય તાંતણો છે.

**નાટકની કચાશ**

નાટકની કચાશ એ છે કે એના વસ્તુનું ફલક બહુ જ મર્યાદિત હોઇ એના પ્રસંગોને જરૂરી ઉઠાવ મળી શકતો નથી. જે સુરેખ ને ઘાટીદાર છાપ નાટિકાને અંતે ઊભી થવી જોઇએ એ ઊભી થતી નથી. અને જે કૈં છાપ ઊભી થાય છે એ એકધારી કે એકરસ નથી.

આટલું જોયા પછી મૂળ નાટિકા તરફ વળીએ.

**દિગ્દર્શકે ધ્યાનમાં લેવાની બાબતો**

**નાટિકામાં દિગ્દર્શકે સૌ પ્રથમ ધ્યાનમાં રાખવા જેવી બાબતો કઇ છે?**

૧ નાટકની ક્રિયા જ્યાં થાય છે તે સ્થળ અને તેની આજુબાજુના બળોની પ્રવૃત્તિની સમજ અસંત જરૂરી છે.

તો, નાટિકા શરુ થાય છે ત્યારે સ્થિતિ આ પ્રમાણે છે—

અ. મિટાગોડમ ગામને ખતમ કરી નિઝામના સૈનિકો અત્યારે પટેલના ઘરમાં પડાવ નાખી પડ્યા છે.

બ. વંકટ રેડ્ડી અને ફરીદ ગામથી થોડે છેટે જંગલમાં પડ્યા છે. નાટિકાની શરૂઆત અહીંથી જ થાય છે.

ક. વંકટ રેડ્ડી અને ફરીદના અન્ય છાપેમાર સાથીઓ બંનેથી થોડે દૂર ઝાડીઓમાં ભરાઇ આરામ લઇ રહ્યા છે.

ડ. ગામથી થોડે દૂર પહાડીઓ. જ્યાં ગામના સશક્ત લોકો ભાગીને છૂપાયા છે.

આવી નાટિકાની રજૂઆતમાં, તેની એકે એક ક્રિયા પકડવા આ જાણી-લેવું જરૂરી છે.

**પાત્રો**

૨. પરસ્પર વિરોધી પાત્ર-જૂથોની સમજ જરૂરી છે.

નાટિકામાં બે વિરોધી પાત્ર-જૂથો છે. એક જૂથમાં, વંકટ રેડ્ડી, ફરીદ અને ઇમ્મુખ છે તો બીજા જૂથમાં, નિઝામના ત્રણ સૈનિકો છે. એક જૂથ મુક્તિનું પ્રતિક છે તો બીજું ગુલામીનું. પ્રગતિ અને પ્રત્યાઘાતનાં આ બે પરસ્પર વિરોધી બળોની અથડામણમાંથી વસ્તુ વિકસે છે.

બન્ને જૂથોમાં પાત્રો એકસરખાં ને એક જ પાસાંનાં નથી. વંકટ રેડ્ડી અને ફરીદ બન્ને સામાન્ય કિસાનના બેટાઓ છે. છાપેમાર અને એનો આગેવાન બનતાં બનતાં તો, વંકટમાંથી કિસાનની મધ્યમવર્ગી ભોગવટાની વૃત્તિ ચળાઈ ગઈ છે. જ્યારે ફરીદના સંબંધમાં હજી એવું બની શક્યું નથી. વંકટના શબ્દોમાં કહીએ તો તે "જોશીલો છે, નિઝામની હકુમત પર તે ધ્યાનત વરસાવે છે, કિસાનોની મુસીબતો જોઈ તેના દિલમાં લ્હાય બળે છે અને ખુબસ શિક્ષા આવે છે" છતાં "અગર જો તેઓ (નિઝામના લૂંટારાઓ) સુખે ખેતી કરવા દેતા હોત તો, આ પહેરો ન ભરવો પડત" એવું તે બોલી નાખે છે. કેવી મિથ્યા આશા !

આથી જ તો વંકટ કહે છે: "આ જીવન-મરણના સંગ્રામમાં મને તારા દિલ પર શંકા આવે છે......આપણે પહેલાં છાપેમાર છીએ અને પછી જ બીજું કૈં."

વંકટ અને ફરીદનાં પાત્રોમાં રહેલો આ ભેદ સમજવો બહુ જરૂરી છે. કારણ, નાટકના અંતમાં ફરીદના બલિદાનને ઉઠાવ આપવામાં એ સમજ ઉપયોગી બની શકે તેમ છે.

આ જ જૂથનું ત્રીજું પાત્ર મિટ્ટાસોમના ચાચામિયાં ઇમ્મુખનું છે. લેખકે ખૂબ જ સફળતા-પૂર્વક આપણી સામે એક પ્રભાવશાળી, વિરાટકાય ને પ્રતિભાસંપન્ન આકૃતિ દોરી દીધી છે. એની આગળ નિઝામના મારાઓ વામનજીઓ લાગે છે.

આ પાત્રને ન્યાય આપવા માટે દિગ્દર્શકે, ઇમ્મુખના વ્યક્તિત્વને બરાબર ખીલવે એવા નટને પકડી પાડવો જોઈએ.

નિઝામના સૈનિકોના હાથમાં પડ્યા પછી, કંપાવનારી ધમકીઓ સામે તેના જે તાતા જવાબો છે તે ઇમ્મુખના પાત્રની ટોચ છે. દિગ્દર્શકે ઇમ્મુખના આ એકે એક જવાબને ઉઠાવ આપવા પ્રયાસ કરવો જોઈએ. ઇમ્મુખ જેવી ભવ્ય અને મહાકાય વ્યક્તિત્વનું ફુગ્ગુ ચિત્રણ દોરવામાં આ ખૂબ જ જરૂરી છે. તો જ પ્રેક્ષકોને ઇમ્મુખના નીચેના શબ્દોની ખાત્રી થશે.

(દાઢી પંપાળીને બતાવી) "હું બુઢ્ઢો નથી! જુઓ, મારા તો વાળ પણ સફેદ નથી થયા!"

(વંકટ અને ફરીદને આવી પહોંચેલા જોઈ) "શાબાશ હજો તમારો! તમ જેવા જુવાનોનો! અમ છાપેમારને કોઈ બાદશાહ નથી!"

### બીજું પાત્ર-જૂથ

નિઝામની હેવાનિયતના પ્રતિક સમા તેના ત્રણ સિપાહીઓમાંથી પહેલા બે વચ્ચેનો ભેદ પણ કુશળ દિગ્દર્શકે ધ્યાનમાં લેવો જરૂરી છે.

પહેલા સિપાહીના દિલમાંથી હજી માનવતા એટલે અંશે નથી મરી પરવારી જેટલી બીજાના દિલમાંથી મરી પરવારી છે. એને પોતાનાં બીબી-બચ્ચાં યાદ આવે છે. પેટને વાસ્તે નિઝામના લશ્કરમાં ભરતી થયેલો એ ડરપોક બાહુલી છે, જ્યારે બીજો હેવાન છે. બીજા દૃશ્યની શરૂઆતમાં જ આ વાત સ્પષ્ટ બની જાય છે. દિગ્દર્શકે આ વસ્તુ લક્ષમાં લઈ તેને ઉઠાવ આપવો જોઈએ.

આ ઉપરાંત, બીજી બે-ત્રણ બાબતો પણ દિગ્દર્શકે લક્ષમાં લેવી જોઈએ. નાટકનું વાતાવરણ જમાવવામાં એ ઉપયોગી બને તેમ છે.

### ૧. સમય અને કાળ

નાટિકામાં દૃશ્યોના સમય અને કાળ સ્પષ્ટ નથી. બીજું દૃશ્ય, નિઝામના સૈનિકને ઊંઘતો ને બબડતો જોતાં, રાત્રે બનતું લાગે છે; અને તે ઉચિત છે. છાપેમારને હુમલા માટે રાતનો સમય વધુ અનુકૂળ બને છે. એટલે, આ દૃશ્યની પ્રકાશ-રચના રાતના સમયને અનુકૂળ કરવી જોઈએ.

# ગોધરા

## લોહી નીંગળતી આ પ વી તી

લેખક..........................................................ગોધરાવાસી

હા, મારી કાયા લોહી નીંગળતી છે; મારા દેહ ઉપર જ નહિ, મારા અંતરમાં પડેલા ઘા રૂઝવા રૂઝાય એવા નથી. બહારથી બધું શાંત પડતું દેખાય છે, ત્યારે ય મારે અંતર શરમની આગ પ્રજળી રહી છે.

મારે મન-માતાને મન હિંદુ ને મુસ્લિમ સરખાં સંતાનો હોય એમાં શું નવાઈ જેવું છે? પણ ભગવાને મારી કૂખે સરખી સંખ્યામાં જ બંનેને જનમ દીધો, એનું મને કેટલું સુખ, કેટલું અભિમાન છે! કોઈ કહેતું: 'આ તારો ઘાંચી તો ભારે કજીયાળો છે. એની વાતું તો ગુજરાતભરમાં થાય છે.' ને ત્યારે મને શરમ નડોતી આવતી. ત્યારે હું કહેતી: 'તમને મારા બેટાની શી ખબર? એ ગમે તેટલો કજીયાળો હોય, પણ લડાઈખોર એ નથી. એના દિલમાં પાપ નથી. એ તો રાંક મહેનતુ જીવ છે. એનાથી ડરવાની કશી જરૂર નથી.'

ને મારા હિંદુ-જૈન બેટા માટે ય મને પૂરો વિશ્વાસ હતો. એ કજીયાખોરી ને લડાઈખોરીથી બાર ગાઉ દૂર રહેનારો.

મને કેટલું સુખ હતું, કેટલું અભિમાન હતું! —જ્યારે ભારતમાતાની છાતી પર અને ગુજરાતની ધરતી પર યે ભાંડુ ભાંડુનાં ખૂનથી ખાબડાં ભરાતાં હતાં, ત્યારે ય મારાં સંતાનો માની છાતીએ શાંતિથી વળગી સૂતાં હતાં! મારા બેટાઓએ કજીયાનું મોં કાળું કરી મારી કેટલી આબરુ સાચવી હતી!

અને, પંજાબ ને સિંધમાં ખૂનોની નદીઓ વહી ને જાન બચાવવા જેમ નસાય એમ લાખો લોકોએ નાસભાગ કરી, ત્યારે ય મારી ગોદમાં ઉછરેલાંઓએ હાથ પહોળા કરી હજારો નિરાશ્રિતોને આશ્રય આપ્યો,—દિલથી દાઝેલા ને 'વેર વેર'ની તલપથી તલસતાઓને ય આશ્રય આપ્યો, એમ ધારીને કે બધી આગ અહીં ઠરી જશે

પણ આવેશની આગ ન ઠરી. ઊલટું જ બન્યું. ને ન થવાનું થયું.

એક દા'ડો, (તા. ૨૧ માર્ચ) ઘણા બધા દા'ડાની છાની ગુસપુસો અને હથિયારોની તજવીજો—ને અંતે, શિખ નિર્વાસિતોને કોણ જાણે શું સૂઝયું કે લીમડાના એક ઝાડ પર ફરકતો લીલો ઝંડો ખેંચી કાઢયો. ને તેનો નાશ કર્યો! (પ્રજાબંધુ તા. ૪-૪-૪૮). પછી તો ભારે તંગ વાતાવરણ જામ્યું. ને એનો લાભ લઈ વળી નિર્વાસિતોએ (તા. ૨૫) સરઘસ કાઢ્યું. ને પહેલી વાર તોફાનની ચમક ઝરી.

મારું હૈયું ફફડી ઊઠયું. મને—આવી રહેલા વિનાશની આગાહી થઈ રહી હતી. ને મેં રોતી આંખે ભગવાનની દુવા માગી. પણ વેરઝેરની આગમાં જ્યાં માનવી એની માણસાઈ ભૂલ્યો હતો, ને જ્યાં આ ધરતી પરના સૂબા (સરકારી અમલદારો) એમની ફરજ ભૂલ્યા હતા ને "તોફાની તત્વો સાથે રમત રમી રહ્યા હતા" (પ્ર. બં. ૧૮-૪-૪૮) ત્યાં ભગવાનને પ્રાર્થવાથી શું થવાનું હતું? ૧

---

પહેલું દૃશ્ય, છાપો મારતાં અગાઉનું-દિવસ આથમ્યા કેડેનું બતાવી શકાય તો ઉત્તમ. એથી, યુસુબ સાથે પડાવ સુધી આવનાર નિઝામના જાસુસનો આવતો અને ઝડપથી દોડી જતો પડછાયો પશ્ચાદ્ભૂમિમાં સારી રીતે બતાવી શકાશે.

### ૨. વેશભૂષા

વંકટ રેડ્ડી અને ફરીદના પોષાક વિષે લેખકે સ્પષ્ટતા કરી જ છે. જ્યારે, યુસુબ તેલંગણુ હૈદરાબાદનો લંબાડી કિસાન છે. તેનો વિશિષ્ટ પહેરવેશ દિગ્દર્શકે જાણી લેવો જોઈએ.

વંકટ અને ફરીદ છાપેમાર છે. એ હકીકત તેમના "મેક-અપ" વખતે જરાયે ન ભૂલાવી જોઈએ.

"દુલમ"ની રજુઆત માટે આટલી બાબતો ધ્યાનમાં લેવી બસ છે.

—અરુણ ચંદારાણા

બીજે જ દારે (તા. ૨૬) તો તોફાન ઊપડયું. ને માનવી પશુ બને તો શું કરી શકે એનો પહેલો અનુભવ આટલે વરસે મેં કર્યો. મારા દેહ પર ઊભેલી, માનવીને રહેવા માટે સરજેલી ઈમારતો રાખના ઢગલા બની, ને માનવીની લાશો રઝળતી થઈ! પણ એટલાથી ન પત્યું. આગ પેટાવનારાની આંતરડી એટલેથી ન ઠરી.

આવો ચેપને ફેલાતાં કંઈ વાર લાગે છે? હુલ્લડખોરોની એક ટોળકી ચારે બાજુનાં ગામોમાં ઊપડી ને ચેલાવ, સંતરોડ, ચંચેલાલ, પીપળોદ, વેજલપુર અને શહેરા તથા સંજેલી રાજ્યના મોટા વંદેલી સુદ્ધાંને તારાજ કરતી, લૂંટફાટ કરતી ચોપાસ ઘૂમી વળી.

અને આ નરપશુઓએ મારા જ પેટના જણ્યા ભૂખ્યા દુખિયારા ભીલોને દારૂ પાઈ, પરકોમ સામેના વેરઝેરથી ઉશેરી, લૂંટના માલની લાલચો આપી પોતાના હાથા બનાવ્યા. પછી તો પૂછવું જ શું? શહેરા તો આખું તારાજ થયું–૧૫૦૦ ઘરમાંથી માંડ થોડાંક બચ્યાં હશે. શું હિંદુ શું મુસ્લિમ સૌનાં ઘરમકાન ને માલમત્તા જલીને ખાખ થયાં. એક વારની કોમી લાગણીએ ભીલોને હાથા બનાવ્યા, ને ભીલોએ કોમ-પરકોમની પરવા કર્યા વિના લૂંટની મહેફિલ જમાવી!

*

મારા મહેનતકશ ભીલ-બેટાઓને હાથે થએલ આ કાળાં કામોની મને શરમ છે. એનો દાહ મારું હૈયું જલાવે છે. પરંતુ સાચું કહું તો એ અબુધ આદમીઓને હાથા બનાવનારા કોમીવાદી હત્યારાઓ સામે–જેમણે ગોધરામાંથી શરૂઆત કરી ચોપાસ ફેલાવી હતી એમની સામે, અને એમને આડકતરી રીતે ને સીધી રીતે ઉશ્કેરનારા રખોપું આપનારા સડેલ અમલદારી હાથો સામે હું વિરોધ પ્રજળી રહી છું.

અને મારા દિલની શરમ હું કોને કહું? જ્યારે પ્રજાના સેવકો જ પ્રજાને ઊંધે રસ્તે વાળે અને અમલદારોના હાથમાં રમે ત્યારે ફરિયાદ કોને ચે કરું?

જુઓ, તમે જ કહો–ગુજરાતી કોંગ્રેસના મંત્રી રાવજીભાઈ જેવા નેતા પણ જ્યારે કોંગ્રેસની કમજોરી છુપાવવા ને પોતે તથા કોંગ્રેસ સરકારે પ્રજા ઉપરથી જે કાબૂ ગુમાવ્યો છે (પ્ર. બં. ૧૮-૪-૪૮) *તે જાણ્યા છતાં તેને છુપાવવા ખાતર ત્યાં* હું કોને જઈ શું કહું? એમણે જાહેર કર્યું: 'આ શહેરાનું તોફાન તો કિસાન પ્રવૃત્તિના સામ્યવાદી ઝેરી પ્રચારનું પરિણામ છે, એ તો વર્ગવિગ્રહનું પ્રદર્શન છે; વર્ગવર્ગ વચ્ચેના ઝેરી પ્રચારથી શું પરિણામ આવે તેનું આ ઉદાહરણ છે.' (પ્ર. બં. ૧૯-૪-૪૮)

મને થાય છે કે કલિયુગ આનાથી વધારે કેવો હશે? જ્યારે ગાંધી મહાત્માના શિષ્યો પોતાની કમજોરી છુપાવવા આવાં આળ, અહીં જેમનું નામનિશાન શોધવું મુશ્કેલ છે એવાઓને શિરે ચઢાવે એનાથી વધારે કલિયુગ કેવો હોતો હશે? પેલું ટાઈમ્સ જે કહે તે જ રાવજીભાઈએ સાચું માનીને જાહેર નિવેદનો કરવાં પડે એનાથી વધારે શરમજનક શું હોઈ શકે?



# ગમતું સાહિત્ય

•અગનફૂલઃ લે. બકુલેશઃ પ્રકાશક—નેશનલ ઇન્ફર્મેશન ઍન્ડ પબ્લિકેશન્સ લિ. મુંબઈ કિં. રૂ. ૩॥

શ્રી બકુલેશનો આ ત્રીજો વાર્તાસંગ્રહ નવ વાર્તાઓ રજૂ કરે છે. અમે એને ઉમળકાભેર આવકારીએ છીએ.

શ્રી બકુલેશ ગુજરાતના વાર્તાલેખકોમાં વિરલ છે, જેમનામાં એમની વાર્તાના શબ્દોમાં કહું તો 'જિંદગી જીરવવાની ને જાણવાની તાકાત" છે.

વર્ષો પૂર્વે, છેક કૂંળી વયે મુંબઇની ફૂટપાથો પર રઝળપાટ કરવા સરજાયેલા આ જુવાને જિંદગીને જોવાની અને જીરવવાની શરૂઆત કરી દીધી. મુંબઇની 'અંધારી' ગલીઓ—( પીઠાં, વેશ્યાઓનાં ને જુગારખાનાં)થી માંડી મુંબઈની 'ઉજળી' મ્હોલાતો-સીનેમા, નાટકો, અખબાર ઑફિસો ને રેડિયોની આલેશાન ઇમારતો જોઈ નાખી. એણે જાતે રાતોની રાતો ફૂટપાથ પર પડી રહી, ભૂખ્યા ભિખારીઓની દુનિયા જોઇ ને અધરાત મધરાતે મુંબઈની સડકોની પેટાળમાં વહેતી ગટરોમાં કામ કરતી માનવીની મહેનત જોઇ; રાતે ચોપાટીની રેતીમાં ખદબદતી, માલિશ ચંપી ને ગંડેરીવાળાઓની દુનિયા, તથા પોલિસ અને તેના શાગીર્દોની દોસ્તી જોઈ.

અને બકુલેશે પોતાને માથે આવી પડેલી ગરીબીની જિંદગીને અપરંપાર માનવીઓની મહોબ્બત અને અનુભવોથી ભરી દીધી.

સાથોસાથ છાપખાનાંની ઑફિસોમાં, કામના ઢગલા વચ્ચે ય, કિતાબોની કિતાબો ઉથલાવી, માનવ–ઇતિહાસની રંગભરી કથા–કવિતાની સૃષ્ટિ એણે પોતાને મનોમન જીવતીજાગતી કરી લીધીઃ અને પોતાના જેવા જ એક જ ચક્કીમાં પીસાતા, અને છતાં અંતરના માળખાને રજમાત્ર પીસાવા દેવા સામે સતત જાગ્રત રીતે ઝૂઝતા અન્ય સાથીઓના સહવાસમાં એણે ઉદ્દામ રાજકારણની સમજ વધુ ને વધુ પચાવી.

આવી ત્રેવડી પૂંજી કમાતા જતા બકુલેશે, છાપાંની નોકરીના ઢોયો, સાહિત્યની દુનિયામાં કોઈ કશા જ આયાસ વિના તદ્દન સહજભાવે વર્ષો પૂર્વે, પ્રયાણ કર્યું હતું. ઢગલાબંધ પરદેશી નવલકથાઓ અને ટૂંકી વાર્તાઓને ખૂંદી નાખી એમણે પોતાની હથોટી ય ઘડી લીધી. ને જોતજોતામાં તો દૈનિકો, અઠવાડિકો, માસિકો ને દીવાળી અંકો બકુલેશની વાર્તાઓથી મઘમઘી ઊઠયા હતા. એક પછી એક અનુભવ કલમમાંથી ઝરતો ગયો ને વાર્તાઓ ટપકતી ગઈ—કોઇ સાધારણ, કોઇ અફલાતુન! મુગલાઇની રોશની ઠાલવતી નવલકથાના પ્રયાસો પણ એ દિવસોમાં જ એમણે કરી લીધા હતા.

*

બકુલેશે વસ્તુ–આયોજન અને દૃષ્ટિ–ત્રણે બાબતમાં ટૂંકી વાર્તાના ઘડતરમાં નવો દેહ, નવો પ્રાણ આણ્યો છે—જેની સાક્ષીમાં નિશ્વાસ, કાદવનાં કંકુ અને અગનફૂલ–આ ત્રણ વાર્તા સંગ્રહો તથા હજી અપ્રસિદ્ધ અનેક વાર્તાઓ મોજુદ છે.

અગનફૂલ સંગ્રહની વાર્તાઓમાં પહેલી 'અગનફૂલ' અને 'લિખિયેગા મેરે પ્યારે' અફલાતુન વાર્તાઓ છે. અગનફૂલ માનવતાના જાગ્રત પ્રચંડ પ્રયાસની, પ્રગતિ માટેની માનવતાની અદમ્ય પિપાસાની, જીવન-ઉલ્લાસને પંથે કુરબાન થતા આદિસમાજના વીરોની અદ્દભુત કથા છે. હિમાદ્રિના શૃંગો, ખીણો ને તેની કુદરતમાં વસતા આદિ સમાજના જનવૃંદોના આનંદ ઉદ્દવેગોની એ અપૂર્વ નવલિકા છે. તો, 'લિખિયેગા, મેરે પ્યારે'—સાદી મજૂરી કરી જીવન ગુજાર કરતા રોશનબાબુ અને હસીનાં–કુલ્સીના, અગાધ ઊંડાણમાં વસેલાં દિલોની ન ભૂલાય એવી ચોટદાર યાદથી વાચકને મુગ્ધ કરી જાય છે. બંને વાર્તાનાં બીજ મહાન રશિયન લેખક ગોર્કીમાંથી ઝડપ્યાં છતાં બકુલેશની કલમ અને કલ્પના અહીં સંપૂર્ણપણે પોતાની બની મહેકી ઊઠી છે. વર્ણનો, ભાવ અને ભાષાનો ઉઠાવ તેજસ્વી ને જોરદાર છે.

'મનોરી ટાપુ પર' ખલાસી જિંદગીની એક અતિ આકર્ષક દર્દકથા છે. તો, 'ગોમીનું ઘર' જુવાનીમાં બાળકની હત્યાના 'ગુના' માટે બુઢાપા સુધી જેલમાં જિંદગી ગાળી, જીવનના છેલ્લા

# ચર્ચાપત્ર

( 'સંસ્કાર'ના 'માર્ચ' અંકમાં જાતીય શિક્ષણ બાળકને કેવી રીતે આપવું તે વિષે એક ગ્રાહક ભાઇ તરફથી આવેલ નીચેનો પત્ર પ્રગટ કરતા અમને આનંદ થાય છે. વિજ્ઞાનને ધોરણે આપણી ભાવી પ્રજાનું નવનિર્માણ કરવાનું છે ત્યારે આ સવાલપર ચર્ચા ઉપડે તે આવકાર પાત્ર જ ગણાય. આશા છે કે બીજા વાંચકો પણ શ્રી. મધુરીબહેનના આ લેખપર પોતાનો અભિપ્રાય વ્યક્ત કરશે—તંત્રી )

તંત્રીશ્રી,

આપના તરફથી સંસ્કાર નામનું માસિક નીકળે છે. તેમાં આ વખતના (માર્ચના) માસિકમાં "મારી પુત્રીની મૂંઝવણ" વિષે એક લેખમાં મધુરી દિવેચા નામની એક બહેને એ વિષે એમના વિચારો દર્શાવ્યા છે.

એ વિષે મારો અભિપ્રાય એ છે કે–આપે આવા લેખો લખવા ન જોઇએ. આપ આપનાં સંસ્કાર માસિકને આવા લેખોથી અભડાવી રહ્યા છો. આપે માસિકનું નામ "સંસ્કાર" આપ્યું છે. એનો અર્થ એ છે કે–સારા વિચારોનો સંગ્રહ વાંચક વર્ગને અર્પવાનો છે. આજ સુધીની આપની જે સારી કારકીર્દી પ્રાપ્ત કરી છે તે આ લેખથી હંમેશને માટે નષ્ટ થઈ રહી છે. આવા લેખ નાનાં બાળકો વાંચે તો એમના મન પર એ બાબતમાં કેવી અસર થાય એ તો આપ જાણતા હશો જ. આવો લેખ વાંચવાથી દરેક વાંચક વર્ગના મન પર ખરાબ અસર થાય છે. દરેકને એ હાસ્યાસ્પદ થઈ પડ્યો છે. આ લેખમાં દર્શાવેલા શબ્દો ખુલ્લે ખુલ્લા વર્ણવ્યા છે. એમાં બીભત્સ શબ્દોનો પણ ઠીક ઠીક સંગ્રહ પાડ્યો છે.

આજ સુધી આપના માસિક પર હમોને જે માન અને લાગણી હતી તે આ લેખથી કંઈક ઓછી થઇ રહી છે. આપે આવા લેખો લેવા ન જોઇએ. દરેક બહેન લગભગ આ વાતો જાણે છે જ. તેઓ પોતાની મા–બહેન, ભાભીઓ પાસેથી ઘણું શીખીને જ આવે છે. આવી બાબતો આવી રીતે ખુલ્લે ખુલ્લી રીતે છાપી શકાય જ નહિ, તો આપ સાહેબ તરફથી હવે પછી આવા લેખો વાંચકવર્ગ આગળ ફરીથી રજૂ ન થાય એમ હું આશા રાખું છું.

લી. ગ્રાહકના જયહિંદ

---

દિવસો લઇ ગોપી બહાર આવે છે ત્યારેય એને દિલે એક જ ઝંખના છેઃ 'મારો વૃદ્ધ બેગુ ક્યાં હશે! એનું ઘર માંડી ક્યારે રહી શકીશ!' અને એ એકું માત્ર ઝંખનાનાય કેવી ક્રૂર રીતે ચૂરા થાય છે, એ આ વાર્તા બતાવે છે.

મારવાડથી ભૂખતરસના માર્યા નીકળી ચૂકેલ ફકીર પીંજારો ને દીકરી ફાતમાની કરુણ કહાણી 'તરસ' આબાદ રીતે કહી જાય છે. પરંતુ આ બંને વાર્તા 'અતિશયતા'ની કક્ષાએ જાય છે, ત્યારે 'ખીસાકોતરૂ' અને 'કરોળિયાનું મોત' અત્યંત સ્વાભાવિક વહેતા સ્રોતના જેવી અને અતિ સચ્ચાઇથી નીતરતી વાસ્તવકથાઓ છે. ખીસાકોતરું તો, હળવી–ગંભીર શૈલીમાં ઇનામ જીતી જાય એમાંની એક છે.

બાકીની બે વાર્તાઓઃ 'પ્યાસ, પ્રેમ, પશુતા' અને 'અર્થ વિનાની વાત' નવી વાર્તાના અખતરા રૂપ છે—હજી અખતરાથી વધુ સફળ નથી બની. લેખકની બેફિકરી ઇશ્કી–રંગીલી કલમને અનેક વેળા તાકાત અને તાજગી આપી જાય છે, તેની બીજી બાજુ–કમજોરી અને રૂઢિગત રસમ આવે વખતે દેખાઇ આવે છે.

*

અંતે, શ્રી બકુલેશ પાસે અમે અનેકગણી વધુ અપેક્ષા રાખીએ છીએઃ ગોર્કી, જેક લંડન અને લુ–સુનની જેમ માનવતાની મહાનતાને પરખનારી દષ્ટિથી ભરેલી, માનવીનાં શ્રમજન્ય સુખદુખોની અમર કથાઓ ગુજરાતે હજી મેળવવાની છે. બકુલેશ, જયંત ખત્રી, જીણુભાઇ આવા પ્રયાસદારોમાં મોખરે છે, એથી જ તો શ્રી બકુલેશ પાસેથી અપેક્ષાઓ ય વિશેષ છે.

તા. ૧૦–૪–૪૮

# રાષ્ટ્રીય નોંધ

એનું નામ છે કાસીમ રઝવી. જાણે હિટલરનો બીજો—અને એનાથી ય સવાયો અવતાર. લોકશાહી અને જનતાનો એ કટ્ટર દુશ્મન છે. સમસ્ત હૈદરાબાદ રાજ્યને તો તેણે રાક્ષસી દોજખ બનાવી મૂક્યું છે. હૈદરાબાદની જનતાનો લોકશાહી માટેનો પુકાર જેમ જેમ વધુ બુલંદ થતો જાય છે તેમ તેમ તે વધુ ને વધુ માઝા મૂકતો જાય છે. તેનું ત્રાસનું સામ્રાજ્ય વધુ ગોઝારું બનતું જાય છે.

એ છે ઇત્તેહાદના લશ્કરી દળનો સેનાપતિ. એના હજારો ગુંડાઓ અને ધર્મઝનૂનીઓ લશ્કરી પોશાક પહેરી, ખભે રાઈફલો ચઢાવી હૈદરાબાદમાં કૂચ કરી રહ્યા છે. તેમની પેરેડો ગોઠવાય છે. રઝવી તેમને સંદેશ આપે છે કે "એ દિન દૂર નથી કે *જ્યારે બંગાળનો મહાસાગર આપણા નિઝામના પગ* ધોતો હશે." આખા હિંદુસ્તાન પર રઝાકારોનો કબજો જમાવી ગુંડાઓનું સામ્રાજ્ય સ્થાપવાનાં એ સ્વપ્નો સેવે છે.

એ ફાસીસ્ટ રઝાકારો અને એ નિઝામશાહી આપણી આઝાદીના સૌથી મોટાં અને સૌથી ભયંકર દુશ્મનો છે. ખંધા અંગ્રેજ સર વોલ્ટર મોંકટનની પ્રેરણા અને યોજના મુજબ હિંદી જનતા સામે ભયંકર ષડ્યંત્ર રચાયું છે.

અને જનતા તો ક્યારની યે ચેતી ગઈ છે. હિંદભરમાં નિઝામશાહી સામે અવાજ ઊઠ્યો છે. ખુદ હૈદરાબાદમાં પણ રઝવીના પાશવી અત્યાચારો સામે જનતા માથું ઊંચકી ઝૂઝી રહી છે. અને ગયા અંકમાં આપણે જોયું તેમ નાલગોંડા અને તેલંગણમાં તો જનતાએ નિઝામશાહી ફેંકી પણ દીધી છે અને જનતાનું રાજ્ય સ્થાપ્યું છે. વિમુક્ત વિસ્તારમાં જનતાની પંચાયતોનું અદ્ભુત લોકશાહી તંત્ર સત્વર ઊભું કરી તેમણે હૈદરાબાદમાં આરઝી હકુમતની સ્થાપના પણ કરી દીધી છે.

૨૦૦૦ ગામડાંના કિસાનો આખા હૈદરાબાદને મુક્ત કરવા અને નિઝામશાહીનો નાશ કરવા રાતદિવસ, થોડાઘણાં હાથ આવેલાં હથિયારોથી અને એ પણ ન મળે તો કુહાડી અને લાઠીથી લડી રહ્યા છે.

પણ જનતાના એ વીર સંગ્રામને દગો દેવાઇ રહ્યો છે નિઝામ સાથે ખૂબ મિત્રાચારી રાખવાને ઇંતેજાર અને તેમની સાથે પ્રેમમાં પડવાના ઇરાદાથી હૈદરાબાદ ગયેલા આપણા શ્રી મુનશીને આ લોકલડત જરાય પસંદ નથી. જ્યારે ફાસિસ્ટ રઝાકારો હજારોના જાન લે છે, અનેક મા-બહેનોની આબરૂ લૂંટે છે, ગામના ગામ બાળી રાખના ઢગલા કરે છે અને જ્યારે તેઓ હિંદ પર ચઢાઈ કરી પોતાની હદ વધારવાના આક્રમણકારી પ્રયાસો કરે છે ત્યારે... હિંદ સરકાર અને ખાસ કરીને શ્રી મુનશી, નિઝામનાં લોહીવાળા હાથો સાથે હાથ મિલાવી મહિનાઓ થયાં ઠંડે કલેજે વાટાઘાટો જ ચલાવ્યા કરે છે. હિંદ *સરકાર એક ચીઠ્ઠી મોકલે, તેના પર નિઝામ સરકાર* બે-ચાર દિવસ વિચાર કરે, પછી જવાબ વાળે. વળી એના જવાબમાં હિંદ સરકાર કાંઈક બીજું ચિતરે....ને એમ ને એમ મહિનાઓના મહિના ચાલ્યા જ કરે છે. એ દરમ્યાન જનતાના શા હાલ થાય છે એની તેમને પરવા નથી. દૂધ પાઈને આમ ઉછેરેલા સાપ હિંદી જનતાને જ છેક દેશે, ના, દઈ જ રહ્યો છે એ વાતને હિંદ સરકાર કેમ નહિ જોઈ શકતી હોય ?

નરપિશાચોને હૃદય શાં અને હૃદયપલટા શા ! એ તો તેલંગણના કિસાન ગેરીલાઓની બંદૂકોથી જ આ સવાલનો આખરી ઉકેલ આવશે. એથી જ રઝાકારોને સીધા દોર કરી શકાશે.

★

કાપડ પરથી સરકારે અંકુશ ઉઠાવી લીધો કે તરત જ કાલબાદેવી અને હોર્નબી રોડ પરની કાપડની દુકાનો પરના "ગ્રાંડ રીડક્શન સેલ" "ઘણા જ ઘટાડેલા ભાવે વેચાણ," "૨૫ ટકાનો ઘટાડો" વગેરે પાટિયાં પલકવારમાં ઊતરી ગયાં અને કાપડના ભાવો દિવાળીની હવાઇની જેમ વધતા જ જાય છે. પરિણામે દરેક કુટુંબના બજેટની ખાધ ભયંકર રીતે વધતી જ જાય છે. અનાજ, કાપડ

અને બીજી અનેક જીવનની જરૂરિયાતોના ભાવ હજી ય વધતા જ જાય છે. અને સરકાર પણ એને માટે મોકળો માર્ગ કરી રાખે છે. બીજી તરફથી પગારમાં વધારાનું નામ જ નથી. મુંબઈની કાપડ મિલોએ તો બોનસ આપવાનું પણ બંધ કરવા પ્રયત્ન કરી જોયો. પણ કામદારો હડતાલનો હથોડો ઉગામશે એ બીક વળી બોનસ આપ્યું. એટલું જ નહિ પણ ઘણી સરકારી અને બીનસરકારી ઑફિસોમાંથી માણસોને મોટી સંખ્યામાં બરતરફ કરવામાં આવ્યા છે.

આમાં મધ્યમ વર્ગની હાલત પણ ખાસ રીતે કફોડી થઈ છે. એ વર્ગ સંગઠીત થતાં કે હડતાલ પાડતાં સહેજ વધુ અચકાય છે અને એથી તેમને વધુ શોસવું પડે છે. પણ હવે તે પણ તંગ આવી ગયો છે. તેને પણ લાચાર મને-કમને હડતાલો પાડવી પડી છે. છેલ્લા માસમાં બે હડતાલો ખાસ ધ્યાન ખેંચે તેવી છે. કલકત્તામાં મધ્યસ્થ સરકારના નોકરિયાતો અને અમદાવાદના શિક્ષકોની હડતાલ અને વડોદરાના સરકારી નોકરોની હડતાલ.

તેમાં ય અમદાવાદના શિક્ષકોએ તો એ ખૂબ સુંદર રીતે ચલાવી. તેઓ હડતાલ પર ગયા પણ મંદિરોમાં, મસીદોમાં અને વૃક્ષો નીચે મેદાનોમાં તેમણે ભણાવવાનું નિયમસર ચાલુ જ રાખ્યું અને એ જ પ્રમાણે પરીક્ષા લેવાનો પણ નિર્ણય કરેલો. આથી તેમણે લોકમતને પણ જીતી લીધો. કોંગ્રેસના અમલમાં પણ પોતાની પૂરતી રોટી માટે આમ હડતાલનો આશરો લેવો પડે એ ખરેખર શોચનીય છે.

*

એથી ય વધુ શોચનીય તો બીજી વાત છે. આર્થિક સંક્રમણમાં અકળાતા મહેનતકશોની તકલીફો દૂર કરવાને બદલે, આપણી સરકારે તો એથી ઊલટો જ રાહ અખત્યાર કરવાનો. તેમાં શ્રી મોરારજીનો સલામતી ધારો તો જગબત્રીસીએ ચઢ્યો છે. સરકારની ટીકા કરવી, પોતાની ન્યાયી માગણીઓ માટે સંગઠન કરવું, હડતાલો પાડવી એ બધા હવે ગુન્હા ઠરે છે એટલું જ નહિ પણ આવા ગુન્હા ભલે તમે અત્યારે ન કરતા હો પણ કદાચ ભવિષ્યમાં તમે કરશો એ શંકા તળે પણ તમને પકડી શકાય. પકડયા પછી કેસ ચલાવવાની વાત જ ખોટી.

એ જ પ્રમાણે અખબારોને અમુક વસ્તુ ન છાપવાનું કહેવામાં આવશે એટલું જ નહિ પણ સરકારે મોકલેલું અમુક લખાણ અમુક રીતે છાપવાનું પણ દરેક અખબાર માટે ફરજીયાત રહેશે.

આમાં લોકશાહીનો નગ્ન ઇન્કાર છે. જનતાએ એકી અવાજે આનો વિરોધ કર્યો છે. અખબારોમાં પણ આનો સારો પડઘો પડ્યો છે. 'પ્રજાબંધુ'એ એને ફાસીસ્ટ કહી વખોડી કાઢ્યો છે, એમાં કશું અજુગતું નથી.

એક પછી એક આવા દમનકારી કાયદા ધારાસભામાં રજૂ થતા ત્યારે એની સામે એકલ હાથે ઝૂઝનારા હતા મિ. ડાંગે. લોકશાહી માટે જે લડત ધારાસભામાં તેઓ લડ્યા છે તે ઇતિહાસમાં અમર પદ ભોગવશે, અને એટલે જ મિ. ડાંગે સરકારને આંખમાં કણાની જેમ ખૂંચવા લાગ્યા, અને આજે એ એકલો-અટુલો અને નીડર જુવાન આર્થરરોડની દિવાલોમાં રૂંધાયેલો પડ્યો છે.

એકલો એમનો જ અવાજ નહિ, એક આખા પક્ષનો-સામ્યવાદી પક્ષનો-અવાજ આજે રૂંધાઈ રહ્યો છે. એ પક્ષ આજે પૂર્વ બંગાળમાં ગેરકાયદે જાહેર કરાયો છે. એમનું મુખપત્ર 'સ્વાધીનતા' પણ બંધ કરાયું છે. (સમાચાર મળ્યા છે કે એ પત્ર ફરી ભોંયભીતર પ્રસિદ્ધ થવા માંડ્યું છે !) અનેક આગેવાન સામ્યવાદી નેતાઓ પકડાયા છે અને બીજા અનેકો સામે વોરંટો કઢાયા છે.

શા માટે ? ડૉ. બી. સી. રોય કહે છે કે તેઓ હથિયાર જમા કરી રહ્યા હતા. પણ આજ સુધીની અનેક તલાશી બાદ એક કારતૂસ પણ હાથ લાગ્યો નથી.

ફક્ત રાજકીય મતભેદને કારણે સામા પક્ષને ગેરકાયદે જાહેર કરવો અને એની પાછળ દમનના ચક્રો ગતિમાન કરવાં, એને જનતાનું રાજ કોણ કહેશે ?

*

અને હિંદમાં જનતાનું રાજ-પ્રજાસત્તા-સ્થાપવી

કે નહિ એ પણ એક પ્રશ્ન થઇ પડ્યો છે. માનશો કોઇ ?

વાત એમ છે કે હિંદના બંધારણના પ્રાસ્તાવિક ભાગમાં હિંદને "સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય" છે એમ જાહેર કરવામાં આવ્યું છે. પણ જેમને બ્રિટિશ સામ્રાજ્ય સાથે ખૂબ ખૂબ મહોબત છે એવા ડૉ. આંબેડકર અને તેમના બીજા દોસ્તોએ દરખાસ્ત મૂકી છે કે પ્રજાસત્તાક શબ્દ કાઢી નાખવો!

શા માટે? કારણ કે બ્રિટિશ સામ્રાજ્ય તો રાજા-સત્તાક રાજ્ય છે અને એમાં હજી ય હિંદને રહેવું છે. એટલે જો હિંદ પોતાને પ્રજાસત્તાક ગણાવે તો બ્રિટિશ સામ્રાજ્યમાં રહી ન શકે. એને સામ્રાજ્યની બહાર નીકળી જવું પડે!

એટલે આખી બંધારણ સભામાં આ પ્રશ્ન પર ખૂબ ચર્ચા થઇ રહી છે.

કોંગ્રેસી સરકાર અને કોંગ્રેસી બંધારણ સભા. તેમાં પણ આઝાદ થવું કે સામ્રાજ્યમાં રહેવું એ હજીય ચર્ચાનો વિષય રહે છે? મુકમ્મીલ આઝાદીને માટે મોતને ભેટેલા હજાર-હજાર શહીદોની કસમ, આ નાટક બંધ કરો! જનતા આ નહિ ચલાવી લે.

★

# ઉઘડતી મે—(૧ લી મે)

જલાવો આતશબાજી જલાવો
ચલાવો ગોલંદાજી ચલાવો
કરો ગિરફતારીઓ હસી હસીને
ને ખૂનની વહાવો નદી હસી હસીને.

*

તમે જાણો કે રઢિયાળી રાત છે.
પણ ખુશનુમા નથી એ ભીષણ ગમખાર છે
બાદલોથી ઢાંક્યા આસમાનના અંતરે
ચાંદ નહીં, તારા નહીં, વીજનો ચમકાર છે;
ધુરકતા ઘુવડની રાતના અંધારમાં
બંદૂકોથી બદતર મોતની ગડેડાટ છે
—દેખો એ.

*

ને હાથ જે દૂઠો હતો (ત્યાં) તાતી તલવાર છે
ગુલામોનો સાજ નહિ, આઝાદ અસબાબ છે
ઘાયલનો શોર નહિ, જંગનો પડકાર છે
ભૂખ દુઃખ મોત સ્થાને જિંદગીનો બહાર છે
—પેખો એ.

*

ખેતરે ખતર નરનારીનો લલકાર છે
જનતાને મુખે ઘણુ-ગાજતો હુંકાર છે
હથોડા-દાતરડાંનાં ગરવાં અરમાન છે
લાલ નેજાનાં નિશાન છે!

સુણો પરભાતનો નવલો કિલ્લોલ
ઉઘડતી મેની ક્રાંતિનો ઢોલ!

૨૬-૪-૪૮

—ઉપવાસી

# માંદગીમાં ઉપયોગી



દરેક ઘરને માટે તાતાનું ઓ. ડી. કોલોન ઘણી જરૂરી વસ્તુ છે. માંદગીમાં તેને શરીર ઉપર છાંટવાથી શાંતિ તથા આરામ મળે છે. ન્હાતી વખતે પાણીમાં છાંટવાથી દરદીને સ્ફૂર્તિ મળે છે. દરદીના ઓરડામાં તથા બાથરૂમમાં છાંટવાથી બધે સરસ સુવાસ પ્રસરે છે.

આ ઓ. ડી. કોલોન તાઝગી આપનારૂં છે અને ચક્કર આવતાં હોય ત્યારે કે બેભાન થઈ જવા જેવું લાગતું હોય ત્યારે કે માથું દુઃખતું હોય ત્યારે અકસીર ઈલાજ છે.

આ ઓ. ડી. કોલોન તદ્દન શુદ્ધ સ્પીરીટનું બનેલું હોઈ શરીરના ઘા ઉપર કે જંતુઓના ડંખ ઉપર સલામતીથી વાપરી શકાય છે.

દરેક ઘરે તાતાનું ઓ. ડી. કોલોન રાખવું જોઈએ તે ઘણી જરૂરી વાત છે.

## તાતાનું
# ઓ. ડી. કોલોન
## ધી તાતા ઓઈલ મીલ્સ કું. લીમીટેડ

મુદ્રક : શેઠ ગુલાબચંદ દેવચંદ આનંદ પ્રેસ–ભાવનગર
પ્રકાશક : ભનુભાઈ ર. વ્યાસે આનંદ પ્રેસ: ભાવનગરથી પ્રગટ કર્યું

# સંસ્કાર

★

૯, પાર્કરોડ, વિલેપાર્લે–પૂર્વ : મુંબઈ.

જૂન : ૧૯૪૮

તંત્રીઓ

સ્વપ્નસ્થ : શાંતા ગાંધી

સલાહકાર મંડળ

ભોગીલાલ ગાંધી : ચંદ્રભાઈ ભટ્ટ
જયંત ખત્રી : બકુલેશ
પ્રલ્હાદ પારેખ : રમેશ સંઘવી
વિનાયક પંડ્યા

★

અનુક્રમ




ગ્રાહક-લવાજમ-વેચાણ એજંસી માટેનું સરનામું—
વ્યવસ્થાપક: ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર: પ્લોટ: ભાવનગર.

## આ વર્ષે

★ સંસ્કારનું લવાજમ વાર્ષિક રૂા. ૬. છ માસિક ૩ાા રૂા. પરદેશ માટે વાર્ષિક રૂા. ૯ તથા છમાસિક ૫

★ છૂટક નકલની કિંમત આના આઠ

★ પુરસ્કાર

વાર્તા, નાટિકા, લેખ–રૂા. ૧૫; કાવ્ય અને ખાસ વિભાગ–રૂા. ૭

★ જાહેરખબરના ભાવો:

| | |
|---|---|
| ૪ થું પૂંઠું (બે રંગમાં) | ૨૫૦ રૂા. |
| ૨–૩ જું પૂંઠું | ૧૫૦ રૂા. |
| સાદું આખું પાનું | ૬૦ રૂા. |
| અરધું પાનું | ૩૫ રૂા. |
| પા પાનું | —૨૦ રૂા. |

★ લેખકોને–ટિકીટ વિના મોકલેલ કૃતિઓ પરત કરવામાં નહિ આવે. હેરફેરમાં ગુમ થતી કૃતિઓ માટેની જવાબદારી સંસ્કાર લેતું નથી.

★ ગ્રાહકોને–સંસ્કાર દર માસની પંદરમીએ બહાર પડે છે. અને આપને નિયમિત રીતે રવાના કરવામાં આવે છે. પોસ્ટ ઓફિસ પર ખબર કરાવ્યા બાદ અમને સૂચના કરવી.

---

આ અંકના પૂંઠાપરનું ચિત્ર છાપવા દેવાના સૌજન્ય બદલ 'જય ગુજરાત'ના અમે આભારી છીએ.

અમારા માસિકના સલાહકાર મંડળમાં શ્રી. રમેશ સંઘવી છે જ. આ વખતના પૂંઠા ઉપર સરતચૂકથી જ માત્ર એમનું નામ મૂકાવું રહી ગયું છે જે સુધારી લેવા વિનંતિ.

—વ્યવસ્થાપક

★



શ્રી. સુંઆરાવકૃત નાટક "માભૂમિ" આપણી અર્વાચીન રંગભૂમિના ઇતિહાસમાં એક નવું પ્રાણભર્યું પ્રકરણ આલેખી રહ્યું હતું. એક સાથે સો સો નાટકમંડળીઓ તેને ભજવતી, મલબારના એક છેડેથી બીજા છેડા સુધી ઘૂમી રહી હતી. ગામડાના હુંફાળા હૈયાએ તેને ઉમળકાભેર વધાવ્યું, શહેરની ચકોર આંખોએ તેને વખાણ્યું, બધા મળીને ૧૦૦૦ ખેલ રજૂ થયા, તો ય તેની માંગ દિવસે દિવસે વધતી જ જતી હતી. આવી અનોખી લોકપ્રિયતાનું કારણ? હૈદ્રાબાદ રાજ્યની તેલંગણવાસી વીર-પ્રજાનો સંદેશ "માભૂમિ"માંથી ગુંજી રહ્યો હતો.

પ્રજાનાં હૈયાં થનગની ઊઠ્યાં, પણ મદ્રાસ સરકારને તે સલામતી માટે જોખમકારક લાગ્યું. કોની સલામતી? પ્રજાની? તેનો જવાબ તો પ્રજાએ આપી જ દીધો છે. તેના આયોજનમાં, કોંગ્રેસવાદી, સામ્યવાદી તેમજ સર્વસાધારણ આમજનતાનો સક્રિય સાથ હતો, છતાં મદ્રાસ સરકારે થોડા દિવસ પહેલાં આ લોકપ્રિય નાટક પર પ્રતિબંધ ઠોકી બેસાડ્યો છે. 'સલામતી' ધારાની આવી વ્યાખ્યા કરવામાં આવે ત્યારે પ્રજા બેચેન બને, ઉકળી ઊઠે અને બિનસલામતી અનુભવે તો તેની જવાબદારી એ નવી વ્યાખ્યા કરનારાઓને શિરે જ આવે છે.

## વિજયયાત્રા

પ્રગતિના મહાનદને ખાળવા માટે ગમે તેટલા અસંસ્કારી પ્રયાસો થાય છતાં આમસંસ્કાર નવા નવા પટ ખોળી લે છે. શિવાજીના ગુરુ રામદાસે 'મેળા' નામની ગાયક ટુકડીઓ સ્થાપી હતોત્સાહ બનેલી મરાઠા પ્રજાને નવું જોમ આપ્યું. લોકમાન્ય તિલકે ગણપતિ ઉત્સવદ્વારા તે જ કાર્ય આગળ વધાર્યું. આજે તેલંગણના કિસાન કલાકારો પોતાની 'વિજયયાત્રા' દ્વારા, આઝાદી માટે ઝઝૂમતી પ્રજાને પાનો ચડાવી રહ્યા છે. એક ગામડેથી બીજે ગામડે ઘૂમતી આ સંસ્કાર ટુકડીઓના એક હાથમાં હોય છે એકતારો અને બીજા હાથમાં બરછી, કડીવાળી ડાંગ, અથવા તો નિઝામની પોલિસના હાથમાંથી પડાવી લીધેલ બંદૂક! માર્ગમાં નિઝામનું લશ્કર તેમને હેરાન કરે, તો તેલંગણના કિસાન સૈનિકને છાજે તેમ મરણીઆ બની લડી લેવા તેઓ તત્પર રહે છે. મોટામોટા 'કોન્ટ્રેક્ટો' માટે એક બીજાની પીઠપાછળ ઘા કરતા સુંવાળા 'મહાન' કલાકારોની પામરતાની તેમનામાં ગંધ પણ નથી.

ગામડાને ચોરે ચોરે તેમનો કાર્યક્રમ ગોઠવાય છે. તેમાં મજૂર કિસાનની વીરકથાઓ આલેખાય છે. કાર્યક્રમ ચાલુ હોય ત્યાં પોલિસ ચડી આવે તો હજારો કિસાન પ્રેક્ષકો તેની સાથે ધીંગાણું ખેલી લે છે. કળાકારો પણ એકતારો મૂકી, બંદૂક ઉપાડી તેમાં ઝંપલાવે છે. સ્વાતંત્ર્યયુદ્ધની પાવક જ્વાલામાં, પ્રેક્ષક અને કળાકાર વચ્ચે સ્થપાઈ રહેલ આ અભેદ્ય એકતા અમર રહો! એ એકતાની ગળથુથી પીને જે મહાન કલા સર્જાશે, અને ગુલામીના દિવસોમાં બંધીઆર બનેલ સંસ્કાર ક્ષેત્રમાં નવા પ્રાણવાયુ ફૂંકશે, તેને આપણાં સો સો વંદન.

## આ અંધેર ક્યાં સુધી?

તેલંગણના મુક્તિસંગ્રામ પર સમસ્ત હિંદની આંખ ચોંટી રહી છે. હિંદનાં રાજકારણમાં પણ આજે હૈદ્રાબાદનો સવાલ સૌથી વધારે મહત્વપૂર્ણ બની ચૂક્યો છે. ત્યાંનાં પૂર્વગ્રહવિનાના સાચા હિંદ આતુર છે. તે જ વખતે ત્યાંથી આપણને તદ્દન વિકૃત સમાચારો મળે છે કે

નિઝામ અને હૈદ્રાબાદ સામ્યવાદી પક્ષ વચ્ચે સમાધાન થઈ ચૂક્યું છે. સામ્યવાદીઓએ નિઝામની તરફેણમાં એક પત્રિકા લખી છે વગેરે. તે જ દિવસે તથા ત્યારબાદ લગાતાર રોજ રોજ નિઝામની પોલિસે સામ્યવાદીઓને ઠાર કર્યાના સમાચાર પણ આવે છે. પરંતુ તે તરફ કોઈનું ધ્યાન ખેંચાતું નથી કારણ કે ઘણાખરાં છાપાંઓએ 'નિઝામ–સામ્યવાદી કરાર'ને પહેલે પાને મોટા મથાળા આપી છાપ્યો હતો. કારણ આ સમાચાર 'ગ્લોબ' અને 'એસોસીએટેડ પ્રેસ' જેવી શાહીવાદી–મૂડીવાદી સંસ્થાઓ તરફથી વહેતા કરવામાં આવ્યા હતા. એટલું જ નહિ પણ તેની સાથે દિલ્હીનું નામ પણ જોડી દેવાયું હતું!

આજે આ આખી ય વાત બનાવટી તરીકે પુરવાર થઇ છે. ખુદ 'ક્રોનિકલ,' 'નેશનલ સ્ટાન્ડર્ડ' તથા 'ફ્રી પ્રેસ જર્નલે' પોતાની ભૂલ સ્વીકારી છે. ફ્રી પ્રેસે તો જાહેર કર્યું છે કે, સમાચાર તદ્દન વિકૃત સ્વરૂપમાં રજુ કરવામાં આવ્યા છે. હવે ખબર મળે છે કે નિઝામના રેડીઓ પર સાંભળેલ પ્રવચન પરથી આ સમાચાર ઉપજાવી કાઢવામાં આવ્યા હતા!

આગળ વધી તે પોતે સવાલ કરે છે કે આવું અંધેર આપણે ક્યાં સુધી નભાવી લઈશું? જવાબદાર સમાચાર સંસ્થાઓ પૂરતી સાબીતિ મેળવ્યા વિના વિવાદાસ્પદ વિષયો પર દેશને બનાવટી સમાચાર પુરા પાડે છે, હિંદ સરકારનું નામ પણ જોડવાની ધૃષ્ટતા કરે છે, તેની સામે કશાં પગલાં શા માટે નથી લેવાતાં?

અમે અખબારી સચ્ચાઇની રક્ષા માટે આતુર એવા તમામ લોકશાહી પત્રકારોને આ સવાલ ગંભીરપણે ઉપાડી લેવા આગ્રહ કરીએ છીએ. બીનપાયાદાર અફવાઓ ને બનાવટી જુઠ્ઠાણાં ફેલાવનારની સામે વિનાવિલંબે તપાસ થવી જોઇએ અને ગુન્હેગારોને દંડવા જોઈએ. વધુમાં, વિવાદાસ્પદ સમાચારો છાપતાં પહેલાં ચકાસી જોવા માટેની તમામ સગવડો સરકારે પત્રકારોને કરી આપવી જોઇએ.

## વિચારસ્વાતંત્ર્ય અને લેખકો

મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન અને સંયુક્ત પ્રાંતના ત્રીસેક અગ્રગણ્ય લેખકોએ પં. નહેરૂને ખુલ્લો પત્ર પાઠવી કોંગ્રેસ સરકારની દમનનીતિ પ્રત્યે પોતાનો વિરોધ નોંધાવ્યો છે. શ્રી તારાશંકર બેનરજી, માણેક બેનરજી, શ્રી. સરકાર, શ્રી સીઆલાનોવિચ જેવા બંગાળના સર્વશ્રેષ્ઠ લેખકો અને શિક્ષણશાસ્ત્રીઓએ પણ બંગાળના સામ્યવાદી પક્ષ પરથી પ્રતિબંધ ઉઠાવવાની માંગણી કરી છે. કોંગ્રેસ રાજમાં આ પગલું ભરી પોતાની જાતને અનેક રીતે જોખમમાં મૂકી છે. તેમણે પૂરતી ગંભીર વિચારણા બાદ જ આ પગલું ભર્યું હોય તે સ્વાભાવિક છે. સહનશીલતાની હદ આવી ગઈ ત્યારે જ તેમણે મ્હોં ઉઘાડ્યું છે. એક બાજુથી જ્યારે બંગાળમાં તો આજે બ્રેનગન, સ્ટેનગન સહિત જીપ ગાડીઓમાં ભાડૂતી ગુંડાઓની ટોળીઓ છડેચોક ઘૂમે છે, પ્રજાનો વિરોધ દાબી દેવા માટે તેમનો ઉપયોગ પણ થઇ રહ્યો છે ત્યારે બીજી બાજુએ આમજનતાને–મજૂરકિસાન જનતાને પક્ષે લડતાં સામ્યવાદીઓ પર દમનનો દોર સરકારે છૂટો મૂક્યો છે. સંસ્કારી બંગાળનું ભાવી વધારે જોખમમાં મૂકાય તે કરતાં પોતાની વ્યક્તિગત નોકરી, પ્રતિષ્ઠા વગેરે જોખમાય, તે તેમણે વધારે પસંદ કર્યું.

સંયુક્ત પ્રાંતના લેખકોએ પં. નેહરૂને લખેલ પત્રમાંથી પણ કંઇક આવો જ સૂર નીકળે છે. લોકશાહીના નામે જ્યારે કોંગ્રેસ શાહીવાદ સામે લડતી હતી ત્યારે આ લેખકોએ તેને મુક્તકંઠે સાથ આપ્યો હતો. પણ આજે જ્યારે કોંગ્રેસ સરકાર સત્તામાં આવે છે, ત્યારે કેમ જાણે લોકશાહી તો પાછલે બારણેથી અલોપ જ થઇ ગઇ છે. આપણા જીવનની સમસ્યાઓનો કેવી રીતે ઉકેલ આણવો તે વિશે સૌને પોતપોતાના અભિપ્રાય નક્કી કરવાનો, તેમજ તેને છૂટથી વ્યક્ત કરીને બીજાઓને પોતાના કરી લેવાનો અધિકાર છે એ લોકશાહીનો મૂળભૂત સિદ્ધાંત છે. મૂડીવાદ સમાજમાં ગરીબ મજૂર

કિસાનો પાસે પ્રચારનાં સાધનો થોડાં હોય છે જ. સભા, સરઘસ, પત્રિકાઓ અને પરસેવાની કમાણી-માંથી પાઈ પૈસા બચાવી ચલાવાતા સામયિકો અને દૈનિકો, એ જ તેમનું પ્રતિનિધિત્વ ધરાવતા, અને મૂડીવાદને પડકારતા પક્ષનાં પ્રચારનાં સાધનો છે, પરંતુ કોંગ્રેસ સરકારે આ સાધનો પણ તેમની પાસેથી છીનવી લેવાના પ્રયાસો આદરી દીધા છે. સામ્યવાદીઓની ધરપકડો, ગોળીબાર વગેરે તો આજના રોજીંદા બનાવો બની ગયા છે. તેમનાં મુખપત્રો પાસેથી હજારો રૂપિયાની જામીનગીરી માંગવામાં આવી છે. ઘણાં પર પ્રતિબંધ મૂકાયો છે. મુંબઈ સરકારે તો કશાપણ લેખિત વોરંટ વિના સામ્યવાદીપક્ષનું મધ્યસ્થ મુખપત્ર છાપતા છાપખાનાને સીલ લગાવી દીધું અને ત્યારે 'સાંજ'ના તંત્રી શ્રી રવિશંકર મહેતા, મુંબઈ વર્તમાનના તંત્રી શ્રી મીનુ દેસાઇ, બ્લીટઝના તંત્રી શ્રી કરંજીયા, 'માર્ચ'ના તંત્રી શ્રી કરાકા વગેરેએ તત્કાળ પોતાનો વિરોધ નોંધાવ્યો હતો તેને અમે અભિનંદીએ છીએ.

એટલું જ નહિ પણ કેટલાક પથારીવશ સામ્યવાદી કાર્યકરોને પકડીને સરકારે મોતના મ્હોંમાં ધકેલી દીધા છે. બિ. ભારદ્વાજની 'સંસ્કૃતિ'માં મૃત્યુ નોંધ લેતાં શ્રી ઉમાશંકર જોષી લખે છે કે "–તો તો યુ. પી સરકારે અંગ્રેજ સરકારને પણ ભૂલાવી દીધી ગણાય!"

હિંદભરના લેખકોએ આ આંધળી દમનનીતિ સામે ઉઠાવેલ વિરોધ–સૂરમાં આપણે પણ આપણો સૂર ઉમેરીએ.

## પત્રકારો જાગે છે!

સરકારની આ નીતિ માત્ર સામ્યવાદીઓને મ્હોંએ ડૂચો દે છે એવું પણ નથી. કોઈ પણ તેની ટીકા કરે, તેને ડારવાનો પ્રયાસ જારી કરીને પત્રકારિત્વના મૂળપર જ ઘા કર્યો છે. આ દમનનીતિનો સામનો કર્યાં સિવાય હવે છૂટકો નથી. મુંબઈના પત્રકારોએ મુદ્રણસ્વાતંત્ર્ય અને પત્રકારોની આઝાદી માટે લડતી સંયુક્ત સમિતિ સ્થાપવાનો નિર્ણય કર્યો છે. તેમાં શ્રી. કરંજીયા, શ્રી. કરાકા, શ્રી. અબ્બાસ, શ્રી. કાપડીઆ ( મુંબઈ સમાચાર ), શ્રી. સબાવાલા ( ફ્રી પ્રેસ જર્નલ ), શ્રી. થાપર આદિ સામેલ થઇ ચૂકયા છે. અને વધારે ને વધારે પત્રકારો તેમાં જોડાઈ રહ્યા છે. પત્રકારોની આઝાદી પર હવે કોઇ પણ તરાપ આવે તો તે માટે લોકમત જાગૃત કરી તેનો સામનો કરવાની તેમની મકસદ છે. આપણે તેમને હાર્દિક સફળતા ઇચ્છીએ.

## આવી કિન્નાખોરી ન શોભે!

ગેરવ્યાજબી સરકારી દમન સામે જ્યારે આવો વિરોધ ઊઠી રહ્યો છે ત્યારે શ્રી. અશોક મહેતા એક નિવેદન બહાર પાડી જણાવે છે કે સામ્યવાદીઓ સામેના દમનમાં સરકારે આવડતથી કામ લીધું નથી! 'પ્રગતિશીલ લેખક સંઘ' અને 'લોકનાટ્ય સંઘ' જેવી સંસ્થાઓ પણ સામ્યવાદી પક્ષની જ પાંખો છે! આ બન્ને સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લેનાર શ્રી. અહમદ અબ્બાસે ( જેઓ બિન–સામ્યવાદી છે ) તેનો સચોટ જવાબ આપ્યો છે. કોંગ્રેસ સરકારને સામ્યવાદીઓ સામે પૂર્વગ્રહ છે તેનો લાભ લઇને છેલ્લા દસકામાં આપણા રાષ્ટ્રની દરેક કટોકટી વખતે ઉઘાડે પગે કામ કરનાર આ સંસ્કાર સંસ્થાઓ તરફ દમન નોતરવું એ કોઈ પણ હિસાબે ઉદ્દામ ખાનદાનીને છાજે તેવું વર્તન તો ન જ કહેવાય. આ બન્ને સંસ્થાઓથી આજે જનતા પરિચિત છે. તેમાં સર્વ વિચારશ્રેણીના કાર્યકરો સાથે મળીને કામ કરે છે એ આપણે માટે ગૌરવની વાત છે. તેના વિકાસમાં સામ્યવાદી કાર્યકરો મોખરે હોય તો તેમને અભિનંદન! સરકારી દમન તેમની સંસ્કાર સેવાઓથી આપણને વંચિત રાખે એમ તો આપણે ન જ પ્રચ્છીએ.

## ધાટે-પરુલેકર રિપોર્ટ

રાષ્ટ્રીય શિક્ષણની મોટી મોટી યોજનાઓ કાગળ પર આલેખાઇ રહી છે. શિક્ષણપ્રધાનોની ખર્ચાળ પરિષદો પણ અવારનવાર બોલાવાય છે. પરંતુ એ યોજના સફળ કે અસફળ નીવડે તેનો મુખ્ય આધાર જેમના પર છે તેવા શિક્ષકો પ્રત્યે સરકાર દુર્લક્ષ જ કરી રહી છે. ખુદ સરકારે નીમેલ પે કમીશનની ભલામણો મુજબ પણ સામાન્ય સરકારી નોકરોને રૂ. ૯૦નો તો ઓછામાં ઓછો પગાર આપવાનો સિદ્ધાંત માન્ય કરવામાં આવ્યો છે, પરંતુ આ ધાટે-પરુલેકર કમિટીએ તો શિક્ષકોને તેમાંથી યે બાકાત રાખ્યા છે.

થોડા વખત પહેલાં અમદાવાદ ખાતે, ખુદ ખેરસાહેબે શિક્ષકોની જે પરિષદનું ઉદ્ઘાટન કર્યું તેમાં જ ધાટે-પરુલેકરની ભલામણોનો શિક્ષકોએ અસ્વીકાર કર્યો હતો. તેમના મંત્રી શ્રી. રેડકર લખે છે, તેમ, જો ગયા વરસે ખારમાં યોજેલ શિક્ષક પરિષદ પર ખેર સાહેબે પ્રતિબંધ મૂકયો ન હોત તો ત્યારે જ આ અહેવાલનો અસ્વીકાર થઇ જાત. આનું કારણ? એ જ કે શિક્ષકોની પોતાની માંગણીઓ જ, તેમના જીવનની જરૂરીઆતના પ્રમાણમાં ખૂબ જ ઓછી છે. પણ ધાટે-પરુલેકર અહેવાલ તો એ અધૂરી માંગણીઓ પર પણ કાપ મૂકવાની વાતો કરે છે! ૧૯૪૬માં રાજાધ્યક્ષ સમિતિએ બહાર પાડયું હતું કે સાધારણ કુટુંબનો જીવનખર્ચ રૂ. ૧૦૦ આવે છે. આજે કંટ્રોલ દૂર થયા પછી ભાવોમાં જે ઉછાળો આવ્યો છે તે જોતાં એ સરેરાશ ખર્ચ ત્રણ ચારઘણો વધી ગયો છે. આવા સંજોગોમાં પણ શિક્ષકો પોતાનો ઓછામાં ઓછા મૂળગત પગારનું ધોરણ માગે છે. રૂા. ૫૫-૧૩-૦ તેમાં મોંઘવારી ભથ્થું આદિ ભેળવો તો ય જ્યાં ઘર હિસાબના બે છેડા મળતા ન હોય ત્યાં તે રાષ્ટ્રના ભાવી નાગરિકો તૈયાર કરવાની જવાબદારી શી રીતે અદા કરી શકે? વળી પ્રાથમિક શિક્ષકોની બાબતમાં થયું છે તેમ અહીં પણ 'ઇફિશિઅન્સી બાર' લાગુ પડે છે કે કેમ એ વિશે ચોખવટ કરવાની તો રહે છે જ. પ્રાર્થમિક શિક્ષકોને નજીવો લાભ થયો તે પણ દેખાવ પૂરતો જ રહ્યો છે. આ 'વાત'ને પ્રતાપે માત્ર ૧૫ ટકા જેટલા શિક્ષકો એ ફાયદો ઉઠાવી શકે છે.

## અમેરિકાની ચોરી

થોડા વખત પર હોલીવુડે 'આયર્ન કર્ટન' નામનું સોવિયેત વિરોધી ચિત્રપટ બહાર પાડયું છે. તેમાં શાસ્ટાકોવિચ આદિ સોવિયેતના મહાન સંગીતકારોના સંગીતનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ કલાકારોએ ફિલ્મનિર્માતા પર પત્ર લખીને પોતાનું સંગીત જુઠાણું ફેલાવતી એ ફિલ્મમાંથી તત્કાળ કાઢી નાખવાનું સૂચન કર્યું છે. સર્જકની પરવાનગી વિના તેમનું સંગીત વાપરીને હોલીવુડના શાહસોદાગરે આંતરરાષ્ટ્રીય કોપીરાઇટનો ભંગ કર્યો છે. સોવિયેતમાં વ્યક્તિના અધિકારોની કદર નથી અને અમેરિકામાં છે એમ કહેતાં કદી ન થાકતાં હોલીવુડનું આ વર્તન તેમની પોકળતા બહાર પાડે છે.

## આવકાર

ગુજરાતમાં અઠવાડિકોની ખોટ નથી. પરંતુ, જનતાની જબાન બનવાની હામ ભીડી, આજે કોંગ્રેસ રાજમાં પણ ઠેર ઠેર ચાલુ રહેલ અન્યાયોને બેહાર આણવાની ફરજ બજાવતા નીડર અને શિષ્ટ અઠવાડિકની ખોટ તો સાલે છે જ. જે ગણ્યાંગાંઠ્યાં શિષ્ટ અઠવાડિકો હતાં, તેમની તીક્ષ્ણતા પણ ૧૫મી ઓગસ્ટ પછી બુઠ્ઠી થતી જતી હોય તેમ લાગે છે. એ સંજોગોમાં નવા અઠવાડિક પત્ર 'જય ગુજરાત' (તંત્રી: મહેન્દ્ર શાહ, ખટાઉવાડી, ગિરગામ, મુંબઇ ૪)ને હાર્દિક આવકાર આપીએ છીએ, જેણે પોતાની છ-સાત અંકોની ટૂંકી કારકીર્દિમાં પણ તેજસ્વી ઉદ્દામ પત્રકારિત્વની છાપ પાડી દીધી છે.

—શાંતા ગાંધી

# રાવણની મૃત્યુશૈયા આગળ

લેખક : પંડિતજી                                        અનુવાદક : સુભદ્રા ગાંધી

રણક્ષેત્રમાં રાવણનો ક્ષત-વિક્ષત દેહ ધરતી પર પડેલો છે. દેહ પરના ઘામાંથી લોહી વહી રહ્યું છે. માખીઓ એના મોં ને આખા શરીર પર બણબણી રહી છે. આસપાસ એના ભાઈભાંડુ ઊભા છે. સામે જમણી બાજુ માથું ઝૂકાવી, ધનુષ બાણ ધારણ કરી રામ ઊભા છે. રાવણ રામને જોતાં બોલી ઊઠે છેઃ

**રાવણ**—કોણ, સારંગધર રામ ?

**રામ**—મરણાસન્ન અસુર સમ્રાટને નમસ્કાર !

**રાવણ**—હું તો હવે ચાલ્યો. જાઓ, તમે પૃથ્વીનું યથાયોગ્ય રીતે પાલન કરો.

**રામ**—મારા શ્રેષ્ઠ શત્રુ, જો કે તમે મારા ઘોર શત્રુ રહ્યા છો, છતાં આ અંતિમ કાળે એ શત્રુતાનો અંત લાવી, હું આપ શ્રીમાનને મારા ગુરુરૂપે સ્થાપું છું. ને આ ઘડીએ હું આપની પાસેથી રાજનીતિના કેટલાક ગંભીર તત્ત્વો ઉપર ઉપદેશની આશા રાખું છું.

**રાવણ**—(હસીને) હા, હા હા હા ! રાજનીતિ ...રાજનીતિના...સમ્રાટની તમે હત્યા કરી, સામ્રાજ્યની હત્યા કરી, સામ્રાજ્યવાદની હત્યા કરી ...એની સાથે સાથે જ રાજનીતિની પણ હત્યા થઈ ગઈ છે એમ જ સમજો...સામ્રાજ્યવાદની સાથે સાથે રાજનીતિ પણ ચાલી નીકળી !

**રામ**—પરંતુ રાજનીતિની તો ઘણી જરૂર છે. એને તો હું જવા દઈ શકું એમ નથી.

**રાવણ**—રાજનીતિને તમે ચાર વાહનારા શું રાખતા હતા ! એ તો ફક્ત મારી ચીજ છે. ને હું તો આ ચાલ્યો હવે.

**રામ**—હા, આપ તો ચાલ્યા. પણ આપના બન્ધુ બાંધવો ને વારસદારો તો હજી છે જ ને. એમને માટે રાજનીતિ જોઈશે તો ખરી જ.

**રાવણ**—એ ય ઘાસ વાઢનારા જ છે બધાં.

**રામ**—એટલે જ તો કહું છું કે થોડીક મર્મની વાતો બતલાવતા જાઓ, જે બધાને કામ લાગે.

**રાવણ**—હા. એ ઠીક કહ્યું. હજી કંઈ બગડ્યું નથી. હજી ય અક્કલથી કામ લેવામાં આવશે, તો ખુશીથી બધાનું કામ પાર પડશે. જો અમારી ઓલાદ સાથે હળીમળીને રહેશો તો તમારો ય બેડો પાર હશે.

**રામ**—હું આપને વચન આપું છું કે આપના ભાયાતો સાથે ને આપની ઓલાદ સાથે મારે દોસ્તી ને સંપૂર્ણ ભાઈચારાનો સંબંધ રહેશે.

**રાવણ**—બસ તો જાઓ 'સામ, દામ અરુ દંડ વિભેદા'ની નીતિ વડે પ્રજાનું પાલન કરો. બધું ઠીક થઈ રહેશે.

**રામ**—આ તો કેવળ પ્રાથમિક સૂત્ર છે. મારો કહેવાનો ખાસ ભાર છે વિધાન–બંધારણ પર. રાજ્યનું બંધારણ કેવું બનાવવું જોઈએ ?

**રાવણ**—મારી લંકાના જેવું બંધારણ ઘડો. એમાં ગરીબ-તાલેવંત, ખેડૂત-જમીનદાર, મજૂર ને મૂડીદાર બધાંનો ગુજારો થઈ રહે છે. જોતા નથી ? હું હજી અહીં મૃત્યુ શૈયા પર પડ્યો છું, ને ત્યાં મજૂરોએ પોતાની સરકાર પણ બનાવી લીધી. ને જો લોકોને એ પસંદ ન પડી તો પાછી ટોડીઓની સરકાર ય આવી જાય. આનું જ નામ પ્રજાતંત્ર.

**રામ**—તેમ છતાં આપને ત્યાં ય હડતાલો તો થાય છે ?

**રાવણ**—હા, થાય છે ખરી, પણ તે તમારે ત્યાંના જેટલી નહિ.

**રામ**—એમ શાને થતું હશે ?

**રાવણ**—તમારી નાદાનીયતને કારણે.

રામ—આપના વિચારો મુજબ એને રોકવાનો કોઈ ઉપાય ખરો ?

રાવણ—એ તો સાવ સહેલી વાત છે. મને લાગે છે કે મજદૂરોનાં સંગઠનોમાં તમારા પોતાનાં કોઈ માણસો નથી ?

રામ—નહિ જેવા જ જાણો.

રાવણ—બસ તો એ જ કારણ, તમે એક નવું મજદૂર સંગઠન બનાવો. સરકાર તો હવે તમારી પોતાની છે કંઇ થોડાઘણા લાભના ટુકડા આપી તમે મજદૂરોને ફસાવી શકો છો. એ સંગઠનનું નામ પણ જૂના સંગઠનને મળતું રાખજો. જેમકે "મજદૂર સંઘ"ને બદલે "રાષ્ટ્રીય મજૂર સંઘ". જોઇએ તો એવી જ એક કિસાન સભા ય બનાવી લેવાય. નામ રાખવું "રાષ્ટ્રીય કિસાન સભા" યા "કિસાન કોંગ્રેસ". આનું જ નામ તે વિભેદનીતિ.

રામ—પણ કરવું શું ? અમારે ત્યાંના ગરમદળના લોકો કોઇ કામ બનવા દેતા નથી.

રાવણ—હા, આ ગરમદળવાળા લોકો તો તમારે ત્યાં બિલાડીના ટોપની જેમ ફાલી નીકળ્યા છે. એ તમારે ને અમારે બેઉને માટે બહુ ખરાબ છે.

રામ—એને માટે તો મારી અક્કલ કંઇ કહ્યું નથી કરતી.

રાવણ—અચ્છા, તો આ ગરમ દળવાળાઓ વચ્ચે કોઇ જાતની એકતા છે ખરી ?

રામ—ના, એક બીજા જોડે શોકયોની જેમ વઢે છે.

રાવણ—એ ઠીક છે. જુઓ, કસીને એમના પર દમનનીતિ અજમાવો. એમની સામે જેલ, નજરકેદ, ૧૪૪, ૧૦૭, ૩૯૨, ૩૬૯ ની કલમો, લાઠી, ટીયરગેસ, ગોળીઓ ને જે કંઇ હાથમાં આવે એનો મારો ચલાવો.

રામ—જરા ખચકાઉં છું. એ લોકો ય જનતાના નેતા થતા જાય છે. ને હું ય એ જનતાના વોટ લઇને સત્તાને આસને ચઢયો છું. ગમે તેમ તોય હું મર્યાદા પુરુષોત્તમ કહેવાઉં.

રાવણ—ત્યારે શીખી રહ્યા તમે રાજનીતિ. આ જાતની કમજોરી એ શાસકને માટે મોત બરાબર હોય છે. જુઓ, આટલું દમન તો હું પારકો છું, છતાં ય કરી લેતો તો તમે તો ગણાઓ ખુદ જન-નાયક. તમને તો ઝટ કોઇ પાપ ચોંટી પણ નહિ શકે. તમે તો આગળ વધી વધીને ઘા મારી શકશો.

રામ—ઘા તો મારીશ, પણ એમના પ્રચારને હું કેવી રીતે રોકી શકવાનો હતો ? ને પ્રચાર તો બારે ભૂંડી બલા છે. એનાથી તો જાત બદજાત થઈ જાય છે.

રાવણ—એને માટે ઓર્ડિનન્સ બનાવો ને એનું નામ રાખો 'લોક-સંરક્ષણ કાયદો'. એમની સભાઓ કે સરઘસ કશું જ થવા ન દો.

રામ—પણ નાગરિક અધિકારોનું શું થશે ! લોકો નાગરિક અધિકારોની દુહાઇ પોકારવા લાગે છે !

રાવણ—હત્તારીની ! તમે વળી નાગરિક અધિકારનું નામ કયાં દીધું ! કહેજો કે કોમી અશાંતિનો ભય છે. જનતાની શાંતિ ને સલામતી ભયમાં છે. નાગરિક અધિકારની સુરક્ષા માટે...

રામ—પરંતુ ખરી વાત જાહેર થઇ જાય તો બદનામી થવાનો ભય છે.

રાવણ—એમાં બદનામી વળી કેવી ? માની લો કે એમને સભા ભરવી છે. તમે જનતાને નામે એના પર પ્રતિબંધ લગાવી દીધો. ને તો ય જો એ લોકો સભા ભરે તો પછી તેઓ અપરાધી ઠરે છે. પછી ચલાઓ લાઠી, ગોળી, અશ્રુવાયુ માની લો કે કિસાનો, કે મજૂરોને લઇને જમીનદાર યા તો મૂડીદારોનું એમણે કંઇ નુકશાન કર્યું, તો તમે એમને લૂંટફાટને ખૂન-ખરાબાના મામલામાં લપેટી શકો છો, યા ગુંડાધારામાં ફસાવી શકો છો. છાપાં તમારાં છે. એમાં એમને જ ચોર, ડાકુ, લૂંટારા, ગુંડા ને પ્રજાને માટે ખતરનાક જાહેર કરી બદનામ કરો ને !

રામ—પણ હવે તો એમનાં ય છાપાં નીકળે છે.

રાવણ—એમનાં છાપાં પર 'અશાંતિ' ને 'રાજદ્રોહ'નો આરોપ મૂકી એને બંધ કરાવો.

રામ—અર્થાત્ કે એમને સીધી રીતે નહિ પણ કાયદાના ભરડામાં લઈને ખતમ કરવા.

રાવણ—હા. અર્થાત્ બદનામ કરીને—યાને જનતાના ભલાને નામે.

રામ—પણ જનતા આને મક્કારી—બદમાશી કહેશે.

રાવણ—જનતા તો પછી કહેશે, પણ પહેલાં તમે તો કહેવા માંડો.

રામ—ઠીક, એ તો માન્યું. હવે આપ મહારાજ એ ઉપદેશ કરો કે, આ કલિયુગમાં પહેલાંનો વર્ણાશ્રમ ધર્મ તો નથી ચાલી શકતો, તો પછી સામાજિક સંગઠન કેવી રીતે કરવું જોઈએ? લોકો તો 'સમાજવાદ-સમાજવાદ' બરાડી રહ્યા છે.

રાવણ—સમાજવાદ ખમાજવાદના ચક્કરમાં ન પડતા. પોતાનું જ નખ્ખોદ કાઢશો. પોતાનું તો શું, મેગું અમારું ને આખી દુનિયાનું. આજે જરૂરિયાત છે એ સમાજવાદ સામે જેહાદ ઉપાડવાની. સમાજવાદી રાજ્યોની ચારે કોર ઘેરો ઘાલો ને આ કામમાં તમને અમારી ઔલાદ તથા 'અણુબોંબાસ્ત્રધારી' અમારા નરાન્તક ભાયાતોની ઠીક ઠીક મદદ મળશે. એટલે જ તો કહું છું કે એમની જોડે હળીમળીને ચાલશો તો બેડો પાર થઈ જશે.

રામ—ખેર, એ તો થશે. પણ પછી સામાજિક ચોકઠું તો કોઈ ઘડવું પડશેને.

રાવણ—એ જેવું છે એવું. હમણાં તો એનું એ જ ચાલવા દો. બાકી મેં તો તમને પહેલેથી જ કહ્યું કે અમારી લંકાની ઢબનું બંધારણ ઘડી નાખો. એમાં ધનવાનો ય સુરક્ષિત રહેશે ને ગરીબોની નજર સામે ય આશાનો હરિયાળો બગીચો સદા લહેરાતો રહેશે.

રામ—ને જમીનદારી પ્રથાનો નાશ ને મૂડીના રાષ્ટ્રીયકરણના સૂત્રો જોર પકડતા જાય છે તેનું શું?

રાવણ—કંઈ નહિ. કહી દો કે એથી કંઈ વધારે ફાયદો થતો નથી. ને એથી કામ ન પતે તો કોઈ 'તપાસ સમિતિ' ને 'યોજના સમિતિ' જેવી કેટલીક કમિટીઓ બેસાડી દો. કમિટીઓની હારની હાર લાગી જવા દો. એક પછી બીજી, ને બીજી પછી ભલે થઈ જાય ત્રીજી. ને આમ કામ તો આગળ ચાલ્યું જ જશે. હા, બીજી એક વાત છે. પૈસાદારોના હાથ મજબૂત કરતા રહેજો તો એ તમારો પગ લથડવા નહિ દે. ચૂંટણી હોય તો તેમાં ય એ વર્ગના માણસો વધારે ચૂંટાઈ આવે એવી કોશીશ કરજો ને પ્રધાનમંડળમાં તો કદાપિ કોઈ બીજાને ઘૂસવા દેતા નહિ; એમનાથી જ તમને બળ મળી રહેશે.

રામ—પણ આ બધાં કારજ એવાં છે, જેની સામે અઇ કાલ સુધી મારો આત્મા લડતો આવ્યો છે. આજે જોઉં છું તો મને પોતાને એ બધાંની જરૂરિયાત સમજાઈ રહી છે. જરૂરિયાત વરતાઈ રહી છે એટલું જ નહિ પણ એનાં વિના મારું કોઈ કામ આગળ ચાલી શકતું નથી.

રાવણ—કોરા સિદ્ધાંત વઘારવા એ સહેલું છે. પણ કામની કસોટીમાંથી પાર ઉતરવું બહુ અઘરું છે. તમે અત્યાર સુધી નર્યા સિદ્ધાંતવાદી હતા, પણ હવે તમારે શાસક બનવું પડશે. ને હું જે રાજનીતિ સમજાવી રહ્યો છું તે "શુદ્ધ જનતાંત્રિક" છે. એમાં કોઈ 'સારો માણસ' તમને શાપ નહિ દે. એ જ તમને "દિવ્ય રામરાજ્ય" ભણી લઈ જશે. ને એમ ન કબૂલ હોય ને નર્યા ઘાસ વાઢનારાઓનું રાજ્ય બનાવવું હોય તો તમારી કમજોરી દેખાડી ઊભા રહો. પોતાના ને પોતાના વર્ગના હાથપગ પર કુહાડો મારો ને રાજભવનમાં હથોડા ને દાતરડાં ચાલવા દો.

રામ—ના પ્રભો ના, એવું નહિ બને. અમીર-ગરીબ સહુ આનંદ કરે, એ જ તો મારા રામ-રાજ્યનો આદર્શ છે. ને એ આદર્શને મૂર્ત બનાવવા માટે, હું જોઉં છું કે આપની સલાહ મારે માટે અત્યંત મૂલ્યવાન બની રહી છે. એટલા જ માટે, આપનું મરવું એ સારું નહિ ગણાય. જો આપ

આજ્ઞા દો તો હું આપના પ્રાણોની રક્ષા કરી શકું એમ છું.

રાવણ—હા હા હા હા! તમે મને શું બચાવવાના હતા! ખુદ મારામાં એવી તાકાત રહેલી છે કે જેથી હું બચી શકું એમ છું. પણ તમારે જો જીવતા રહેવું હોય, ને પોતાની સત્તા સાચવવી હોય તો એક બીજો ઉપાય કરો.

રામ—એ કયો ઉપાય પ્રભો?

રાવણ—મારી ઓલાદ ને મારા નરાંતક ભાયાતો સાથે પરસ્પર સહકાર ને સલાહ-સંપની ભાવનાને આધારે મૈત્રીની સંધી કરી લો.

રામ—એ સંધીના શરતો કેવી હશે?

રાવણ—એ તો હું તૈયાર કરાવીને મંગાવી આપું છું. પણ સૌથી મોટી શરત એ કે હું તમને સમાજવાદના ભયથી બચાવીશ, તમારી આર્થિક કઠીનાઈઓ દૂર કરીશ ને તમને ધરતીનું રાજ ભોગવવાના અધિકારી બનાવીશ. બદલામાં તમે તમારે ત્યાં મારા ભાંડુઓને વેપાર કરવાની સગવડ કરી આપજો, મારા પઢાવેલા લશ્કરી સલાહકારો ને થોડા અફસરોને પોષજો, ક્યાંક ક્યાંક લશ્કરી થાણાં નાખવા દેજો. બસ, એવું જ બધું.

રામ—મેં તો આપ મહારાજને પહેલેથી જ કહી દીધું છે કે, સમાનતા ને સદ્દભાવનાના આધારે આપની દરેક વાત માનવા હું તૈયાર છું.

રાવણ—તો જીવતા રહો.

## કાલ અને આજ

### આ ઈસુ!

રાણી એલીઝાબેથ એટલે ઈંગ્લાંડના સુવર્ણ-યુગની અધિષ્ઠાત્રી; એમ અંગ્રેજ ઇતિહાસકારો એકી અવાજે જાહેર કરે છે.

અને હોકીન્સ એટલે ઈંગ્લાંડનો નૌકાવીર. ઈંગ્લાંડનો દરેક ઇતિહાસ શિક્ષક અંગ્રેજ બાળક પાસે એનો આદર્શ રજુ કરે છે

એ રાષ્ટ્રવીરના ફળદ્રુપ ભેજામાં સૌથી પહેલાં વિચાર આવ્યો કે આફ્રિકાના હબસીઓને પકડી, તેમને કાચા માલ તરીકે નવી દુનિયા-અમેરિકાના મોટા ખેતરોના માલિકોને વેચીએ તો ખૂબ પૈસા કમાઇ શકાય! તેણે એ વિચાર અમલમાં પણ મૂક્યો. પોતાના નિશાન તરીકે તેણે એક જંજીરે જકડયો હબસી રાખ્યો હતો.

આ ખૂની અને અપહરણ કરનારના કાર્યની રાણી એલીઝાબેથ પર એટલી ઊંડી છાપ પડી કે એ રાષ્ટ્રસેવાના કાર્યની કદર કરી તેણે હોકીન્સને સરનો ઇલ્કાબ આપ્યો.

ઇલ્કાબ આપવા પાછળ કદાચ એક બીજો પણ હેતુ હતો. હોકીન્સના વેપાર, તેની સફળતા અને તેના નફા પર પણ એ રીઝી હતી. ભવિષ્યમાં જે નફો થાય તેમાં તે ભાગ પડાવવા માગતી હતી એટલે જ્યારે હોકીન્સ ગુલામો પકડવાની બીજી સફરે ઊપડ્યો ત્યારે અંગ્રેજ નૌકાસૈન્યમાંથી રાણીએ એક વહાણ હોકીન્સને આપ્યું.

એ વહાણનું નામ હતું :— "ઇસુ"

આ ઈસુ!

# રોમે રોલાં

લેખક : ચંદ્રભાઇ ભટ્ટ.

[ મહાન ફ્રેન્ચ સાહિત્યસ્વામી અને ફિલસુફ રોમે રોલાંની અસર ગુજરાતના બુદ્ધિજીવીઓ પર નાનીસુની નથી. કોઈ પણ વાડામાં ન પુરાવાનો આગ્રહ રાખનાર, દરેક પ્રશ્નની બન્ને બાજુ જોઇ વિચારી તટસ્થ વૃત્તિ કેળવવામાં ગૌરવ માનનાર બુદ્ધિજીવીઓ સાધારણ રીતે તો વર્તમાન જીવનની કોઇ પણ સમસ્યા ઉકેલવામાં અસમર્થ જ નીવડે છે. કોઈ પણ એક પક્ષે ઊભતાં ખચકાય ત્યારે નિષ્ક્રિયતા સિવાય તેમને શું દેખાય? એટલું જ નહિ પણ મોઢેથી પ્રગતિની વાતો કરતા અનેક બુદ્ધિજીવીઓ વાસ્તવિક જીવનમાં અને સર્જનમાં પ્રગતિથી મોં ફેરવી લઈને; પ્રત્યાઘાતી બળોનાં પ્યાદાં પણ બની જાય છે.

રોમે રોલાંને પણ વાડે પુરાવાની સુગ હતી. છતાં તેની પ્રમાણિકતાએ—બૌદ્ધિક પ્રમાણિકતા–એ તેને પ્રત્યાઘાતીઓના અખાડા તરફ ખેંચાતાં બચાવ્યો. ઘણી વાર તેણે ગોળ ગોળ બોલ્યા કર્યું, ઘણીવાર નિષ્ક્રિય પણ રહ્યો; છતાં અણીને વખતે તે ફરી ફરીને પ્રગતિને ચીલે જ ચઢી ગયો.

તેના માનસનો તલસ્પર્શી પરિચય આપતો શ્રી. વર્નર ઈલવર્ગના લેખ પરથી ( મોડર્ન ક્વોર્ટર્લી : અં. ૩, અંક ૧) નીચેનો લેખ તૈયાર કરવામાં આવ્યો છે. —તંત્રી. ]

ત્યારે એણે કલમ હાથમાં લીધી. એને એના દિલના ઊંડાણમાં કંઈક લાગતું હતું...શું લાગતું હતું ! તે તો એને ય આછી આછી જ ખબર હતી.

આમ હોય તો ઠીક...પણ તેમ પણ ઠીક હતું એવી દ્વિધામાં પણ એનું દિલ તો ફરતું હતું. પણ દિશા સાફ દેખાતી નહોતી.

કેવી રીતે દેખાય ! ફ્રાન્સ પર અભાવ અસંતોષ-ભાવ, નિરાશા અને સંકુચિત અહં, પ્રશિયાના આક્રમણ પછી અને પેરીસકોમ્યુનના ઉપસંહાર પછી દેખાતાં હતાં.

પણ શ્રદ્ધા રાખો એમ માની અંદરનો અવાજ બોલતો હતો ત્યાં તો શ્રદ્ધાનો વિષય મોં ફેરવી જતો હતો. કલા પર શ્રદ્ધા...એ કલાકાર શ્રદ્ધાને ટેરવતો અને ભાવ વિચારતા બભાવવાળી કલા જીવનકલા દેખાતી નહોતી.

ત્યારે ૧૮૯૫ થી ૧૯૦૦ સુધીમાં એવું એવું મંથન હતું, અને એ મહાનુભાવનું નામ રોમે રોલાં હતું.

એ ઇમ્પીડોક્લસને અનુસરતો હતો. જગત-ઘટનાનો ઇમ્પીડોક્લસનો ખ્યાલ ભૌતિક હતો પણ એ ભૌતિક ઘટનાના ચાલનનો એનો ખ્યાલ આદર્શવાદી હતો. આપણો મહાનુભાવ પણ એ ખ્યાલ પાછળ તણાતો હતો અને જગતની વિવિધતામાં કોઇ દેવી એકતાનું સૂત્ર સંચાલન દેખતો હતો.

પણ એ વિવિધતાને એ છણવા નહોતો માગતો, પ્રત્યાઘાતો અને વિરોધોમાં વિવેક કરવા નહોતો માગતો. એથી તો એની શુભ દૃષ્ટિની મુલાયમતા હણાતી હતી. એથી પેલા મહાન ઐક્યની કાયાપલટ માગતી દેખાતી હતી. એની અંદરનો ઇમ્પીડોક્લસ* એને એ ભૂલભૂલામણીમાં પડવા ના પાડતો હતો.

---

* ઇસ્વી પૂર્વે ૪૯૦-૪૩૦માં સિસિલીના એક્રાગસ શહેરનો વતની ઇમ્પીડોક્લસ એ તે વખતનો એક મહાન ગ્રીક ફિલસુફ અને રાજદ્વારી પુરુષ ગણાતો. તેણે જાલીમ આપખુદ રાજાને ઉથલાવી પાડવામાં મદદ કરી હતી. તેનામાં દેવી જાદુમાં માનતો આદર્શવાદી તેમજ કુદરતનાં બળો પારખવા મથતો વૈજ્ઞાનિક એવી રીતે ભેળસેળ થઇ ગયા હતા કે તેના સિદ્ધાંતો પરસ્પર વિરોધી લાગ્યા વિના રહે જ નહિ. સામાજિક ઘર્ષણ આજના કરતાં અનેકગણું ઓછું હતું તેવા તબક્કાનો એ બાળક હતો. તેના અર્વાચીન શિષ્યો તેના આદર્શો આજના સમયમાં અનુસરવા જતાં માનસિક ગૂંચવાડામાં અટવાઇ જાય તે સ્વાભાવિક છે.

પણ એ મહાન ઐક્યની ભાવના એના તલસતા દિલને દિલાસો દઈ શકતી નહોતી. એની અંદર તો માનવકલ્યાણનું શુભ એને અંદર સંકેલાઈ જવાની ના પાડતું હતું. જન કલ્યાણનો એ જંગી આવેગ હતો. નીતિમત્તાનો એ વેગ ભૌતિક જગતનું ચાલન કરતા આદર્શવાદમાં સમાઈ શકતો નહોતો. એ આદર્શમાં ઊડતો, પણ પાછો પૃથ્વી પર ઊતરતો અને ભૌતિક જગતના તાપમાં એનો અંતરનાદ જીવનકલહને પેલે પાર જતો રહી શકતો નહિ, અને કેવળ અલિપ્ત બનીને જંપી શકતો નહિ.

ભૌતિક જગતના જીવનકલહથી અલિપ્ત બનીને જગતની કિનારી પરથી આદર્શની દુનિયામાં કૂદી પડીને પછી શુભની ભાવનાને દેખીને પ્લેટોના આદર્શ નગરમાં રાચ્યા કરવાની તરંગી રીત એના આરંભનાં લખાણોમાં દેખાય છે પણ એ રીતથી જુદો પડતો, શુભના આદર્શને સામાજિકતાથી મઢવા માગતો એની પ્રમાણિકતાનો ભાવ ત્યારેય એનાં લખાણોમાં તરતો દેખાયો છે.

એ પ્રમાણિકતા એને પૃથ્વી પર ખેંચતી હતી. એ પ્રમાણિકતા એની પાસે વિવેક માગતી હતી. એ પ્રમાણિકતા એનું મંથન બનીને એને કલા ખાતર કલાની અંધારી ખાઈમાં પડી જતો અટકાવતી હતી. ૧૮૯૦માં જ એ મહાન કલાકાર લખતો હતો, અને અજંપો સેવતો હતો કે:

"આપણે બીક વિના કબૂલ કરવું જોઈએ કે અલિપ્ત (disinterested) કલાનો આપણો ખ્યાલ વૃદ્ધમાનવોનો ખ્યાલ છે. ...કલા કદિ પણ ઐતિહાસિક તબક્કાની બધી મહેચ્છાઓથી દૂર રહી શકતી જ નથી."

અને એ મહેચ્છાઓ કયાં હોય છે? એવા સવાલનો જાણે એ જવાબ દેતો હોય તેમ એ મહાન કલાકાર એ સમયમાં જ કહેતો હતો:

"જનતાની તંદુરસ્તી અને તાકાતને કલાની અંદર ઉતારવાથી જ કલાની અંદર નવું લોહી રેડી શકાય તથા તેની સંકુચિત ઘટનાને વિસ્તારી શકાય."

અને એણે ૧૮૯૦માં જ જનતાની કલા અને લોકરંગભૂમિની ટહેલ નાંખી.

પણ જનતાની કલા અને લોકરંગભૂમિની રચના શાના પર કરવી? કયા ખ્યાલ પર, કયા સિદ્ધાંત પર એનો અમલી આકાર ઘડાઈ શકે? એ સવાલ એના અંતરમાંથી જ એનો જવાબ માગી રહ્યો.

એણે એના દિલને, અંતરને શોધ્યું. એમાં સિદ્ધાંતો કયાં હતા? એમાં તો એના સંચલનને જનતા તરફ પકડી રાખતી એકલી પ્રમાણિકતા હતી અને અંતરમાં તો ઇમ્પીડોક્લસ પણ હતો. ખ્યાલો અને સિદ્ધાંતો તો આ ભૌતિક જગતના હતા નહિ, આદર્શ દુનિયામાં બેઠા હતા એમ એણે કહ્યું હતું.

પાછી મૂંઝવણ...પાછું મંથન એ મહાનુભાવમાં વલોવાતું દેખાય છે. "ખ્યાલો! ...ખ્યાલને કોઈએક ખ્યાલને સ્વીકારાય કેમ? ...તો તો નજર સંકોચાઈ જાય...તો તો આઝાદી ખોવાઈ જાય! જો કોઈ એક ખાસ ખ્યાલ સાથે, ચિંતન સાથે પોતાની જાતને જવા દે તો તો તેની નજર ટૂંકી થઈ જાય."

અને એણે મહાનુભાવોની જીવનકથાઓ લખી. એણે જીનક્રીસ્ટોફી નામની નવલકથા લખી. એ નવલકથાનાં બન્ને મુખ્યપાત્રો સામાજિક કાર્ય તરફ જાય છે ખરાં પણ એમનું કેંદ્ર કલા છે. એ બન્ને નાયકો પોતાની આસપાસ જડવાદ, સ્વાર્થવૃત્તિ, નફાખોર વ્યવહાર તથા નિરાશાવાદ દેખે છે. એ બન્ને પાત્રોમાં તો શ્રદ્ધા ભરીભારી છે પણ જુવાનીમાં રાજકીય પ્રવૃત્તિમાં પડ્યા પછી એ નવલકથાનું મુખ્ય પાત્ર જીન ક્રીસ્ટોફી પોતાના સર્જક રોમે રોલાંની જેમ પોતાની જાતને રાજકીય પ્રવૃત્તિમાંથી સંકેલી લઈને કલામાં આરોપી દે છે.

એ કલાનું શું સ્વરૂપ હોઈ શકે? એના જવાબમાં રોમે રોલાં, કલા ખાતર કલાની વિકૃતભાવનાની કિનારી સુધી પહોંચી જાય છે અને કહે છે:

"અંતિમ કલા અને ખરેખર યોગ્ય કલા તો ચાલુ કાયદા કાનૂનોથી ઉપરવટની છે. એ તો અનંતતામાંથી ધસતો ધૂમકેતુ છે. જીવનવ્યવહારમાં એની

તાકાતની ઉપયોગિતા છે ખરી...પણ એ અનુપયોગી અને ભયજનક પણ. દેખાય છે, અને છતાંય તે તાકાત છે. જાણે સૂરજમાંથી ઉતરી આવેલી એ સૂર્યમય છે. એ નીતિમાન નથી, અનીતિવાન નથી. એ તો અનંત અંધારા અવકાશને ઉજાળે છે. જેમ એ તેમ જ કલા."

"કલા ખાતર કલા"ના ભયસ્થાનપર એ કલાકાર આવી ઊભો. એના પ્રિય જ્હોન ક્રિસ્ટોફીની જેમ એ બોલી રહ્યો.

પણ એના દિલની માનવજાતના શુભની પ્રચંડ પ્રમાણિકતા એને કલા ખાતર કલાની ખાઇમાં સરી જવા દે તેમ નહોતું.

એ પ્રમાણિકતાનો એનો વારસો પણ હતો. એના દિલમાં એના બાપદાદાઓની છાયા જીવતીજાગતી બેઠી હતી. ફ્રાન્સમાં પ્રત્યાઘાતના દુર્ગ જેવા બેસ્તાઇલના પતનમાં એના દાદાએ ભાગ ભજવ્યો હતો. એના દિલમાં સમાજ પ્રત્યે પ્રમાણિકતા હતી. એનું ભાન ક્રાન્તિની એ હલચલથી મગરૂર હતું.

એટલે એ કલા ખાતર કલામાં સરી પડતો બચી ગયો અને યુરોપની સંસ્કારી એકતા પરના આક્રમણ જેવો પહેલો વિશ્વવિગ્રહ આવી પહોંચ્યો.

અને એ શાહીવાદી યુદ્ધ સામે એણે સ્વીટ્ઝરલેન્ડમાંથી એક પછી બીજો લેખ લખીને લડત આરંભી.

જર્મનીએ એના લેખો જપ્ત કર્યા પણ એણે લડત જારી રાખી એટલે એના પોતાના દેશે પણ એ લખાણોને ગેરકાયદેસર બનાવ્યાં. એન્દ્રી જીદેએ એના પર હીચકારી નીચ ટીકાઓ કરી.

પણ એની આસપાસ બુદ્ધિમાનોનું એક મંડળ જમા થયું. એમાં આઇનસ્ટીન, સ્ટીફન ઝ્વીગ, ફોરેલ, યુજેનરેલગીસ, બરટ્રાંડ રસેલ, બારબુસ, નીકોલી વગેરે હતા. એમણે માનવતાના એ શાહીવાદી સંહાર સામે લડાઈ ચલાવી.

અને રોમે રોલાં કેવળ આદર્શોમાંથી આંકડા સુધી આવી પહોંચ્યો. એણે લખ્યું કે:

"વિશ્વયુદ્ધનાં પહેલાં બે વરસમાં જ યુદ્ધમાં નફો કરનાર ચોવીસ મોટી કંપનીઓએ પાંચ સો ટકા ડીવીડન્ડ વધારે વહેંચ્યું છે..."

ભૌતિક જગતના કલહમાંથી આદર્શોની દુનિયામાં ઊડી જવાની કિનારી પર ઊભેલો એ મહાનુભાવ પાછો પૃથ્વી પર આવી ઊભો. અને તોય આદર્શોના નગરના અધિપતિ જેવો એ પોતાના દિલની નીતિમત્તાને જ જવાબદાર હોય તેવો, યુદ્ધની નફાખોરીના આંકડા ટાંકતો છતાં યુદ્ધખોરોમાં પણ ઊંચી ભાવનાઓ એનાયત કરતો હતો.

અને છતાં ૧૯૧૭ના મેના પહેલા દિવસે એ મહાન કલાકાર રૂસીક્રાન્તિને અભિનંદન પાઠવતો કહેતો હતો કે:

"રૂસી બાંધવો! તમે જેમણે તમારી મહાન ક્રાન્તિ પ્રાપ્ત કરી છે તેમને અમારાં અભિનંદન પૂરતાં નથી...અમે તમારા ઋણી છીએ. તમારી આઝાદીનો વિજય કરવામાં તમે તમારે જ માટે નહિ પણ પશ્ચિમની તમામ પ્રાચીનતા માટે મહાકાર્ય કર્યું છે."

પછી એ મહાનક્રાન્તિ પર અંદર બહારનું આક્રમણ થયું. અંદરનાં પ્રત્યાઘાતી તત્ત્વોને પ્યાદાં બનાવતી બહારની પ્રત્યાઘાતી શાહીવાદી સરકારોનાં લશ્કરોએ ક્રાન્તિને લોહીમાં ડુબાડી દેવાની કારવાહી શરૂ કરી દીધી.

ક્રાન્તિનાં પરિબળો ત્યારે એ પ્રત્યાઘાત પર ભયાનક બનીને તૂટી પડ્યાં. દરેક ડગલે એમણે એ જંગલી આક્રમણોને ખાળવા આપભોગનાં ઉદધિ વહાવ્યા.

પણ ત્યારે એ મહાનુભાવનું આદર્શોને જ જવાબદાર અને તેમાં રાચતું અને રહેતું દિલ હચમચી ઊઠ્યું અને સારાસારની શક્તિ ગુમાવતું પ્રત્યાઘાતની તરફદારી કરતું હોય તેમ બોલી ઊઠ્યું: "જે કોઇ તમારી જેમ વિચાર કરતું ન હોય તે ક્રાન્તિની બહાર છે એવો કાયદો ઘડવાનો તમને શો અધિકાર છે? ક્રાન્તિ એ કોઇ એક પક્ષની મિલકત નથી. ક્રાન્તિ તો જે કોઇ વધારે સારા અને સુખી માનવ-

સમાજમાં માનતાં હોય તે તે તમામની એક ઇમારત છે. અમારામાંનાં કેટલાક ક્રાન્તિની અંદર રહેવા માગે છે પણ આઝાદી સાથે રહેવા માગે છે."

સુલાયમ બનેલા આ મહાન કલાકારને એ વેળા ગાંધીજીના ચિંતનનો સંપર્ક થયો. એણે હિંદ અને મોરકોના પ્યાલોનો મેળ સાધવાનો પ્રયત્ન કરી જોયો.

પછી એ સુલાયમતાના દૌર્બલ્યના આઘાતમાંથી નીકળીને એણે ફરી રુસીક્રાન્તિના સંપૂર્ણ રક્ષક તરીકેનું વલણ દાખવવા માંડ્યું. પાછી પેલી માનવજાત તરફની પ્રમાણિકતાએ પોતાની જાતને પૂરવાર કરીને ૧૯૨૪માં લેનીનના અવસાન વખતે કહ્યું કે:

"યુરોપના તમામ ધર્મોએ પોતાના વીરોચિત સમયોથી આજસુધીમાં ક્યારે પણ આવી પોલાદી શ્રદ્ધા દેખી નથી અને મનુષ્યનાં સામુદાયિક કાર્યોએ ઇતિહાસમાં કદિ પણ માનવતાના દિલનો આવો નિસ્વાર્થ અધિપતિ પેદા કર્યો નથી." એના પ્રમાણિક દિલમાં જાણે નવી શ્રદ્ધાનો વિષય જાગતો હતો. રુસીક્રાન્તિની સમાજવાદી ઘટના સામે શાહીવાદી જગતમાંથી ભયના પડછાયા ઉડતા દેખાતા હતા ત્યારે એ કહેતો હતો:

"યુરોપની તમામ આઝાદ માનવતાને હું આવાહન આપું છું કે આજનો સમય એ આઝાદી માટે કટોકટીનો સમય છે અને એ સમય એક મહાન જવાબદારી આપણને એનાયત કરે છે. રશિયાભરમાં અને બ્રિટીશ શાહીવાદી દબાણ નીચે એક ભયાનક કાવતરું તેની સામે એકઠું થઈ રહ્યું છે...

"ત્યારે રશિયન ક્રાન્તિની ગમે તે ભૂલો થઇ હોય છતાં પણ આજના યુરોપમાં સૌથી વધારે તાકાતવાળી અને જનફળદાયી સામાજિક કારવાહી ત્યાં જ મૂર્ત બનવા માંડી છે."

અને એ મહીના પછી બે રશિયન લેખકોને જવાબ આપતાં એ મહાનુભાવે કહ્યું હતું કે:

"હું રશિયામાં એવી જનતા જોઈ રહ્યો છું કે જે અનામી આપભોગો વહાવીને એક નૂતન ઘટનાને જન્મ આપે છે. એ નૂતન ઘટના જનેતાના ઉદરમાંથી બહાર આવતા તરતના ફરજંદ જેવી લોહીથી ખરડાયલી અને બગડેલી છે અને તે તરફ બધી સૂગ અને આઘાત પામેલો હું એ મહાન જનતા પાસે જાઉં છું. એને સાંપડેલા ફરજંદને મારા હાથમાં ઉંચકી લઉં છું કારણ કે દુઃખી માનવજાતના ઉજળા ભાવીની એજ એક આશા છે."

એ મહાન કલાકારનો આ જનતા સાથેનો નવો સંપર્ક હતો. એને એમાંથી જ નવી શ્રદ્ધા અને નવી આશા જડતાં હતાં. ભૂલભૂલામણીમાંથી કેડી જડી ગઈ હોય એવો રોમે રોલાં કાર્લમાકર્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદનાં ગુણગાન ગાતો પોતાનાં જૂના પ્યાલાનો વિસ્તાર કરતો કહેતો હતો: "મારે માટે એક જ ભગવાન પૂરતો નથી."

એમ એ યુરોપનો મહાનુભાવ તરંગવાદી ભાવનાઓની દુનિયામાં ભૂલો પડ્યા પછી પણ માનવજાત તરફની પ્રમાણિકતાને લીધે પૃથ્વી પર ખેંચાયો. માનવતાનાં દુઃખદરદ ઢૂંઢતો એ જનતાની નાડ પર હાથ ઠેરવી શક્યો અને કલાને જનતાનો સંપર્ક આપીને બીજાઓને દિશા દેખાડતી મશાલ જેવી જલતી રાખી શક્યો.

આજે જ્યારે જગતભરની આઝાદ માનવજાત પર અને સમાજવાદી ઘટના પર તથા નૂતન લોકશાહી ઘટના પર શાહીવાદી દુનિયાનો આગેવાન અમરિકી ડાલરદાનવ ત્રીજો માનવસંહાર કરવાનો શોર ઉઠાવે છે ત્યારે રોમે રોલાંની સાચી કલાની જનદૃષ્ટિની ચિનગારી સૌથી વધારે સતેજ બને છે.

# 'ગુનેગારો'

## ૧

એપ્રિલ ૪.

ક્ષયના રાજરોગમાં ૪ વરસથી એ પથારીવશ છે. અત્યારે ૧૦૪ ડીગ્રી તાવ ચઢેલો છે.

એક આદમી ને એક ઓરત ( એક અમલદાર ને એની વહુ ) એ દરદીને જોવા આવ્યાં છે. નરી આંખે હાલત જોઈને પાછાં ફરે છે, ત્યારે દરદી લોહીની ઉલટી કરે છે !

અને આ આવેલાં મહેમાનોને પાછા ફર્યે ૪ દિવસ થયા છે ત્યાં પોલિસ અમલદાર એની પલટણ સાથે આવી પહોંચે છે ને દરદીને 'ગિરફતાર' કર્યાનો હુકમ ફરમાવે છે !

"સ્ટ્રેચર ?"—ફૂટપાથ પર મરવા પડેલા ભિખારી માટે ય મ્યુનિસિપાલિટીનું સ્ટ્રેચર હોય છે; પણ આ દરદી માટે સ્ટ્રેચરની ય વ્યવસ્થા નથી !

દરદી ફિક્કું હસી, જબરજસ્ત મહેનતે ૪૫ મિનિટ દાદરો ઊતરી પોલિસની વાન સુધી પહોંચે છે. દેહ ૧૦૪ ડીગ્રી તાવથી ધખી રહ્યો છે.

પોલિસ-વાન દરદીને ઉપાડી રવાના થઈ જાય છે ! ક્યાં ? કોઈ જાણતું નથી ! દરદીનાં સગાં-મિત્રો ઉપરાઉપરી તપાસ માટે દોડાદોડ કરે છે, પણ પોલિસ અમલદાર કે મેજીસ્ટ્રેટ સૌનાં મોઢાં સીવેલાં છે ! દરદીનાં માતા-પત્ની કોઈને કશી જાણ નથી !

*

એપ્રિલ ૮.

એકાએક પ્રજાને જાણ થાય છે કે જેલની અંદર દરદીનો પ્રાણ ઊડી ગયો છે ! ખોળિયાનો કબજો લેવો હોય તે લઈ જાવ.

*

## ૨

એનું નામ કુપ્પુસ્વામી. એ હરિજન-કિસાન આગેવાન છે. એક જમીનદાર સામેના ઝઘડામાં એક ગુંડાનું મોત થતાં કુપ્પુસ્વામીને ફાંસીની સજા ફટકારાઈ છે.

અને આખો તામિલનાડ ધણધણી ઊઠે એવો જબ્બર શોર ઊઠ્યો છે: "કુપ્પુસ્વામી કો છોડ દો."

સરકાર ગભરાઈ ઊઠી છે.

કુપ્પુસ્વામી જેલમાં પુરાયેલ પડ્યો છે. સાજો સમો દિવસો વીતાવે છે. જાગી ઊઠેલું લોકઆંદોલન એની મુક્તિની આશા છે.

ત્યાં—

તા. ૭મી એપ્રિલ !

કુપ્પુસ્વામીના પેટમાં દુખાવો થયો; જેલના અમલદારે એને દવા આપી;

ને કુપ્પુસ્વામી ગુજરી ગયો !

એનો દેહ ચોરીછૂપીથી જલાવી દેવામાં આવ્યો. એનાં સગાંસંબંધીને ખબર ન આપી; શબ સુદ્ધાં એમને હવાલે ન કર્યું !

કેદીઓ—કુપ્પુસ્વામીના પડોશી સુદ્ધાં કહે છે કે 'દવા' (!) દઈ એને મારી નાખવામાં આવ્યો છે—"

*

## ૩

૨૭ એપ્રિલ

દમના વ્યાધિથી પીડાતા 'ડી. બી. કે'ની વૃદ્ધ કાયાને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યો છે.

હાલત—શરીરનાં બધાં આંતરડાં જાણે હમણાં બહાર ધસી આવશે, એવી છે.

૪ થી મે

પક્ષાઘાતનો પહેલો હુમલો. અંગ ઉપાંગ થીજીને લાકડું બની ગયાં, ને દાક્તરે 'ઇન્જેક્શન' આપ્યું, જેનાથી એક નસ તૂટી ગઈ ને લોહીનું ખાબડું ભરાયું! 'ડી. બી કે' બેશુદ્ધ બન્યા.

પણ હજી એમની 'જેલમુક્તિ', પત્નીએ માગવા છતાં, મળી નહિ! કેમકે એ 'ગુનેગાર—રાજકીય ગુનેગાર' છે! અને સરકારી અમલદારોને એ તરફ જોવાની 'ફુરસદ' પણ ક્યાં છે?

છેલ્લે—'ફુરસદ' મળી, ગુનેગારને 'પેરોલ પર છોડવા જેવી હાલત' જણાઈ, ત્યારે 'ડી. બી. કે'નો પ્રાણ ઊંડું ઊંડું કરી રહ્યો હતો; ને-ત્યારે ઊડી રહેલા પ્રાણના ખોળિયાને 'શરતી છુટકારો' આપવા માટે અમલદારો એના અંગૂઠાની છાપ કાગળ પર લેવાની ધમાલમાં રોકાયા હતા!

૨૦ કલાક! અંગૂઠાની છાપને વીસ કલાક વીત્યા ન વીત્યા ને 'ડી. બી. કે'નો દેહ સરકારી હોસ્પિટલમાં સદાને માટે ઢળી પડ્યો.

પત્નીં આંસુથી નહિ, ઘાતકી અમલદારશાહી પર આગનાં આંસુ વહાવી રહી. હજારોએ ધિક્કાર વરસાવ્યા.

★

પહેલો કિસ્સો, તમે કહેશો ફાસિસ્ટ હિટલરી રાજમાં જ શક્ય છે.

બીજો ને ત્રીજો કિસ્સો, શાહીવાદી અંગ્રેજોની જેલનો હશે.

ત્યારે હકીકતો કહે છે—

ત્રણે કિસ્સા કોંગ્રેસ રાજની છત્રછાયા નીચે તાજેતરમાં બનેલા છે—૧૯૪૮ની સાલમાં!

અને પહેલા કિસ્સામાં મરનાર દરદી એક પ્રાંત-વિખ્યાત લોકનેતા છે—શ્રી. આર. ડી. ભારદ્વાજ. અને જેલ છે દહેરાદૂનની.

શ્રી ભારદ્વાજ વરસો લગી યુક્ત પ્રાંતની કોંગ્રેસના નેતા હતા. વરસો લગી એ આઈ. સી. સી.ના સભ્ય હતા.

બીજો 'ગુનેગાર' કુપ્પુસ્વામી; ને ત્રીજો 'ડી. બી. કે'—એક હરિજન-કિસાન આગેવાન; તો બીજો મહારાષ્ટ્રનો રેલવે અને કિસાનનેતા—ડી. બી. કુલકર્ણી છે.

ત્રણે કમ્યુનિસ્ટો હતા ને નહેરુ સરકારના અમલ નીચે રીબાતી જનતાના વીર લડવૈયા હતા—એ જ એ સૌનો ગુનો હતો!

# મને મારો લાલ મળ્યો છે બેટા!

લેખક : રવીંદ્ર ઠાકોર

કાજળ કાળી રાત કેટકેટલાંનાં હૈયામાં મંથન જગાવે છે! કેટકેટલાં હૈયાઓમાં હલચલ મચાવે છે! એ જ કાજળકાળી રાત આજ ફાતમા ચાચીનાં હૈયામાંયે હલચલો મચાવી રહી હતી. અડધી રાત તો વીતી ગઇ હતી અને છતાં ય આજ એની આંખમાં ઊંઘ નહોતી. આજ નીંદરે રીસામણાં લીધાં હતાં.

રાતના તારાઓને ગણતી. આવતી નીંદરને દૂર હડસેલતી, ખુદાનો સહારો ઢૂંઢતી આજ એ વાટ જોતી હતી રસૂલની–પોતાના લાડકડા લાલની. 'હજી યે રસૂલ ન આવ્યો' એ જ શબ્દો એ ધીરે ધીરે ઉચ્ચારતી હતી.

રસૂલની ચિંતા વધતી હતી. એને શું થયું હશે? એ વિચારે એ અનિમિષ નેત્રે બારણાં તરફ નજર નાંખી એ બેઠી હતી. શહેરમાં હુલ્લડ શરૂ થઇ ચૂક્યું હતું. હિન્દુ અને મુસલમાન–બંને ભાઇઓ–આજ એક બીજાનાં લોહીનાં પ્યાસા બન્યા હતા. અને આજ વખતે રસૂલ ઘરમાં ન હતો.

એનું શું થયું હશે? એ ક્યાં ગયો હશે? હુલ્લડમાં તો એ સામેલ નહીં થયો હોય? કોઇએ એને માર્યો તો નહીં હોય?

આવા પ્રશ્નોની પરંપરાઓ એના દિલને સતાવતી હતી–કંપાવતી હતી.

"જરાક બારણું ખોલોને" એટલામાં જ બહારથી અવાજ આવ્યો. એ સફાળી બની. પણ એ અવાજ રસૂલનો નહોતો. કોક અપરિચિતનો અવાજ હતો એમ એને લાગ્યું. એ બેસી જ રહી.

"જરાક બારણું ખોલોને." ફરી અવાજ આવ્યો. એણે કાન દઈ એ અવાજ સાંભળ્યો. કોક અપરિચિતનો એ અવાજ હતો. એની એને ખાત્રી થઈ.

કોણ હશે એ? કોઈ ગુંડો તો [illegible] હોય? કોઈ હિંદુ તો નહીં આવ્યો હોય એને હેરાન-પરેશાન કરવા?

આવા અનેક વિચારોની હારમાળા એનાં હૈયામાં ઊઠી અને શમી ગઈ. એ સહેજ સ્વસ્થ બની અને અવાજ કરતી વ્યક્તિને પૂછ્યું: "કોણ છે?"

"કોઇ નહીં, જરાક બારણું ખોલોને. ગુંડાઓ મારી પાછળ પડયા છે, મારે થોડો વખત સહારો જોઇએ છે. વાંધો ન હોય તો બારણું ખોલોને."

ફાતમા ચાચીને દયા આવી. એણે દ્વાર ખોલ્યાં, પણ ઓહ! આ શું? એ થંભી. આગંતુક તો કોઈ હિન્દુ હતો. જાણી બુઝીને હેરાન કરવા તો એ નહીં આવ્યો હોય, શું કરવું? એને સહારો આપવો, કે નહીં?

એ વિચારમાં પડી પણ આવ્યા અતિથિને પાછો ઠેલવાની હામ ન ચાલી. થોડીવાર રહી એણે કહ્યું:

"આવો, સુખેથી આવો."

"પણ હું તો—"

"કંઇ નહીં. તમે હિન્દુ છો એ હું જાણું છું અને એટલું યે જાણું છું કે હું મુસલમાન છું. પણ કંઇ જ વાંધો નથી. તમને વાંધો ન હોય તો જરૂર આવો. મુસલમાન પણ આખરે ઇન્સાન છે."

આગંતુકે કંઇ જ વાંધો ન લીધો. એ અંદર આવ્યો અને ફરી પાછાં બારણાં દેવાઇ ગયાં.

રાત તો વધતી જ હતી અને છતાંય રસૂલ હજી નહોતો આવ્યો. મધરાત વીતી ગઈ, એ ન આવ્યો. ચાચીના મુખ પર ઉદાસીનતા વધતી હતી. છતાંય એ સ્વસ્થ હતી. પોતાના અતિથિનું યોગ્ય આતિથ્ય કરતી હતી.

"ચાચી! તમે શીદ ઉદાસ છો?" આગંતુકે ઓચિંતુ જ પૂછ્યું.

"કંઇ નહીં ભાઈ."

"ના, તમે ઉદાસ તો છો જ. હું આવ્યો એટલે?"

"ના ભાઈ ના. એવું કંઈ જ નથી. હું ખુશ જ છું."

"ના, તમે છુપાવો છો."

"એવું કંઈ જ નથી ભાઈ, પણ મારા બેટા—"

"ફાતમા ચાચી." એટલામાં જ બહારથી અવાજ આવ્યો.

"કોણ છે?" અડધી વાત પડતી મૂકી ચાચીએ પૂછ્યું.

"જરા જલ્દી બારણું ખોલોને, જરૂરી કામ છે."

"રસૂલમિયાં—"

"શું છે? રસૂલને શું થયું?" અનેક આશંકા, અનેક વિચારો સાથે ચાચીએ બારણા તરફ એક શ્વાસે દોટ મૂકી અને બારણું ખોલ્યું.

"ચાચી—રસૂલમિયાં—" બહાર ઊભેલી સ્ત્રીએ કહ્યું.

"શું છે? રસૂલને શું થયું?" અધીરા, તૂટતા અવાજે ફાતમાએ પૂછ્યું.

"કંઈ જ નહીં." આગંતુક તરફ તીરછી નજર ફેંકી પેલી સ્ત્રીએ કહ્યું.

"ના, કહી દે. શું થયું મારા બેટાને?"

"ચાચી, રસૂલમિયાં ખુદાની પાસે ગયા. રાતના ઘર પાછા ફરતા કોઈ હિન્દુએ એમના પર હુમલો કર્યો અને...અને...." એની જીભ અચકાઈ.

"હાય અલ્લા!" બસ આટલી જ ચીસ સાથે ચાચી જમીન પર પટકાઈ પડી. એના જીવમાં જીવ ન રહ્યો. એની આંખમાંથી આંસુની ધાર વહેવા માંડી.

આ દશ્ય પેલા, આગંતુકથી ન જેવાયું. એણે ધીરે રહી કહ્યું: "ચાચી હવે હું જાઉં છું."

"ક્યાં?" સહેજ સ્વસ્થ થઈ ફાતમાએ પૂછ્યું.

"જ્યાં ખુદા લઈ જાય ત્યાં."

"કેમ? આટલા તોફાનમાં શું કામ છે જવાને?"

"ચાચી—" આંસુભરી આંખે એણે કહ્યું. તમારા રસૂલને એક હિન્દુએ—મેં—માર્યો છે: હવે હું અહીં નહીં રહી શકું."

અને એણે ચાલવા માંડ્યું. જમીન પર પડેલી ફાતમા ચાચી એકદમ ઊભી થઈ. રસ્તો રોકીને એણે કહ્યું:

"તમે અહીંથી નહીં જઈ શકો."

"પણ ચાચી—"

"કંઈ જ નહીં, જવું હોય તો મને પણ મારીને જાવ."

"પણ—" એ આગળ ન બોલી શક્યો.

"પણ બણ નહીં. મારો એક બેટો તો મેં આ તોફાનમાં ખોયો છે. હવે બીજાને નહીં ખોવા દઉં. મને મારો લાલ આજ મળ્યો છે બેટા!"

"અમ્મી!" આગંતુકના મોંમાંથી શબ્દ સરી પડ્યો. અને સાથે સાથે આંખમાંથી આંસુની ધાર ચાલી.

અને બંનેનાં આંસુનું મિલન થયું એ જ દરવાજા પાસેની માટી પર.

★

# સોરઠ તારાં વહેતાં પાણી



લેખક : શિરીષ પરીખ

'સોરઠ તારાં વહેતાં પાણી' એ શ્રી મેઘાણીભાઈની શરૂઆતની નવલકથાઓમાંની એક. એની શરૂઆત તો એ પોતે જ પ્રસ્તાવનામાં કહે છે તેમ "'જન્મભૂમિ'ના મારી છાતી ઉપર ઊભેલા એક શનિવારને માટે" થએલી. આ વાર્તામાં તેમણે ૧૯૦૦ની આસપાસથી છેક ૧૯૨૦ સુધીના–અસહકારના પ્રભાત સુધીના કાઠિયાવાડના ઇતિહાસના ત્રાગડાને વણી લેવા પ્રયત્ન કર્યો છે.

આ વણાટમાં તેમણે કાઠિયાવાડી જનતાનું પ્રતિબિંબ પાડવાનો ખાસ પ્રયત્ન કર્યો છે. પ્રસ્તાવનામાં જ તેઓ કહે છે તેમાં ઇતિહાસ જેમ વિગતોનો હોય છે તેમ વાતાવરણનો પણ હોઈ શકે છે. અથવા વિગતો કરતાં પણ વાતાવરણની જરૂર ઇતિહાસમાં વિશેષ છે. જો એ જનસમૂહનો ઇતિહાસ બનવા માગતો હોય તો જ બેશક. (પા–૮). અને એમણે આ વાર્તાને 'જનસમૂહનો ઇતિહાસ' બનાવવાના પૂરતા પ્રયત્નો કર્યો છે. આમ એમણે, અજાણ્યે જ કદાચ, પોતાના પર એક મોટી જવાબદારી પણ લઈ લીધી છે. કારણ-કે રાજાઓનાં જીવનચરિત્રોને ઇતિહાસને કાટલે નાખી વેચવાં સહેલાં છે પરંતુ કોઈ પણ પ્રજાના જીવનતંત્રને, એ તંત્રના અંગોના મુખ જેવા અનેકવિધ પ્રવાહને સમગ્ર દૃષ્ટિએ નિહાળી, તેમાંથી મુખ્ય મોઢું શોધી જે દિશામાં પ્રવાહ વહી રહ્યો હોય એ પ્રવાહ અને એ દિશાની લોકો સમક્ષ રજુઆત કરવી એ ખૂબ જ કઠિન કાર્ય છે.

તેમાંયે મેઘાણીભાઈ માટે તો આ કાર્ય, માને પોતાના દીકરા માટે સાચો અભિપ્રાય આપવા જેટલું મુશ્કેલ છે. ગુજરાતી સાહિત્યમાં મેઘાણીભાઈનો ઉદય લોકસાહિત્યના પાયા પર જ થયો છે. ૧૯૨૩ની સાલમાં સૌરાષ્ટ્રની રસધારનો પહેલો ભાગ બહાર પાડ્યો ત્યારથી તે ૧૯૩૭માં 'સોરઠ તારાં વહેતાં પાણી' લખાણું ત્યાં સુધીમાં સોરઠી લોકસાહિત્ય ઉપર અને મધ્યયુગના સોરઠી જીવન ઉપર નહિ નહિ તોયે તેમણે ૨૦ થી ૨૫ પુસ્તકો લખી નાખ્યાં હશે.

મધ્યયુગના અંધિયાર સોરઠી સમાજમાં સાહિત્ય, કલા વગેરે પર લીલ જામી ગઈ હતી. એટલું જ નહિ પરંતુ એ લીલને જ પોતાનો સાચો સાંસ્કારિક વારસો ગણીને સોરઠી લોકો તેને હલકો સમજવા લાગ્યા હતા. દુહાઓ, ચારણી છંદો તથા બીજું મધ્યકાલીન સાહિત્ય કાઠિયાવાડનાં શહેરોમાં પેદા થતા નવા મધ્યમવર્ગના જીવનથી તદ્દન વિખૂટું પડી ગયું હતું. સાપના લીસોટા રૂપે રહી ગએલાં થોડાં નરસિંહ, દયારામ અને મીરાંનાં ભજનિયાં અને થોડાં લોકગીતો અહીંતહીં ઉપેક્ષિત જીવન જીવી રહ્યાં હતાં.

એવામાં ૧૯૨૦ની સાલ આવી. હિંદની આઝાદી માટે હિંદના મધ્યમવર્ગે સહુથી પહેલું માથું ઊંચક્યું અને એના પડઘા રાષ્ટ્રીય જીવનના તમામ ક્ષેત્રોમાં પડ્યા. એક પથ્થર ફેંકીને સાહિત્ય ને સંસ્કારના અંધિયાર પાણીમાં પડ્યો, મોટાં મોજાં ઊછળ્યાં ને લીલ નીચેનું પાણી પણ લોકોની નજરે ચડ્યું. પરદેશી સરકાર સામે લડી રહેલી જનતાને આધ્યાત્મિક અને સાંસ્કારિક આયુધોની જરૂર તો હતી જ. એ આયુધો તરીકે પ્રજાએ આ જૂના વારસાને અપનાવી લીધો. વર્ષો સુધી પરાજિત રહેલી પ્રજામાં રાષ્ટ્રીય અભિમાન પેદા થાય અને ટકી રહે તે માટે આવી કોઈ ટોનીકની જરૂર હતી. એ દૃષ્ટિએ આ ભૂતકાલીન સાહિત્યની કિંમત અને માન વધી ગયાં. અને સ્વાભાવિક રીતે જ એ સાહિત્યને અને એ સાહિત્ય જે જીવનનું પ્રતિબિંબ પાડતું હતું એ જીવનને ભવ્ય

અને રંગદર્શી ચિત્રોમાં આકાર મળવા લાગ્યો.

એ રીતે આ જીવનને રંગદર્શી રંગોમાં ચીતરવામાં શ્રી. મેઘાણીભાઈનો ફાળો પણ ઓછો નથી. સોરઠના બહારવટિયા મરવાને વાંકે જીવી રહેલા અને અફીણની આદતમાં પાયમાલ થઈ ગએલા રજપૂતોને બુઝાવા પહેલાંની છેલ્લી જ્યોતિ દર્શાવતી સોરઠની રસધારો,–આ બધાએ મધ્યયુગી તંદ્રામાંથી જાગતા નૂતન ગુજરાતને રાષ્ટ્રીય સ્વમાન આપ્યું એમાં શંકા નથી પરંતુ એણે સાથોસાથ એ જ તંદ્રામય મધ્યયુગી સોરઠને એક એક એવું રંગભર્યું, ભભકવાળું ને જાજરમાન ચિત્ર આપ્યું જે કમનસીબે સત્ય નહોતું. એણે સોરઠના ભવ્ય ભૂતકાળની જે ભ્રમણાઓ પેદા કરી, ભૂત, વર્તમાન અને ભવિષ્ય એમ ત્રણે કાળમાં સર્વશ્રેષ્ઠ એવી સોરઠી જીવનની જે તસ્વીર એણે પેદા કરી એ વાસ્તવિક નહોતી. પરંતુ એ જમાનાને રાષ્ટ્રીય સ્વમાનને પોષક એવા સંસ્કાર–વારસાની જરૂર હતી અને તેને આવી આડ–પેદાશ ( By-products )ની કોઈને ચિંતા નહોતી.

પણ એનું એક પરિણામ એ આવ્યું કે ગુજરાતનો ઘણો મોટો વર્ગ એ ભવ્ય ભૂતકાળમાં માનતો થઈ ગયો. શ્રી. મેઘાણીભાઈનો આ પરિસ્થિતિ પેદા કરવામાં અનાયાસે જ હાથ હતો એટલે આ પેદા થએલી પરિસ્થિતિની તેમના પર પણ અસર થાય તેમાં કશી નવાઈ નથી. એમણે પોતાનાં આ લખાણોમાં જે વેદનાઓ, લાગણીઓ અને ઉષ્મા ઠાલવ્યાં છે તે સ્પષ્ટ દર્શાવે છે કે તેમને પોતાને પણ આ ભૂતકાળ વિષે એક રોમાંચક દૃષ્ટિબિંદુ જ હતું અને એ દૃષ્ટિબિંદુનાં ચશ્માંમાંથી જ તેઓ સોરઠના ભૂતકાળ તરફ જોતા હતા.

એટલે જ્યારે મેઘાણીભાઈ સોરઠનાં વહેતાં પાણીનો પ્રવાહ આલેખવા બેસે છે ત્યારે સ્વાભાવિક રીતે જ મનમાં એક પ્રશ્ન ઊઠે છે કે સોરઠના ભૂતકાળને ચારણો રાજાને બીરદાવે તેમ બીરદાવતા શ્રી મેઘાણીભાઈ સોરઠના ઇતિહાસના આ પ્રવાહને નિષ્પક્ષપાત દૃષ્ટિએ નિહાળી શકશે ? ભૂતકાળનું સોરઠ એ એકલા સોરઠી બહારવટિયા જ નહોતા, એકલી સોરઠની રસધાર જ નહોતી; એ તો સાથોસાથ ભાઈઓને ઝેર દેતા ને દીકરીઓને દૂધપીતી કરતા કાઠીઓની કથા પણ હતી; ગામની તમામ સ્ત્રીઓને માદીકરી બહેન ગણતા જોગીદાસ ખુમાણની જ વાર્તા નથી પણ ગામની તમામ વહુઓને પરણીને પહેલી રાત ગામના ઠાકોરોને ત્યાં ગાળવી પડતી એવી ક્રૂર વાસ્તવિકતાની પણ એ ગાથા હતી. આ બધાંનો પડઘો 'સોરઠ, તારાં વહેતાં પાણી'માંથી ઊઠશે ? સ્વાભાવિક રીતે જ સહુને એવી શંકા ઊઠે.

અને એ શંકા સાચી પણ ઠરે છે: 'સોરઠ, તારાં વહેતાં પાણી' વાંચતી વખતે આપણે કાઠિયાવાડનો ઇતિહાસ વાંચી રહ્યા છીએ એવી છાપ આપણા મન પર ઊઠતી નથી. કાઠિયાવાડની જનતા મધ્યયુગી ઠાકરશાહી નીચે નિઃસત્ત્વ થઈને, એ ઠાકરશાહીને નાશને માર્ગે દોરી રહી છે, એ ચિત્ર આપણા મન પર ઊઠતું નથી. ખરી રીતે તો સામાન્ય જનતાનું જ્યારે જ્યારે ચિત્રણ આવે છે, સામાજિક સંબંધોનો જ્યારે જ્યારે નિર્દેશ આવે છે ત્યારે ત્યારે તે જીવનનું એક indispensible અંગ છે માટે એ આવે છે તેવું નથી લાગતું પરંતુ કેમ જાણે વાર્તાના રસને જરા લિજ્જતદાર બનાવવા માટે ભેળની માફક તીખી ને તમતમતી બનાવવા માટે, ઉમેરાતાં હોય તેવું જ લાગે છે. દાખલા તરીકે પાંચમા પાના ઉપર જમાદાર સાહેબને લેવા માટે આવેલા એ પસાયતામાંહેનો એક પોતાના પિત્રાઈનાં મોત માટે બાવા પાસે દોરાધાગા કરાવતો હોય છે ત્યારે એ હકીકત એ વખતના અવનત જીવનનું એક પાસું હોય એવું નથી લાગતું ! વાર્તાના પ્રવાહને કોઈક જાતની પણ વાસ્તવિકતા આપવા માટેના એક પ્રયાસ જેવું જ લાગે છે.

આને કારણે અંતે આખીયે વાર્તા ઇતિહાસ નથી રહેતી, અંદરનાં પાત્રો સાચાં હોવા છતાં પણ ઇતિહાસ નથી બનતી પરંતુ છેલ્લાં ૨૦ વર્ષના ગાળા દરમ્યાન જે જે બનાવોએ લેખકના પોતાના મન ઉપર ખૂબ જ ઊંડી અસર કરેલ છે એ બધા બનાવોનું આત્મલક્ષી દૃષ્ટિએ આદર્શવાદી રીતે થયેલું વર્ણન માત્ર બની રહે છે; અંદરથી ઇતિહાસનું તત્ત્વ નીકળી જાય છે. રૂખડ શેઠ, પીનાકીની મામી કાંતમામાઈ,

લક્ષ્મણ અને મહીપતરામ—આ બધાં પાત્રોએ પોતાના પરાક્રમથી, પોતાની નેકદિલીથી, પોતાના ઇન્સાફના મધ્યયુગી ખ્યાલથી, પોતાની ઝીંદાદિલીથી નાના પિનાકીના માનસ ઉપર ઊંડી અસર કરી હોય એ સ્વાભાવિક છે, પરંતુ એથી કરીને કંઈ એ કાઠિયાવાડનો ઇતિહાસ બની નથી જતો.

એ રીતે આ વાર્તાને કોઇની સાથે સરખાવવી હોય તો અમેરિકાના Wild Westના જીવનની હોલીવૂડની જે ફિલ્મો આવે છે તેમની વાર્તાની સાથે સરખાવી શકાય. એ વાર્તાઓમાં પણ અમેરિકાના અણખેડેલ પ્રદેશો વસાવતી વેળાએ કુદરત અને રેડ ઇન્ડીઅનો સામે જે બહાદુરી વસાહતીઓએ દર્શાવી છે તે બહાદુરીનો એક idealized ચિતાર જ હોય છે. એમાંના બનાવો પણ સાચા હોવાનો પૂરેપૂરો સંભવ છે, પરંતુ છતાં યે એ કંઈ ઇતિહાસ બની નથી જતો.

કાઠિયાવાડના ઇતિહાસને આ આત્મલક્ષી દૃષ્ટિએ જોવાની બીજી નિર્બળતા પણ આ પુસ્તકમાં સ્પષ્ટ જણાય છે. આ પુસ્તકમાં ત્રણ 'નવીન' યુગનાં પાત્રો છેઃ પિનાકી, ખેડૂ-શેઠ અને સુરેન્દ્રદેવજી. 'કાઠીનું બીજ' છે એમ કહેવા માટે કાના પટેલનું ખૂન કરનાર રૂખડ શેઠ અને સૈયદના દીકરાનું મોત ન જોઈ શકનાર ઔભક્ત લક્ષ્મણ પટગર જે ધરતીમાંથી પાકી રહ્યા છે એ ધરતી અચાનક ખાતર બદલ્યા વગર જ, નવા રોપ રોપ્યા વગર જ આ ત્રણ નવાં પાત્રોને ક્યાંથી જન્મ આપે છે? સમાજના આદર્શોમાં થતા જે પલટાઓ આ ત્રણે પાત્રો સૂચવે છે એ પલટાઓ ક્યાંથી પેદા થાય છે? તેના વિષે આ વાર્તા જરા પણ પ્રકાશ નથી પાડી શકતી. એટલું જ નહિ પણ લેખક એ ત્રણે પાત્રો પણ જાણે બહારવટિયાઓના કે મહીપતરામોના જુદા જ ક્ષેત્રમાં અવતારો હોય એ રીતે જ એ પાત્રોનું આલેખન કરે છે. મધ્યમવર્ગી ઠાકરશાહી સમાજરચનાના ખાતરમાંથી પેદા થતી નવી મૂડીવાદી સમાજરચનાનાં આ પાત્રો છે, તેમના આદર્શો એ આ નવી પેદા થતી સમાજરચનાના આદર્શો છે એ હકીકત ક્યાં યે આખી વાર્તામાંથી ઊઠી આવતી નથી.

આત્મલક્ષી દૃષ્ટિએ ઇતિહાસને જોવાનાં જે ભયસ્થાનો છે એ ભયસ્થાનોથી આ કારણોસર મેઘાણીભાઇ બિલકુલ મુક્ત રહી શક્યા નથી. પણ આથી યે વધારે આશ્ચર્યજનક હકીકત તો આ વાર્તા વાંચતાં એ લાગે છે કે મેઘાણીભાઈ પોતે પણ આ ભૂતકાળ પ્રત્યે એક જાતનું awe struck માનસ ધરાવે છે. સોરઠના ભૂતકાળનું આ જે વાતાવરણ છે, નેકદિલી, ઝિંદાદીલી અને મધ્યયુગી ઇન્સાફના જે આદર્શો છે એ આદર્શોને આજે પણ મેઘાણીભાઇ આદર્શો તરીકે સન્માને છે. આજના યુગને જોખવાનાં ત્રાજવાં તોલાં તેઓ આ ભૂતકાળના યુગ પાસેથી ઉછીનાં માગી આવે છે—અર્થાત્ આજના યુગને જોવાની પણ તેમની દૃષ્ટિ romantic જ છે.

પુષ્પા વણમાગી અને અણગમતી પહેલી સુવાવડમાં જ્યારે કષ્ટાઇ રહી છે ત્યારે પિનાકી અધીરો થઈ જાય છે અને મનમાં અનેક મનસૂબાઓ ઘડતો બેસે છે. એ વખતે ખેડૂ શેઠ તેની પાસે આવે છે ને તેને સલાહ આપે છે, "રાહ જોતાં શીખજે, હું શીખ્યો છું." અહીં વાર્તાનો અંત આવે છે. વાંચકો કદાચ આશા રાખે કે આ પ્રસંગમાંથી ગુજરાત–કાઠિયાવાડની રાજાઓ વિરોધી લાગણીઓનાં પૂરની તાસીર ઊઠશે—જે લાગણી બીજાં ૨૦ વર્ષ દરમ્યાનના કાઠિયાવાડના ઇતિહાસને ઘડવાની હતી, પરંતુ નહિ. પુસ્તક તો કહે છે-રાહ જોતાં શીખજે! આ જીવનને જીવનમાંથી ઊઠતાં કાર્યો અનુસાર ઘડવાની દૃષ્ટિથી નહિ પણ સર્વ કાળ સર્વ સ્થળમાં એક જ જાતના આદર્શ નિયમોના વાડામાં તેને બંધાઇ રહેવાનું છે એ દૃષ્ટિ જે મધ્યયુગી ઠાકરશાહીના જમાનાના બંધિયાર સમાજનો સીધો પડઘો છે એ કારણે આ પુસ્તકમાં ઠેર ઠેર જોઇએ છીએ. આમાંથી જ આજના યુવાન અને વિદ્યાર્થી માટેનો તિરસ્કાર જન્મે છે; "રોજ છાપા માટે વલવલે... નોવેલું વાંચે" (પા. ૩૪૨) "તુંય ભાણા ભણીગણીને કયાંઓ જ લખજે મારા બાપ! કરેણી શીખો કરણી તને નહિ આવડે." (પા. ૨૨). આજના ભણેલા યુવાનો માટે આખા પુસ્તકમાં એક તિરસ્કારની સરવાણી વહે છે એ કોઇને પણ સ્પષ્ટ લાગ્યા વગર ન રહે.

મેઘાણીભાઈનાં પાછલાં સામાજિક પુસ્તકો સામાજિક રૂઢિપૂજક બન્યાં હતાં તેનું મૂળ કારણ અહીં તો નહિ હોય? જીવન પ્રત્યેની આ મધ્યયુગી romantic દૃષ્ટિ સ્વાભાવિક રીતે જ આજના સમાજથી મેઘાણીભાઈને ઘણી રીતે નારાજ જ રાખે છે. એ પુસ્તકોમાં પણ આદર્શીકૃત વ્યક્તિગત પાત્રો છે પણ તમામ પાત્રોનો સરવાળો સામાજિક રૂઢિચૂસ્તતામાં પરિણમે છે.

આમ આ આખી વાર્તા વાંચતા આપણા મન ઉપર ઇતિહાસની અનુબંધી ક્રૂચની અસર નથી પડતી, પરંતુ ભુતકાળમાંથી વીણી કાઢેલા અમુક શક્તિશાળી પાત્રોની આસપાસ રમતી વાતોનું ભાન થાય છે. એ પાત્રો ભવ્ય છે, મહાન છે, ઉમદા છે; મૃતઃપ્રાય થઈ ગએલી ને થતી સંસ્કૃતિના ઝળકતા વંશોનું એ આપણને દર્શન કરાવે છે અને એ રીતે તેમનામાં આપણને વિશ્વાસ રાખતા કરે છે. પરંતુ આ પ્રવાહ શા માટે? કોઈ દિશામાં આપણને એ રસ્તો બતાવતી નથી. વાર્તા પૂરી થયે વાચક ઇતિહાસનાં અંતર્ગત બળો વિષે અંધારામાં જ રહે છે અને તેને કશો રસ્તો સૂઝતો નથી; પરિણામે અંતથી એ તદ્દન અસંતુષ્ટ રહે છે. છેવટે તેના માનસ પર એક જ સ્મરણ રહે છે 'સોરઠનાં વહેતા પાણી'નો આ જૂનો પટ છે ને નથી પણ ખરો, કારણકે એ વહેતાં પાણી પટ બદલતાં રહે છે, નવું સર્જતાં રહે છે. તેને કિનારે નવી વાડીઓ ને નવાં ખેતરો પેદા થયા કરે છે.

## પ્યાર

મેં કહ્યું: "આ આટલી ખિદમત ભલા શાને કરો!"
ત્યારે કહ્યું આપે: અહો તું પ્યારમાં સમજે કશું?
જે પ્યાર દિલને ભરી ગયો તે કોઈ દિ મરતો નથી
ક્ષુલ્લક વિરોધો બાહ્ય-ની પરવા કદી કરતો નથી.
પ્યાર? સાચે?

હું તો તજી રૂપરંગ મહેફિલ, ધરતીની ધૂળમાં રમું
ને પ્યાલીઓ શરબત નાહ, આંસુ પસીનાની સુમું.
ઇશ્કને ભૂલી ભલા ઇન્સાનની પૂંઠે ભમું.
લાચાર થઇ સાંત્વન લઉં: હું પ્યારમાં સમજું કશું?
ત્યારે સુજન-દિલ આપ?
મારાં સમાં-મમ સંગી સાથી ધૂળ અને પસીના ભર્યાં
આ સૃષ્ટિના સર્જકસમા શ્રમ-માનવીનાં ઝૂંડને
હિંસક પશુની જેમ ધિક્કારો! છતાં ચાહો અને?
એ ચાહ શી? મહોબ્બત કશી? દાવો કશો?

× આમ જિંદગી જે રંગ ઘેરી એકમંયતામાં ઊગી
જે જિંદગી આદર્શની અથડામણોથી દૂર હતી
જે જિંદગી ભાવિ નહીં, ભૂતકાળમાં મશગુલ હતી
–તે જીંદગી તે વસ્તુતા તે પ્યારની પુતળી રૂડી
ધરતી તણાં ઢેફાં અને ધનમાસના પથ્થર તણા
સંઘર્ષની સૃષ્ટિ મહીં તૂટી ગઇ ફૂટી ગઇ.
–ઝાંખી સ્મૃતિની ઝરમરો ઝીણીઝીણી વેરી ગઇ!

જે વસ્તુતાને ઘાટ બાંધ્યો'તો તરાપો પ્યારનો
એ વસ્તુતા તૂટી જતાં, શાનો તરાપો? પ્યાર શો?

—ઉપવાસી

× આપણી બંનેના

# સામ્યવાદ અને નૈતિકજીવન

[ વ્હી. કોલબાનોવ્સ્કીની પુસ્તિકા, ' કોમ્યુનિસ્ટ મોરાલિટી ' ઉપરથી આ લેખ શાંતા ગાંધીએ તૈયાર કર્યો છે. સામ્યવાદીઓના નૈતિક જીવન વિષે કાંઈકમનું બોલવાની અમુક વર્તુળોમાં ' ફેશન ' થઈ પડી છે. ત્યારે કેટલાક નિષ્પક્ષપાતપણાને નામે, સામ્યવાદ વિષે પોતાનું અજ્ઞાન બતાવી છૂટાં થઇ જાય છે અને સામ્યવાદ વિરોધીઓ માટે જમીન તૈયાર કરી આપે છે પરંતુ સામ્યવાદીઓની નિંદા કરનારાઓમાં તેમના બોલવાના આદર્શો અને વર્તનમાં આકાશપાતાળનો ફરક જોવામાં આવે છે. આ દંભના મૂળ ક્યાં છે ? એ કહેવાતા આદર્શવાદીઓ, બેકારોની વણઝાર, વેશ્યાઓનું અધઃપતન અને રંગભેદનો અત્યાચાર શા માટે સહી લે છે ? વ્હી. કોલબાનોવ્સ્કી તેનો સવિસ્તર જવાબ આપે છે અને સાથે સાથે સામ્યવાદી નૈતિક પ્રથાની વિપુલ શક્યતાઓ તરફ આંગળી ચીંધે છે. આમાં તેમના મુખ્ય મુદ્દાઓને ગુંથી લેવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. —તંત્રી.]

સામાજિક વિકાસનું સાચું શાસ્ત્ર–ઐતિહાસિક ભૌતિકવાદના ઉદય પછી માત્ર નૈતિક જીવનના જ નહિ પણ સામાજિક જીવનના તમામ સવાલો, પહેલી જ વાર વિજ્ઞાનની સદ્દર કસોટીએ ચડ્યા અને ઐતિહાસિક ભૌતિકવાદની આરસીમાં, નૈતિકજીવન વિષેના આદર્શવાદી તરંગોની પોકળતા તરત જ ખુલ્લી પડી ગઈ. નૈતિક સિદ્ધાંતો કોઇ "દૈવીશક્તિ"-નું વરદાન હોય તેમ આદર્શવાદ કાં તો તેને ધર્મની જોડે સાંકળી દે છે અથવા તો કોઇ અકથ્ય નૈતિક ભાવના, ફરજ અથવા તો માનવ આત્માના કહેવાતા ગેબી અવાજને તેનું મૂળ ગણવામાં આવે છે. સારું શું અને ખરાબ શું ? તેનું ધોરણ દરેક જમાનામાં અને કોઇ પણ સંજોગોમાં એક સરખું જ રહ્યું છે, એમ તેમનું કહેવું છે.

માર્કસ પહેલાંના કેટલાક ભૌતિકવાદીઓ પણ એક યા બીજા રૂપમાં આ છેલ્લા મુદ્દાને અપનાવે છે. માર્કસવાદ અને તેનો અંગરૂપ ઐતિહાસિક ભૌતિકવાદ આ સૌથી જુદો તરી આવે છે. માણસનું માનસિક, બૌદ્ધિક તેમજ નૈતિક જીવન, તે જે સામાજિક વાતાવરણમાં ઊછરે છે–ખાસ કરીને ઉત્પાદનનાં કેવાં સાધનો વાપરે છે તે પર નિર્ભર રહે છે. તેમના કહેવા પ્રમાણે કોઇપણ નૈતિક પ્રથા હંમેશા માટે સાચી રહેતી નથી. યુગેયુગે તેમાં પરિવર્તન થાય છે એટલું જ નહિ પણ એક જ યુગની મર્યાદામાં રહીને પણ નૈતિક સિદ્ધાંતો એક બીજાથી જુદા પડે છે અને સમાજમાં સામસામી બાજુએ ખડા રહેતાં એ વર્ગોના નૈતિક મૂલ્યો પણ જુદા જ પરસ્પર વિરોધી જ હોય છે. કાર્લ માર્કસના જીવન સાથી એંગલ્સના કહેવા પ્રમાણે મૂડીવાદી સમાજમાં એકસાથે ત્રણ નૈતિક પ્રથાઓ અસ્તિત્વમાં હોય છે કે જે એક બીજાથી તદ્દન જુદી પડે છે–(૧) સામંતશાહી પાસેથી વારસામાં મળેલ પદ્ધતિ (૨) પૂંજીપતિઓને અનુરૂપ એવી પદ્ધતિ, (૩) અને મજૂર વર્ગમાં વિકાસ પામી રહેલ નીતિ. પરસ્પર વિરોધી વર્ગોમાં વહેંચાઇ ગએલ સમાજની નૈતિક-નીતિ પણ સર્વમાન્ય ન હોઇ શકે. એંગલ્સ કહે છે તેમ, સામાજિક વિકાસના જે તબક્કામાં વર્ગ-વિગ્રહ માત્ર ખતમ થયો હોય એટલું જ નહિ પણ તેની રોજીંદા વ્યવહારમાંથી અસર પણ ભૂંસાઇ ગઇ હોય ત્યારે જ સાચેસાચી માણસાઇભરી નૈતિક પ્રથાનો ઉદય થશે. પરંપરાગત વર્ગહિતોની યાદ કે અસરથી તે મુક્ત હશે.

માર્કસવાદના પ્રણેતા માર્કસ અને એંગલ્સે તો માત્ર આ નવી નૈતિકપ્રથાની રૂપરેખા જ આપી હતી. લેનિને તેમાં સફળ ક્રાંતિમાંના અનુભવમાંથી તારવેલ સિદ્ધાંતો આપ્યા. અને સમાજવાદી રાષ્ટ્રનિર્માણના બહુવિધ અખતરાઓમાંથી ચાળીને આજને અનુરૂપ થાય તેવા સર્વસામાન્ય સિદ્ધાંતો તારવીને આ નવી નીતિને વ્યવહારિક સ્વરૂપ આપ્યું છે.

મૂડીવાદના ચોકઠોમાં જ આકાર પામી રહેલ શ્રમજીવી નૈતિકપ્રથા કરતાં ઉચ્ચતર કક્ષા તે જ સામ્યવાદી નૈતિકપ્રથા. મૂડીવાદના રાજમાં સત્તારૂઢ બની બેઠેલ પૂંજીશાહી નૈતિકપ્રથા સાથે શ્રમજીવી નૈતિકપ્રથા સતત અથડામણમાં આવે છે. અંતિમ પૃથક્કરણમાં, એ સત્તાધારી પૂંજીશાહી નૈતિકતા, મૂડીવાદી ઉત્પાદનના સંબંધો પર આધાર રાખે છે. એટલે કે એક માણસના હાથે બીજા માણસનું શોષણ એ જ તેનો મૂળભૂત પાયો છે.

મૂડીવાદી સમાજ વિશે લેનિન કહે છે કે, "એ એવા સિદ્ધાંત પર રચાયેલી છે કે, કાં તો તું બીજાને લૂટ નહિ તો તે તને લૂટશે; કાં તો તું તારે માટે બીજાની પાસે કામ કરાવ નહિ તો તું બીજાને માટે કામ કર. કાં તો તું ગુલામોનો માલિક બન નહિ તો પોતે બીજાનો ગુલામ બનીને રહે. આવા સમાજમાં માણસ ગળથુંથીમાંથી જ એમાંથી એક માનસ, ટેવ અને વિચારો પીને ઉછરે છે. પછી તે માલિક હોય કે ગુલામ, નાનો દુકાનદાર હોય કે મામુલી કારકૂન, અમલદાર હોય કે બુદ્ધિજીવી; ટૂંકમાં એક એવો માણસ કે જેને પોતાના સ્વાર્થ સિવાય બીજા કોઈની પડી નથી. જો આ જમીનના ટુકડાનો હું સ્વામી હોઉં તો મને મારા પડોશી જોડે કશી લેવા દેવા નથી. એ પડોશી ભૂખ્યો હોય તો વળી વધારે સારું. મારું ધાન્ય તેને વધારે કિંમતે વેંચીશ. ડાક્ટર, ઇજનેર, શિક્ષક કે કારકૂન તરીકે જો મારો પોતાનો દરજ્જો સલામત હોય તો મારો પાડોશી ભલે જાતો જહાન્નમમાં. 'માલદાર' ને પક્ષે ચડી જાઉં, તેમના પ્રત્યે સહાનુભૂતિ અને સહિષ્ણુતાનું પ્રદર્શન કરું તો કદાચ મારી નોકરી લાંબો સમય માટે ટકાવી શકું, અને આગળ ઉપર જતાં હું પોતે પણ કદાચ માલદાર બની બેસું."

મૂડીવાદી પ્રથા એવા માણસો પેદા કરે છે કે જે નક્કર સ્વાર્થ અને માનવજાતના ભાવી પ્રત્યેની બેપરવાહીનો અડ્ડો જમાવે છે. મૂડીવાદી વાસ્તવિક જીવનમાં માણસ માણસ વચ્ચે જે સંબંધો અસ્તિત્વ ધરાવે છે તેમાંથી દુષ્ટતા અને ગુન્હાઓ જન્મે છે. એ એવા માણસો ય પેદા કરે છે કે જેઓ મૂડીવાદની હેવાનીયત પીછાણે છે તો ખરા પણ તેના અન્યાયો અને દુષ્ટતા સામે માથું ન ઊંચકવાની તકેદારી રાખીને પોતાની જ પામર સાંકડી દુનિયામાં જીવન વ્યતીત કરે છે.

જેમ જેમ મૂડીવાદ આગળ વધે છે તેમ તેમ તેમના બોલવાના સિદ્ધાંતોમાં અને આચરણ વચ્ચે અંતર વધતું જાય છે. આ હકીકત ખુદ મૂડીવાદના સિદ્ધાંતવેત્તાઓને પણ કબૂલ કરવી પડે છે. જેમ્સ વૉરબર્ગ નામનો રૂઝવેલ્ટનો સલાહકાર, એક વખત યુદ્ધકચેરીમાં પ્રચારખાતાનો વડો હતો. "પરદેશ નીતિની શરૂઆત ઘરઆંગણે થાય છે" નામના પુસ્તકમાં તે કહે છે કે "યુરોપીઅન સંસ્કૃતિની જીવનપ્રથા એ ન ઉકેલી શકાય તેવી અથડામણ છે કારણ કે ધર્મ અને નીતિની દૃષ્ટિએ ન્યાય અને સમાનતામાં તેને શ્રદ્ધા છે પરંતુ વ્યવહારમાં "બળીઆના બે ભાગ" એ સિદ્ધાંત જ લાગુ પડે છે અને નબળા માણસને ખતમ કરી નાંખવામાં આવે છે."

મૂડીવાદી સમાજના પ્રતિનિધિઓ "આઝાદી, પ્રગતિ અને માનવતા" "સત્ય" "ન્યાય" વગેરે શબ્દોનું રટણ કરતાં તો થાકતા નથી, પરંતુ કોઈ કહેશે કે અમેરિકામાં રૂઢ બનેલ નીગ્રોવિરોધી જાતિવાદ સાથે તેનો શી રીતે મેળ ખાય છે? માનવીના નૈતિકજીવનની સર્વસાધારણ જરૂરીઆતો પણ આજનો સમાજ પૂરી પાડી શકતો નથી.

મૂડીવાદી પ્રથાનો વિકાસ થયો તેની શરૂઆતથી જ તેમના સત્તાવાર પ્રચારકો ઊંચા આદર્શોને શાબ્દિક અંજલિ આપતા આવ્યા છે. પરંતુ તેનો ઉદ્દેશ તો મૂડીવાદી સમાજમાં ખદબદતા શોષણ, દમન અને એક બીજાના ગળાકાપની હરીફાઈ પર ઢાંકપિછોડો કરવાનો જ હોય છે. તેથી જ મૂડીવાદી નૈતિક પ્રથાને કપાળે દંભ અને ધાર્મિક ઢોંગનો ડાઘ ચોંટયો છે. આવી જાતની નીતિ માત્ર ગુલામડી જેવો જ ભાગ ભજવી શકે છે—કમકમાટી આવે તેવી

વાસ્તવિકતાને છુપાવવી, મૂડીવાદને સાચો ઠરાવવો અને દિવસે દિવસે વધતા જતા મજૂર વર્ગના અસંતોષ સામે તેનો બચાવ કરવો.

જેમ જેમ મૂડીવાદી સમાજ વિકાસ પામતો જાય છે તેમ તેમ ઉત્પાદનનાં બળોની વચ્ચે મૂડીવાદ પોતે જ આડખીલીરૂપ બનવા લાગે છે અને મજૂર-માલિક વચ્ચેનો વિગ્રહ વધારે ઉગ્ર બને છે ત્યારે મૂડીવાદના નૈતિક તેમજ બીજા બધા સિદ્ધાંતો કે જે માત્ર પૂંજીપતિઓના હિતમાં ઘડાએલા હોવા છતાં સામંતશાહી સામે સમસ્ત માનવજાતિના સામાન્ય હિતના પ્રતિનિધિ ગણાતા હતા, તે વાતમાં કસ રહેતો નથી. તે માત્ર જાણી જોઇને બિછાવેલી પોકળ શબ્દજાળ બની રહે છે. તેના જૂઠાણાંઓ જેમ જેમ બહાર આવતાં જાય છે તેમ તેમ મૂડીવાદી પ્રતિનિધિઓનો દંભ પણ વધતો જ જાય છે.

મહાન અંગ્રેજી નાટ્યકાર, બર્નાર્ડ શૉ, પોતાની તીખી જબાનમાં, દાનધર્મને નામે હલકામાં હલકા ગુન્હાઓ ફેલાવતા અંગ્રેજ મૂડીદારને ઠીક ઠીક ઉધડો લે છેઃ "જરૂર પડે તેવું અસરકારક નૈતિક વલણ અપનાવવું તેને માટે સહેલું છે, સ્વતંત્રતા અને રાષ્ટ્રીય આઝાદીની ઘોષણા સાથે તેણે અર્ધી દુનિયા કબજે કરી અને તેનું નામ પાડ્યું વસાહતીકરણ. જ્યારે તેને પોતાના ભેળસેળવાળા માલનો નિકાસ લાવવા માટે નવા બજારોની જરૂર પડે છે, ત્યારે તે પહેલાં તો પાદરીને મોકલે છે અને પછી ખ્રીસ્તી ધર્મનું રક્ષણ કરવા માટે લશ્કર રવાના કરી લડે છે, જીતે છે. અને પછી એ નવી બજારને સ્વર્ગથી આવેલ ઈનામ તરીકે સ્વીકારી લે છે."

('મેન ઑફ ડેસ્ટિની 'માંથી.)

બીજી તરફથી આધુનિક મૂડીવાદ માનવભક્ષણને સાચું ઠરાવનારાઓ પેદા કરે જાય છે કે જેઓ માણસની પશુવૃત્તિને વધારે ને વધારે વેગ આપવાનો પ્રયત્ન કરે છે. ફાસીવાદે ધિક્કારનો સિદ્ધાંત વહેતો કરીને મોટા પાયા પરના માનવસંહારને તેમજ માનવસંસ્કારના સર્વનાશને 'સિદ્ધાંત'નો ઓપ ચડાવ્યો છે. "માણસને નીચે ઉતારતા 'સજાગ આત્માથી' હું તેને મુક્ત કરું છું. શિક્ષણની માફક આ 'સજાગ આત્મા' પણ માણસને નબળો ને વિકૃત બનાવે છે. મારે આવા સિદ્ધાંતો કે નૈતિક ખ્યાલો જોડે કશી લપ્પનછપ્પન નથી એટલો મને લાભ છે." આ શબ્દો પેલા ખંધા હિટલરના છે. માનવભક્ષીઓના આ નેતાએ અનીતિનું પ્રતિક બનીને લાખો જર્મનોને માનવજાતિ સામે પાશવી ગુન્હાઓ કરવા પ્રેર્યા છે. જર્મન અને જાપાની શાહીવાદ પર લશ્કરી વિજય મેળવીને ફાસીવાદને આપણે નૈતિક તેમજ રાજકીય છક્કડ ખવરાવી છે. પરંતુ આજના શાહીવાદીઓને તેની આખરી હાર થતી અટકાવવાનો સન્નેપાત ઉપડ્યો છે. સમસ્ત વિશ્વનાં પ્રગતિશીલ બળો, સોવિયેત સંઘ જોડે મળીને નવા, વધારે આગળ પડતા સિદ્ધાંતોને આગળ ધપાવશે ત્યારે જ ફાસીવાદના સર્વનાશ જોડે માનવીની હેવાનીયત પણ ખતમ થશે. માર્કસે કહ્યું છે કેઃ

"માનવી વચ્ચેનો બંધુભાવ, એ મજૂરના મ્હોંમાં માત્ર પોકળ શબ્દ રહેતો નથી, પણ નક્કર સત્ય બને છે. દુઃખદર્દથી કસાએલાં તેમના મ્હોં દ્વારા માનવજાતિની સમગ્ર સુંદરતા આપણી તરફ મીટ માંડી રહી છે."

સામ્યવાદી નીતિ એ એક નવા જ પ્રકારનું નૈતિક ધોરણ છે. તેનો પાયો જુદો છે એટલે જ તેની વસ્તુ તેમજ ધ્યેય બીજી નૈતિક પ્રથાઓ કરતાં જુદાં છે. મૂડીવાદી નૈતિક ધોરણ શોષણ, અસમાનતા, દમન તેમજ અંગતમિલકતની દાદાગીરીને સન્માને છે. મૂડીવાદીઓએ સરકારી કાયદાને પોતાનો આડતીઓ બનાવી રાખ્યો છે એટલું જ નહિ પણ ધર્મને મ્હોંએ પણ એમ કહેવડાવ્યું છે કે 'અંગત મિલકત' પવિત્ર અને અવિનાશ છે. આ મંતવ્યને પડકારતી સામ્યવાદી નીતિ, સામુદાયિક મિલકતના પાયા પર રચાયેલ નવા સમાજને મજબૂત બનાવવામાં માને છે. તેમાં ગુલામી કે દમનને કશું સ્થાન નથી. લેનિન કહે છે કે "સામ્યવાદને મજબૂત બનાવવા માટે તેમજ તેણે મેળવેલી સફળતાઓ આગળ ધપાવવા માટે જે લડત

થાય છે, તેના પાયા પર જ સામ્યવાદી નૈતિક ધોરણ રચાયેલું છે"

આથી એક વાત તો સાફ થઈ જાય છે કે બંને પ્રથાઓના ઉદ્દેશ પરસ્પરવિરોધી હોવાથી, તેમનું સ્વરૂપ પણ એક બીજાથી તદ્દન જુદું પડી જાય છે. અંગત મિલકતને ટેકો આપતી નીતિ, માણસનું માનસ તે દિશામાં ઘડવા પ્રયાસ કરે છે. "હું ને મારી વહુ, તેમાં આવ્યું સહુ—અને મારી વહુ પણ મારું કહ્યું કરે ત્યાં સુધી જ; બાકી સૌથી પહેલો તો હું જ" એ શિખામણ આપતી નીતિ અંગત સ્વાર્થ માટે સામાને ઊતારી પાડતા જ શીખવે છે. જ્યારે સામુદાયિક મિલકતને ટેકો આપતી સામ્યવાદી નીતિ, માણસને સમાજના અંગ તરીકે, સૌના દિલ જોડે પોતાનું દિલ સાંકળી લેતા શીખવે છે. એ સમાજમાં માણસ માણસ વચ્ચેના સંબંધો પરસ્પર સહકારના ધોરણે રચાયેલા હોય છે. સૌનું દિલ, ધ્યેય તેમજ મહત્વાકાંક્ષાઓ એક જ દિશામાં વહે છે; મૂડીવાદી સમાજની માફક પરસ્પર વિરોધી દિશામાં નહિ. સમાજવાદી પરિવર્તનમાંથી પસાર થતી વખતે તેમાં વસતા માણસનું માનસ પણ બદલાય છે. સામાન્ય ધ્યેયને પહોંચવા માટે તે એક બીજાને મદદ કરતાં શીખવે છે. હળવે હળવે મૂડીવાદી સમાજે તેનામાં સીંચેલ જૂની ટેવો, રૂઢીઓ, ખાઉધરાપણું, સ્વાર્થીપણું, ખંધાઈ અને હડે કલેજે ચાલતી ઠાવબાજી, તે છોડવા લાગે છે.

"અરાજકતા કે સમાજવાદ" નામના પુસ્તકમાં સ્ટાલીન લખે છે, "માણસની 'જંગલી' ભાવનાઓ અને અભિપ્રાયો, કેટલાક લોકો ધારે છે તેટલાં પ્રાચીન નથી. એક જમાનો એવો પણ હતો—પ્રાથમિક સામ્યવાદનો—કે જ્યારે 'અંગત મિલકત' ને માણસ પીછાણતો નહોતો. પાછળથી વ્યક્તિગત ઉત્પાદનનો જમાનો આવ્યો અને માણસની લાગણી તેમજ બુદ્ધિને પોતાને ચીલે ચડાવવામાં સફળ બન્યો. આજે નવો જમાનો આવે છે—સમાજવાદી ઉત્પાદનનો. આજે માણસની લાગણી તેમજ બુદ્ધિ સમાજવાદને અપનાવે તો તેમાં નવાઈ શી? જીવનની રીતભાત શું માણસની "લાગણી" અને "અભિપ્રાયો" નક્કી કરતી નથી?"

સોવિયેત સંઘમાં, સામ્યવાદી સમાજના ઘડવૈયાઓ પોતે તો મૂડીવાદી સમાજમાં જન્મ્યા હતા, ઉછર્યાં હતા. આમ જનતામાં—ખાસ કરીને ખેડુમાં જૂની ટેવોની અસર શરૂઆતમાં તો વધતાઓછા પ્રમાણમાં રહી હોય તે સ્વાભાવિક છે. એટલું જ નહિ પણ જૂની રૂઢીઓ અને વહેમોથી તદ્દન મુક્ત ન થયા હોય તેવા ઘણા મજૂરો પણ ત્યાં મોજૂદ હતા. છતાં સમાજવાદના સિદ્ધાંત પર સામુદાયિક ચણતર શરૂ થયું. ત્યાંના સામ્યવાદી પક્ષે જનતાને એ કાર્યને અનુરૂપ શિક્ષણ આપ્યું, સંગઠન સાધ્યું. સામ્યવાદી પક્ષ એટલે ત્યાંના કામદારોનો મોખરો સંભાળતો પક્ષ. તેના સભ્યોએ પોતાની ધગશ, પરાક્રમ અને ધ્યેય ભક્તિવડે જનતા માટે દાખલો બેસાડ્યો અને ઝડપથી માનસપલટો થવા લાગ્યો. મજૂરોએ વેગ પકડ્યો. જેમ જેમ સામુદાયિક ખેતી અંગત ખેડાણનું સ્થાન લેતી ગઈ તેમ તેમ ખેડુતોની પણ ઝડપ વધી. જુદાં જુદાં રાષ્ટ્રોની વચ્ચે પણ આ જ માનસ કામ કરવા લાગ્યું અને પરસ્પર વિરોધી હરીફાઈને બદલે સહકાર અને મૈત્રીના નીકટ સંબંધો બંધાવા લાગ્યા.

આ ઉપરથી જોઈ શકાશે, કે સામ્યવાદી નીતિ દ્વારા સમાજના વર્ગો અને રાષ્ટ્રના સંબંધોમાં નક્કર માનવતાની ભાવનાનો વિજય થયો છે. પહેલાં જે ઊંચી ભાવનાઓના બણગાં ફૂંકવામાં આવતાં હતાં તે હવે વાસ્તવિક જીવનમાં પણ સર્વસામાન્ય બને છે.

મૂડીવાદી સમાજમાં વર્ચસ્વ ધરાવતા વર્ગની નીતિ આમપ્રજા પર ઠોકી બેસાડવા માટે બહુવિધ જહાણાઓ ફેલાવવાં પડે છે, અને ધાર્મિક દર્શનો આશરો લેવો પડે છે, છતાં એ નીતિ સર્વમાન્ય બનતી નથી જ્યારે સામ્યવાદી નૈતિક ધોરણ તો આમજનતાની તમામ જરૂરીઆતો પૂરી પાડે તેવું હોવાથી તેને 'ધર્મ'ની આંગળી પકડવી પડતી નથી. તે વિજ્ઞાનના પ્રમાણિક સિદ્ધાંતો પર રચાયેલ છે.

એંગલ્સ કહે છે તેમ તેમાં કેટલાંએ એવાં તત્વો છે કે જે તેને દીર્ઘાયુષની બાંહેધરી આપે છે. તે માનવજાતિનું ભાવી છે. જ્યારે મૂડીવાદી નીતિ તો માણસને પાછળ ખેંચનારી, અધઃપતનને માર્ગે લઈ જનારી નીતિ છે. વિજ્ઞાને જે આધુનિક જ્ઞાનભંડોળ ભેગો કર્યો છે તેના આધારે જ સામ્યવાદી નૈતિક ધોરણ ઘડાયું છે. એ માત્ર લોકોને લલચાવવાનું સાધન નથી પણ તેનાં મૂળ વાસ્તવિકતામાં ઊંડે ઉતરી ગયાં છે.



આ સામ્યવાદી નૈતિક ધોરણ જીવનમાં કેવી રીતે દેખા દે છે? માણસ પાસે તે શું માગે છે? માણસનું વ્યક્તિગત હિત એ સહુના સામાન્ય હિત કરતાં, મજૂરોના સામાન્ય હિત કરતાં, આમ જનતાના સામાન્ય હિત કરતાં જુદું નથી. માણસનાં દરેકે દરેક ક્ષેત્રમાં, કાર્યમાં તેમજ જીવનમાં આ ભાવના એક સુસંબદ્ધ સળંગરૂપ ધારણ કરે છે. પરસ્પર વિરોધી વર્ગોવાળા સમાજમાં કોઈ કોઈ વખતન્હા. ત.-પરદેશી આક્રમણ વખતે-ઉપર ઉપરથી તો સમાજનાં હિત એક બને છે. પરંતુ લડાઈ પૂરી થઈ ન થઈ ત્યાં તો આંતરવિગ્રહ ફાટી પડે છે. સામ્યવાદી સમાજમાં સમાજના સર્વ સભ્યોના હિતો હંમેશને માટે એક જ રહે છે, કારણ કે સોવિયેતના માનવી માટે બીજાઓ હરીફાઈ કરી ગળું કાપનારા શત્રુઓ નથી હોતા પણ બિરાદરો અને મદદ કરનારા મિત્રો હોય છે. નબળાને મદદ કરી આગળ લાવવો અને પોતે પોતાથી ચઢીઆતાને લક્ષમાં રાખી તેની હરોળમાં આવી જવા પ્રયત્ન કરવો એ સોવિયેત માણસની ખાસીઅત છે. સામાન્ય પ્રગતિ માટે વધારેમાં વધારે પ્રયાસ કરવાની તેને પ્રેરણા મળે છે.

"નબળાને તોડી પાડો અને પડે તેને દૂર ફેંકો!"નું માણસાઈહીન સત્ર ગણાતી મૂડીવાદી હરીફાઈ કરતાં સોવિયેત હરીફાઈ જુદા પ્રકારની છે એ વાત તો સાફ છે. ધંધામાં પારંગત બનવાનું ગૌરવ, શુભેચ્છા, નક્કર એકતા એ સામ્યવાદી મજૂરનો નૈતિક પાયો છે.

આ નૈતિક વિચારો પ્રગતિશીલ છે અને સર્વ પ્રગતિશીલ વિચારોની માફક, માનવજાતિને આગળ ધપાવવાની તેનામાં શક્તિ છે. સ્ટાલિન કહે છે કે, "સમાજનું નૈતિક જીવન, સમાજ સામે નવાં કાર્યો રજૂ કરે, ત્યારપછી જ નવા સામાજિક વિચારો અને સિદ્ધાંતો જન્મે છે. પરંતુ એક વાર તેનો જન્મ થઈ ચૂકયા બાદ, તે એવી તો દિવ્ય શક્તિ બની જાય છે કે સમાજના ભૌતિક જીવને રજૂ કરેલ નવાં કાર્યોને પાર ઉતારવાનું તે અકસીર સાધન બની જાય છે અને સમાજને પ્રગતિને પથે દોરવામાં મદદ કરે છે."

છેલ્લાં વિશ્વયુદ્ધમાં સોવિયેત જનતાએ દાખવેલ અપૂર્વ નૈતિક હિંમત તેનો પુરાવો છે. વધુમાં સ્ટાલીન એ વાતની નોંધ લે છે કે "રાષ્ટ્રીય સવાલની બાબતમાં લોકોના દિલમાં મૂડીવાદી અવશેષો ભૂંસાતા સૌથી વધારે વખત લાગે છે. તેની અસર વધારે ચીકણી છે કારણ કે અહીં મૂડીવાદ રાષ્ટ્રીય સ્વાંગ સજીને આપણી સામે આવે છે."

પરંતુ રાષ્ટ્રોની વચ્ચે વેરઝેર ચાલુ રહે એ સામ્યવાદી નૈતિક ધોરણની વિરુદ્ધ છે. રાષ્ટ્રીય તેમજ જાતીય પૂર્વગ્રહો દૂર કરીને પરસ્પર મૈત્રી મજબૂત બને તે માટે તે સતત પ્રયાસ કરે છે.

માત્ર કાર્યક્ષેત્રમાં જ નહિ પણ કુટુંબમાં પણ સામ્યવાદી માણસની વર્તણૂક એ સર્વાંગસંપૂર્ણ સામ્યવાદી નીતિનું એક અંગ બની રહે છે. જે સામ્યવાદી ધોરણ માણસને નવા સમાજનો સક્રિય ઘડવૈયો બનાવે છે, અને નાગરિકપણાની તાલીમ આપે છે તે, તેના કૌટુંબિક જીવન પ્રત્યે બેદરકાર રહી શકે જ નહીં. તે કુટુંબને મજબૂત બનાવવા માગે છે. સ્ત્રી-માતાનો દરજ્જો તેણે કદી નહોતો તેટલો ઊંચો આણ્યો છે. સાથેસાથે બહોળા કુટુંબની માતાને સરકાર તરફથી દરેક પ્રકારની સહાય આપવામાં આવે છે.

મૂડીવાદના ચોકઠામાં રહીને માનવીના સ્વભાવમાં રહી ગએલ પશુના અવશેષો દૂર કરી શકાતા નથી. જે લોકો, મૂડીવાદી સમાજની દુષ્ટતાથી ત્રાસી ઊઠ્યા છે છતાં જેઓ સમજતા નથી, યા તો સમજવા માગતા નથી કે માણસના હાથે થતું શોષણ ખતમ કરીને જ—એટલે કે સામ્યવાદી સમાજ સ્થાપીને જ માનવીની પશુતા દૂર કરી સંપૂર્ણ માણસાઈભર્યા જીવનની શક્યતાઓ ખડી કરી શકાય છે, તેમને માટે મિથ્યા હતાશા અને નિરાશાવાદ સિવાય બીજો માર્ગ નથી. એચ. જી. વેલ્સનું એક પાત્ર બોલી ઊઠે છેઃ "માણસ હતો તેવો જ રહેવાનો. સતત પાશવી, ઈર્ષાળુ, લુચ્ચો અને ખાઉધરો!..."

પરંતુ સામ્યવાદી સમાજમાં એ હતાશાને સ્થાન નથી. 'સંસ્કૃતિ' એ મૂઠીભર વિદ્વાનોનો ઇજારો મટીને આમજનતાના સંસ્કારમાં આવી વસે છે. એ તંદુરસ્ત સમાજદૃષ્ટા લેખક મેક્સીમ ગોર્કી લખે છેઃ "સોવિયેત સંઘની આમજનતામાં જાગૃત સામુદાયિક ઇચ્છાશક્તિ છે—કે જે નવી દુનિયા અને નવું જીવનધોરણ ઘડવા ઉત્સુક છે. જ્યારે જ્યારે કોઈની વ્યક્તિગત ઇચ્છાશક્તિ તેથી વિરુદ્ધ જાય ત્યારે તેને આ પ્રચંડ આમઇચ્છાશક્તિ આવરી લે છે. ગમે તેટલો તેજસ્વી પ્રતિભાશીલ માણસ પણ જો સમાજવિરોધી આદર્શ સામે રાખે તો નીચે પડવાનો જ."

આવા જાગૃત સમાજને વધારે ને વધારે સંસ્કારી બનાવીને સામ્યવાદી સંસ્કૃતિનો પાયો મજબૂત બનાવવા માટે ત્યાંના લેખકો, કળાકારો તથા શિક્ષકોની મદદ સોવિયેત સંઘ લે છે, કારણ કે સામ્યવાદ માને છે કે માણસનું માનસ બદલી શકાય છે. કોઈ પણ નૈતિક ધોરણ બધા જ સંજોગોમાં કે બધા જ સમયમાં એકધારું કામ આવતું નથી. આમજનતાની જરૂરીઆત અનુસાર દરેક પેઢીએ તેમાં પોતાને અનુકૂળ ફેરફારો કરી લેવાના હોય છે. શોષણહીન સમાજમાં તે ઉન્નત કક્ષાએ પહોંચી શકે છે. વારસામાં મળેલ પશુત્વ ભૂંસી નાખવા માટે માણસે જેહાદ જગાવી છે. કદિક પાછા પડે તો ય આખરે તો જય માનવતાનો જ છે. સામ્યવાદી નીતિને માટે માણસ પશુ મટીને માનવ બનશે જ.

# તેર સો વીસ

"તેરસો વીસને—
ખૂની હિંસક મહા રાજ્ય વિદ્રોહીને
શૂળી લટકાવિયા!"*
ન્યાયના નામ પર
ગ્રીસના રાષ્ટ્રના 'મુક્ત' ન્યાયાસને
ગ્રીસના ગેરિલા—ખેડૂઓ મઝદુરો
તેરસો વીસને ફાંસી લટકાવિયા!

*

ગ્રીસના વતનીઓ—ખેડૂઓ મઝદુરો!
એજ જનગણુ થકી એક દિ જાગી 'તી
પચ્ચીસો વર્ષ પર—
ભવ્ય જગખ્યાત એથેન્સની સંસ્કૃતિ+
ફિલસુફી કાવ્ય ને નાટ્યની ભારતી
ચિત્ર સ્થાપત્ય ને ગીતની રાગિણી
રાજ્ય વાણિજ્ય ને ગણિત વિજ્ઞાનની
ગ્રીક જનગણુ તણી વિરલ બાની!
એજ એ ધરતીની
ગ્રીસની મુક્તિની મુગ્ધતા ઉર ધરી



ક્રાંતિના શાયરે બાયરને એક દિન
દેહનાં દાન દઇ વિશ્વબંધુત્વની
કલ્પનાને કરી મૂર્તિમંતી!

*

---

* તા. ૧૭-૫-૪૮ના 'ફ્રી પ્રેસ'માં ગ્રીસના સમાચાર હતા. તે મુજબ છેલ્લા થોડાક માસ દરમિયાન ત્યાંના ૧૩૨૦ ગેરીલાઓને રાજદ્રોહ માટે ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા છે. અને હજી બીજા સેંકડોને માથે મોત ઊભું છે. ગ્રીસ આજે એ નગ્ન સત્ય જાહેર કરે છે કે ત્યાંની જે સ્વરાજ-સરકાર ત્યાંનાં સાચાં સંતાનો માટે ફાંસીના માંચડા ખોડી રહેલ છે, એ સ્વરાજ નથી; એ તો, બ્રિટિશ-અમેરિકી શરણાગતિ સ્વીકારી ચૂકેલ ગ્રીસના દેશદ્રોહીઓની સત્તાખોર ટોળકીનું રાજ્ય-દંભી નામનું સ્વરાજ છે. અને રાજ્યદ્રોહીઓ ગણી જેમના જાન લેવામાં આવે છે તેઓ ગ્રીસની ધરતીને નાઝીઓથી અને ઘરના દગાખોર અમીરંદોથી મુક્ત કરનાર અને આજેય એવા દગલબાજો સામે વતનની સાચી મુક્તિ અર્થે હાથમાં માથાં લઇ ઝૂઝનાર સાચા શ્રમમાનવીઓ છે.

+ જગત જેને માટે મગરૂર છે તે ગ્રીસની મહાન નગર-સંસ્કૃતિ. તથા તેના જ્યોતિર્ધરો-એકિલસ (ઈ. સ. પૂર્વે ૫૨૫), ગ્રીક નાટ્યકાર એરિસ્ટોફેન્સ (ઈ. સ. પૂર્વે ૪૫૦); મહાન ગ્રીક ફિલસૂફો-પ્લેટો (ઈ. સ. પૂર્વે ૪૩૦) તથા એરિસ્ટોટલ (ઈ. સ. પૂર્વે ૩૮૪) વગેરે.

એ જ કવિવર તણા દેશના-શોષકે×
ગ્રીસની હાથ પર પાથરી જાગ દઈ
વીર શહીદો તણી ખાંભી ને ખંભતા
દેશના દ્રોહી મુઠ્ઠી ભરોને ડરે
દંભી સ્વાતંત્ર્યની—હઇ દમનની ધુરા
ભાંડુના ખૂનની ખેલી લીલા !
ગ્રીસના રાષ્ટ્રની મુક્તિના નામ પર
ગ્રીસના ગેરિલા—ખેડૂઓ મજદૂરો
તેરસો વીસને ફાંસીના માંચડે ટાંગી દીધા !

*

ગ્રીસના ગેરિલા ! ખેડુગણ મજદૂરો
નારી નર !
ખૂન લોખંડ ને આગશા ઓકતા
નાઝી દુશ્મન થકી,
નાઝીના સોબતી શંઢ શયતાનશા
ઘર અને બ્હારના સર્વ શોષક થકી
જાનનું જૂગટું જેમણે રમી જઈ
વિજયી સંગ્રામના જંગ ઝીંકી
શોષિતોથી કરી મુક્ત ધરતી
દેશની પ્રીતિ રોશન કરી'તી !

તેર સો વીસ એ,
ધરતીના બેટડા હાથમાં શિર લઈ
ધરતીની મુક્તિનું ગીત ગાતા
ફાંસીએ ઝુલી ગયા.
ત્રસ્તદિલ થાંભલા આંસુના ન્હાવણે
ખૂન ખરડાયલાં બદન ધોતા
ધરતીની મુક્તિનું સ્વપ્ન જોતા ઉભા !
વીરને ફાંસી શી ? વીરને મૃત્યુ શું ?
ફાંસી ફુલમાળ મૃત્યુંજયી વીરને.

*

દિન હવે દૂર ના.
ધરતીના દ્રોહની નશિયતો જાગશે
ફાંસીના મંચ યે જાગીને ઝંખશે
ભાંડુના ખૂનનું વેર ધખશે,
એ દિને કાયરો—એ જ હત્યાકરો
કંપશે કંદતા પાપ ભારે.
ને—
ફાંસીના માંચડા ઉચ્ચશિર હસમુખા
ધરતીની મુક્તિનું ગીત ગાતા
તેરસો વીસ નહિ
શત સહસ્રો તણાં શિવભર કંઠને
નેહનાં નીરથી ટોશે ત્યારે !

૧૮-૫-૪૮

ઉપવાસી

---

× બ્રિટિશ શોષકોએ



# નવી લોકશાહી

–ચીમન મહેતા

[ સારીયે દુનિયામાં આજે પ્રગતિ અને પ્રત્યાઘાત વચ્ચે ઘર્ષણ ઉગ્ર બની રહ્યું છે. જગતભરનાં લોકશાહી બળો—સોવિયેત સંઘ, નવી લોકશાહીના પૂર્વ યુરોપના દેશો, લાલ ચીન, મૂડીવાદી દેશોના કામદાર આંદોલનો તથા સાંસ્થાનિક જનતાના આઝાદી આંદોલનો અને પ્રત્યાઘાતી બળો—અમેરિકી શાહીવાદ એના પીઠ્ઠુસમા બ્રિટિશ, ફ્રેંચ અને ડચશાહીવાદ તથા દેશદેશના પ્રત્યાઘાતીઓ વચ્ચે રાજકીય, આર્થિક, ભૌગોલિક અને સૈદ્ધાંતિક ક્ષેત્રે અથડામણો થઇ રહી છે. એમાં ૧૯૧૭ પછી શાહીવાદી ચોકામાંથી બહાર ગયેલા રૂસ દેશ પછી ૧૯૪૬માં શાહીવાદના ચોકામાંથી બીજીવાર બહાર ગયેલા બાલ્કન પ્રદેશના નવી લોકશાહીને નામે પ્રખ્યાત થયેલા આઠ લોકશાહી દેશોનું એક વિશિષ્ઠ સ્થાન છે. એ નવી લોકશાહીના જન્મનો, એના વિકાસનો તથા એ માટેની એની મથામણોનો સરળ રીતે અહીં ટૂંક પરિચય આપી લેખક આપણને સમાજવાદી સોવિયેત સંઘ પછીની જગતની બીજા નંબરની પ્રગતિશીલ તાકાતની ઝાંખી કરાવે છે. –સં. ]

મૂડીવાદના આંતરિક વિરોધાભાસનો ઉકેલ લાવવા એટલે કે દુનિયાની બજારો ફરી આપસમાં વેંચી લેવા પ્રથમ વિશ્વયુદ્ધ શાહીવાદીઓએ સર્જાવ્યું હતું. પરંતુ એમની ધારણાથી ઊલ્ટા એવા બે પરિણામો એમાંથી બહાર આવ્યાં હતાં.

પ્રથમ તો દુનિયા ભરના છઠ્ઠા ભાગ સમો રૂસ દેશ શાહીવાદના ચોકામાંથી બહાર ચાલ્યો ગયો હતો અને સમાજવાદને રાહે એણે આગે બઢવાના કદમ ઉઠાવ્યા હતા. બીજું જે મૂડીવાદી કટોકટીના ઊકેલ માટે યુદ્ધ સર્જાવવામાં આવ્યું હતું એ કટોકટી રૂસના શાહીવાદના ચોકામાંથી ચાલ્યા જવાને કારણે તથા શાહીવાદી દેશોની યુદ્ધોત્તર આર્થિક નીતિને કારણે વધુ ઉગ્ર બની હતી.

આને કારણે સૌ જાણે છે કે ફરી વખત શાહીવાદીઓએ દુનિયા પર બીજું વિશ્વયુદ્ધ ઝાટક્યું હતું, પરંતુ એમાંથી પણ પ્રથમ વિશ્વયુદ્ધ માફક એમની ધારણાથી બે ઊલ્ટાં પરિણામો આવ્યા છે.

આ વખતે શાહીવાદી ચોકામાંથી એક દેશ નહિ પરંતુ આઠ દેશો બહાર ચાલ્યા ગયા છે અને એને કારણે આર્થિક કટોકટી વધુ ઉગ્ર બની છે. સાથોસાથ પ્રથમ વિશ્વયુદ્ધથી વધુ પ્રત્યાઘાતી આર્થિક નીતિ શાહીવાદી દેશોએ અપનાવી છે. એનાથી આર્થિક કટોકટી વધુ ઉગ્ર બની છે.

એ યુદ્ધોત્તર આર્થિક કટોકટીના પ્રશ્નને છણવાનો આ લેખનો ઉદ્દેશ નથી. શાહીવાદના ચોકામાંથી બહાર નીકળી ગયેલા આઠ દેશો અંગે માહીતિ આપવાનો આ લેખનો ઉદ્દેશ છે.

## નવી લોકશાહીનો જન્મ

શાહીવાદના ચોકામાંથી બહાર નીકળી સમાજવાદના રાહે આગે બઢતા આ આઠ દેશો યુગોસ્લાવિયા, બલ્ગેરિયા, પોલેંડ, ઝેકોસ્લાવાકિયા, રૂમાનિયા, હંગેરી અને આલ્બેનીયા છે. બાલ્કન પ્રદેશના આ આઠ દેશો ઝડપથી નૂતન સમાજવ્યવસ્થા તરફ પ્રયાણ કરી રહ્યા છે. નવી લોકશાહી આ દેશોમાં સ્થાપવામાં આવી છે.

આ નવી લોકશાહીના સિદ્ધાંતો અનુસાર જનતાની સરકારો આ દેશોમાં અસ્તિત્વમાં આવી છે. વર્તમાન સંજોગોમાં એમનું મુખ્ય કાર્ય મૂડીવાદના નાશનું અને સમાજવાદના રાહે આગે ધપવા સંક્રાંતિકાળની પરિસ્થિતિ સર્જવાનું છે, એટલે કે સમાજવાદનો પાયો નાખવાનું છે.

આ નવી લોકશાહીને સમજવામાં એ હકીકત અત્યંત મહત્વની છે કે આ નવી લોકશાહીનો

જન્મ બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, ફાસિઝમ સામે શરૂ થયેલા જન આંદોલનમાંથી થયો હતો. પૂર્વ અને દક્ષિણ પૂર્વ યુરોપના દેશોમાં શરૂ થયેલાં આ આંદોલનો યુરોપ અથવા એશિયાના બીજા દેશોમાં શરૂ થએલા આંદોલન કરતાં જુદાં જ વિશિષ્ટ, લક્ષણો ધરાવતાં હતાં.

આમ થવાના મુખ્ય કારણો ત્રણ હતાં.

પ્રથમ તો આ આઝાદી આંદોલનો દરમિયાન લોકોએ એ જાણી લીધું હતું કે એમના દુશ્મનો માત્ર જર્મન ફેસીસ્ટો જ નથી પરંતુ તે તે દેશોનો પુરાણો રાજકર્તા વર્ગ, મોટા મૂડીવાદીઓ, જમીનદારો, નોકરશાહી- અને પ્રત્યાઘાતી લશ્કરી અમલદારો પણ છે. તમે હિટલરી ફાસિઝમની તરફેણમાં કે વિરુધ્ધમાં? આ એક જ પ્રશ્ન દરેકને પૂછાતો અને મોટા ભાગના પ્રત્યાઘાતી મુત્સદીઓ હિટલરની તરફેણમાં હતા એ વાત સાફ થઈ ચૂકી હતી. જે પ્રત્યાઘાતી મુત્સદીઓ લંડનમાં અથવા અમેરિકા ભાગી ગયા હતા તેઓ પણ આ જન આંદોલનના દુશ્મન હતા અને વખતોવખત એ ખાતર તેઓ હિટલરી ફેસીસ્ટો સાથે ભળતા હતા એ વાત તેઓએ અનુભવમાંથી શીખી હતી. આમાં યુગોસ્લાવીયાના દેશભકતોને જર્મનો સાથે ભળી ગયેલા નેદિક અને પાવેલેક સામે જ નહિ પણ લંડનમાં ભાગી ગએલા રાજા પીટર અને એના ખાંધીઆ મીહાઈ લોવીક સામે લડવું પડયું હતું. એવી જ રીતે પોલેંડના લોકોને હિટલર સાથે ભળી ગયેલા ફ્રાંક સામે જ નહિ પણ લંડન ભાગી ગયેલા પ્રત્યાઘાતીઓ તથા સેનાપતિ બોર-કોમોરોવસ્કી સામે લડવું પડયું હતું. એવી જ રીતે રૂમાનીયન જનતાને પણ માત્ર સરમુખત્યાર ચુએન્તોનસ્કુ સામે જ નહિ પણ પ્રતેન્યુ અને મેન્યુ સામે પણ લડવું પડયું હતું. આમ હિટલરની સામેની, પરદેશી શાહીવાદ સામેની લડાઈ એમના ખાંધીઆ સમા ઘરના ઘાતકીઓ—મૂડીદારો અને જમીનદારો સામેની પણ લડાઈ હતી.

એટલે ફાસીસ્ટ જર્મનીની હાર થઈ કે તુરત જ એમની સાથે આ પ્રત્યાઘાતીઓનો પણ પરાજ્ય થયો. પરિણામે જૂના રાજકર્તા વર્ગને, મૂડીવાદ અને સામંતશાહીના પ્રતિનિધિઓને વિદાય લેવાની વેળા આવી ચૂકી.

આમ, એક તરફથી જૂના રાજકર્તા વર્ગની પડતી થઈ તો બીજી તરફથી એનું સ્થાન લેવા માટે એક બીજો વર્ગ તૈયાર થઈ ચૂકયો હતો.

રાષ્ટ્રીય આંદોલનની આગેવાની શરૂઆતથી જ કામદાર વર્ગ અને એની પાર્ટી કમ્યુનિસ્ટ પાર્ટીઓના હાથમાં રહી હતી. લોકશાહીના મક્કમ અને સતત હિમાયતી કામદાર વર્ગે આઝાદી આંદોલન માટે અનિવાર્ય એવી રાષ્ટ્રીય એકતા ઘડવામાં સૌથી મહત્વનો ભાગ ભજવ્યો હતો. અને ફાસીસ્ટો સામે લડવામાં ગજબનાક કુરબાનીઓ કરી હતી. યુગોસ્લાવની કમ્યુનિસ્ટ પાર્ટીના વીસ હજાર સભ્યોમાંથી પંદર હજાર સભ્યો આઝાદી આંદોલનમાં ખપી ગયા હતાં. એ સિવાય બીજા દેશોની પાર્ટીઓના શહીદોની સંખ્યાનો આંકડો પણ હજારો પર પહોંચી ગયો હતો.

આમ, આવી ભવ્ય કુરબાનીઓ દ્વારા અને આઝાદી આંદોલનને દરેક તબક્કે સાચી નીતિ અપનાવનાર કામદાર વર્ગ અને કમ્યુનિસ્ટ પાર્ટીઓએ આગેવાનીનો દોર પોતાના હાથમાં જ રાખ્યો હતો. પરિણામે હિટલરી ફાસીસ્ટો અને એના ભાગીઆ, મોટા મૂડીવાદીઓ, જમીનદારો વગેરેનો પરાજય થયો કે તુરત જ નવા તંદુરસ્ત રાજકીય બળો આગળ આવ્યાં અને એમાં દરેક દેશમાં કમ્યુનીસ્ટ પાર્ટીઓ જનતામાં સૌથી વધુ અસર ધરાવતી અને તાકાતવાન પાર્ટીઓ તરીકે બહાર આવી.

આમ, પહેલી જ વખત એમના ઇતિહાસમાં આ દેશોનાં લોકશાહી બળો આટલા તાકાતવાન બનીને બહાર આવ્યાં હતાં. સારીયે મહેનતકશ જનતાનું તેમને પીઠબળ હતું. જમીનદારીનો નાશ, ખેડૂતોને જમીન, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ, પરદેશી શાહીવાદનો ધ્વંસ, જનતાના સામાજિક, આર્થિક અને સાંસ્કારિક વિકાસના મુદ્દાઓવાળા કાર્યક્રમ પર

તેઓએ જનતાને એમની પાછળ સંગઠિત કરી હતી.

સ્વાભાવિક રીતે જ શાહીવાદીઓ આ દેશોના લોકશાહી બળોને આંતરિક પ્રત્યાઘાતીઓ તથા સીધી દરમિયાનગીરી દ્વારા ખતમ કરવા માગતા હતા. ગ્રીસ, ઇટલી વગેરે દેશોમાં શાહીવાદીઓએ એમની નેમ પાર પાડવા પ્રત્યાઘાતીઓને મદદ તથા સીધી દરમિયાનગીરીની રીતિનીતિ અમલમાં મૂકી હતી. એવું અહીં પણ તેઓ કરવા માગતા હતા, પરંતુ આ દેશોની નવી લોકશાહીના જન્મમાં સોવિયેતે ભજવેલો ભાગ નિર્ણયાત્મક હતો. સોવિયેત સંઘે અહીં એ નીતિરીતિને અટકાવી હતી અને પ્રત્યાઘાતીઓ તથા ફાસીસ્ટોની મુરાદને નિષ્ફળ બનાવી હતી. ઠેર ઠેર આ દેશોમાં બ્રિટિશ અમેરિકન શાહીવાદીઓના પિઠ્ઠુઓએ બળજબરીથી સત્તા હસ્તગત કરવાનો પ્રયાસ કર્યો હતો પરંતુ બર્લિન જવા માટે આ દેશોમાંથી પસાર થયેલી સોવિયેત સેનાએ આ પ્રત્યાઘાતીઓને એમના આ કાર્યમાં મારી હઠાવવામાં પ્રગતિશીલોને મદદ કરી હતી. એને કારણે ગ્રીસ અને ઇટલીની માફક આ દેશોના લોકશાહી બળોને કોઈ પરદેશી સત્તાનો મોટા પાયા પર મુકાબલો કરવો પડ્યો નહિ; ઊલટાનું એમને સમાજવાદી સોવિયેત સંઘની એમાં મદદ મળવાથી એમનું કામ વધુ સહેલું બન્યું હતું.

આમ નવી લોકશાહીના જન્મમાં સોવિયેત સંઘે ભજવેલો ભાગ નિર્ણયાત્મક હતો. નવી લોકશાહીના જન્મમાં ઉપર બતાવેલાં બે કારણો જેટલું જ આ કારણ મહત્વનું હતું.

## નવી લોકશાહીનાં લક્ષણો

નૂતન લોકશાહીના ઉગમની પરિસ્થિતિ જોયા પછી આ નવી લોકશાહીનાં નવાં લક્ષણો ક્યાં છે તથા યુદ્ધોત્તર યુરોપના રાજકારણમાં કયું નવું તત્ત્વ એણે ઉમેર્યું છે એ આપણે હવે જોઈએ.

મૂડીવાદ અને સામંતશાહી પર પ્રહાર કરનાર આ નવી લોકશાહીના તમામ રાજ્યોના ચોક્કસ લક્ષણો એક પ્રકારનાં નથી. એ શક્ય પણ નથી. કારણ કે દરેક દેશની ખાસ પરિસ્થિતિ અનુસાર તે તે દેશોમાં લોકશાહી બળો જુદા જુદા આકાર ધરે છે.

યુગોસ્લાવિયા, બલ્ગેરીયા, પોલેંડ, ઝેકોસ્લાવાકિયા અને આલ્બેનિયા-કોઈક વધુ ઝડપથી તો કોઈ ઓછી ઝડપથી એમ પોતાના દેશની પરિસ્થિતિ અનુસાર નૂતન સમાજવ્યવસ્થા તરફ આગે બઢી રહ્યા છે; જ્યારે રૂમાનિયા, અને હંગેરીની ઝડપ પ્રમાણમાં ઓછી છે. આ બંને દેશોની નવી લોકશાહીના પથ પર કૂચ જરૂર શરૂ થઈ ચૂકી છે, પરંતુ ભૂતકાળની સામાજિક વ્યવસ્થા ખતમ કરવામાં આગલા દેશો કરતાં તેઓ હજુ ઘણા પાછળ છે. આમ આ નવી લોકશાહીના દેશોના વિકાસમાં તફાવત જરૂર છે પરંતુ જૂની અને નવી સમાજવ્યવસ્થાનાં ઘર્ષણનાં મુખ્ય લક્ષણો તો બધા દેશો વચ્ચે સમાન છે.

માટે નવી લોકશાહી શા માટે પ્રગતિશીલ છે એ જોવા આપણે આ દેશોનાં ત્રણ મુખ્ય સમાન લક્ષણો જોઈ લઈએ.

કોઈ પણ રાષ્ટ્રનું રાજકીય અને સામાજિક જીવન પલટાવવું હોય તો રાજ્યસત્તા એ એ માટેનું મુખ્ય હથિયાર છે. અત્યાર સુધી આ દેશોમાં રાજ્યસત્તા સ્થાપિતહિતો-જમીનદારો અને મૂડીદારોના હાથમાં હતી. પરંતુ હવે એ એમના હાથમાંથી સરકી જઈ શ્રમજીવી જનતાના હાથમાં આવી છે અને આ શ્રમજીવી જનતાનો આગેવાન અનુભવી કામદાર વર્ગ છે. એનું (રાજ્યસત્તાનું) સંગઠિત સ્વરૂપ હિટલરી ફાસીઝમ સામેની પ્રચંડ લડત દરમિયાન અસ્તિત્વમાં આવેલા લોકમોરચામાં અથવા લોકશાહી પક્ષોના જૂથમાં જોવા મળે છે. યુદ્ધ દરમિયાન આઝાદી અને લોકશાહી માટેની પ્રત્યાઘાત સામેની લડતમાં કામદાર વર્ગની આગેવાની હેઠળની શ્રમજીવી જનતાએ આ લોકમોરચાની અથવા લોકશાહી પક્ષોની નીતિ ઘડી હતી. એવી જ રીતે લોકશાહીના ચણતરના તથા સમાજવાદને પંથે કૂચ કરવાના યુદ્ધોત્તર સમયમાં પણ

કામદાર વર્ગની આગેવાની હેઠળનો શ્રમજીવી સમુદાય એમની નીતિ ઘડે છે.

દરેક દેશની પરિસ્થિતિ અનુસાર લોકમોરચા અને લોકશાહી પક્ષોના જૂથનાં સંગઠનમાં અને લોકશાહીની મજબૂતીમાં તફાવત હોય છે. દાખલા તરીકે યુગોસ્લાવિયાનો લોકમોરચો એ જુદી જુદી લોકશાહી પાર્ટીઓનો મોરચો નથી પરંતુ તમામ લોકશાહી બળોની એક આમસંસ્થા છે. બલ્ગેરિયામાં લોકમોરચા(પેટ્રીઓટિક ફ્રન્ટ)નું સ્વરૂપ એથી જુદું છે. આ લોકમોરચામાં જુદા જુદા લોકશાહી પક્ષોનો સમાવેશ થાય છે. બલ્ગેરિયાની સરકાર લોકમોરચાના જુદા જુદા પક્ષોની મિશ્ર સરકાર ગણાય છે. વળી, લોકમોરચાની સ્થાનિક સંસ્થાઓમાં આમ સંસ્થાઓ જેવી કે સહકારી સંસ્થાઓ, ટ્રેડ યુનિયનો, કિસાન સભાઓ, સંસ્કાર મંડળીઓ વગેરેનાં પ્રતિનિધિઓને પણ લેવામાં આવે છે. આથી રાજકારોબારમાં જનતા સીધો ભાગ ભજવી શકે છે.

જ્યારે બીજા દેશો પોલેંડ, રૂમાનિયા, હંગેરીમાં લોકશાહી પક્ષોની મિશ્ર સરકાર અસ્તિત્વમાં છે.

## નવી સમાજવ્યવસ્થા

આમ, આ નવી લોકશાહીના સંગઠનના સ્વરૂપો અને લોકશાહીની મજબૂતીમાં તફાવત છે ખરો પરંતુ તમામ રાજ્યોમાં ઉદ્દામ સામાજિક અને આર્થિક અને રાજકીય પલ્ટાઓ થયા છે.

પ્રથમ તો યુગોસ્લાવિયા, બલ્ગેરિયા, હંગેરી અને છેલ્લે છેલ્લે રૂમાનિયાએ રાજાશાહીને દેશવટો દીધો છે. બીજું મૂળભૂત ક્રાંતિકારી ખેતસુધારાઓ કરીને તેઓએ એક જ ઝાટકે જમીનદારીને ખતમ કરી છે અને એની સાથોસાથ પ્રત્યાઘાતના એક થાણાને પણ ખતમ કર્યું છે. જમીનભૂખ્યા ખેડૂતે ખેડે એની જમીનના ન્યાયે જમીન આપી છે. (અહીં એ નોંધ લેવાની જરૂર છે કે યુગોસ્લાવિયામાં નાના પાયા પર સમૂહ ખેતીની શરૂઆત થઈ ચૂકી છે.)

ત્રીજું ખેડૂતની માફક શોષણની ભઠ્ઠીમાં પીસાતો કામદાર પણ મુક્ત થયો છે. નવી લોકશાહીના તમામ રાજ્યોમાં મહત્વના ઉદ્યોગો, બેંકો વગેરેનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે. અને ઝડપભેર યોજનાબદ્ધ વિકાસને પંથે તેઓએ કૂચ શરૂ કરી છે.

આમ રાજકીય, આર્થિક અને સામાજિક કારણે અનિવાર્ય એવી મહત્વની સામાજીક ક્રાંતિ આ દેશોએ કરી પણ 'પશ્ચિમની લોકશાહી'ના હિમાયતીઓ તો એમના પર સરમુખત્યારીનો જ આરોપ કરે છે. એ આક્ષેપને જવાબ દેવા એક દાખલો બસ છે.

બંધારણીય લોકશાહી પણ અહીં પશ્ચિમની લોકશાહી કરતાં તદ્દન જુદી જ છે. ગઈ ચૂંટણીમાં બલ્ગેરિયામાં કમ્યુનિસ્ટ પાર્ટીને ૨૨,૬૫૦૦૦ મત મળ્યા હતા જ્યારે સમાજવાદીઓને ૭૮૦૦૦ તથા ઝવેનોલીઅને ૭૨૦૦૦ મત મળ્યા હતા. પરંતુ પશ્ચિમની લોકશાહી અનુસાર આવી નાની લઘુમતિને ઠોકરે મારવાને બદલે અહીં આ બંને પક્ષોને સરકારમાં લેવામાં આવ્યા હતા.

આમ, આ જનલોકશાહીમાં એક નવું જ રાજ્ય નિર્માણ થઈ રહ્યું છે. મૂડીવાદ અને જમીનદારી પર સાં જબરો પ્રહાર પડી ચૂક્યો છે. અને સમાજવાદ તરફ આગે બઢવાની પરિસ્થિતિ સર્જાઈ રહી છે.

નવી લોકશાહીની આ ઉચ્ચ પ્રકારની સામાજિક વ્યવસ્થાનાં સુંદર પરિણામો પણ આવી રહ્યાં છે. ઝેકોસ્લોવાકિયાએ ગયા વરસે દ્વિવર્ષીય યોજના અનુસાર સોએ સો ટકાનો કવોટા પૂરો કર્યો હતો જ્યારે યુગોસ્લાવિયાએ તો નક્કી કરેલા ઉત્પાદન કરતાં ત્રણ ટકા વધુ ઉત્પાદન કર્યું હતું. યુગોસ્લાવિયામાં પંચવર્ષીય યોજનાને અંતે યુગોસ્લાવની રાષ્ટ્રીય આવક દોઢી થઈ ચૂકી હશે.

નવી લોકશાહીનો કામદાર પણ ઉત્પાદન માટે એટલોજ ઉમંગી છે. ૧૯૪૬માં ઝેકોસ્લોવાકિયાના કામદારની ઉત્પાદક શક્તિ ૫૦ ક્રોનાનની હતી પરંતુ એ વધીને ૧૯૪૭માં ૧૦૨ સુધી પહોંચી હતી એટલે કે બમણી થઈ ચૂકી હતી.

### તમામ પ્રજાઓને સમાન અધિકારો

નવી લોકશાહીનું એક બીજું મુખ્ય લક્ષણ જુદી જુદી પ્રજાઓ પ્રત્યે સમાનભાવની નીતિ છે.

બાલ્કન પ્રદેશમાં યુદ્ધ પહેલાં યુગોસ્લાવમાં સર્બીયન, ક્રોટિયન, સ્લોવેનિયન અથવા મોન્ટેનીગ્રીન પ્રજાઓમાં પોતાનું વર્ચસ્વ જાળવી રાખવા માટે પ્રત્યાઘાતીઓ એમની વચ્ચે વારંવાર અથડામણો કરાવતાં હતા.

પરંતુ યુદ્ધ દરમિયાન કમ્યુનિસ્ટ પાર્ટીએ ફાસીઝમ તથા દેશી પ્રત્યાઘાતી સામે તમામ પ્રજાઓને એક કરી અને યુદ્ધોત્તર સમયમાં પણ પ્રગતિના રાહે આગે બઢવા એ એકતાને જાળવી રાખવામાં આવી તથા વધુ મજબૂત બનાવવામાં આવી.

આજે આ તમામ પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર આપવામાં આવ્યો છે, છતાં પણ જુદા પડ્યા વિના તેઓ યુગોસ્લાવ ફેડરેશનમાં રહીને સમાજવાદને પંથે આગે બઢી રહી છે.

એવી જ રીતે રૂમાનીયા અને હંગેરી વચ્ચે હંમેશાં ઝઘડાનું કારણ બની ગયેલ રૂમાનીયન અને હંગેરિયન જનતાનો ટ્રાન્સીલ્વાનીયન પ્રદેશ અંગેનો પ્રશ્ન પણ ચાલે પડ્યો છે. તથા ઝેકોસ્લાવાકિયામાં તમામ પ્રજાઓને સમાન અધિકાર આપવામાં આવ્યો છે.

આમાં આ નવી લોકશાહીએ, પોતાની રાજસત્તા ટકાવી રાખવા માટે એક બીજી પ્રજાને લડાવી મારવાની જૂના રાજકર્તા વર્ગની પ્રત્યાઘાતી નીતિનો અંત આણ્યો છે અને તમામ પ્રજાઓના સ્વનિર્ણયના અધિકાર પર સમાન રાજ્યવ્યવસ્થા નિર્માણ કરી છે.

### પરદેશી શાહીવાદની ફગાવી દેવામાં આવેલી ધૂંસરી

નવી લોકશાહીનું એક ત્રીજું લક્ષણ પરદેશી શાહીવાદની ધૂંસરીને તેઓએ ફગાવી દીધી એ છે.

યુદ્ધપૂર્વે આ પ્રદેશોના અર્થતંત્ર પર પરદેશી શાહીવાદ એટલે બ્રિટિશ અમેરિકી, ફ્રેંચ શાહીવાદનું વર્ચસ્વ હતું. આજે જેમ હિંદ આઝાદ બન્યું છે એમ નામના જ આ દેશો આઝાદ હતા. હિંદની માફક યુગોસ્લાવના ધાતુ ઉત્પાદનના ૯૮ ટકા કારખાનાંઓ પરદેશીઓના હાથમાં હતાં. કાર્પેથીયન પર્વતના તેલના કૂવાઓ, કોલસા તથા લોખંડના ઉત્પાદન પર શાહીવાદીઓનો કબ્જો હતો. ટ્રાન્સીલવાનીયા પહાડમાંથી નીકળતું સોનું પણ હિંદની કોલારની ખાણોના સોનાની માફક પરદેશીઓને ત્યાં ચાલ્યું જતું હતું. રૂમાનિયાના તેલના ઉત્પાદનના ૯૧ ટકા પર પરદેશી માલિકી ભોગવટો કરતી હતી. બલ્ગેરિયાના કેમિકલ ઉદ્યોગના ૫૦ ટકા ભાગ પર શાહીવાદીઓનો અંકુશ હતો. ૧૩ ટકા કાપડ ઉદ્યોગ તથા ૭૦ ટકા તમાકુનું ઉત્પાદન એમના હાથમાં હતું.

પોલાંડ, ઝેકોસ્લાવાકિયા, હંગેરી વગેરે તમામ દેશોની આવી જ પરિસ્થિતિ હતી.

પરંતુ યુદ્ધને અંતે આ નવી લોકશાહી રાજ્યો એ પરદેશી શાહીવાદની આર્થિક ગુલામી અને એની સાથે અનિવાર્ય રીતે સંકળાયેલી રાજકીય ગુલામીને ફગાવી દીધી છે.

અલબત્ત આમ કરતાં તેઓને અટકાવવા માટે બ્રિટિશ અમેરિકી શાહીવાદે શામ, દામ, દંડ અને ભેદ એમ ચારેય પ્રકારના પ્રયાસો અજમાવી જોયા છે. પેટકોવ જેવા જમીનદારો તથા મૂડીવાદીઓના ઘરના ઘાતકી સમા નેતાઓથી માંડીને તેઓએ સીધી દમદાટી સુધીનો ઉપયોગ કર્યો છે. આ દેશોને મળતી લોનો તથા અનાજ વગેરે અટકાવ્યાં છે. માર્શલ યોજનામાં ભેળવવા માટે અનેક પ્રકારના પ્રયાસો તેઓએ કર્યા છે. તાજેતરમાં ઝેકોસ્લાવાકિયામાં પ્રધાનમંડળની કટોકટીનો બની ગયેલો બનાવ એ એનું ઉત્તમ ઉદાહરણ છે. ખેત સુધારાઓના બિલને રોકવા તથા દેશની સામાન્ય પ્રગતિમાં રૂકાવટ કરવા ઝેકોસ્લાવાકિયામાંના અમેરિકી એલચીની ખુલ્લંખુલ્લી ઉશ્કેરણી હેઠળ પ્રત્યાઘાતીઓએ કરેલું કાવતરું કેટલું ચોંકાવનાર હતું એની આજે હવે જગતના લોકશાહી બળોને જાણ થઈ ચૂકી છે. અને એનાથી

એ વધુ ભયંકર હદની ધાક, ધમકીઓ, દમદાટીઓ તથા સીધે સીધી દખલગીરીનો તાજેતરમાં પતી ગયેલી ઇટલીની ચૂંટણીના દિવસોમાંથી પણ ખ્યાલ આવી શકે એમ છે.

પરંતુ નવી લોકશાહીના દેશોએ આ તમામ પ્રયાસોને મારી હઠાવ્યા છે અને સમાજવાદને રાહે આગેકદમ ચાલુ રાખ્યા છે.

*

## સામ્યવાદની મંઝીલ તરફ

આ દેશોનું સમાજવાદના રાહેનું એકે એક કદમ મૂડીવાદની આર્થિક કટોકટીને વધુ ને વધુ ઉગ્ર બનાવે છે. એટલું જ નહિ પણ જગતભરમાં ૧૯૧૭ પછી અસ્તિત્વમાં આવેલી સમાજવાદી સમાજ-વ્યવસ્થા તથા મૂડીવાદી સામ્રાજ્ય વ્યવસ્થાની તાકાત-માં પણ પલ્ટો આણે છે. અને એટલા ખાતર જ બ્રિટિશ અમેરિકી શાહીવાદીઓ આ દેશો પર રોષે ભરાયા છે અને એમના વિષે જગતને ન જાણ થવા દેવા માટે તેઓએ લોખંડી પડદો ઢાંકી દીધો છે.

પરંતુ એવા ગમે એવા પડદાઓ અને દીવાલો જનતાની આગે બઢતી કૂચના ઇતિહાસના સમાજ-વાદને રાહે આગે બઢતા પ્રવાહને રોકી શકવાના નથી. ૧૯૧૭માં શાહીવાદની દીવાલમાં પહેલું ગાબડું પડ્યું હતું ત્યારપછી ૧૯૪૬માં બીજું ગાબડું પડ્યું છે. એ ગાબડું હવે દિન બ દિન વિશાળ બની રહ્યું છે. એશિયામાં ચીન દેશ આ દિશા તરફ જઇ રહ્યો છે. બીજાં સંસ્થાનો પણ એ જ રાહે આગે બઢી રહ્યાં છે. મૂડીવાદી દેશોના કામદાર આંદોલનો પણ એમાંથી પ્રેરણા પી, એ રાહે આગે ધપી રહ્યાં છે. હવે કોઇ એ લોકશાહી, પ્રગતિ અને સમાજવાદની આગે બઢતાં બળોને રોકી શકનાર નથી. અને એ વાત પણ એટલી જ સાફ છે કે એને રોકવાનો પ્રયાસ કરનારાઓ નિષ્ફળ ગયા વિના રહેનાર નથી.

કારણ કે એ તમામ માર્ગો પ્રગતિના છે; અને એ તમામ નાની મોટી સરિતાઓ જેમ આખરે સમુદ્રને મળે અને એમાં સમાઈ જાય એમ સામ્યવાદના પ્રગતિના મહાધ્યેયમાં મળે છે અને એમાં સમાઈ જાય છે.



# રશિયા ને નૂતનલોકશાહી દેશો

૧

શ્રી. એસ. એમ. નાણાવટી એક હિંદી ઉદ્યોગપતિ છે.

ગયા ઓક્ટોબર (૧૯૪૭) માસમાં હિંદી સરકારે એમને સોવિયેત રશિયાની સફરે પાઠવ્યા હિંદ સાથે વેપારી સંબંધો બાંધવાના કામે.

શ્રી. નાણાવટી આ પૂર્વે પણ, વેપાર ધંધા અંગે જ રશિયા જઈ આવેલ છે–પહેલી વાર ૧૯૩૪ માં, બીજી વાર ૧૯૩૯માં.

આ વેપારી-ગૃહસ્થને મુંબઈના 'સોવિયેત મિત્ર મંડળે' આમંત્રણ આપ્યું ને રશિયા વિષેની તેમના મન ઉપર જે છાપ હોય તે આપવા જણાવ્યું. શ્રી. નાણાવટીએ એ લાંબી વાતચીત દરમિયાન જણાવ્યું તેનો સાર એ છે કે–

જ્યારે જ્યારે હું રશિયા ગયો છું ત્યારે ત્યારે પહેલેથી મારા મિત્રોએ, ખાસ કરીને યુરોપના વેપારી સાથીદારોએ મારા કાનમાં ફરી ફરી વાતો કહી મને એ દેશથી ચેતાવવા કોશીશો કરી છે.

પરંતુ મેં તો જે જોયું છે તેથી ખાસ ભડકવા જેવું કશું મને જણાયું નથી.

ક્રાંતિ બાદ ત્યાંના લોકોને એમજ લાગે છે કે રાજ્યસત્તા અને તેમની વચ્ચે કોઇ ભેદ નથી. તથા ત્યાંના ઉદ્યોગો–કારખાનાં પણ કેમ જાણે તેમનાં પોતાનાં જ છે!

એથી જ તો, જેમ દેશની સંપત્તિ વધે, ને ઉદ્યોગો તથા ખેતીનું ઉત્પાદન વધે, તેમ તેમ ત્યાંના નાગરિકોનું જીવનધોરણ ઊંચું ને ઊંચું જતું જાય છે. પરિણામે એક બાજુ નાગરિકો દેશની સંપત્તિ વધારવા માટે પોતાથી બનતું બધું કરી છૂટે છે; તો બીજી બાજુ, સરકાર આ શ્રમજનતાનાં હિતો બધી રીતે સાચવે છે.

તાજુબીની વાત તો એ છે કે, ગયા વિશ્વયુધ્ધે રશિયાને સૌથી વધુ નુકશાન પહોંચાડ્યું છે, છતાં હું ત્યાં ૪–૫ માસ પૂર્વે હતો ત્યારે જ મેં જોયું કે, તેઓ પોતાના દેશની બધી જરૂરિયાતો પૂરી કરી, વધુ ઉત્પાદન કરતા થઈ ગયા હતા! યુદ્ધ બાદ બે વરસમાં જ વધારાનો માલ પેદા કરનાર આ એક જ દેશ છે– અને એ ચમત્કાર ત્યાંની વિશિષ્ટ સમાજ–પદ્ધતિને આભારી છે.

રશિયનોને બીજા દેશો પર વિજય મેળવવા લડાઇઓ કરવાની જરૂર નથી. એમની વિચારસરણી જ એવી છે કે બીજા દેશોમાં, ત્યાંની કુદરતી પરિસ્થિતિને કારણે, પહોંચી જાય છે.

(ઇન્ડો–સોવિયેત–જર્નલ : મે)

★

૨

હવે આપણે એક જાણીતા હિંદી પત્રકારનો તેમનો જાત અનુભવ કહેવા આમંત્રીએ. તેઓ તાજેતરમાં પૂર્વ યુરોપના નૂતન લોકશાહી દેશોમાં (ઝેકોસ્લોવાકિયા, પોલાંડ, રૂમાનિયા, હંગેરી, બલ્ગેરિયા, યુગોસ્લાવિયા, આલ્બેનિયા, વગેરે,) સારું એવું પર્યટન કરી આવ્યા છે.

તેઓ છે–મુંબઇના અંગ્રેજી અઠવાડિક 'બ્લિટ્ઝ'ના તંત્રી શ્રી. આર. કે. કરંજીયા.

તેમને સવાલ પૂછવામાં આવ્યો કે—

"પૂર્વ યુરોપના નૂતન લોકશાહી દેશો તો રશિયાના ખાંધિયા દેશો છે. તેમને કોઇ સ્વતંત્ર પરદેશ નીતિ નથી આમ કહેવાય છે, તે બાબત તમે શું માનો છો?"

જવાબમાં તેમણે કહ્યું—

"આ નૂતન લોકશાહી દેશો, પરદેશ નીતિ

સંબંધે કાંઇ નહિ તો બ્રિટન જેટલા તો સ્વતંત્ર છે જ છે. અને જો ફ્રાન્સ, ઇટલી યા ગ્રીસની સાથે સરખાવું તો, અમેરિકાની ચુંગાલમાં પડેલા આ ત્રણે દેશો કરતાં તેઓ વધુ સ્વતંત્ર છે.

એક તો, આ બધા દેશો 'સ્લાવ' દેશો છે. અને બીજું, પશ્ચિમના દેશોની આજ લગીની દગાખોરીનો તેમને અનુભવ છે. પરિણામે તેમને બ્રિટન અને ફ્રાન્સ કરતાં રશિયા પર વધુ વિશ્વાસ છે.

આ બધા દેશોએ ભીષણ કુરબાનીઓને અંતે પોતાની આઝાદી, બીજા વિશ્વયુદ્ધ બાદ, તાજેતરમાં હાંસલ કરી છે. અને તેમણે પોતાના ઘરની રજવાડી સામંતશાહી—જમીનદારીને ખતમ કરી નૂતન સમાજરચના હાંસલ કરી છે.

આવા આ દેશો બ્રિટિશ-અમેરિકી સત્તાને જ્યારે પોતાની વિરુદ્ધ વર્તતી દેખે છે, ત્યારે સ્વાભાવિક રીતે તેઓ રશિયા તરફ મદદની મીટ માંડે છે. તેઓ મૂડીવાદી પ્રતિક્રાંતિ સામે સમાજવાદી રશિયાની દોસ્તી પસંદ કરે છે.

આ મદદ અને મૈત્રીના સંબંધો બાંધતાં તેઓ સ્વેચ્છાએ અને ખુશી થઇને તેમની કેટલીક સ્વતંત્રતાનો ભોગ આપે છે, પરંતુ આ બાંધછોડમાં, ઇટલી ને ગ્રીસ જેવા દેશો પર અમેરિકાની જે ક્રૂર દાદાગીરી જોવા મળે છે, એવું કશું મેં ત્યાં જોયું નથી."

*

ત્રીજા વિશ્વ યુદ્ધ વિષેના સવાલનો જવાબ આપતાં તેમણે કહ્યું—

"ખરી રીતે એ તો એક ભડકામણી જ છે. ખરેખર યુદ્ધની કોઇ શક્યતા હું જોતો નથી. અમેરિકા, બ્રિટન કે યુરોપનાં તેનાં પિઠુ રાજ્યોની હિંમત નથી કે યુદ્ધ શરૂ કરે. હમણાં હમણાં અમેરિકાના રાજપુરુષોએ યુદ્ધની ઘોષણાઓ કરવા માંડી છે તેનાં કારણ એ છે કે, તેઓ પ્રમુખપદ માટેની આવતી ચૂંટણી માટે એ રીતે પોતાની લાયકાત પૂરવાર કરવા માગે છે; બીજું—અમેરિકામાં જોશભેર જે મંદી અને કટોકટી આવી રહી છે તેને ઢાંકવા માગે છે; અને સાથોસાથ જગતભરના જાગેલા ને જંગે ચઢેલા સામાન્ય માનવી સામે તે આંતરરાષ્ટ્રીય મૂડીવાદ—શાહીવાદનો મોરચો ઊભો કરવા માગે છે.

પરંતુ પૂર્વ યુરોપના દેશો આથી ભડકતા નથી. તેમને ખબર છે, પાકી ખાત્રી છે કે તેઓ શાંતિ અને પ્રગતિ માટેની લડતમાં સફળ થનાર છે; અને શક્તિશાળી સમાજવાદી સમવાયતંત્ર રૂપે જરૂર બહાર આવનાર છે."

(ઇન્ડો-સોવિયેત-જર્નલ: એપ્રિલ)



# ધીંગાણું

★ કચ્છી પ્રજાનું

★ હાળી–ગુલામોનું

## ૧

સોરઠી ધીંગાણાંની કથાઓ તો હવે ઇતિહાસ મશહૂર છે.

ને એ સોરઠને માથે ધીખતા રણની ધરતી લઈ પથરાયેલ કચ્છ ભૂમિની પુરાણી તવારિખ યે ઓછી રોમાંચક નથી. સતને કાજે, ટેકને કાજે, ન્યાયને કાજે અદનાં માનવીએ શેઠ–શાહુકારો ને સત્તાધારી જુલમગારો સામે માંડેલાં ધીંગાણાંની કથાઓ હજી આજે ય ત્યાંની લોકજીભે રમી રહી છે.

પણ અંગ્રેજ સરકારનું રાજ ચાળે પડી ગયું; ને કચ્છના રાવની ગાદી સલામત થઇ એ પછી કોઇ અદના આદમીનાં ધીંગાણાંની વાત ત્યાં સુણી જાણી નહોતી. વરસોથી દેશદેશાવર ખેડતા ત્યાંના ખારવાઓએ કંઇ કંઈ સાહસકથાઓ સરજી છે, ને રણની ભૂમિમાં જીવતરની ખેડ કરનારા કચ્છીઓએ કંઇ કંઈ પરાક્રમો કરેલ હશે—પણ એ બધું કોક માલિકને માટે ! શાહુકારના શોષણને માટે, કે સરકારની લડાઇ માટે ! એનાં ઘરનાં તો એનાં એ દોઝખમાં જીવતાં, મોટાં થતાં ને મરતાં જ રહ્યાં છે !

વરસો વરસોથી એ હાલત રહી છે. ને એ તુચ્છ જીવાત જેવાં માનવીઓ ફરી પાછા કોઇ દિ' ધીંગાણે ચઢી શકે, એ વાત જ કોઈની ધારણામાં આવે એવી રહી નથી.

અને એથી જ તો ૧૯૪૮ના એપ્રિલની ૨૪મી એ બની ગયેલ બીના કોઈના માન્યામાં આવી ન હતી.

એ દા'ડે નૂતન કચ્છનો ઇતિહાસ નવેસરથી લખાયો. એ દા'ડે ફરી પાછું હક્ક ને ન્યાય માટેનું અદના આદમીનું ધીંગાણું જાગી ઊઠ્યું !

કચ્છમાં ય ઓગસ્ટની આઝાદી બેસી ગઇ હતી. ને તો ય અનાજ–કપડાંના વખા એવા હતા–દશા ઊલટી બદતર બની હતી. સરકારી નોકરની દશા બગડી હતી. કારકુન ગુમાસ્તાની હાલત કથળી હતી. પોલિસ સિપાઇને મોટર ડ્રાઇવરની હાડમારી વધી હતી. કામદાર ને ખેડૂતનું તો પૂછવું જ શું ?

ને એ બધાએ ભેગા થઈ મહારાવને ચરણે અરજીઓ ધરી હતી. દિવાનને બંગલે ધા નાખી હતી.

ને મહારાવે ને દિવાને એ અરજીઓને હવામાં ઉડાવી દીધી હતી. ઉપરથી ધાકધમકીઓ પીરસી હતી.

ત્યારે એ મહેનતજીવીઓએ ભેગા થઇ સંઘ સ્થાપ્યો હતો ને એકી અવાજે પડકાર ગજાવ્યો હતો: 'પગારમાં વધારો કરી આપો; નહિ તો તા. ૨૪મીએ ધીંગાણું જગાવશું. રાજ્યે મૂછો પર તાવ દઈ એ અવાજને અવગણ્યો હતો ને વતનના વડીલોએ જુવાનિયાઓની ઉદ્ધતાઇને વખોડી કાઢી હતી–પણ કોઇએ ન ધારેલું, ન માનેલું બન્યું. ૧૯૪૮: એપ્રિલની ૨૪ મીએ ધીંગાણું જાગી ઊઠ્યું.

રાજની પોલિસ ને પટાવાળાએ 'રજા' પાળી. કારકુનોએ 'હડતાળ' કરી. રાજ્યના ડ્રાઇવરોએ 'કામ છોડી દીધું.' ને કામદારોએ તો એમાં ઉજાણી નો અવસર જોયો.

૩૦૦૦ કચ્છી વિદ્યાર્થીઓ આ મોરચાના થનગનતા પ્રાણ બન્યા. ને ભુજથી શરૂ થયેલો વંટોળ અંજાર, માંડવી, મુન્દ્રા ને ભચાઉ લગી પહોંચી વળ્યો.

ચારે બાજુથી ગગનભેદી નાદ ગાજ્યો: ને ચારે કોર રસ્તાઓ પર ધીંગાણું પથરાવા લાગ્યું: "રાજાશાહીનો નાશ હો" "દિવાન આશરને કાઢી મૂકો"

*

અને કચ્છની ભૂમિ પર ચમત્કાર પસર્યો. ભુજ સ્ટેશને રેલગાડીઓ થંભી ગઇ. ને ગામોગામ વચ્ચે દોડતી બસ-મોટરો અટકી ગઇ. ગાડીવાળાઓએ

ગાડીઓ ન હંકારી. ને રાજદરબારની મોટરો ડેલામાં પડી રહી.

રાજદરબાર ! એ દરબારી ડેલામાં ય ધીંગાણું ગાજી ઊઠ્યું. મહેમાનઘરના રસોયા, બટલરો ને નોકરો ય ધીંગાણે ચઢ્યાઃ " અમને ય પગાર વધારી આપો. "

ને ત્યારે રાજની જેલોમાં સબડતા માનવીઓએ ય પોતાનાં 'સ્વતંત્ર'. ભાંડુઓની હમદર્દીમાં એ સાંજે રોટલા ફગાવી દીધા.

*

કોઈએ માન્યું ન હતું ને કોઈએ ધાર્યું ન હતું એવું ધીંગાણું એ ધીખતી રેતાળ ધરતી પર જાગી ઊઠ્યું. ને હાંફળી બનેલી ભુજ સરકારની સેના ને એની વહારે ધાયેલી ' આઝાદ ' હિંદી સંઘની ગુરખા સેના ય ઘડીભર તો આંખો ચોળતી થંભી ગઈ. દરબારગઢના દરવાજા ધણધણી ઊઠ્યાઃ " ફસ્ટી લેગ હૈ તૈયાર !" ત્યારે કાયર દિલના અમલદારોએ પાછલે બારણે પોબારા ગણ્યા. ઘણાખરા તો પહેલેથી જ એ દા'ડે દરબારગઢનું મોં જોવા જ આવ્યા ન હતા.

" મહારાણા ક્યાં ?" કોઈએ રાડ નાખી. ને ટોળામાંથી અટ્ટહાસ્ય પ્રસર્યું: " એ તો ક્યારના ય છૂ થઈ ગયા !"

ને ત્યારે દિવાન છાતીમાં દર્દ સેવતા બંગલામાં ભરાઈ બેઠા હતા.

ટોળામાંથી અવાજ આવ્યોઃ " સર કરો દરબારગઢ !" ને ટોળું આગળ ધસ્યું.

સામેથી લાઠીઓ ને બંદૂકો ધણુણી ઊઠી. વિદ્યાર્થી વીંધુ ધવાયો. જુવાન ધીરજ ધરણી પર ઢળી પડ્યો. ને પછી તો કંઈક ઘવાયાં ને ગભરાયાં ! પણ ધીખતી ધરતી વીરોનાં લોહીથી વધુ ધગી ઊઠી ! રાજાશાહીનું આસન ડોલી ઊઠ્યું.

ધીંગાણું જાગ્યું હતું—લોહી દેખી એ ઊલટું ભભૂકી ઊઠ્યું હતું !

*

રાજાશાહીએ હાર કબૂલી. સંઘની તમામ માંગો સ્વીકારી લીધી. ને પેકમિશન પર પ્રજાના બે પ્રતિનિધિઓને સ્વીકારી લીધા. .......

તાજુબી એની નથી કે ધીંગાણું છેડ્યું. તાજુબી તો એની છે કે, " પગારવધારા " માટે ય આવું ધીંગાણું ખેલવું પડ્યું !

## ૨

૧૯૩૮ ! ગુજરાતના કલંક સમાન મધ્યયુગી હાળી–ગુલામીને ફગાવી દેતો, પ્રથમ પડકાર હલેટ–માંડવી (વડોદરા અને 'બ્રિટિશ') પ્રદેશોના હજારો હાળીઓ–' દુબળા ' ગુલામોએ બુલંદ કર્યો. ગામે ગામના હજારો હાળીઓએ એમના 'ધણિયામા'ઓ (માલિકો) સામે માથાં ઊંચકયાં. પ્રથમવાર ખરેખરું ધીંગાણું જાગી ઊઠ્યું.

વરસો પૂર્વે કોઈ ગાંધીવાદી સેવકે ( શ્રી. નરહરિ પરીખે ) ગુજરાતને માથેના આ કલંકને ભૂંસી નાખવા ઉપવાસ આદર્યા હતા, તો શ્રી જુગતરામ દવે જેવાએ આશ્રમો કાઢી દુબળા–ગુલામોને 'શિક્ષણુ સંસ્કાર' આપીને માનવી બનાવવાના તરંગી મનસૂબા સેવ્યા હતા. પણ ગુલામીના એ કલંકને, માનવતાના એ પાપને ધરમૂળથી ખતમ કરવા એમણે અવાજ ઉચ્ચાર્યો ન હતો !

૧૯૩૮–પ્રથમ ધીંગાણું દોરતા કિસાનસભાના ઇન્દુલાલ યાજ્ઞિક, પાંગારકર ને ચંદ્રભાઈ ભટ્ટની ગર્જનાઓ વનવગડા વીંધી ઝૂંપડે ઝૂંપડે પાયો પાડી ઊઠી. ધણિયામો ( મુખ્યત્વે પારસી, અનાવિલ જમીનદારો ) થથરી ઊઠ્યા. પ્રથમવાર સત્તામાં આવેલ કોંગ્રેસી સરકાર ચે કાંપી ઊઠી.

ને ત્યારે ઇન્દુભાઈ ને પાંગારકર ને ચંદ્રભાઈ પર મનાઈહુકમો છૂટયા ! ને ત્યાર ખેર સાહેબ ને મોરારજી ( ૧૯૩૮માં તેઓ અનુક્રમે વડાપ્રધાન તથા મહેસુલી પ્રધાન હતા )ની સવારીઓ સુરત જીલ્લામાં દોડી પહોંચી. ને ધાકધમકીઓનું સત્ર શરૂ થઈ ગયું.

પણ ગુલામી જાગી ચૂકી હતી. વિરાટ જાણે કરવટ બદલી રહ્યો હતો. આઝાદીની અજબ હવાની તમન્ના થનગની ઊઠી હતી. પ્રથમવાર માનવી

તરીકે જીવવાનો હજારોનો નિરધાર અમલી બનવા અધીરો બન્યો હતો. એવા એ દુબળા-ગુલામોના માથા પરથી ધાકધમકીઓ પાણીના રેલાની જેમ વહી ગઈ. ધીંગાણું આગે બઢ્યું-લપેટ, માંડવી ને ત્યાંથી બારડોલી!

*

**બારડોલી!** બારડોલીની 'પાવન' ભૂમિ પરતું 'પાપ'યે સળવળી ઊઠ્યું! સરદાર પટેલની ગાદી પર ગુલામોના બંડખોર પંજા પડછાયા પાથરી રહ્યા. સરદાર પટેલ આવતાં એધાણ વરતી ગયા.

તાબડતોબ ધણિયામા-જમીનમાલિકોને ભેગા કરી શીખના બે બોલ કહ્યા: 'જમાનો સમજી જાવ'ને સરદારમાં પૂરો વિશ્વાસ ધરાવનાર માલિકો સાનમાં બધું સમજી ગયા. સરદારે ખરડો તૈયાર કર્યો કે બાર વરસો જતાં દુબળો-ગુલામ આઝાદ થશે-એ દરમિયાનમાં તે પોતાનું જૂનું દેવું વળાય એટલું વાળી આપે: દરમિયાન જેમનું પૂરું દેવું ભરપાઈ થઈ જાય તે તે દિવસથી છૂટો થાય. પણ જો એ દરમિયાનમાં નવું દેવું કરે તો એ બાર વરસ પછી ય એની ગુલામી ચાલુ રહે!

ધણિયામાઓને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. માલિકોએ ખુશીથી સહીસિક્કા કરી આપ્યા.

દસકો વીતી ગયો છે; ને સહી સિક્કા હજી એવા ને એવા ગુલામીના કલંકની છડી પોકારતા ઊભા છે! સુરત જીલ્લાના ૨ લાખ ગુલામો હજી 'કરાર'ના બાંધ્યા ગુલામીમાં સબડે છે! કરારી આઝાદીની છેતરામણી આજે ય એમના પર ક્રૂર અટ્ટહાસ્ય વેરી રહી છે!

*

ત્યારે ફરી વાર ધીંગાણું જાગી ચૂક્યું છે. ૧૯૩૮નો ધુંધવાયેલો દાવાનળ ભભૂકી ઊઠ્યો છે. કિસાન સભાના લાલવાવટાએ ચિખલી-બોરપાડના હજારો હાળીઓમાં નવી હામ પેટાવી છે.

* ડુંગરાના હાળી-ગુલામો બારબાર મહિના થયાં આઝાદીનો અમલ કરી રહ્યા છે.

* ૧૯૪૮ જાન્યુઆરીની ૧૦! ૩૦-૪૦ હજાર ગુલામોએ પોતાનો નિરધાર જાહેર કરી દીધો છે: "૧લી મેથી અમે આઝાદ છીએ."

* અને આજે ચાર ચાર મહિના થયાં **વડોલી** અને કણબીના દુબળાઓએ એ નિરધારને આકાર આપ્યો છે-ધણિયામાનું વાસીદું પાણી બંધ; ઢોર ચરાવવાનું બંધ; એનાં ખેતરોની ગુલામી બંધ!

*

માલિક-ધણિયામાઓએ મહિનાઓ થયાં દાદાગીરી, ગુંડાગીરી, ધાકધમકીઓ ને સતામણીથી ગુલામોનાં ગળાં ઘૂંટવા માંડ્યાં છે. ઉમરાછીનો આખો દુબળાવાડો બાળીને ભસ્મીભૂત કર્યો છે! ઠેર ઠેર શારીરિક હુમલાઓ કર્યા છે ને ફરી પાછી કોંગ્રેસી સરકારે ય ધણિયામાઓનો જ પક્ષ સાધ્યો છે. કિસાન કાર્યકરોને જેલોમાં ગોંધ્યા છે; સભાઓ પર મનાઈ હુકમો ફટકાર્યા છે, ને દુબળાઓ પર ધાક-ત્રાસનું સામ્રાજ્ય જમાવ્યું છે. ઉપરથી જાગેલાંને સુવાડી દેવા 'હાળી-તપાસ-કમિટિ'નું પોકળ ફારસ યે રચ્યું છે!

પણ ધીંગાણું શમ્યું નથી! શમતું નથી!!

દૂર...દૂર રાજપીપળાના ભીલો પણ પડકાર કરતા ઊભા થયા છે. સેંકડો-હજારોની જંગી સભાઓ ગર્જી ઊઠી છે: "ગુલામીને ખતમ કરો; મજૂરીના દર ઠેરવો." ને હડતાળ ઝીંકાઈ ચૂકી છે.

અને ત્યારે રાજપીપળાની લોકસભાની નવી સરકારે ભડકી ઊઠી એ ભીલોના અવાજને રૂંધવા સભા પ્રતિબંધ ફરમાવ્યો છે! ઉપરથી, એણે ય બીજું સંકેલી લેવા "હાળી-તપાસ-કમિટી"ની પોકળ જાહેરાત કરી છે. પણ આગ ધુંધવાઈ રહી છે-ધીંગાણું મોં ફાડી ઊભું છે!

*

જાગેલો માનવી છેતરાતો નથી. ને ધીંગાણે ચડેલી જનતા હાથ જોડી બેસતી નથી. દૂર...દૂર... ગાયકવાડી રાજના કામરેજ તાલુકામાં, કોઈ કિસાન નેતા ભલે ત્યાં ગયો નથી, પણ -ગુલામીને ફગાવી

# મૃત સાથીનું અમરસ્મિત

લેખક : કૃષ્ણચન્દ્ર

[ બિ. ભારદ્વાજ સામ્યવાદી પક્ષની કેંદ્રીય સમિતિના સભ્ય હતા. ક્ષયની પથારીએથી કોંગ્રેસ સરકારે તેમને ગીરફ્તાર કર્યા. હિંદી જનતાના લોકશાહી આત્માને તેનો આઘાત લાગ્યો છે. ગુજરાતમાં શ્રી. ઉમાશંકર જોશીથી માંડીને હિંદભરના બુદ્ધિજીવીઓએ આ કૃત્યને વખોડી કાઢ્યું છે. ઉર્દૂ ભાષાના પ્રખ્યાત વાર્તા લેખક શ્રી કૃષ્ણચંદ્રે બિ. ભારદ્વાજને અર્પેલ ભાવભીની શ્રદ્ધાંજલિમાંથી કેટલાક ફકરાઓ અમે અહીં રજુ કરીએ છીએ.—તંત્રી. ]

બિ. ભારદ્વાજને હું સન ૧૯૪૦માં મળ્યો તે લાહોરમાં. ત્યારે પણ પાર્ટી ગેરકાયદેસર હતી. અને પાર્ટીના કાર્યકરો ભોંયભીતર ચાલ્યા ગયા હતા. શામળો રંગ, નીચું કદ અને દૂબળું પાતળું શરીર. ભારદ્વાજને જોઇને કોઇને ખ્યાલ પણ ન આવે કે મૂઠીભર રાખમાં આટલી આગ છુપાઇ રહી હશે, અને આ શરીર, એક દેશભક્ત તેમજ સામ્યવાદીના જીવનમાં સ્વાભાવિક એવી અથાગ મહેનત અને મુસીબતોનો ભાર ઝીલી શકતું હશે.

તે દિવસોમાં હું લૉ કોલેજમાં ભણતો અને કોઇ પણ સિદ્ધાંત પ્રત્યે મારામાં ખાસ પાકો વિશ્વાસ બંધાયો ન હોવાથી અમુક સિદ્ધાંત કરતાં તે કાર્યકરની પ્રતિભા પ્રત્યે મને વિશેષ આકર્ષણ રહેતું. ભારદ્વાજનું વ્યક્તિત્વ મારાપર જરા પણ છાપ પાડી ન શક્યું. તે દિવસોમાં પંજાબની કોંગ્રેસમાં ફાટફૂટ અને વાડાબંદીનો તો કોઇ શુમાર રહ્યો નહોતો. સતત આડે આવતી મડાગાંઠથી કંટાળી જુવાનો કોંગ્રેસ સમાજવાદી પક્ષ તરફ ખેંચાવા લાગ્યા હતા. સમાજવાદીઓએ ' સંયુક્ત લોકમોરચો ' સ્થાપવાનું સૂત્ર સ્વીકાર્યું હતું એટલે સમાજવાદીઓ તેમજ સામ્યવાદીઓ, રેડિકલ ડેમોક્રેટ અને ગદર પાર્ટીના જૂના સભ્યો, અરાજકતાવાદી તેમજ ત્રાસવાદીઓ કોંગ્રેસ સમાજવાદી પક્ષમાં જોવામાં આવતા હતા.

તેમની વચ્ચેના મતભેદો દૂર કરવા ઉપરાઉપર ચર્ચાઓ ગોઠવાતી. આવી જ એક સભામાં બિ. ભારદ્વાજ જોડે મારી મુલાકાત થઇ ગઇ. લાહોર ખાતેનું તેમનું આગમન તદ્દન ગુપ્ત રાખવામાં આવ્યું હતું અને બહુજ થોડા માણસો એ વાત જાણતા હતા.

---

દેવાનો અવાજ તો જીવનની વાસ્તવતામાં જાગ્યા વિના રહ્યો નથી !

*૧લી મે આવે–આવે એ પહેલાં જ તો આઝાદીનું* જીવન વીર હાળીઓએ આરંભી દીધું છે–દેરોદના ૬૦ ઝૂંપડાંના ૩૫૦ ગુલામોએ, કોઇની કશી રાહ જોયા વિના પોતાની માનવતાને બુલંદ કરી દીધી છે.

આ લખાય છે ત્યારે મહિનો પૂરો થવા આવ્યો છે. સરકારી–જમીનદારી દમન ને ધાકધમકીઓ પૂર પાટ વરસી ચૂકી છે; છતાં આઝાદીનું ધીંગાણું વિજયી ગર્જનાઓથી સારા ગુજરાતની માનવતાને ઢંઢોળતું આગે બઢી રહ્યું છે.

તમામ જૂના કરારો, કાયદાઓ અને રિવાજો-માનવીની ગુલામીની રક્ષા કરતા તમામ ઉજળિયાત કાવાદાવાઓને આખરી પડકાર આપતા બે લાખ *ગુલામો એક દેહ એક કંઠ બની ગર્જી રહ્યા છે:*

—અમે આઝાદ છીએ–ગુલામીને ફગાવી ચૂક્યા છીએ.

—પાછલું બનાવટી દેવું અમે ફગાવી દીધું છે.

—રોજી-મજૂરી (રૂા. ૧।।) પર કામ કરવા અમે ગર્જી છીએ.

અમે સ્વતંત્ર નાગરિક છીએ, અમે શ્રમ-માનવી છીએ.

૩૦–૫–૪૮

—ભોગીલાલ ગાંધી.

૭ સાત દિવસ પછી લજપતરાયભવનવાળી લાયબ્રેરીના ઉપરના ખંડમાં જૂથની એક સભા ભરાઇ હતી. તેમાં મિ. ભારદ્વાજ હાજર રહ્યા અને ત્યારે જ મેં તેમને પહેલીવાર જોયા. તેમને વિશે મેં ઘણી ઘણી વાતો સાંભળી હતી.

"એ એક રાજકીય પક્ષનું સંગઠ્ઠન કરવા માટે અહીં આવ્યા છે." "તેઓ ઘણી જ ઊંચી કોટીના નેતા છે."

"હજી સુધી તેમને પોલીસ પકડી શકી નથી" વગેરે વગેરે. પણ મને ધરખમ અને પડછંદ નેતાઓનો જ મોહ હતો. એટલે ભારદ્વાજની સુકલકડી દેહ મારા પર જરાપણ પ્રભાવ પાડી ન શક્યો.

ખેર, આ તો પ્રથમ દર્શનની વાત કહેવાય. ચર્ચા શરૂ થઈ. હજારવાર ચર્ચાઇ ગએલો સી. આઇ. ડી. વાળો મામલો ફરી રજુ થયો. અને ભારદ્વાજે બિરાદરોને એવી તો સંભળાવી કે હું તો જોતો જ રહ્યો. કેમ જાણે તેની જબાનમાંથી શબ્દો નહિ પણ આગની ઝડીઓ બિરાદરોના પરસ્પર આરોપોપર વરસી રહી ન હોય! આંખોમાંથી તણખા ખરતા હતા અને તેમનો ચહેરો તો તદ્દન બદલાઇ જ ગયો હતો. તે હવે ભારદ્વાજ રહ્યો ન હતો કે જે બે મિનિટ પહેલાંજ બધાની જોડે હસી હસીને વાતો કરી રહ્યો હતો. આ બેઠકમાં રુઢી અને જૂના ખ્યાલવાળાઓ મોજૂદ હતા. તેમણે બેશુમાર દલીલો કરીને ભારદ્વાજનું મોં બંધ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેઓ ખોટા માર્ગપર હતા અને એટલે જ તેઓ ન ફાવ્યા.

પંજાબના સમાજવાદી રાજકારણમાં જે સવાલે મહત્વનો ભાગ ભજવ્યો છે તેનાથી જ ભારદ્વાજે શરૂઆત કરી–કયો કાર્યકર છૂપીપોલીસ જોડે સંબંધ ધરાવે છે? ત્યારબાદ તીખી ભાષામાં તેનું સાચું મહત્વ સમજાવ્યું અને બતાવી આપ્યું કે આ મોટા સવાલોનો ઉકેલ તરત ન લાવી શકાતો હોય તેથી શું બીજા નાના નાના સવાલો પણ અણઉકેલ્યા જ રાખવા? તે દરમ્યાન મજૂર કિસાનોમાં કામ થઇ શકે છે, વિદ્યાર્થીઓનું સંગઠ્ઠન સાધી શકાય છે એટલું જ નહિ પણ અરાજકતાવાદી દળોથી જુદો પાડીને આમજનતાના હિતમાં કામ કરે તેવો પ્રગતિશીલ મોરચો સ્થાપવાનું કામ ઉપાડી શકાય પછી તો તેમણે લોકશાહી મૂડીવાદી ક્રાંતિ અને સામ્યવાદી ક્રાંતિના જુદા જુદા તબક્કાનું વિવરણ કર્યું અને હું તો આ દુબળી પાતળી વામનમૂર્તિના વિરાટ સ્વરૂપ તરફ ડઘાઇને જોઈ જ રહ્યો. રુઢીના પૂતળાઓએ ભારદ્વાજની દલીલો તોડી પાડવાના અનેક પ્રયાસો કર્યા પણ તેમને દરેક વખત સામી લપાટ જ ખાવી પડી. પછી તો વાર્તાલાપ વાડાબંધી અને તેના નાનાવિધ સૂક્ષ્મ સ્વરૂપ તરફ ઢળી ગયો અને કેટલીક એવી સમસ્યાનો જોતજોતામાં નીવેડો આવી ગયો કે જે અમે કલાકોની જીભાજોડી પછી પણ ઉકેલી શક્યા નહોતા. આ નિર્ણયોને એક કાગળ પર ઊતારવામાં આવ્યા અને તે પર બધા સહી કરવા લગ્યા! એટલામાં દરવાજો ખડખડ્યો. બધાના મોં દરવાજા તરફ વળ્યા.

"કોણ છે?"

"પોલિસ. દરવાજો ખોલો. પોલિસ!"

ઓરડામાં અંધારું હતું. તે અંધારું કેમ જાણે વધારે ઘેરું બન્યું. ઓરડાનું એક બાર લાયબ્રેરીમાં પડતું હતું. ત્યાં પણ પોલિસ ખડી હતી. બીજું બારણું લ.લા અચિંતરામના ઓરડા તરફ લઈ જતું હતું; પણ ત્યાંયે પોલિસ હાજર હતી. અને મિ. ભારદ્વાજને તો કોઇ પણ ભોગે પોલિસથી બચાવવા જ જોઇએ. અચાનક કેટલાક બિરાદરો ઊભા થઇ ગયા અને હાથમાં ખુરસીઓ ઉપાડી લીધી. તરતજ ભારદ્વાજે કાગળના ઝીણા ઝીણા ટુકડા કરીને ચાવવા માંડ્યા. હજી પણ એ તસ્વીર મારી આંખ સામે તરી આવે છે. ટેબલના એક છેડા પર ઊભા ઊભા જલદી કાગળના ડૂચા ગળે ઊતારી રહ્યા હતા. અને બધા ખુરસી, ટિપાઇ, જે હાથમાં આવ્યું તે ઉપાડીને સામનો કરવા તૈયાર બની ખડા હતા. પોલિસ દરવાજો તોડી રહી હતી–પણ ભારદ્વાજને બચાવવાની કોઈ તરકીબ હજી સૂજતી નહોતી.

એટલામાં ભારદ્વાજે પાછલી બારી ખોલી અને નીચે ડોકિયું કર્યું–બે માળ નીચે, નવા ફ્લેટની

જ્યાં દીવાલો ચણાઈ રહી હતી. એ દીવાલો અડધા માળ સુધી આવી પહોંચી હતી.

બારીના કઠેડાપરથી પગ નીચે લટકતા રાખી ભારદ્વાજ શાંતિથી બોલ્યાઃ

"વારુ, ત્યારે હું જાઉં છું."

"અરે, શું કરો છો—મરી જાશો"—એક સાથી બોલી ઊઠયો.

"હું એમ નહિ મરું. છલાંગ મારીને દીવાલ પર ઊતરીશ અને ત્યાંથી સામેના ચોગાનમાં કૂદી પડીશ. ત્યાં કોઈકનું ઘર દેખાય છે. પછીનું પછી જોઈ લેવાશે."

અને ત્યારબાદ મિ. ભારદ્વાજ મારી તરફ ફરીને બોલ્યાઃ

"તમે પણ મારી સાથે ચાલ્યા આવો. આ બેઠકમાં તમે પહેલી જ વાર આવ્યા છો. તમે પોલિસની આંખે ચઢી જાઓ એ ઠીક નથી."

મેં નીચે બે માળ ઉપરથી નીચે જોયું અને મને તો તમ્મર આવી ગયા.

ભારદ્વાજે છલાંગ મારતા મારતા કહ્યું: "આવો!"

અને તેઓ તો નીચે કૂદી પડ્યા. હું પણ તરત જ તેમની પાછળ કૂદ્યો.

અડધી અડધી ચણાયેલી ભીંતપર મારા પગ અડ્યા ન અડ્યા ત્યાં તો અમે ભુસકો મારીને ખુલ્લા મેદાનમાં આવી પડયા. બીજા માળની નીચેની ઓરડીમાં એક બાઈ સૂતી હતી. તે જાગી ગઈ. અમને જોઇને તેના તો મોતીયાજ મરી ગયા. તેના ગળચવા પરથી લાગતું હતું કે તે ચીસ પાડવા માગતી હતી પણ બીકની મારી એક હરફ પણ ઉચ્ચારી શકતી નહોતી. ઉતાવળાં ઉતાવળાં અમે ચોગાનમાંથી ઘરતરફ વળ્યા. સામેના ઓરડામાં ત્યાંના પ્રખ્યાત સ્થાનિક કોંગ્રેસ નેતા દેવરાજ શેઠી બેઠા હતા. અમને જોઈને તેમણે કહ્યુંઃ

"તમે અહીં કેવી રીતે આવી પહોંચ્યા? બહારનો દરવાજો તો બંધ છે અને પોલિસે ત્યાં પહેરો બેસાડી દીધો છે."

અમે કહ્યું: "અમે ઉપરથી આવ્યા છીએ—અને છીએ તો ક્ષેમકુશળ પણ હવે બહાર નીકળવા માંગીએ છીએ."

દેવરાજ શેઠી ઊંડા વિચારમાં પડી ગયા. કહોને બે ચાર મિનિટ સુધી. પછી બોલ્યાઃ

"આવો. એક રસ્તો છે, ત્યાંથી તમે બહારના દરવાજા સુધી તો પહોંચી શકશો. પણ કદાચ ત્યાં પોલિસ સાથે અથડાવાનો સંભવ છે ખરો."

"તો આપણે અહીં જ રહી જઈએ." મેં કહ્યું. "ના એ વાત ખોટી, તેથી દેવરાજજીને પણ આંચ આવશે અને તેમ કરવાથી કશો જ અર્થ નહિ સરે," ભારદ્વાજે કહ્યું અને પછી શેઠી સાહેબની તરફ વળીને ઉમેર્યું: "ચાલો, આપ રસ્તો બતાવો."

એક પળમાટે સહેજ અચકાઇને તેઓ અમને એ રસ્તે દોરી ગયા. અમે આગળ વધ્યા. ચારે તરફ સલામતી હતી. વધારે આગળ જતાં એક દરવાજો દેખાયો—પાછલો દરવાજો. અહીં માત્ર એક જ સિપાઈ ઊભો હતો. ભારદ્વાજે કહ્યુંઃ

"તમારા પાટલુનના ખીસ્સામાં એવી રીતે હાથ નાખો કે કોઇને એમ લાગે કે તમે પિસ્તોલ પકડીને ચાલી રહ્યા છો. બચી ગયા તો બચી ગયા, નહિ તો બીજી કોઇ યુક્તિ અજમાવીશું. અને જુઓ, તદ્દન આરામથી હળવે હળવે ચાલ્યા આવજો."

અમે પાટલુનમાં હાથ નાખીને ટહેલતા ટહેલતા દરવાજા પર આવી પહોંચ્યા. પોલિસ ડોળા ફાડીને અમને જોઈ રહ્યો. મેં તેની સામે આંખ રાતી કરી અને પાટલુનવાળા હાથની ધાક બતાવી. પોલિસનો માણસ કાંપી ઊઠયો. તેણે બીજી તરફ નજર ફેરવી લીધી અને અમે બહાર નીકળી ગયા. હળવે હળવે સામેના ખૂણા સુધી પહોંચી ગયા. અહીં ભારદ્વાજે મારો હાથ પકડીને કહ્યુંઃ

"હવે હું એકલો જ ચાલ્યો જઈશ." "એકલા જશો?" મારાથી પુછાઇ ગયું. તેમના મ્હોં પર સ્મિત ફરી વળ્યું. એક અજબ પ્રકારનું સ્મિત

તેમણે કહ્યું: "અહીંની ગલીએ-ગલી હું જાણું છું. મને કેદ કરવો એ કંઈ રમતવાત નથી. બિરાદર! અમે તો એક સિદ્ધાંતની પાંખ પર ઊડીએ છીએ અને ઊડતા પંખીને પકડવું સહેલું નથી."

એ ફરી હસ્યો. મારો હાથ દાબ્યો અને ગલીના વાંકમાં અલોપ બની ગયો.

ત્યાર પછી હું ભારદ્વાજને મળ્યો નથી. ત્યારબાદ તો મારી જીંદગીએ કેટલાએ વળાંકો લીધા છે. દેશના રાજકારણે પણ રંગ બદલાવ્યા છે. ભારદ્વાજ જે પક્ષનો સભ્ય હતો, તેની રાષ્ટ્રના મહત્વના રાજદ્વારી પક્ષોમાં ગણના થવા લાગી અને પછી મેં એ પણ સાંભળ્યું કે ભારદ્વાજને ક્ષય થયો છે. તણખાએ બળી બળીને પોતાની જાતને જ ખાક બનાવી દીધી. કદાચ એનું કમજોર શરીર, તેની રગેરગમાં ભરેલ આગની આંચ સહન કરી શક્યું હોય. એ ધગધગતી આગ કે જે હિંદુસ્તાનની ચારે દિશાઓમાં ઘુમરાતી હતી, જેણે તેની પાસે બે માળથી પડતું મૂકાવ્યું હતું, ભુખ્યાં તરસ્યાં શરીરને જેણે જાતજાતની ઠોકરો ખવરાવી હતી. એ જ આગ કે જેણે તેની પાસે ઘરબાર, ઇષ્ટ મિત્રો, સગા સંબંધી સહુકોઇને છોડાવ્યા હતા.

સમસ્ત હિંદ એક જંગલ હતું. અને ફીરંગી પોતાની બંદૂક ઉપાડીને તેની શોધમાં માર્યા માર્યા ભમતા હતા.—અને ભારદ્વાજને ક્ષય થઇ ગયો! મને તો એ જ સમજાતું નહોતું કે આવા સાક્ષાત અગ્નિને ક્ષય થઇ જ કેવી રીતે શકે!

વિફરેલી આંધીને કોણ ખાળી શકે? ભારદ્વાજ ક્ષયની પથારીએ પડયો છે એ બને જ કેમ? કોઇ કોઈ વાર હું આ વિચારે ચડી જતો ત્યારે મને લજપતરાય ભવનના નાકાપરથી તેનો ચહેરો ફરી દેખાતો—એ જ અજબ સ્મિત અને એ જ હાસ્યથી ભર્યા ભર્યા શબ્દો:

"હું એકલો જ જઇશ. હું બધા રસ્તાઓ જાણું છું."

★

આજે ભારદ્વાજ આપણી વચ્ચે નથી. તે એકલો જ ચાલ્યો ગયો છે. તે બધા રસ્તા જાણતો હતો; પણ તે ગયો છે પોતાને જ રસ્તે. તે બીજા કોઈ રસ્તે ચાલી ન શકયો; અને તેને કોઈ કેદ પણ ન કરી શકયું. ક્ષયરોગની પકડ તેનો જાન લેવામાં અસમર્થ નીવડી.

તેના મોતની કથા સહુ કોઇ જાણે છે. છતાં હું તે અહીં ફરી કહેવા માગું છું, કારણ કે એ કથા મારે માટે અજબ મહત્વ ધરાવે છે.

★

૧૫મી ઓગસ્ટની આઝાદી બાદ સન ૧૯૪૮ની ૪થી એપ્રીલને દિન સરકાર તેને કેદ કરવા તત્પર બની. ભારદ્વાજ ત્યારે ક્ષયના બીછાના પર હાડકાં ગાળી રહ્યો હતો. તેને ૧૦૪ ડીગ્રી તાવ હતો. કેટલાયે વરસોથી તેને પોતાનું અથાગ શ્રમ માગતું કાર્ય છોડી દેવું પડયું હતું કારણ કે ઉધરસ તેના ફેફસાં છોલી રહી હતી.

જ્યોત જલતી હતી પરંતુ કોડિયાના ટુકડે ટુકડા થઇ ગયા હતા.

એ વાત સાચી છે કે જો તેણે મારી માફક આરામથી જીંદગી વિતાવી હોત, સારું સારું ખાવું પીવું, પહેરવું ઓઢવું, સહેલ પર્યટનો કરવાં, પત્ની-અને બાળકો સાથે એશઆરામથી રહેવાનું જો તેણે પસંદ કર્યું હોત તો આજે તેને ક્ષય થયો ન હોત. તે આમ લોહી બાળી રહ્યો ન હોત. ઉધરસ તેના ફેફસાં છોલી ન શકત. અને એ પણ સાચું છે કે જો તે પોતાના સિદ્ધાંતને વળગી રહ્યો ન હોત, ૧૫મી ઑગસ્ટની આઝાદી પહેલાં તે જે મજૂર કિસાનરાજનાં સ્વપ્ન જોતો તેની તરફ જ આજે પણ તેણે જો મીટ માંડી રાખી નહોત, હિંદના લાખ પૂંજીભક્તોનો જ વિચાર કરીને જો તેણે કરોડો કમનસીબ હિંદવાસીઓનું હિત તે દિલમાંથી ભૂંસી નાખ્યું હોત તો દસ વરસ પહેલાં લજપતરાય ભવનમાં આવી હતી તે તેમજ આજે પણ પોલીસ તેને ગીરફતાર કરવા ન આવત.

પરંતુ આજે તેને માટે બચવાનો કોઇ માર્ગ નહોતો. બધા દરવાજા ખુલ્લા હતા અને બારીઓ પણ. છતાં પ તેને માટે આજે બચવાનો કોઇ રસ્તો ન હતો. જ્યારે પોલીસ તેને ગીરફતાર કરવા આવી ત્યારે તે પથારીમાં ઊઠીને બેઠો થયો. જો કે ૧૦૪

ડીગ્રી તાવથી તેનું શરીર ધગધગતું હતું, અને લોહી ઊકળી રહ્યું હતું. છતાં ય તે બિછાના પરથી ઊઠયો, કપડા બદલીને પોલીસ જોડે જવા તૈયાર થયો.

અને જ્યારે તે ઘર બહાર નીકળ્યો ત્યારે તેના મ્હોંપર અનેરૂં સ્મિત છવાઈ ગયું. એ સ્મિતને હું આજે પિછાણી ગયો છું કારણ કે મેં તેને પહેલાં પણ જોયું છે. અને હું ભારદ્વાજની માતાને કહેવા માગું છું: "અમ્મા, શોક ન કર. તારો લાલ મરી ગયો છે. પણ અમને એ એક એવું સ્મિત આપી ગયો છે કે તે કદી મટી શકતું નથી; મરી શકતું નથી. તે માણસ દુઃખની માફક અમર છે અને તારી મમતાની માફક મૃત્યુંજય છે એ સ્મિત અમને ભાવી માર્ગ બતાવે છે—એ માર્ગ કે જે કારાવાસની ગલીકૂંચી, ગોળીઓની વરસતી ઝડીઓ વટાવી મજૂર કિસાન રાજ ભણી દોરી જાય છે."

સન ૧૯૩૭માં પણ ભારદ્વાજ આ જ માર્ગે કૂચ કરી રહ્યો હતો અને ત્યારે દેવરાજ શેઠી જેવા પ્રખ્યાત કોંગ્રેસ નેતા તેની વ્હારે ધાયા હતા, અને આજે પણ તે એ જ માર્ગે જતો હતો પરંતુ કોંગ્રેસ સરકારે તેને ગીરફતાર કરવાનું કામ કર્યું હતુ !

તેનો તો રાહ એ જ હતો. માત્ર કોંગ્રેસનો રાહ બદલાઇ ગયો છે. પરંતુ ભારદ્વાજનો માર્ગ તો એનો એ જ રહ્યો છે. પહેલાં માત્ર બેડીઓ હતી આજે કોંગ્રેસ સરકારની બેડીઓ છે.

અને તે લોહી ઓકતો ઓકતો, ઉધરસ ખાતો ખાતો છતાંયે સ્મિત વેરતો હળવે હળવે પગથિયાં ઊતરી રહ્યો હતો. નહિ. ફરી એ કોઈ બે માળના મકાનપરથી કૂદી રહ્યો હતો. ફરી એ તેને પકડવા આવનારને હાથતાળી આપી રહ્યો હતો અને તેનું સ્મિત ગુંજી રહ્યું હતું. આજે એ સ્મિતની ભાષા હું સમજી શકું છું:

"મને પકડનારાવાળા દોસ્તો, વરસો સુધી આપણે એક બીજાને સાથ આપ્યો છે, એક બીજાના હાથમા હાથ નાંખી આઝાદીના મંદિર તરફ આગળ વધ્યા છીએ, આ નાનકડાં મૃગજળમાંથી વહેતાં નાનકડા ઝરણાને જોઇને તમે થંભી ગયા છો અને મને પણ આગળ વધતા રોકી રહ્યા છો, પરંતુ આઝાદીની મંઝીલ તો હજી બહુ જ દૂર છે અને મારે આગળ વધવું છે. તમે મને રોકી નહિ શકો. હું મારો રસ્તો જાણું છું અને તમે અપનાવ્યો છે એ રસ્તાને પણ બરાબર ઓળખું છું. એ રસ્તો શરૂઆતમાં તો બહુ જ આકર્ષક લાગે છે પણ તેની સીમાઓ, સર્વનાશ, ફાસીવાદ અને આમજનતાની દુશ્મનાવટ સાથે જ જઇને મળી જાય છે. એ રસ્તાને છોડી દો, એ માર્ગ ત્યજી દો, દોસ્તો ! ! !"

પરંતુ દોસ્તોએ એ-રાહ ન બદલ્યો અને ભારદ્વાજને જેલમાં લઇ ગયા. એ કારાગારની ઇમારત પર ત્રિરંગી વાવટો ફરફરતો હતો, એ જ ત્રિરંગી ધ્વજ કે જેને ઊંચે ચડાવવા માટે, ભારદ્વાજે પોતાની જિંદગીના સારામાં સારાં વર્ષો ખરચી નાખ્યાં. પોતાની યુવાનીના ખૂબસુરત દિવસો, ચાંદ જેવી રાતો, પોતાના જીવનની મહામૂલી ક્ષણો જેને માટે તેણે હોમી દીધી.

ચાર દિવસો પછી બિ. ભારદ્વાજ આ જેલમાં મરી ગયા. છેલ્લી પળોમાં તેણે પોતાની મુઠ્ઠીઓ વાળી અને પ્રયત્નપૂર્વક હાથ ઊંચો કરીને રાષ્ટ્રના મજૂરો, કિસાનો અને દિનરાત મહેનત કરતા ગરીબોને સલામી આપી, તે મરી ગયો.

અને હું વિચાર કરું છું, કે જે હિંદુસ્તાને તેને આવી રીતે મરવા દીધો, તેને હું શી રીતે વફાદાર રહી શકીશ ? એ લોકોની હું કેવી રીતે અદબ જાળવી શકીશ કે જેમણે તેને ધગધગતા બિછાનામાંથી જેલના સળીયા પાછળ ધકેલી દીધો. કેવી રીતે એ લોકોના ગૌરવગાન ગાઇશ કે જેમણે તેની લાશ પર ત્રિરંગી ધ્વજ રોપ્યા છે.

આ હિંદુસ્તાન મારું નથી, આ હિંદુસ્તાન તો એ નથી જ કે જેનું ભારદ્વાજે સ્વપ્નું જોયા કર્યું હતું.

આ હિંદુસ્તાન એ લાખો વણમીંચ્યા વણ-જાણ્યા સૈનિકોનું નથી કે જેમણે આઝાદીના માર્ગ પર હસતાં હસતાં માથાં વાઢી આપ્યાં હતાં.

હું વિચાર કરું છું, કે તો પછી શામાટે હું એ સ્મિતને જ વફાદાર ન રહું કે જે મરવા છતાં પણ ભારદ્વાજના હોઠો પર રમી રહ્યું હતું. માણસાઈની હજી તો જે નાજુકડી કળી છે, નાનકડું ગીત છે, કુમળી લકીર છે—પરંતુ જે એક દિવસ ફૂલની માફક ખીલી ઊઠશે, નગારાની માફક ગુંજી ઉઠશે અને સમુદ્ર બનીને ચારે દિશામાં ફેલાઈ જશે.

# કાપડની કહાણી

**લોહીચૂસ લુટારુ માલિકોને ચરણે સરકારી શરણાગતિની શરમજનક કથા**

લેખક : નરોત્તમ

" જે સરકાર પ્રજાતંત્ર સ્થાપ્યું હોવાનો દાવો કરે છે, અને હિંદના કરોડો મૂંગા માનવીઓની રક્ષક અને મિત્ર હોવાનો દાવો કરે છે, એના આર્થિક વહીવટનું કોઈ સૌથી શરમજનક અને ક્ષુદ્ર પ્રકરણ હોય તો તે કાપડનું નિયમન અને તે નિયમન ઉઠાવી લેવાયું તેની કહાણી છે.

અત્યારની આપણી સરકાર અને તેને દોરતી કોંગ્રેસ બંનેના બંધારણ અને નીતિ તદ્દન મૂડીવાદી તરફી છે અને જે જનતાના સેવકો હોવાનો તેઓ દાવો કરે છે અને જેના ટેકાથી તેઓ સત્તા પર આવ્યા છે એની એમને કશી જ પડી નથી, એની એમને કશી જ ચિંતા નથી: આવું તહોમત હિંદના પ્રગતિશીલોએ બંને સામે મૂકેલ છે અને (કાપડની) આ કહાણી તહોમતને નિઃશંક રીતે પુરવાર કરે છે." (મે ૮, ૧૯૪૮)*

આજે કાપડ જ્યારે સોના સમું મોંઘું થવા બેઠું છે ત્યારે કદાચ માન્યામાં નહિ આવે, છતાં ય એક સમય એવો હતો કે જ્યારે હિંદનો કાપડ ઉદ્યોગ પરદેશી હરિફાઈથી ભારે ભયમાં મૂકાયો હતો અને શેર બજારમાં એના ભાવ ગગડી રહ્યા હતા.

કાપડ પર જકાત મૂકી, કાપડના ભાવો કૃત્રિમ રીતે ઊંચા ચડાવી જનતાને લૂંટી એ ઉદ્યોગને પોષવામાં આવ્યો.

પણ યુદ્ધ શરૂ થતાંવેંત જ કાપડની 'નરમ' બજારમાં 'તેજી' આવી. બહારનું કાપડ આવતું બંધ થયું અને યુદ્ધ માટે પણ કાપડની ખરીદી ગંજાવર પાયા પર થવા લાગી.

આવો લાગ બીજીવાર ક્યારે મળે? મિલમાલિકોએ બેફામ નફાખોરી આદરી. કાપડ બજારમાં કાળાબજારિયાઓનો દોર શરૂ થયો. યુદ્ધના બોજા તળે કચડાતી પ્રજાને તેમણે ફાવે એટલી લૂંટી.

પ્રજામાં ખૂબ અસંતોષ જાગ્યો. યુદ્ધ દરમ્યાન લોકમતને પોતાની તરફેણમાં રાખવા માટે બ્રિટિશ સરકારે કાપડમાં ભાવનિયમન દાખલ કર્યું. પણ એ નિયમનનું સંપૂર્ણ સંચાલન એ જ મિલમાલિકોના હાથમાં સોંપ્યું. વાઘને એમણે બકરીની રખેવાળી સોંપી. પરિણામનું તો પૂછવું જ શું? કાળાબજારે ઝીંદાબાદ!

સરકારે આમ મિલમાલિકોને લૂંટની સગવડ કરી આપી અને એના બદલામાં મિલમાલિકોએ સરકારને યુદ્ધમાં નાણાંકીય સહાય કરી.

ત્યાં તો નેતાઓ જેલમાંથી છૂટયા. વલ્લભભાઈ પટેલ અમદાવાદ આવ્યા. પ્રજાએ એમની પાસે કાપડના કાળાબજારિયા સામે ધા નાખી. એટલે બેશરમ મિલમાલિકોએ ઢોંગ આદર્યો અને જાહેરમાં સરદાર પાસે ઢંબી 'એકરાર' કર્યો અને કાળાબજાર કર્યા બદલ પોતાનો નકલી 'પસ્તાવો' જાહેર કર્યો, અને સરદારે હળવે મને મિલમાલિકોને તથા વેપારીઓને માફી આપી દીધી!

*આ ઉતારો કોઈ સામ્યવાદી અખબારનો નથી; આ છે બંબેઈ મરચ્યૂર અઠવાડિક બ્લિટ્ઝનો ઉતારો.

અને આ નાટક પછી યે કાળાબજાર તો એમ ને એમ ચાલુ રહ્યાં.

પણ આટલેથી મળતા નફાથી તેઓ ધરાતા નહોતા. એમની નફાખોરી સંતોષાતી નહોતી. એમણે તરત જ બીજો ઢોંગ આદર્યો:

"ભાવનિયમનથી જ કાળાં બજાર થાય છે માટે બધા નિયમનો ઉઠાવી લેવા જોઇએ."

અને ગાંધીજીનો ય તેમણે ઉપયોગ કર્યો. ગાંધીજીએ કહ્યું કે "નિયમનથી રૂશ્વતખોરી અને બદી વધે છે એટલે નિયમન ન હોવું જોઇએ." આમ ગાંધીજીના આશીર્વાદ સાથે મિલમાલેકોએ નિયમન સામે જેહાદ આદરી.

તરત જ હિંદના બે આગેવાન અર્થશાસ્ત્રી શ્રી ગોરવાલા અને શ્રી ગાડગીલે હિંદની આર્થિક અને ઉત્પાદનની હાલત વિશે એક અભ્યાસપૂર્ણ નોંધ તૈયાર કરી, સરકારને ચેતવણી આપી કે નિયમન ઉઠાવી લેવાશે તો પ્રજાની પાયમાલી થશે.

પણ સરકારમાં મિલમાલિકોનું વજન વધારે પડ્યું અને કાપડ પરથી નિયમન ઉઠાવી લેવાયું! અસર તરત જ જણાવા માંડી. ભાવો આસમાને ચઢવા માંડ્યા. હિંદના વ્યાપારખાતાના પ્રધાન શ્રી શ્યામપ્રસાદ મુકરજીએ પણ એ હકીકતની નોંધ લીધી કે નિયમન ઉઠાવી લેવાની નીતિ નિષ્ફળ પૂરવાર થઈ રહી છે.

અને છતાં ય શું બન્યું?

મિલમાલિકોને એક વસ્તુ ખૂંચતી હતી. એ વખતે કાપડ પર ભાવો છાપવા પડતા હતા. આથી નફાખોરી ખુલ્લી પડી જાઇ અળખામણી થઇ જતી હતી. એમને જોઇતી હતી નફાખોરી કરવા માટે સંપૂર્ણ સ્વતંત્રતા. ભાવો પણ નહોતા છાપવા એમને!

તેમણે સરકાર પર વધુ દબાણ કર્યું. ઉપરના 'બ્લીટ્ઝ'ના અવતરણમાં કહ્યું તેમ જનતાના હિતની જરા પણ પરવા કર્યા વિના ભાવો છાપવાનો હુકમ પાછો ખેંચી લીધો. અને ભાવો બમણા ને ત્રમણા થઇ ગયા સુધી વધી ગયા! ત્યાર પછીની કથા તો જાણીતી છે.

ભાવનિયમનો કાઢી નાખવાની માગણી કરતી વખતે મિલમાલિકોએ વચનો આપેલાં કે અમે ભાવો નહિ વધારીએ. આજે એમની પોકળતા પૂરવાર થઈ ગઈ છે. માત્ર ૧૦૦ દિવસમાં ૩૦ કરોડ રૂપિયાની કમાણી માલિકોએ કરી લીધી છે!

સ્વાભાવિક રીતે જ, આ લૂંટ સામે જનતામાંથી પ્રચંડ પોકાર ઊઠ્યો છેઃ "રાષ્ટ્રીયકરણ કરો એ ઉદ્યોગોનું."

અર્થશાસ્ત્રીઓએ ગણતરી કરી છે કે મિલમાલિકોએ એમના ઉદ્યોગમાં જેટલી મૂડી રોકી છે એથી ૧૫ ગણું તેઓ યુદ્ધનાં વર્ષોમાં જ કમાઈ ચૂક્યા છે. જનતાએ લોહી-પસીનો નિચોવી મિલની કિંમતની નવ ગણી કિંમત ચૂકવી આપી છે. મિલમાલિકોને હવે એ મિલોની માલિકી ભોગવવાનો શો અધિકાર છે?

રાષ્ટ્રની સંપતિ રાષ્ટ્રને હવાલે કર્યે જ છૂટકો છે.

★

# વિજ્ઞાનનાં સંશોધનો

લેખક : વિજય પંડ્યા

## ગણિતનું "રાક્ષસ" યંત્ર

વિજ્ઞાનની આટલાં વર્ષોની પ્રગતિ પછી આજે અનેક ઉદ્યોગોમાં મનુષ્યની જ્ઞાનેન્દ્રિયોને બદલે યંત્રો વપરાવા લાગ્યાં છે. કારણકે (૧) યંત્ર વધુ સ્વચ્છ અને એક સરખું કામ કરી શકે છે, (૨) સમયનો બચાવ થાય છે. (૩) એક ક્રિયા પાછળ ઓછી મનુષ્યશક્તિ રોકાય છે, અને (૪) યંત્રનું ઘણાં કાર્યોનું સ્વસંચાલન ઉદ્યોગ માટે મહત્વનું નીવડે છે. સ્પર્શેન્દ્રિય, કર્ણેન્દ્રિય અને દર્શનેન્દ્રિય તથા મનુષ્ય-શક્તિનું કામ વધુ સારી રીતે કરી શકે તેવાં યંત્રો યોજાયાં છે. વિદ્યુતના ઉપયોગ વડે "વિચાર" કરી શકે, "બોલી" શકે, "સાંભળી "ને હુકમ પાળી શકે તેવાં યંત્રો પણ યોજાયાં છે, પણ ઇલેક્ટ્રોનિક્સના પ્રાથમિક સિદ્ધાંતો ઉપર રચાયેલા ૨૦મી સદીનાં આવાં અનેક યંત્રો કરતાં "ઇનીએક" નામનું યંત્ર સૌથી ચઢિયાતું ગણાય છે, કારણ કે આ યંત્ર મનુષ્યના મગજની યાદશક્તિ અને વિચાર શક્તિ ધરાવે છે, છતાં તેની આ શક્તિ એક જ વિષય પૂરતી મર્યાદિત છે. ઇનીએકનો માનીતો વિષય છે ગણિત. 'ઇલેક્ટ્રોનીક ન્યુમરીકલ ઇન્ટીગ્રેટર એન્ડ કોમ્પ્યુટર' એ તેનું આખું નામ છે. પેન્સીલ્વેનીયા વિદ્યાપીઠની મૂર સ્કૂલમાં અમેરીકન આર્મી ઓર્ડનન્સ ડીપાર્ટમેન્ટ માટે આ યંત્ર બનાવવામાં આવ્યું છે. જગતના મોટામાં મોટા ગણિતશાસ્ત્રીઓ આ યંત્રને માનપૂર્વક સલામ કરે છે, કારણ કે જે સવાલો અને દાખલાઓનો ઉકેલ કરતાં તેમને બધાને ભેગા મળીને પણ વર્ષો લાગે તે સવાલોના જવાબ આ યંત્ર થોડી જ સેકન્ડોમાં અથવા મિનિટોમાં આપે છે. ઇનીએકની અંદર ૧૮૦૦૦ રેડીઓ ટ્યુબ્સ વાપરવામાં આવી છે. તેની અંદર એક પણ ચલિત વિભાગ નથી. પણ માઈલોના માઈલો લાંબા તારના ગુંચળા અને ૫૦૦,૦૦૦ રેણ કરેલા જોડાણોવાળું તેનું "મગજ" છે. આ યંત્રનો પ્રાથમિક સિદ્ધાંત ઘડીઆળના "આલારામ "( alarm bell )ને મળતો આવે છે. આપણે જે સમયે ઊઠવું હોય તેના આંકડા ઉપર કાંટો મૂકીએ છીએ અને અમુક વખત "ટટ્-ટટ્" થયા પછી આલારામ આપમેળે જ વાગે છે. આમ કેટલી વખત ચક્કર ફર્યા પછી ઘંટડી વાગશે તે તો ઘડીઆળ બનાવનાર જ જાણતો હોય છે આવી જ રીતે 'ઇનીએક'માં પણ ગોઠવેલી કળો પ્રમાણે એક પછી એક પરિણામો આવતાં જાય છે. કોઇ પણ સવાલ સીધો પૂછી શકાતો નથી. તેને માટે ચોક્કસ 'કોડ' ( code ) હોય છે. આ 'કોડ' પ્રમાણેના શબ્દો એક કાગળની પટ્ટીમાં કાણાં પાડીને ગોઠવવામાં આવે છે. આ રીતે ચોક્કસ અર્થવાળો સવાલ તૈયાર થાય છે. પટ્ટીને એક છેડેથી દાખલ કરી જુદા જુદા કળ સંચાલનો ગોઠવી દેવાથી યંત્ર પોતાનું કામ કર્યા કરે છે. બીજે છેડે જવાબ અને સવાલ કેવી રીતે ઉકલ્યો તેની સંપૂર્ણ માહિતી બીજી કાણાંવાળી પટ્ટી વાટે બહાર આવે છે. આ કાણાંનો 'તરજુમો' થવાથી જવાબનો ઉપયોગ યોગ્ય રસ્તે કરી શકાય. સવાલ રજુ કરવાની અને જવાબ મેળવવાની રીતો માણસ જ ઘડી કાઢે છે. અને યંત્રના જુદા જુદા ભાગો ઉપર પણ માણસ જ સંયમ રાખે છે. ગણિત શાસ્ત્રના દરેક વિષયના દાખલા ખાસ કરીને કેલક્યુલસ આ યંત્ર સહેલાઇથી ગણી શકે છે. દસ આંકડાવાળી બે રકમનો સરવાળો આ યંત્ર સેકન્ડના ૧/૫૦૦૦મા ભાગમાં કરી શકે છે. એક સાથે ૫૦૦,૦૦૦ જુદી જુદી હકીકતો અથવા ૧૦,૦૦૦ પંદર આંકડાની રકમો તે "યાદ" રાખી શકે છે. ઉદ્યોગો માટે આવા ગણિતયંત્રો ઘણા જ મદદકર્તા થઇ પડે છે. વિજ્ઞાનનાં સંશોધનોમાં પણ તેનો ઉપયોગ અસાધારણ મહત્વનો નીવડે છે. અણુશક્તિ અને અણુના ભૌતિકશાસ્ત્રના સંશોધનોમાં પણ ઇનીએક જેવાં યંત્રોનો ફાળો ઘણો અગત્યનો હશે. આ ઉપરાંત સૌથી મહત્વની બાબત તો એ છે કે આવાં યંત્રોની "વિચાર શક્તિ" "યાદ-શક્તિ" અને વિજ્ઞાનને અનુરૂપ સાચાં પરિણામો રજુ કરવાની શક્તિને લીધે મનુષ્યના

( અનુસંધાન પૃષ્ઠ ૩૪૬ પર )



## કટાક્ષ વિભાગ

### સાહસિક જલસો કે છેતરપીંડી?

ખરું પૂછો તો તોબા પોકારવાના દા'ડા આવ્યા છે. તમે ગમે તે કંઇ કામ કરો, ગમે તેટલી સારી લાગણીથી કરો પણ ચારે બાજુથી બસ શંકાના ડોળા ચમકવાના જ! અને પછી કાગનો વાઘ—બીજું શું?

અને એની ય કંઇ હદ તો હોય! કે પછી પેટમાં બળે તે ગામ બાળવા નીકળે, તો ય કંઇ નહિ? તાજો જ દાખલો આપું.

મુંબઇ જેવા મુંબઇમાં, લોકોના આનંદ–પ્રમોદ ને જ્ઞાન માટે, કેટકેટલી ભારે જહેમત ઉઠાવી કેટલાક સાહસિકોએ એક મેળો ગોઠવ્યો. ને આપણા દેશના મોટામાં મોટા પુરુષ–સ્વરાજ સરકારના વડા પંડિત નહેરુ જેવાને હાથે એનું ઉદ્દઘાટન કરવાનું ઠેરવ્યું. તાબડતોબ એક જબરજસ્ત કમિટી ઊભી કરી–જેવા તેવાની નહિ. કોંગ્રેસના નેતા પટ્ટાભિ સિતારામૈયા ને યુક્ત પ્રાંતના રફી અહમદ કિડવાઈ, ને વડી સરકારના પ્રધાનો જયરામદાસ તથા ડૉ. ગિલ્ડર ને જગજીવનરામ; માજી પ્રધાન ભાભા, ને બંગાળના વડા પ્રધાન બી. સી. રોયથી માંડી બિહારના ડૉ. સૈયદ મહમદ ને મુંબઈના દાદા એસ. કે. પાટિલ–એવા એવાઓની જબરજસ્ત કમિટી કરી! વળી, કોંગ્રેસની છત્રછાયામાં એક દા'ડો જીવતી, ને વરસોથી મરી ગયેલી યુથ કોંગ્રેસને ફરી, એને માટે તો, ઊભી કરી! ને દેશપરદેશથી–ચીન, બ્રહ્મદેશ ને સિલોન–એશિયાના ૩૦–૩૦ દેશના યુવાન નેતાઓને આમંત્રણો આપવાનું ય જાહેર કર્યું! તા. ૮ મી એપ્રિલે એ બધા આવી પહોંચશે ને આઝાદ મેદાનમાં ભારે જલસો થશે! એશિયાની યુવાની થનગની ઊઠશે!

*

આટઆટલી તૈયારીઓ કરી; ને છેવટે, પંડિત નહેરુ આવી ન શક્યા તો વડી સરકારના એમના સાથી ગાડગીલને હાથે ઉદ્દઘાટન કરાવ્યું.

પં. નહેરુએ તો સંદેશામાં જરા ખાશી મારું કે–આ જલસો શાનો છે, મને ખાસ ખબર નથી. ખેર. પણ ગાડગીલ કાંઇ એવી બધી લપ કરે એવા મનેખ નથી. એમને તો આવડા મોટા–એશિયાઇ જલસાનું ઉદ્દઘાટન કરવાનું મળ્યું, ને એમણે કર્યું.

દિવસ પર દિવસ ગયા ને જલસો તો કોઇ ગજબનો જામતો હતો. રૂ. ૭૫ના પગારે ૯૫ તો ચોકીદારો રોક્યા હતા; ને રૂ. સવાસો–દોઢસોના પગારવાળા બીજા ૪૦! રૂ. ૧૪૦૦૦ જેટલું તો જાહેરખબરનું બિલ કર્યું! ને બીજું કંઇ કેટલું ય ખર્ચ માથે ઊભું હતું. સામેથી સ્ટોલદીઠ ભાડું માત્ર ૪૦૦ રૂ.નું જ રાખ્યું હતું.

આટઆટલું છતાં, બનવાનું હશે તે એવું બન્યું કે, એશિયાના સુરક નેતાઓ આવવાના હતા એના આગલા જ દા'ડે કાળ કોપ્યો ને મેળાના પેંડાલમાં આગ લાગી! ગમે તેવી તોય એ તો મુંબઈની આગ! બધું ભસ્મીભૂત!

ને પછી તો ચોકીદારોના પગારો ગયા ને જાહેર ખબરનાં ૧૪૦૦૦ રૂ. નાં બિલ યે ઊભાં રહ્યાં! સ્ટોલોનું ભાડું આવ્યું હશે તો તેવું ઘણું વપરાયું ય હશે! આવડો મોટો કોપ જાગ્યો ત્યાં એવી બધી નાની વાતોની પંચાત કરીને ય શું? લાખેક રૂપૈડીનો હિસાબ મળ્યો ન મળ્યો, તે કંઇ મહત્ત્વની વાત છે?

કમિટીના નેતાઓ—કોંગ્રેસ ને દેશના સૌથી

મોટા પુરુષો, એવી બધી પંચાત પાછળ બગાડવા માટે, વખત ક્યાંથી લાવે ? ને શક્તિ ય એવી શું કામ વેડફે ? પાટિલ દાદાએ તો કહી ય દીધું કે "હું કંઈ જાણું નહિ."

પૈસા માગનારા તો માગવા આવે ને છાપાંવાળાનો તો ધંધો રહ્યો તે ચીચીયારીઓ પાડી ઊઠે–'આ તો ષડ્યંત્ર છે. આ તો મહા છેતરપીંડી છે. દેશનેતાઓને નામે, એશિયાઈ નેતાઓને નામે લોકોને ફસાવવાનું આ કાવતરું છે. સરકાર એ કાવતરાંખોરોને સજા કરશે કે ?' વગેરે.

પણ સરકાર કોને સજા કરે ને શા કાજે કરે ? પંડિત નહેરુને નામે કે દેશનેતાઓને નામે મોટું કામ કરવા જતાં થોડું ખોટું ય થયું હશે. નુકશાન થયું સ્ટોલવાળાઓને; ને નહિ મળ્યો હોય પગાર બસો આદમીઓને; ને ડૂબ્યા હશે જાહેરખબરવાળાનાં બિલ.

પણ મુંબઈની જનતાને છેતર્યાની વાત કરો છો ? મુંબઈના હરખઘેલા લોકો દોડ્યા ય હશે પં. નહેરુ ને એશિયાઈ નેતાઓની વાતો વાંચી. પણ ત્યારે જાણો છો ? એશિયાઈ નેતાઓ ન આવ્યા તો ભાડૂતીઆનારીઓ લાવી હરખઘેલા મુંબઈવાસીઓની ખિદમત કર્યા વિના વ્યવસ્થાપકો ન રહ્યા.

એ તો પછી મોટું કામ કરવા જતાં થોડું ઊંધુંચત્તું થાય યે ખરું. ને રોનારા રુવે ય ખરા. પણ એમાં વળી ગુનેગારી શાની ને સજા શાની ?

## ઉદાર લાયસન્સ...
## કે ગુ ને ગા રી ?

જે હાથમાં આવ્યો એને ગુનેગાર ઠેરવો ને સજા ફટકારો એ 'મેનિયા'થી તોબા.

સારું કામ કરવા જતાં કંઈ બગડે ય ખરું; ને કોઈના પર મહેર કરવા જતાં ટકિક ઊલટું ય થાય. પણ એને માટે એને સજા હોય ?

સરકાર આપણી પોતાની છે; ને આપણા પોતાના અમલદારો છે. આપણા અમલદારો આપણા લોકોમાંથી કોઈના ઉપર ખાસ મહેર ન કરે તો કરે શું ?

આજ કાલ સૌ જાણે છે કે પરદેશથી માલ મંગાવવો કેટલો મુશ્કેલ છે. સહેલાઈથી લાયસન્સ ન મળે; ને લાયસન્સ મળે તો હુંડિયામણ ન મળે ! ને બધું મળે તો માલ લાવવા સ્ટીમર ન મળે ! આવી ખરી મુશ્કેલીમાં, કોક રહેમદિલ અમલદાર સરકારી ખાતામાં ઊંચી ખુરશીએ બિરાજતો હોય, એના જેવું સદ્ભાગ્ય બીજું શું ? થાય એટલું તો કરી છૂટે !

* હજી તાજી જ વાત છે. દિલ્હીની જ વાત છે. મુંબઈની એક ૨૨ વરસની જૂની પેઢીના માલિકે દિલ્હીની યાત્રા પેઠી; ને અરજી કરી કે સ્વીટ્ઝરલેન્ડથી રૂ. ૬૫૦૦૦ની મચ્છરદાનીઓ મંગાવવી છે, લાયસન્સ આપો. તો સામેથી અમલદાર કહે–રૂ. ૬૫૦૦૦ની જ શું કામ ? પાંચ લાખની જ મંગાવી લોને ! નહિ તો પાઈનું ય લાયસન્સ નહિ મળે !

ને પછી તો પાંચ લાખનું લાયસન્સ મળી ગયું. પૈસા ભરાઈ ગયા, હુંડિયામણ મળી ગયું. તારો છૂટ્યા.

પણ ત્યાંરે સ્વીટ્ઝરલેન્ડથી જવાબ મળ્યો : રૂ. ૫૦૦૦૦થી વધુ કિંમતની મચ્છરદાનીઓ બે વરસ સુધી આપી શકીએ એમ નથી !

છાપાંવાળાઓએ–હમણાં હમણાં પેલું અંગ્રેજી અઠવાડિક બ્લિટ્ઝ બહુ બોલકું થયું છે એણે, તો આના પર મોટી ઉહાપોહ જગાવી.

વેપારી ફસાયો હશે, એ કબૂલ. પણ અમલદારે તો કામ કરી દીધું ! એણે તો એની ઉદારતા બતાવાય એટલી બતાવી. કદાચ ! મળ્યો હશે એને થોડો ઘણો બદલો પણ એમાં ય તમે એની ગુનેગારી જુવો, પછી તો આ દુનિયામાં ભલમનસાઈ જેવું રહ્યું શું ?

## ભોળા મોરારકા
## ને કપટી મિરાન્ડા !

આ એટલે જ તો, મુંબઈના જાણીતા મિલમાલિક મોરારકા શેઠને પસ્તાવાનો વારો આવ્યો છે.

છએક માસ પહેલાં એમના પર કોઈ કેસ થયો

ક્રી-ખોટા હિસાબો ને બનાવટી કાગળિયાં કરવા માટે. બધે બધી મિલોમાં એવું થતું હશે. પણ આ તો છીંડે ચડ્યો તે ચોર ! ખેર, કેસ થયો. છ મહિના ગયા ને મોરારકા શેઠે ઘણું કર્યું પણ કેસ ઊભો ને ઊભો રહ્યો ? ત્યારે એમણે બધી માયાકૂટનો પાર આણવા મુખ્ય પોલિસ અમલદાર મિરાન્ડાને જ ઝાલ્યો. ને કહ્યું તું પહેલા ઘરનું સંભાળ, પછી બીજી પંચાત કરતો હો તો ! ને શેઠની ઉદારતાનો કોઇ જોટો નહિ હોંશિયારી ય એવી. અમલદારને હા-ના કરતો જોયો કે શેઠે લાંચ-રૂશ્વત વિરોધી ખાતાની પોલિસ પર બીજા એક મિત્રદ્વારા સીધું દબાણ આણ્યું. ને જરૂર પડે તો રૂ. ૧૦ લાખ સુધીની રકમ ખર્ચી નાખવા ય ખુશી બતાવી.

શેઠે તો ભોળા દિલે ખુલ્લી વાત કરી નાખી; પણ કોને ખબર સામાના પેટમાં પાપ ભર્યું હશે ? તે એણે મોઢે તો હા ભણી. ને પાછળ દગો રમ્યો ! છેવટે તો 'સોલ અમલદારશાહી' જ ને ? એણે તો જાળ પાથરી. ને લાખ રૂપિયાની થેલી લઇ શેઠે પોતાના જે દોસ્તને મોકલ્યો હતો તેને જ ફસાવ્યો ! ખેર.

હવે કેસ કરો, અમે તે કરો-સજા કરો-પણ છેવટે શું ?

આ રીતે બધા અમલદારો કરવા જાય તો તો પછી ભાઇ ભાઇનાં ગળાં કાપવા સિવાય કશું રહેશે જ નહિ ! રોજ દરરોજ દસવીસ પચાસ નહિ, સેંકડો ને હજારો માણસોને નાની મોટી હરત્રીજમાં નાની મોટી રકમો છૂટથી 'ભેટ' કરવી પડે જ છે. ને ભલભલાં અટકેલાં કામ ઘડીના છઠ્ઠા ભાગમાં એમ જ આગળ ચાલે છે, એ બધું ય અટકી જશે. આખો વ્યવહાર અટકી જશે. પછી 'લાંચરૂશ્વત વિનાના રૂપાળા તંત્ર'ને કરશો શું ?

રાજ કરવું હોય ને વ્યવહાર ચલાવવો હોય તો, સાહસખોર જુવાનો ય જોઇશે, ને ઉદાર અમલદારો ય જોઇશે, ને ભોળા શેઠિયાઓની આબરુ સાચવતાં ય આવડવી જોઇશે. સાહસખોરો ને કાવતરાંખોરો કહેવા માંડશું, ને ઉદાર અમલદારોને ગુનેગારો લેખશું, ને ભોળા શેઠિયાની સામે કપટી અમલદારી ચલાવશું તો ચાલી રહ્યું રાજ ને ચાલી રહ્યો વ્યવહાર. રામરાજ તો દૂર રહ્યું પણ સ્વરાજ યે નહિ રહે.

તા. ૨૭-૫-૪૮ —ગુર્જરીના લાલ



(અનુસંધાન પૃષ્ઠ ૩૪૩થી શરૂ.)
મગજની ઘણી પ્રવૃત્તિઓ વધારે સારી રીતે કરી શકાશે. ભવિષ્યનાં આવાં યંત્રોની યાદશક્તિ મનુષ્યના કરતાં અનેકગણી વધશે, સાચા લૉજીક (logic) પ્રમાણેના શુદ્ધ વિચારો આ યંત્રો જ કરી શકશે— કારણ માણસના વિચારો હંમેશાં અંગત વિચારોથી રંગાયેલા હોય છે, છતાં સંપૂર્ણ રીતે માણસના મગજને તો યંત્ર વડે પહોંચી શકાશે જ નહિ.

યુદ્ધ દરમ્યાન માણસથી કદી ન ઉકેલી શકાય તેવા કઠીન સવાલો આ યંત્રવડે ઉકેલવામાં આવ્યા. વિમાનના બંધારણને લગતા, વહાણને લગતા અને બીજા દરેક એન્જીનીયરીંગના સવાલો તેમજ સ્થાપત્યવિદ્યાના કઠીન સવાલોના યંત્ર વડે જવાબો મેળવાયા છે. આમ ગણિતને લગતા ગમે તે દાખલા ગણવા માટે આ યંત્ર વપરાય છે.

# ગ્રંથ સાહિત્ય

★ દાઝેલાં હૈયાં : મૂળ લેખક : શ્રી. વિ. સ. ખાંડેકર. ભાષાંતરકર્તા ગોપાળ ગ. વિદ્વાંસ. પ્રકાશન : ગુણવંતરાય આચાર્ય, જામનગર. પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

કિંમત રૂા. ૩-૦-૦ પૃષ્ઠ ૨૮૦.

★ સોરઠી બહારવટિયા : ભાગ ૧-૨ લેખક : સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક તથા વિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધી રસ્તા : અમદાવાદ.

કિંમત : બન્ને ભાગના રૂા. ૫-૦-૦ પૃષ્ઠ : બન્ને ભાગના ૪૦૨.

## દાઝેલાં હૈયાં

જાણીતા મરાઠી નવલકથાકાર શ્રી. વિ. સ. ખાંડેકરની આ નવલકથાનું કલેવર ખૂબ જ નબળું છે. નવલકથાની દુનિયામાં લેખકના દાવા અનુસાર એ નવી જાતનો પ્રયોગ જરૂર છે, પણ નિષ્ફળ નિવડેલો એ પ્રયોગ છે એમ એનું ભાષાંતર વાંચતા લાગે છે.

આ નવલકથામાં, કથાના પાત્રોનાં મુખે એમની પોતાની આત્મકથા એક યા બીજા સ્વરૂપે કહેવડાવવામાં આવી છે. પણ, નવલકથા કે નવલિકાના ઘડતરનાં સર્વસામાન્ય ધોરણોને પણ ભૂલી જવામાં આવ્યાં છે. લેખકનું પોતાનું વિવેચન, કે જુદા જુદા પાત્રોનાં મુખેથી નીકળતા શબ્દોની ઢબ એક જ પ્રકારની છે, પછી લેખક પોતે બોલતો હોય કે કોઇ પ્રોફેસર બોલતો હોય; સિનેમા કે નાટકનો નટ બોલતો હોય કે પછી કોઈ સુખી કે દુઃખી મધ્યમ વર્ગની સ્ત્રી બોલતી હોય. બધા એક જ ઢબે, એક જ રીતે વિચારો કરતા હોય છે, કલ્પના કરતા હોય છે. એટલે કે લેખક એમની પોતાની કલ્પનાસૃષ્ટિથી બહાર જઈ શક્યા નથી. એકે એક પાત્રનું મૂલ્યાંકન બરાબર થયું નથી લાગતું.

જર્મન નવલકથાકાર ગથે વાંચો કે રશિયન નવલકથાકાર દોસ્તોવસ્કીનાં પાત્રો વાંચો. એક એક પાત્ર એની આજુબાજુની આખી સૃષ્ટિ ખડી કરી દેશે. એક એક શબ્દ પાત્રનું લાક્ષણિક ચિત્ર ખડું કરી દેશે. જ્યારે શ્રી. ખાંડેકરની આ નવલકથામાં જુદાં જુદાં પાત્રોની લાક્ષણિકતા ઉપસીને ઉપર આવતી નથી.

આ થઇ શૈલીની વાત. હવે આવે છે એમાં વણાયેલી વસ્તુ. નવલકથાની વસ્તુમાં મધ્યમવર્ગનું દાંપત્ય જીવન લેવામાં આવ્યું છે. દાંપત્ય જીવનમાં, શારીરિક સુખ કેટલું મહત્ત્વનો ભાગ ભજવે છે એ દર્શાવવામાં આવ્યું છે, પણ શારીરિક સુખ જ માત્ર દાંપત્ય જીવનના ગુંચવાયેલા કોયડાનો ઊકેલ આણી શકે નહિ એ લેખક જોઈ શકયા નથી. સમાજનું એ સડી ગયેલું અંગ લેખક જોઈ શકે છે પણ એનું પૃથક્કરણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ થઇ શક્યું નથી એમ કહેવું પડશે.

નવલકથામાં લેખક પોતે વારે વારે ડોકિયાં કરે છે એ પણ વાચક માટે અરૂચિકર થઈ જાય છે.

આ નવલકથાનું ભાષાંતર કરનાર ભાઈ ગોપાળ ગ. વિદ્વાંસ, ગુજરાતી સાહિત્યસૃષ્ટિને ભલે અનુવાદો ભેટ ધરે. એ સામે કોઈને વાંધો નથી, પણ એ નવલકથા સામાન્ય કક્ષાની ન હોતાં વિશિષ્ટ બની

હશે-ખોટા હિસાબો ને બનાવટી કાગળિયાં કરવા માટે. બધે બધી મિલોમાં એવું થતું હશે. પણ આ તો છીંડે ચઢ્યો તે ચોર ! ખેર, કેસ થયો. છછમહિના ગયા ને ગોરારકા શેઠે ઘણું કર્યું પણ કેસ ઊભો ને ઊભો રહ્યો ? ત્યારે એમણે બધી માથાકૂટનો પાર આણવા મુખ્ય પોલિસ અમલદાર મિરાન્ડાને જ ઝાલ્યો. ને કહ્યું હું પહેલા ઘરનું સંભાળ, પછી બીજી પંચાત કરતો હો તો ! ને શેઠની ઉદારતાનો કોઇ જોટો નહિ હોંશિયારી ય એવી. અમલદારને હા-ના કરતો જોયો કે શેઠે લાંચ-રૂશ્વત વિરોધી ખાતાની પોલિસ પર બીજા એક મિત્રદ્વારા સીધું દબાણ આણ્યું. ને જરૂર પડે તો રૂા. ૧૦ લાખ સુધીની રકમ ખર્ચી નાખવા ય ખુશી બતાવી.

શેઠે તો ભોળા દિલે ખુલ્લી વાત કરી નાખી; પણ કોને ખબર સામાના પેટમાં પાપ ભર્યું હશે ! તે એણે મોઢે તો હા ભણી. ને પાછળ દગો રમ્યો ! છેવટે તો 'સડેલ અમલદારશાહી' જ ને? એણે તો જાળ પાથરી. ને લાખ રૂપિયાની થોકડી લઇ શેઠે પોતાના જે દોસ્તને મોકલ્યો હતો તેને જ ફસાવ્યો ! ખેર.

હવે કેસ કરો, ગમે તે કરો-સજા કરો-પણ છેવટે શું ?

આ રીતે બધા અમલદારો કરવા જાય તો તો પછી ભાઇ ભાઇનાં ગળાં કાપવા સિવાય કશું રહેશે જ નહિ ! રોજ દરરોજ દસવીસ પચાસ નહિ, સેંકડો ને હજારો માણસોને નાની મોટી હરચીજમાં નાની મોટી રકમો છૂટથી 'ભેટ' કરવી પડે જ છે. ને ભલભલાં અટકેલાં કામ ઘડીના છઠ્ઠા ભાગમાં એમ જ આગળ ચાલે છે, એ બધું ય અટકી જશે. આખો વ્યવહાર અટકી જશે. પછી 'લાંચરૂશ્વત વિનાના રૂપાળા તંત્ર'ને કરશો શું ?

રાજ કરવું હોય ને વ્યવહાર ચલાવવો હોય તો, સાહસખોર જુવાનો ય જોઇશે, ને ઉદાર અમલદારો ય જોઇશે, ને ભોળા શેઠિયાઓની આબરુ સાચવતાં ય આવડવી જોઇશે. સાહસખોરો ને કાવતરાંખોરો કહેવા માંડશું, ને ઉદાર અમલદારોને ગુનેગારો લેખશું, ને ભોળા શેઠિયાની સામે કપટી અમલદારી ચલાવશું તો ચાલી રહ્યું રાજ ને ચાલી રહ્યો વ્યવહાર. રામરાજ તો દૂર રહ્યું પણ સ્વરાજ યે નહિ રહે.

તા. ૨૭-૫-૪૮ —ગુર્જરીનો લાલ



(અનુસંધાન પૃષ્ઠ ૩૪૩થી શરૂ.)
મગજની ઘણી પ્રવૃત્તિઓ વધારે સારી રીતે કરી શકાશે. ભવિષ્યનાં આવાં યંત્રોની યાદશક્તિ મનુષ્યના કરતાં અનેકગણી વધશે. સાચા લૉજીક (logic) પ્રમાણેના શુદ્ધ વિચારો આ યંત્રો જ કરી શકશે–કારણ માણસના વિચારો હંમેશાં અંગત વિચારોથી રંગાયેલા હોય છે, છતાં સંપૂર્ણ રીતે માણસનાં મગજને તો યંત્ર વડે પહોંચી શકાશે જ નહિ.

યુદ્ધ દરમ્યાન માણસથી કદી ન ઉકલી શકાય તેવા કઠીન સવાલો આ યંત્રવડે ઉકેલવામાં આવ્યા. વિમાનના બંધારણને લગતા, વહાણને લગતા અને બીજા દરેક એન્જીનીયરીંગના સવાલો તેમજ સ્થાપત્યવિદ્યાના કઠીન સવાલોના યંત્ર વડે જવાબો મેળવાયા છે. આમ ગણિતને લગતા ગમે તે દાખલા ગણવા માટે આ યંત્ર વપરાય છે.

# ચર્ચાપત્ર

★ દરેક વાંચક પોતાનો અભિપ્રાય જરૂર ટૂંકમાં લખી મોકલે.

## ★ શું જાતીય જ્ઞાન બાળકને જરૂરી છે?
## ★ જરૂરી હોય તો કેવી રીતે આપવું જોઈએ?
## ★ શું મધુરીબેનનો લેખ બીભત્સ છે?

'સંસ્કાર'ના માર્ચ માસના અંકમાં શ્રી. મધુરીબેન દિવેચાનો એક સંવાદ લેખ–" મારી પુત્રીની મૂંઝવણ " નામક અમે છાપ્યો હતો. એ લેખમાં શ્રી. મધુરીબેને, એક માતા તથા શિક્ષિકા તરીકેના સ્વાનુભવના આધારે, બાળકને જાતીય જ્ઞાન કેવી રીતે સરળતા અને નિર્દોષતાપૂર્વક આપી શકાય તેના દૃષ્ટાંતરૂપ એક સંવાદ રજૂ કર્યો હતો. આ સંવાદે, સંસ્કારના એક ગ્રાહક મિત્રને આઘાત પહોંચાડયો અને તેમણે એ સંવાદને 'બીભત્સ' ગણાવી, 'દરેક બહેન લગભગ આ વાતો જાણે છે જ' કહી આવા લેખો ફરી ન છાપવા સલાહ આપી હતી. અમે એ ભાઈનો પત્ર ગયા અંકમાં ( મે માસ ) ચર્ચાપત્રરૂપે રજૂ કરી, સાથોસાથ અન્ય ગ્રાહકો-વાચકોને પોતાના અભિપ્રાયો જણાવવા વિનંતી કરી હતી.

અમને જણાવતાં આનંદ થાય છે કે એક કારીગર મિત્રે પોતાનો જવાબ મોકલ્યો છે, જેમાં તેમણે સંભાળપૂર્વક દલીલો સાથેનો પોતાનો દૃઢ મત જણાવ્યો છે.

અમે તમામ વાચકોને ખુબ ટૂંકામાં પોતાનો અભિપ્રાય મોકલી આપવા વિનંતી કરીએ છીએ. અમને મળેલ અભિપ્રાયોનું પરિણામ અમે સંસ્કારમાં જાહેર કરવાની ખાત્રી આપીએ છીએ. –તંત્રીઓ.

### લેખકની ઓળખાણ

*

" હું અંગ્રેજી ૩-૪ ધોરણ ભણેલો એક વર્ગજાગૃત કરજી કામદાર છું. સાહિત્યમાં સારો એવો શોખ ધરાવું છું.

મધુરીબેનનો લેખ મને ઘણો જ ગમેલો. યોગ્ય વયે બાળકને આ શિક્ષણ આપવું જોઈએ એમ હું માનતો હતો. પરંતુ કેવી રીતે આપવું તે મને મધુરીબેનના લેખમાંથી જ જાણવાનું મળ્યું. આવા સરસ લેખનો વિરોધ જ્યારે મેં વાંચ્યો ત્યારે આ કાગળ લખ્યા વગર હું ન રહી શક્યો. મેં તો ફક્ત મારા દિલનો ઉભરાટ ઠાલવ્યો છે. છાપવો કે નહિ એ આપની મરજી."

તંત્રીશ્રી,

" બાળકોને યોગ્ય ઉંમરે જાતીય શિક્ષણ આપવું કે નહિ ? " એ વિષય ઉપર આપ જે ચર્ચાને આમંત્રણ આપો છો તે ખરેખર ઘણું આવકારદાયક છે.

મધુરીબેનના લેખ ઉપર ટીકા કરનાર ભાઈ મુખ્ય ત્રણ આરોપ મૂકે છે. (૧) લેખમાં બીભત્સ શબ્દો ઘણા છે, (૨) દરેક બહેન લગભગ આ વાતો જાણે છે, (૩) ખુલ્લે ખુલ્લી રીતે આવી વાત છાપી શકાય નહિ.

ટીકા કરનાર ભાઈ લખે છે કે " દરેક બહેન આ વાતો જાણે છે ! " હું તે ભાઈને પૂછું છું કે દરેક ભાઇ બહેન આ વાત જાણે છે એના અર્થ શું એ છે કે તેઓ આ વિષય ઉપર વૈજ્ઞાનિક રીતે ગંભીરતાથી વિચારે છે ? તેઓ ( દરેક ભાઈ બહેન અથવા હાલનો મોટા ભાગનો યુવક વર્ગ ) જાતીય સંબંધોને નાટક કે સિનેમાની માફક મોજશોખનું સાધન માને છે. આપણા યુવક વર્ગનો મોટો ભાગ " લગ્ન " તરફ કેવી ભાવનાથી જુવે છે ? " લગ્ન " એટલે " જાતીય સંબંધો " ની સમજ ! આપણાં યુવાનો અને યુવતીઓ આ સિવાય બીજી કોઈ ભાવના લગ્નમાં રાખતાં હોય તેમ જણાતું નથી.

મધુરીબેનના પત્ર ઉપર ટીકા કરનાર ભાઈએ કોઈ દિવસ વિચાર સુદ્ધાં કર્યો છે કે આપણી આ નવી પેઢીનું માનસ આટલું બધું કલુષિત અને બીભત્સ કેમ થયું? જે સમાજ બ્રહ્મચર્ય, એક વિવાહ અને એકપત્નીવ્રતના આદર્શોમાં માને છે તે જ સમાજના સભ્યોમાં જાતીય સંબંધની લોલુપતાએ ઉત્પન્ન કરેલાં વ્યભિચાર, હસ્તદોષ અને સજાતીય આકર્ષણની વિકૃતિઓ મોટા પ્રમાણમાં છે. આ એક નક્કર વાસ્તવિકતા છે.

• ઉપર બતાવેલી વિકૃતિઓ જાતીય શિક્ષણના અભાવે ઉત્પન્ન થએલી છે જો બાળકોને યોગ્ય વયે વૈજ્ઞાનિક રીતે જાતીય શિક્ષણ આપવામાં આવે, જાતીય સંબંધોની જરૂરીઆતો તેની ગંભીરતા સાથે સમજાવવામાં આવે તો આ તમામ વિકૃતિઓને સમાજમાંથી દૂર કરી શકાય.

• ટીકાકારના કહેવા મુજબ આ વિષયનું જ્ઞાન મિત્રો કે સખી પાસેથી મળે છે, પરંતુ મિત્રો પાસેથી મળતી હકીકતોને જ્ઞાન કહી શકાય જ નહિ. તે જ્ઞાનના સ્વરૂપમાં મળતું નથી પણ તદ્દન હીન વિકૃત અને બીભત્સ સ્વરૂપમાં મળે છે. જેનાથી વિશેષ જ્ઞાન મેળવવાની આકાંક્ષામાં યુવાનો અને યુવતીઓ આડા માર્ગે હસ્તદોષ કે અનાચારના માર્ગે વળી જાય છે. અને આખરે મહાગંભીર રોગોમાં ફસડાઈ પડે છે.

આપણાં માબાપ કન્યાઓને રાંધતાં અને ઘરકામ કરતાં સારી રીતે શીખવાડે છે; યુવાનોને કમાવાની તાલીમ આપવામાં આવે છે. આપણો સમાજ આપણને કાપડ બનાવતાં કે ખેતી કરતાં શીખવાડે છે. અને નવી પેઢી એ તમામ અનુભવોને અપનાવીને તેમાંનાં દૂષણો દૂર કરી વધુ પ્રગતિ સાધે છે.

પરંતુ ખુદ મનુષ્યનું ઉત્પાદન કેવી રીતે થાય છે તે વિષય ઉપર સમાજ બિલકુલ અંધારપટ નાખવાનો પ્રયત્ન કરે છે. અને જાતીય આકર્ષણને બિનજરૂરી, હલકટ અને બીભત્સ ગણાવવાનો પ્રયત્ન કરે છે. સીધે સીધું ખુલ્લમ ખુલ્લાં જાતીય આકર્ષણનો સ્વીકાર કરી તેનું યોગ્ય શિક્ષણ આપવામાં સમાજ અચકાય છે. પરંતુ આકર્ષણ એ કુદરતી રીતે અનિવાર્ય વસ્તુ છે. અમુક ચોક્કસ ઉંમરે મનુષ્ય એ તરફ ઘસડાય છે અને તે સમયે માણસ ગમે તે ઉપાયે આ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરે છે. જ્ઞાન મેળવવાની સમજ તરફથી કોઈ જ સગવડ હોતી નથી. એટલે તેને આડા માર્ગો અખત્યાર કરવા પડે છે. દા. વેશ્યાવાડો અને હલકા તેમજ નીચ મિત્રોની સોબત.

માટે નવી પેઢીને આવાં દૂષણોથી બચાવવી હોય તો જાતીય શિક્ષણ વૈજ્ઞાનિક રીતે યોગ્ય ઉંમરે આપવું જ જોઈએ એવી મારી દઢ માન્યતા છે.

આ વિષય બીભત્સ છે. એને છાપશો નહિ. એમ ઉપરછલ્લી રીતે વિચારી તદ્દન કાઢી નાખવા જેવો આ સવાલ નથી. પણ આપણી સમાજ સામે આવીને ઊભેલો જવાબ માગતો આ એક સળગતો સવાલ છે. જો આપણે તેનો ગંભીરતાથી ઉકેલ નહિ કાઢીએ તો આપણો સમાજ કલુષિત માનસ અને વિકૃતિઓથી ઊભરાઈ જશે. બીજું આ કોઈ પૂર્વ કે પશ્ચિમની સંસ્કૃતિનો સવાલ નથી પરંતુ સમસ્ત માનવજાત સામે આવીને પડેલો સવાલ છે. એના ઉપર ગંભીરતાથી વિચાર કરવો, વિચારોની આપલે કરવી એમાં કાંઈ જ બીભત્સતા નથી. બલ્કે એના ઉપર વિચાર કરવાની ના પાડવાથી, વધુ ને વધુ છુપાવ્યા કરવાથી આપણે વધારે બીભત્સતા ફેલાવી છે.

આખરે મારે તંત્રીશ્રી, એટલું જ કહેવાનું કે આ ચર્ચામાં આવતા તમામ પત્રોના આધારે પણ ગણત્રી કરી જાતીય શિક્ષણ સમાજ માગે છે કે નહિ તે બહાર પાડવું જોઈએ.



રાષ્ટ્રીય પ્રવાહો

# કમ્યુનિસ્ટો અને રઝાકારો

રિસામણાં અને મનામણાં, વાટાઘાટો તૂટવી અને સંધાવવી, સુલેહની વાતો કરવી અને નિઝામના જન્મદિવસની ઉજવણીમાં ભાગ લેવો (રાજેન્દ્રબાબુએ દિલ્હીમાં નિઝામના અમલદારને ત્યાં ભાગ લીધો હતો.), ટ્રેનો બંધ કરવી અને ફરી ચાલુ કરવી, આર્થિક-ઘેરાની વાતો કરવી અને લંડનમાં શાહીવાદીઓ રેકારો કરે એટલે ફેરવી તોળવું—આ બધું નિઝામ અને હિંદી સંઘ વચ્ચે મહિનાઓથી ચાલતી વાટાઘાટો અને વણસતા સંબંધોમાંથી ફૂટતા ફણગા છે.

પણ એથી હિંદી સંઘ અને હૈદરાબાદની જનતાની અધીરાઈ વધતી જાય છે. કારણ કે નિઝામના મારાઓ સમા રઝાકારોના જુલ્મો વધતા જાય છે. એમની કારવાઈથી જલતાં ગામડાંઓની સંખ્યા વધતી જાય છે. એમના અત્યાચાર દ્વારા સ્ત્રીઓ પરના બળાત્કારોની સંખ્યા વધતી જાય છે અને હૈદરાબાદની ધરતી પર નિર્દોષ ઓપુરુષોના મુર્દાઓની સંખ્યા વધતી જાય છે.

પરંતુ આની સામે મક્કમ મુકાબલો પણ થાય છે. તૈલંગણનો આઝાદ કિસાન રઝાકારો સામે જંગ ખેલે છે. દિન-બ-દિન આઝાદ ગામડાંઓની સંખ્યામાં એ ઉમેરો કરતો જાય છે. જોતજોતામાં ૪૫ લાખની વસ્તીવાળાં ૨૦૦૦થી વધુ ગામડાંઓને નિઝામની ધૂંસરીમાંથી અને હિંદુ મુસ્લિમ જાગીરદારોની ગુલામીમાંથી એણે મુક્ત કર્યાં છે.

અને એટલે માત્ર નિઝામ જ નહિ પણ હિંદી-સંઘના સ્થાપિત હિતો પણ તૈલંગણના કિસાનથી હબકી ઊઠ્યા છે. પરંતુ નિઝામ બધો છે. એનો બ્રિટિશ સલાહકાર મોંકટન ભારે ઉસ્તાદ છે. તૈલંગણના કિસાનને દોરનાર આંધ્રસભા અને કમ્યુનિસ્ટ પાર્ટી અંગે આ લોકોમાં હાઉ કેમ ઊભો કરવો એ આબાદ રીતે તે જાણે છે.

એ અનુસાર ગયા મહિનાના એક દિવસે હૈદરાબાદ રેડિયોએ એક જાહેરાત કરી. એ જાહેરાતનો કેવી રીતે ઉપયોગ કરવો એની દિલ્હીમાં સંતલસો થઈ અને બીજે દિવસે હિંદભરના અખબારોમાં 'ગ્લોબ,' 'એ. પી. આઈ'નો સંદેશો પ્રગટ થયો કે—

'કમ્યુનિસ્ટો નિઝામ સાથે જોડાઈ ગયા છે. નિઝામ અને રઝાકારોના 'આઝાદ હૈદરાબાદ'ના સૂરમાં એમણે પણ પોતાનો સૂર મિલાવ્યો છે. ને હિંદીસંઘ સામેના તેના મોરચામાં મદદ કરનાર છે.'

અને તમામ 'રાષ્ટ્રવાદી' અખબારોએ આ સમાચારને આંધળા બની મોટે અક્ષરે પહેલે પાને છાપ્યા! પરંતુ, સામાન્ય જનતા આ વાત સાંભળતી હતી, ને ગુંચવાડામાં પડતી હતી. કેમકે તેને એ સમાચાર પે મળતા હતા કે, નિઝામશાહીના નિકંદન માટે કમ્યુનિસ્ટો નિઝામપિઠ્ઠુ રઝાકારો સામે જંગ ખેલી રહ્યા છે. થોડાક સમય પહેલાં જ આંધ્રના વિખ્યાત કોંગ્રેસી આગેવાન શ્રી પાલાકાદંટી સુર્યપ્રકાશરાવે કમ્યુનિસ્ટોની દોરવણી હેઠળ નિઝામ સામે લડતા તૈલંગણના કિસાન અને કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યોની ખુવારીના આંકડાઓ આપ્યા હતા. એ અનુસાર નિઝામી રાક્ષસોએ રઝાકારોના સાથમાં ૬૯૫૦ ઘર બાળી નાખ્યાં હતા; ૪૬૯૨ ધરપકડો કરી હતી, ૪૪૨ સ્ત્રીઓ પર બળાત્કાર કર્યા હતા, ૪૧૦ પુરુષો અને ૧૭ સ્ત્રીઓ નિઝામ સામે લડતાં માર્યાં ગયાં હતાં, ૭૦૬ પુરુષો અને ૪૧ સ્ત્રીઓ ઘાયલ થયાં હતાં, ૨૦૫૬૧ પર દમન થયું હતું અને ૯૩૭૭૧૮૦ રૂપિયાની મિલ્કત લૂંટાઈ હતી!

આવી આ નક્કર હકીકતો કમ્યુનિસ્ટ-નિઝામની મૈત્રીની પોકળતાને પડકારતી મોજૂદ પડી હતી. ઉપરાંત પાછળ પીઠેહઠ કર્યા વિના હવે ચાલે એમ નહતું. ચાર દિવસ પછી ગ્લોબ સમાચાર સંસ્થાએ જાહેર કર્યું કે નિઝામ સાથે કમ્યુનિસ્ટોના જોડાણ અંગેની વાત ગેરરસ્તે દોરવનારી છે. અંગ્રેજી અખબાર ફ્રી પ્રેસ, બોમ્બે ક્રોનિકલ, નેશનલ સ્ટાન્ડર્ડ વગેરેએ પણ એ વાત કબૂલી. અલબત્ત, ગુજરાતી

જન્મભૂમિ, વંદે માતરમ, કૂલછાર રનાર ભાઇએ કોઈ
સજ્જનતા ને સચ્ચાઈ પણ ન આપણી આ નવી
એ મૈત્રીના સમાચારો જે અને બીભત્સ કેમ
તે જ દિવસના અખબારમાં ખ દ અને એકપત્ની-
ઉઘાડનારા ખબરો છપાયા હતા– સમાજના સભ્યોમાં
કમ્યુનિસ્ટો સામેની ઝપાઝપીમાં કરેલાં વ્યભિચાર,
કર્યો છે.' અને સાર બાદ ભાગે ની વિકૃતિઓ મોટા
ખાલી જતો હતો, જ્યારે કે ક્કર વાસ્તવિકતા છે.
પોલિસોને હાથે એ પ વિકૃતિઓ જાતીય શિક્ષણના
કર્યાના ખબર ન ર ી છે જો બાળકોને યોગ્ય વયે
કમ્યુનિસ્ટોની ીય શિક્ષણ આપવામાં આવે,
સાબિતી કમ્યુનિ જરૂરીઆતો તેની ગંભીરતા સાથે
હતા. ને 'મૈ આવે તો આ તમામ વિકૃતિઓને
આંખો ખુલી દૂર કરી શકાય.

કારના કહેવા મુજબ આ વિષયનું જ્ઞાન એ સખી પાસેથી મળે છે, પરંતુ મિત્રો પારે- કમિટી તી હકીકતોને જ્ઞાન કહી શકાય જ નહિ. તે નીતિ ા સ્વરૂપમાં મળતું નથી પણ તદ્દન હીન વિકૃત બીભત્સ સ્વરૂપમાં મળે છે. જેનાથી વિશેષ જ્ઞાન મેળવવાની આકાંક્ષામાં યુવાનો અને યુવતીઓઆડા માર્ગે હસ્તદોષ કે અનાચારના માર્ગે વળી જાય છે. અને આખરે મહાગંભીર રોગોમાં ફસડાઈ પડે છે.

આપણાં માબાપ કન્યાઓને રાંધતાં અને ઘરકામ કરતાં સારી રીતે શીખવાડે છે; યુવાનોને કમાવાની તાલીમ આપવામાં આવે છે. આપણો સમાજ આ- પણને કાપડ બનાવતાં કે ખેતી કરતાં શીખવાડે છે. અને નવી પેઢી એ તમામ અનુભવોને અપનાવીને તેમાંનાં દૂષણો દૂર કરી વધુ પ્રગતિ સાધે છે.

પરંતુ ખુદ મનુષ્યનું ઉત્પાદન કેવી રીતે થાય છે તે વિષય ઉપર સમાજ બિલકુલ અંધારપટ નાખવાનો પ્રયત્ન કરે છે. અને જાતીય આકર્ષણને બિનજરૂરી, હલકટ અને બીભત્સ ગણાવવાનો પ્રયત્ન કરે છે. સીધે સીધું ખુલ્લમ ખુલ્લાં જાતીય આકર્ષણનો સ્વીકાર કરી તેનું યોગ્ય શિક્ષણ આપવામાં સમાજ અચકાય છે. પરંતુ આકર્ષણ એ કુદરતી રીતે અનિવાર્ય વસ્તુ છે. અમુક ચોક્કસ ઉંમરે મનુષ્ય એ તરફ ઘસડાય છે અને તે સમયે માણસ ગમે તે ઉપાયે આ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરે છે. જ્ઞાન મેળવવાની સમાજ તરફથી કોઈ જ સગવડ હોતી નથી. એટલે તેને આડા માર્ગો અખત્યાર કરવા પડે છે. દા. વેશ્યા- વાડો અને હલકા તેમજ નીચ મિત્રોની સોબત.

માટે નવી પેઢીને આવાં દૂષણોથી બચાવવી હોય તો જાતીય શિક્ષણ વૈજ્ઞાનિક રીતે યોગ્ય ઉંમરે આપવું જ જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે.

આ વિષય બીભત્સ છે. એને છાપશો નહિ. એમ ઉપરછલ્લી રીતે વિચારી તદ્દન કાઢી નાખવા જેવો આ સવાલ નથી. પણ આપણી સમાજ સામે આવીને ઊભેલો જવાબ માગતો આ એક સળગતો સવાલ છે. જો આપણે તેનો ગંભીરતાથી ઉકેલ નહિ કાઢીએ તો આપણો સમાજ કલુષિત માનસ અને વિકૃતિઓથી ઊભરાઈ જશે. બીજું આ કોઇ પૂર્વ કે પશ્ચિમની સંસ્કૃતિનો સવાલ નથી પરંતુ સમસ્ત માનવજાત સામે આવીને પડેલો સવાલ છે. એના ઉપર ગંભીરતાથી વિચાર કરવો, વિચારોની આપલે કરવી એમાં કાંઇ જ બીભત્સતા નથી. બલ્કે એના ઉપર વિચાર કરવાની ના પાડવાથી, વધુ ને વધુ છુપાવ્યા કરવાથી આપણે વધારે બીભત્સતા ફેલાવી છે.

આખરે મારે તંત્રીશ્રી, એટલું જ કહેવાનું કે આ ચર્ચામાં આવતા તમામ પત્રોના આધારે પણ ગણત્રી કરી જાતીય શિક્ષણ સમાજ માગે છે કે નહિ તે બહાર પાડવું જોઈએ.



જન્મભૂમિ, વંદે માતરમ્, ફૂલછાબ એટલી અખબારી સજ્જનતા ને સચ્ચાઈ પણ નપાળી !

એ મૈત્રીના સમાચારો જે દિવસે પ્રસિદ્ધ થયા તે જ દિવસના અખબારમાં તેજ પણ આંખો ઉઘાડનારા ખબરો છપાયા હતા 'હૈદ્રાબાદની પોલિસે કમ્યુનિસ્ટો સામેની ઝપાઝપીમાં ૩ કમ્યુનિસ્ટોને ઠાર કર્યા છે.' અને સાર બાદ ભાગ્યે જ એક એવો દિવસ ખાલી જતો હતો, જ્યારે રોજીંદા અખબારે નિઝામી પોલિસોને હાથે બે પંચ પંદર કમ્યુનિસ્ટોની હત્યા કર્યાના ખબર ન આપ્યા હોય !

કમ્યુનિસ્ટોની નિઝામશાહી સામેની લડાઈની સાબિતી કમ્યુનિસ્ટો પોતાના લોહીથી આપી રહ્યા હતા. ને 'મૈત્રી'નો ભંડો ફૂટી ગયો. અખબારોની ય આંખો ખુલી ગઈ.

એ દરમિયાનમાં હૈદ્રાબાદની કમ્યુનિસ્ટ પાર્ટી–કમિટીએ તથા અખિલ હિંદ પાર્ટીએ પોતાની નીતિની સ્પષ્ટતા નીચે મુજબ કરી હતી:

—રઝાકારો નિઝામની આપખુદી માટે લડે, ને એને 'આઝાદ હૈદ્રાબાદ'નું નામ આપે છે.

—સ્ટેટ કોંગ્રેસ અને હિંદીસંઘ નિઝામને ટકાવી રાખવા માગે છે. નિઝામ થોડાક સુધારાઓ જાહેર કરે અને હિંદીસંઘ સાથે જોડાઈ જાય એટલું એમને મન પૂરતું છે.

—સારે કમ્યુનિસ્ટ પાર્ટી નિઝામના સંપૂર્ણ ખાતમા માટે લડે છે. જનતાનું રાજ્ય એ માંગે છે અને હિંદીસંઘ સાથેના સંબંધો પુખ્ત વયના મત દ્વારા હૈદ્રાબાદની જનતા નક્કી કરે એ એમની માગણી છે.

* એટલે કે હૈદ્રાબાદના પ્રશ્ન અંગેના કમ્યુનિસ્ટોના ઉકેલમાં નિઝામને સ્થાન નથી એટલે જ તો, નિઝામ એમને ગોળીએ ફૂંકે છે.

* સ્ટેટ કોંગ્રેસના ઉકેલમાં નિઝામને સ્થાન છે એટલે નિઝામ તથા રઝાકારો અને સ્ટેટ કોંગ્રેસ અને હિંદી સંઘ વચ્ચે મૈત્રીની વાતો ને વાટાઘાટો ચાલુ જ છે. પરંતુ, એ વાટાઘાટો તો માત્ર વધુ સમય મેળવવા માટેની રઝાકારો અને નિઝામની એક ચાલ છે. બ્રિટિશ શાહીવાદના પ્રતિનિધિ મોંકટનની યોજના અનુસાર એમના તમામ વ્યૂહો ખેલાય છે એ વાત હવે જાણીતી થઈ ચૂકી છે.

હિંદીસંઘની જનતા હવે આ લંબાતી વાટાઘાટો અને રઝાકારોના વધતા જતા જુલ્મોથી અધીરી બની છે. એટલે હિંદી સરકારે સશસ્ત્ર દરમિયાનગીરીની વાતો શરૂ કરી છે.

પરંતુ એનાથી હૈદરાબાદની જનતાનો કોઈ પ્રશ્નનો ઉકેલ આવવાનો છે શું? બિલકુલ નહિ. કારણ કે એ દરમિયાનગીરી પાછળનું ધ્યેય તો હૈદરાબાદનું હિંદીસંઘ સાથે જોડાણ થાય (એટલે નિઝામનું રાજ્ય ટકી રહે) એ જ છે. જ્યારે જનતાનું હિત તો નિઝામશાહીના સંપૂર્ણ નાશ સિવાય અસાધ્ય છે.

એટલે જ તો તેલંગણના કિસાનો આજે મહિનાઓથી હિંદીસંઘ પાસે શસ્ત્રોની માંગ કરી રહ્યા છે. હિંદના પ્રગતિશીલોએ પણ એ માંગ ઉઠાવી છે. કારણ કે ખુદ હૈદરાબાદની જનતાનો ઉદ્ધાર સશસ્ત્ર ક્રાંતિદ્વારા નિઝામશાહીના ઉચ્છેદમાં જ રહેલો છે. એ સિવાયનો કોઈ બીજો બાંધછોડનો ઉકેલ હૈદરાબાદ અને હિંદી સંઘની જનતાને માટે ખતરનાક છે.

*

### અન્ન કટોકટીનો ઉકેલ

અનાજની કટોકટીનો પ્રશ્ન છેલ્લે છેલ્લે ખૂબ ઉગ્ર બન્યો છે. આ અંગે 'હિંદી સરકાર' એક સમિતિ નીમી હતી. એ સમિતિનો અહેવાલ બહાર પડયો છે.

૧૯૪૬–૪૭માં હિંદમાં ૪ કરોડ, ૮૫ લાખ ટન અનાજ થયું હતું. ભાગલા પડી ગયા પછી હિંદની ૩૪ કરોડ ૪૦ લાખ વસતીને દરરોજનું એક શેર અનાજ આપવામાં આવે તો ૫ કરોડ ૧૦ લાખ ટન અનાજ હિંદી સંઘે પેદા કરવું જોઈએ. આમ હિંદની કુલ ખાધ ૨૫ લાખ ટન છે. પરંતુ સાદા ગણિત અનુસારની આ ખાધ સંઘરાખોરો અને

જમીનદારો અનાજ કાળા બજારમાં લઈ જાય છે ત્યારે જનતા માટે ભારે ત્રાસજનક બની જાય છે.

એ વાત સૌ કોઈ જાણે છે કે અનાજની અછત, સંઘરાખોરી અને કાળા બજારના મૂળમાં જમીનદારી પદ્ધતિ પડેલી છે. આ જમીનદારીને કારણે જ ખેડૂતને ખેતીમાં રસ નથી. આ મુખ્ય કારણને લઈને જ અનાજનું ઉત્પાદન ઘટતું આવ્યું છે.

પણ અનાજની કટોકટીનો ઉકેલ લાવવા હિંદના મોટા મૂડીવાદી પુરુષોત્તમદાસ ઠાકુરદાસના પ્રમુખ–પદે મળેલી આ સમિતિએ આ અંગે જરાપણ અહેવાલમાં ધ્યાન દોર્યું નથી. જમીનદારીનો નાશ કરીને ઉત્પાદન વધારવાને બદલે કરોડોના ખર્ચવાળી આયોજનિક યોજનાઓ એણે રજૂ કરી છે.

સ્વાભાવિક રીતે દેશના મોટા ભાગના ખુદ કોંગ્રેસી અમલદારોએ પણ આ અહેવાલની ઝાટકણી કાઢી છે. અનાજ સમિતિના એક સભ્ય બી. પ્ર. આર. બી. રાવે પણ સમિતિના કેટલાક સૂચનોનો સખ્ત વિરોધ કર્યો છે.

### ભૂખનું બંડ

એ દરમિયાનમાં અનાજની કટોકટી વધુ ને વધુ વિફરી રહી છે. ખાસ કરીને દક્ષિણ હિંદમાં કેરાલામાં એણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. રાષ્ટ્રીય સરકારના આવ્યા પછી ૧૦ ઔંસનું રેશન ઘટીને ૬ ઔંસ એટલે દોઢ પાશેર થયું છે. પણ આ અનાજ પણ મળે ત્યારની વાત ત્યારે અને અંકુશ ઉઠાવી લીધા પછી તો અનાજ ખરીદવાનું પણ લોકો માટે અશક્ય બની ગયું છે.

ત્યારે ખુદ મદ્રાસના ખોરાક પ્રધાન શ્રી રાજનના કહેવા અનુસાર પ્રાંતનું ૮૦ ટકા અનાજ જમીનદારો અને સંઘરાખોરોને ત્યાં પડ્યું છે!

કિસાનો ભૂખમરામાંથી બચવા માટે આ અનાજ જમીનદારો પાસેથી મેળવવા પોતાનો જાન જોખમમાં મૂકી રહ્યા છે, ઠેર ઠેર અનાજ માટે બંડ થઇ રહ્યાં છે. સારાયે ઉત્તર મલબારની આ પરિસ્થિતિ છે.

આ બંડ અટકાવવા માટે કિસાનોને અનાજ આપવાને બદલે મદ્રાસ સરકાર દમન, ગોળીબાર અને લાઠીચાર્જનો આશરો લઇ રહી છે. ફ્રી પ્રેસ જર્નલમાં આ અંગે આવેલા અહેવાલો કંપારીથી વાંચનારને ધ્રુજાવી દે છે.

૫–૬–૪૮ —ચી. મ.

## સોરઠની નવી તસ્વીર

સૌરાષ્ટ્ર સરકારની સ્થાપના બાદ સોરઠનો દરિયો, સોરઠનાં જંગલો, સોરઠની ખાણો ને ખીણો, ખેતરો ને ખંડિયેરો નવજીવનની આશાથી ઉભરાઈ રહ્યાં છે. સોરઠનો ખેડૂ–કિસાન જમીનદારી તાલુકદારી, ભાગબટાઈ ને વેઠ, ભૂખમરો ને દેવાના ત્રાસથી બહાર નીકળવા ઝંખી રહ્યો છે. અને સામેથી–નેતાઓ, પ્રધાનો અને અમલદારો તરફથી રોજરોજ ઉપદેશ, આશાઓ અને ઉમેદોની છૂટથી લ્હાણ થયા કરે છે. અખબારો સૌરાષ્ટ્ર–દિન, જુનાગઢ–દિન ને કચ્છ–દિન, 'સ્વતંત્રતા'ના મહોત્સવોની તસ્વીરો અને હેવાલો છાપી છાપી જનહૃદયની ઉમેદો ને આશાઓને ઇન્જેકશન આપી આપી જીવતી રાખી રહ્યાં છે.

ત્યારે સામેથી, એક પછી એક બનતી હકીકતો લોકના જીવન પરનો સૈકાઓનો બોજ હળવો કરવાને નિષ્ફળ પૂરવાર થઈ રહી છે; અને એની ચિંતા, એની મૂંઝવણ અને એની યાતના લોકજીવનને કોરી રહી છે.

નવું તંત્ર દાખલ થાય તે પહેલાં રાજવીઓએ શક્ય હોય એટલી રાજ્યની કરોડો રૂપિયાની મિલ્કતો પોતાને નામે, પોતાનાં સગાંવહાલાંને નામે ચઢાવી દીધી છે. લાખો રૂપિયાની બક્ષિસો 'માનીતા'ઓમાં વહેંચી દીધી છે. કચ્છ, ગોંડળ, મોરબી, પોરબંદરના રાજાઓની આ સ્વાર્થી લીલા એટલી તો ખુલ્લી પડી ગઈ છે કે આ તમામને જાહેર મિલ્કત ઉચાપત કરવાના આરોપસર પાંચ દસ, વર્ષની સજા ફટકારવાથી ઓછું કોઈ પણ પગલું પક્ષપાતી જ ગણાય અને છતાં હકીકત એ છે કે, સૌરાષ્ટ્ર સરકાર ને વડી સરકારે આ બાબત આંખઆડા કાન કરી જનતાની

અમેરિકી જનતા કેટલાય સવાલો ટ્રુમેન માર્શલ રાળકીને પૂછી રહી હતી. વૉલેસે એમાં નેતાગીરી લીધી હતી. એનો જવાબ તો એ જ આપી શકાય: અમે તો નિર્દોષ છીએ; સોવિયેત લડાઇની તૈયારી કરે છે, બચાવ માટે તૈયારીઓ તો કરવી જ જોઇએ ને! ને એ માટે બતાવવું પણ જોઇએ કે સોવિયેત સંઘ શાંતિ માટે તૈયાર નથી.

ને આમ બતાવવા માર્શલે દાવ ખેલ્યો, બેડેલ-સ્મીથ દ્વારા પત્ર પાઠવવાનો. પણ મોલોટોવે તો શાંતિ માટે તૈયારી બતાવી ને માર્શલની બાજી ઊંધી વળી ગઇ, ને એણે તો ગાળો ભાંડી વાત પડતી મૂકી.

પણ અમેરિકાની શાંતિપ્રિય જનતાના પ્રતિનિધિ વૉલેસે વાત ઉપાડી લીધી હતી. એણે સોવિયેત સંઘના નેતા સ્ટાલિનને એક ખુલ્લો પત્ર લખ્યો. વૉલેસે સાફ બતાવ્યું હતું કે અમેરિકી મૂડીવાદીઓ યુદ્ધખોરી કરી રહ્યા હતા કારણ એમાં તેમને આર્થિક લાભ હતો. ખુદ અમેરિકામાં આ યુદ્ધખોરીનો વિરોધ કરનારાઓને તેઓ કચડી રહ્યા છે. અમારી જનતાનું હિત તમારા દેશની સાથે સમજૂતી કરવામાં છે.

વૉલેસને સ્ટાલિને જવાબ આપ્યો એમની લાક્ષણિક ઢબે–ટૂંકો પણ સ્પષ્ટ ને નિર્ણાયક. ખરી વાત છે. સ્ટાલિને કહ્યું. તમે મુદ્દાઓ રજૂ કર્યા છે તેના પાયા પર વાટાઘાટો થવી જોઇએ.

"એ મુદ્દાઓ તો બધા જાણે છે," સ્તાલિને લખ્યું "હથિયારબંધીમાં ઘટાડો કરવો અને અણુબૉંબ જેવા આયુધો પર બંધી નાંખવી; જાપાન અને જર્મની સાથે સંધીઓ કરી ત્યાંથી લશ્કરો પાછાં ખેંચી લેવાં; ચીન અને કોરિયામાંથી લશ્કરો ખસેડી લેવાં; દરેક દેશની સ્વતંત્રતાને માન આપી અને તેમની આંતરિક બાબતમાં દખલગીરી ન કરવી; સંયુક્ત રાષ્ટ્રના સંઘમાં કોઈપણ સત્તા પોતાનાં લશ્કરી થાણાં રાખી શકે જ નહિ. યુદ્ધથી જે દેશો ખુવાર થયા છે તેમની આર્થિક પુનઃરચનામાં મદદ કરવી અને દરેક દેશમાં લોકશાહી તથા નાગરિક સ્વાતંત્ર્યની રક્ષા કરવી વગેરે."

સ્ટાલિન આ મુદ્દાઓ સ્વીકારે છે. સોવિયેત સંઘ સ્વીકારે છે, દુનિયાની લોકશાહી જનતા સ્વીકારે છે.

નથી સ્વીકારતા અમેરિકી યુદ્ધખોરો–તેમની સરકાર–ટ્રુમેન અને માર્શલ. ક્યાંથી સ્વીકારે?

સોવિયેત સંઘ તો લશ્કર માટેનું ખર્ચ ઘટાડી રહ્યું છે. બીજાઓમાં એ ખર્ચ કરવાની ત્રેવડ નથી. માત્ર અમેરિકા આ રસ્તે આગળ ધસી રહ્યું છે. દુનિયામાં એણે થાણાં જમાવ્યાં છે; દાદાગીરીથી યુરપ–એશિયાના દેશોની સ્વતંત્રતા ઝૂંટવી લીધી છે.

ભલે માર્શલે એ વાત ન સ્વીકારી, પણ દુનિયા સમક્ષ ફરી એક વાર એની યુદ્ધખોરી ખુલ્લી પડી ગઇ છે. વિશ્વશાંતિની જેહાદ આગે બઢી રહી છે. જે વધુ તાકાતવાન થઇ રહી છે

–રમેશ સંઘવી

આ છે પેલેસ્તાઈનનું મહત્વ!

છેલ્લાં ત્રીસ વરસથી બ્રિટિશ શાહીવાદે આ કારણોએ પેલેસ્તાઇન દબાવ્યું હતું. એમાં એમની પુરાણી નીતિ–ભાગલા પાડી રાજ કરવાની–ફાવી હતી. આરબો તથા યહુદીઓને લડાવી તેમણે રાજ્ય ચલાવ્યું હતું. એ રાજ્ય ચલાવવા માટે જેટલી પેલેસ્તાઇનની વસ્તી એટલા સિપાઇ સૈનિકો તેમણે રાખ્યા હતા!

પછી આરબોમાં જાગૃતિ આવી. યહુદીઓમાં પણ! બ્રિટને નકલી આઝાદી આપી આરબ રાજાઓ દ્વારા અમલ લંબાવવાનું ધાર્યું.

અમેરિકાએ પૈસાદાર યહુદીઓને પડખું આપ્યું. એમની દ્વારા રાજ કરવાનું નક્કી કર્યું. ને આરબોને સાવ દુશ્મન બનાવવા નહોતા. પેલેસ્તાઇનના ભાગલા પાડી રાજ્ય કરવાનું તેમણે નક્કી કર્યું.

સોવિયેત સંઘે પેલેસ્તાઇનમાંથી પરદેશી પગદંડો કાઢવા ભાગલાઓની વાત કબૂલી. વળી શાહીવાદીઓ મુંઝાયા.

તેમણે નવી ચાલ લડાવી. બ્રિટને આરબોને હથિયાર આપ્યાં. અમેરિકાએ યહુદીઓને. હોળી સળગી.

શાહીવાદીઓની ગણતરી હવે આરબો અને યહુદીઓની લડાઇમાં વચ્ચે પડી પોતાના લાભમાં 'નિકાલ' આણવાની છે! હિંદ–પાકિસ્તાન વચ્ચેના કાશ્મીરના ઝઘડામાં વચ્ચે પડી 'નિકાલ' આણવાના જેવી જ નીતિ!

જ્યાં સુધી આરબ–યહુદી જનતા આ વાત નહિ સમજે ત્યાં સુધી બ્રિટિશ–અમેરિકી શાહીવાદીઓએ સળગાવેલી હોળી ભડકે બળ્યા કરશે.

---


મુદ્રક :–શેઠ ગુલાબચંદ દેવચંદ આનંદ પ્રેસ–ભાવનગર

પ્રકાશક : ભનુભાઈ ર. વ્યાસે આનંદ પ્રેસ; ભાવનગરથી પ્રગટ કર્યું

# શ્રમ-માનવનો મહાન સંસ્કાર-સ્વામી
# મેક્સિમ ગોર્કી

વિશ્વની કલ્યાણ ભાવનાની પુરાસ્કર્તા ઝારના રશિયાના જંગલી જુલમગાર અમલ નીચે જીવતા એક અદના ઈન્સાને જીવી બતાવી ત્યારે તે મહાન કલ્યાણકારી ગોર્કીરૂપે અમર બની ગયો!

એણે જગતનાં ઝેર પળપળ પીધાં ને તલતલ અનુભવ્યાં એમાંથી એને ગોર્કી (કટુ) ઉપનામ સાંપડ્યું. પરંતુ એ 'કટુ' કલમે જ તો માનવતાની મહોબ્બતનો મહાન કલાકાર સર્જ્યો...



ગોર્કી મહાન વિભૂતિ બની ગયો. કેમકે જેમ જેમ તે ઝેરના કટોરા પીતો ગયો તેમ તેમ માનવતાની મુક્તિ માટે તેનો પ્રાણ ગહેકી ઉઠ્યો. એણે અન્યાય સામે ઝૂઝતા, આદર્શ અર્થે કુરબાન થતા, હજાર લાખ દુઃખમાંથીય સુખનું સર્જન કરતા માનવીને જોયો, જાણ્યો ને આલેખ્યો.

હજાર હજાર માઈલોના રખડાટથી ભરેલી જીંદગીમાંય તેણે એ જ માનવવંશનો ચાલુ પ્રયાસ નિરખ્યો હતો. જે ઝારની કારમી જાલિમિયત સામે જીવ્યો હતો, ઝૂઝયો હતો ને જીવનનો હક સદાને માટે હાંસલ કરવા ઉત્સુક હતો.



અને ત્યારે ગોર્કી માત્ર 'જોયેલાં'ની છબી પાડતો ન હતો. પણ 'વીર નાયક'ના સર્જન અર્થે તે જાગ્રત રીતે મથતો હતો. નક્કર આસમાની રંગોનો એ વિરોધી ન હતો; ઉલટો ચાહક હતો. માત્ર પરિસ્થિતિને વશ વર્તનારાં પાત્રોનું આલેખન તેને મન 'મરેલો વાસ્તવવાદ' હતો. એ તો 'વાસ્તવ' અને 'કુદરતી પરિસ્થિતિ'ઓને બદલવા મથતા સદા સંગ્રામશીલ વીર નાયકોને સર્જવા મથતો હતો.



ગોર્કીનાં શ્રમ-માનવો સમૂહગત સંગ્રામોની આબોહવામાં, આગલી તમામ સદીઓનાં પાત્રો કરતાં વધુ તેજસ્વી, વધુ સંગ્રામશીલ બની, 'જનતા અમર છે'નું સત્ય પુકારી જાય છે.

સંસ્કાર

વાર્ષિક લવાજમ છ રૂપિયા
છ માસના સાડા ત્રણ રૂપિયા
પરદેશમાં નવ રૂપિયા
તથા પાંચ રૂપિયા
છુટક આઠ આના

[મેક્સિમ ગોર્કી : મૃત્યુ ૧૮ જૂન ૧૯૩૬]

# સંસ્કાર

★

૯, પાર્કરોડ, વિલેપાર્લે-પૂર્વ : મુંબઇ.

જુલાઇ-ઓગસ્ટ : ૧૯૪૮

વિશેષાંક

તંત્રીઓ

સ્વપ્નસ્થ : શાંતા ગાંધી

સલાહકાર મંડળ

ભોગીલાલ ગાંધી : ચંદ્રભાઇ ભટ્ટ

જયંત ખત્રી : બકુલેશ

પ્રહ્લાદ પારેખ : રમેશ સંઘવી

વિનાયક પંડ્યા

★

## અનુક્રમ



ગ્રાહક-લવાજમ-વેચાણ-એજંસી માટેનું સરનામું—

વ્યવસ્થાપક: ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર: પ્લૉટ: ભાવનગર.

## આ વર્ષે

★ સંસ્કારનું લવાજમ વાર્ષિક રૂ. ૬, છ માસિક ૩॥ રૂ. પરદેશ માટે વાર્ષિક રૂ. ૯ તથા છમાસિક ૫

★ છૂટક નકલની કિંમત આના આઠ

★ પુરસ્કાર

વાર્તા, નાટક, લેખ–રૂ. ૧૫; કાવ્ય અને ખાસ વિભાગ–રૂ. ૭

★ જાહેરખબરના ભાવો:

| | |
|---|---|
| ૪ થું પૂંઠું (બે રંગમાં) | ૨૫૦ રૂ. |
| ૨–૩ જું પૂંઠું | ૧૫૦ રૂ. |
| સાદું આખું પાનું | ૬૦ રૂ. |
| અરધું પાનું | ૩૫ રૂ. |
| પા પાનું | ૨૦ રૂ. |

★ લેખકોને–ટિકીટ વિના મોકલેલ કૃતિઓ પરત કરવામાં નહિ આવે. હેરફેરમાં ગુમ થતી કૃતિઓ માટેની જવાબદારી સંસ્કાર લેતું નથી.

★ ગ્રાહકોને–સંસ્કાર દર માસની પંદરમીએ બહાર પડે છે, અને આપને નિયમિત રીતે રવાના કરવામાં આવે છે. પોસ્ટ ઓફિસ પર ખબર કરાવ્યા બાદ અમને સૂચના કરવી.

# નિવેદન

મુંબઈની શેરીઓમાં મસ્ત બનીને લેખકો અને કલાકારો નાચ્યા તેને આજે એક વર્ષ પૂરું થાય છે. ત્યારે હજી ધૂંધળી દેખાતી આઝાદીની લકીર દહાડે દિવસે પ્રકાશવતી બનશે, ગુલામીની કુરૂપતા, નિરક્ષરતાનો અંધકાર લૂંછતાં તેનાં તેજ કિરણો પોતાના સર્જનમાં પ્રાણ પૂરશે એવી આશા તેમના દિલના ઊંડાણમાં તગતગતી હતી. ને જોમવંતા સાહિત્યનો પાયો પાકવાના કોડ સાથે 'સંસ્કારે' બીજા વર્ષમાં પગ મૂક્યો હતો.

એ જ ૧૫મી ઓગસ્ટ ! પણ આજે કલાકારો ખામોશ છે. તેમના દિલમાં બેચેની છે. ઊંડે ઊંડે ગુસ્સો ઘુમરીઓ લઈ રહ્યો છે. આંખમાં લાલાશ દેખાવા માંડી છે. તેમની પડખે ચાલતા 'સંસ્કાર'ના કોડ વણપૂર્યા રહ્યા છે. શા માટે ?

કારણ તેમની પ્રેરણાનું ઝરણું–લોકજીવન સુકાવા લાગ્યું છે. પરદેશી જોડે સોદો પતાવી ખરીદેલ રાજસત્તાએ કોમી કતલમાં રેડાએલ લાખો નિર્દોષોનાં રૂધિરવડે રાજતિલક કર્યું અને આમજનતાનો હુંફાળો ખોળો છોડી તે શોષકોની માદક સોડમાં ભરાઈ. અનાજ કાપડ, ઘર, જીવનની દરેક જરૂરીઆતોની વધતી તંગી પર તેણે ડીકંટ્રોલની મહોર મારી. મોંઘવારીથી અકળાએલ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષકોની વ્યાજબી માંગણીઓને ઠોકરે ચડાવી, વિદ્યાર્થીઓની ફીમાં વધારો કરીને શિક્ષણને ગણ્યાંગાંઠ્યાં ધનિકોનો ઈજારો બનાવી, રાષ્ટ્રની સંસ્કાર સીડીનું પહેલું પગથિયું–સાર્વત્રિક શિક્ષણ–જ તેમણે ઉડાવી લીધું. એક વરસમાં બધાં સ્વપ્નાં પૂરાં કરવાની કોઈને ખોટી ઘેલછા નહોતી પણ આ તો તદ્દન ઊંધી દિશામાં ગાડું દોરાતું જોઈને જનતાએ ધા નાખી. તેમની વચ્ચે રહેતા કલાકારો, લેખકો, પત્રકારોએ તેને ઝીલી. પરંતુ જીવનને પોષવામાં નાકામયાબ નીવડેલ સત્તા તેનો ય ચિત્કાર ગુંગળાવવા માટે જ તત્પર બની બેફામ દમનનો કોરડો વીંઝતા તેમના હાથને રોકનાર એમની હદપટમાં આવ્યા વિના રહ્યા નહિ. મલબારના જનસંગ્રામ તરફ મીટ માંડી બેસેલ પ્રખ્યાત લેખક મોચારથ શંકરને માંદગીના બિછાનેથી કારાવાસમાં ધકેલી મૃત્યુના પંજામાં સોંપી દીધા. તેલંગણના મુક્તિસંગ્રામની પ્રેરણા ઝીલતા 'માભૂમિ' જેવા લોકપ્રિય નાટક પર પ્રતિબંધ મૂક્યો. બંગાળના પ્રોફેસરો, ફિલ્મના અભિનેતાઓ, અને ચિત્રકારોના ઘરની ઝડતી લેવાઈ. લોકનાટ્યસંઘની કેન્દ્રીય ટુકડી સાથે હિંદભરમાં "રામલીલા"ના વૃદ્ધ બની પ્રેક્ષકોનું દિલ જીતી લેનાર, ગ્રામકામદાર કવિ દશરથલાલને બિહાર સરકારે કેદમાં પૂર્યો. તેમના બીજા સાથીઓ પર કડક જાપતો રાખવામાં આવ્યો છે.

આપણે ઘરઆંગણે પણ એ જ તાંડવ ખેલાઈ રહ્યું છે. મુંબઈના કામદારોના અને મહારાષ્ટ્રના કિસાનોના લાડકવાયા હરિજન કામદાર શાયર અણ્ણાભાઉ સાઠેને તેમના "પોવાડા"ઓ ગાવાની મનાઈ કરવામાં આવી છે. તેમના લોકપ્રિય નાટક 'લોકમંત્રી' પર પ્રતિબંધ મુકાયો છે. મુંબઈમાં વસતા ઉર્દૂ વાર્તાલેખક કૃષ્ણચંદની વાર્તા 'પેશાવર એક્સપ્રેસ' પર તેના બે સંસ્કરણો વહેંચાઈ ગયા બાદ પ્રતિબંધ મૂકવામાં આવ્યો. શ્રી. અબ્બાસ અને શ્રી. અશ્કની નાટિકાઓ પણ સેન્સરની કાતરમાંથી છટકી શકી નહિ. અમદાવાદમાં "મોચીની વહુ" પર પ્રતિબંધ મૂકી સંસ્કારનો માર્ગ રુંધતા વહેમો સામે સરકારે નમતું આપ્યું.

પણ આ તો સત્યની એક બાજુ થઈ. જીવનને જીવાડવા મથતા કેટલાક કામદારોએ પોતાના કસબની ધાર તેજ કરી. તેઓ જાણતા હતા કે:

"જે જીવનને મરવા દેશે તે અંતે જ મરીને મરી જશે. જીવનને જીવાડવા મથશે તે અમર ચિરંજીવી બનશે."

જે પ્રાંતોની કૂખમાં આવા કલાકારો પાક્યા તે પ્રાંતોની ભાગ્યશાળી ભાષાઓ—તેલગુ બંગાળી, ઉર્દૂ, હિંદી વિગેરે સમૃદ્ધ બનતી ગઇ. સાહિત્ય અને સ્વાધીનતા વિખૂટાં પડી જીવી શકતાં નથી.

*

પણ ગુજરાત? ગુર્જરાની! રેલ્વેલાઇન પર કામદારે લડતનું સિગ્નલ આપ્યું, કાપડ કામદાર મિલ બહાર આવ્યો. સુધરાઈ કામદારોએ ઝાડુ નીચે મૂક્યાં, 'સુરતના હાળીએ માથું ઊંચું કર્યું', કાઠીઆવાડ ને મહિકાંઠાનો ખેડુ સળવળ્યો પણ રાજપ્રપંચનો કેફ ઉતારી કેટલા ગુજરાતી સાહિત્યકારો એ આઝાદીનો પેગામ પારખી શક્યા છે? હજી દૂર છે. આઝાદીનો મોરચો એક અને અવિભાજ્ય છે. સંસ્કારનું રૂંધામણ અને જનતાનું શોષણ કરનાર હાથ જુદા નથી. રેડીઓ અને સીનેમા જેવા જનતાને સંસ્કારી બનાવવાના મુખ્ય સાધનોમાંથી ઉદ્દામ સત્યની કાતીલ સચ્ચાઇ અને સરળતા રદ્દ કરીને જેમણે એ સાધનોને કસ વિનાનાં રહેવા દીધાં છે તેમના જ હાથ જનતાની જબાન બનતા પત્રોને કચડી રહ્યા છે. જનસંગ્રામને મોખરે લડતા ઉદ્દામ તત્વો સામે દમનને વિશેષ તીવ્ર બનાવતા હાથ પરદેશમાં, ચાર્લી ચેપલીન, પોલ રોબસન, હાવર્ડ ફાસ્ટ, કોડન જેવા કળાકારો અને વૈજ્ઞાનિકોને મોઢે ડૂચો દેતી "બીનઅમેરિકન સમિતિ" તરફ મિત્રભાવે લંબાય છે. મુન્શી પ્રેમચંદના પુત્ર અમૃતરાય તથા વિખ્યાત લેખક મુલ્કરાજ આનંદ અને શ્રી. અબ્બાસને સોવિયેત સંઘની મુલાકાતે જવાની પરવાનગી આપતાં અચકાતા હાથ, સોવિયેત સંઘના પ્રકાશનો હિંદને કિનારે ન ઊતરે તે માટે આડકતરા પ્રયાસો કરવા પ્રેરાય છે. આ હાથોની કરામતો તરફ ક્યાં સુધી આંખ આડા કાન કરી શકીશું? વાર્તા લેખક કૃષ્ણચંદ્રની કલમમાંથી આગ નીકળી પડે છે:

"આ હિંદુસ્તાન મારૂં નથી...આ હિંદુસ્તાન એ લાખો વણપીછ્યા, વણજાણ્યા, સૈનિકોનું નથી કે જેમણે આઝાદીના માર્ગ પર હસતાં હસતાં માથાં વાઢી આપ્યાં હતાં......તેને હું વફાદાર શી રીતે રહી શકીશ? એ લોકોની હું કેવી રીતે અદબ જાળવી શકીશ કે જેમણે તેને ધમધમતાં બિછાનામાંથી જેલના સળિયા પાછળ ધકેલી દીધો? કેવી રીતે એ લોકોના ગૌરવગાન ગાઇશ કે જેમણે તેની લાશ પર ત્રિરંગી ધ્વજ રોપ્યા છે?.........

"હું વિચાર કરૂં છું, કે તો પછી શા માટે હું એ સ્મિતને જ વફાદાર ન રહું કે જે મરવા છતાં પણ ભારદ્વાજના (સાચી આઝાદીના સૈનિક) હોઠો પર રમી રહ્યું હતું! માણસાઇની એ હજી તો કોમળ કળી છે, નાનકડું ગીત છે, નાજુક લકીર છે. —પરંતુ જે એક દિવસ ફૂલની માફક ખીલી ઊઠશે, નગારાંની માફક ગરજી ઊઠશે અને મહાસાગર બનીને ચારે દિશામાં ફેલાઇ જશે."

હરેક લેખક સામે આજે આજ પ્રશ્ન ખડો થાય છે.

સાચી આઝાદીના સૈનિકોની હરોળમાં કદમ ઉપાડવાના "સંસ્કાર" ફરી સોગન લે છે, ગુજરાતી જનસંગ્રામને શબ્દદેહ આપતી કલમોને આવકારવા તે સતત તલસે છે.

—તંત્રીમંડળ.

૮

※ એક—   ✶ અનેક ✶

યંત્ર એક....   ....ભાવ અનેક....

યંત્ર એક....   ....સગવડતા અનેક....

## શેર, રૂ, સોનાચાંદી તથા બીજા બજારનાં

※ પળેપળના વધઘટના ભાવો મેળવવા માટે જે યંત્રે પ્રશંસા પ્રાપ્ત કરી છે તે ※

"કોમર્શીયલ બ્રોડકાસ્ટ લી૦ "નો

## ✶....રીસીવર સેટ....✶



—ઘર, ઓફીસ, પેઢી દરેક જગ્યાએ ગોઠવી શકાય છે.

—દરેક બજારના રીંગ રૂમમાંથી ભાવો બ્રોડકાસ્ટ થાય છે.

—બેંકો, વ્યાપારીઓ, વર્તમાનપત્રો, દલાલો માટે આ યંત્ર સર્વશ્રેષ્ઠ સાધન સાબીત થએલું છે.

※ અનેક લાભો અને સગવડતા આપતા આ યંત્રનું વાર્ષિક ભાડું માત્રઃ—

**રૂા. ૫૦૦**

યંત્રનો જથ્થો મર્યાદિત પ્રમાણમાં જ છે.
યંત્ર ગોઠવવામાં સમય જતો હોવાથી

તુરત મળો અથવા લખો—

# કોમર્શીયલ બ્રોડકાસ્ટસ લી.

એન. એમ. વાડીયા બીલ્ડીંગ, મહાત્મા ગાંધી રોડ, કોટ, મુંબઇ.

ટે. નં. ૩૧૪૯૫

મુદ્રક : શેઠ ગુલાબચંદ દેવચંદ આનંદ પ્રેસ–ભાવનગર

પ્રકાશકઃ મનુભાઈ ર. વ્યાસે આનંદ પ્રેસ;ભાવનગરથી પ્રગટ કર્યું

# પથિક અને પાથેય

## બે સભા બે દિશા–

મુંબઈમાં ગયે મહિને બે સાહિત્ય સભાઓ ભરાઈ. મૂંગાના મોંમાં આંગળાં ઘાલી ઘાલીને પણ બોલતાં કરે એવી એ સભાઓ હતી. એક તો મૈત્રી કલબને આશરે બ્લેવેટસ્કી લૉજમાં ગોઠવવામાં આવેલ સાહિત્ય ચર્ચા અને બીજી ખસ્લામીયા સ્કુલમાં મળેલ ઉર્દુ પ્રગતિશીલ સંઘની સભા. બન્ને સ્થળે પ્રતિષ્ઠિત વક્તાઓનાં નામ જાહેર કરવામાં આવ્યાં હતાં. બન્ને સભાના વિષય ગંભીર ચર્ચા માગી લે તેવા હતા. વિષય અને વક્તાઓની નામાવલીથી આકર્ષાઈને આવેલ પ્રેક્ષકોથી બન્ને સભાખંડો ઊભરાતા હતા.

પણ એ કાર્ય પાર પાડવાની રીત એકબીજાથી તદ્દન જુદી હતી. બે સભાઓમાં આ જ મૂળભૂત ફરક હતો અને એટલે જ તેની ચર્ચા ગુજરાતના નવલોહિયા જુવાનો કરી લે તે જરૂરી લાગે છે.

બ્લેવેટસ્કી લૉજમાં ચર્ચાનો વિષય હતો–'ગુજરાતી નવલકથાઓએ ગુજરાતના જુવાનોને માયકાંગલા બનાવી દીધા છે.' અર્વાચીન ગુજરાતનો નવલકથા માટેનો પ્રેમ તો જાણીતો છે. આવા લોકપ્રિય માધ્યમમાંથી આમજનતાના હિતમાં શક્ય તેટલો કસ કેવી રીતે કાઢી શકાય; આપણા નવલ સાહિત્યનો લઘુતમ ગુરુતમ કાઢીને તેમાંથી અસફળતાનાં કારણો તારવી તેને દૂર કેવી રીતે કરાય; વગેરે પ્રશ્નોપર પ્રતિષ્ઠિત લેખકો પાસેથી માર્ગદર્શન ઇચ્છતા નવલકથાના રસિયાઓ નિરાશ બનીને જ પાછા ગયા હશે.

ઠરાવને ટેકો આપનારાઓમાં મોખરે હતા શ્રી. જ્યોતિન્દ્ર દવે જેવા સાક્ષર વિદ્વાન. પોતાનો દાખલો આપીને તેમણે જણાવી દીધું કે નવલકથાઓ વાંચવાથી શરીર સૂકાઈ જાય છે, કબજીઆત થાય છે વગેરે વગેરે. પછી વળી કેમ જાણે ચોપાટીપર ભેળ ખાવાનું છોડી સભા ખંડનો બફારો સેવવા આવેલ હૈયાફૂટેલાઓને બદલો આપતા હોય તેમ ચોપાટીની રેલીંગપર પ્રેમ કરવાની પ્રેરણા આપતા પેમલાપેમલીની નવલોની તીખીતમતી ચટણી તેમણે ચખાડી. મુદ્દે વાત એ કે શરૂઆતથી જ તેમણે ચર્ચાને પાટાપરથી ઉતારી તદ્દન છીછરી કક્ષાએ પહોંચાડી દીધી. તેમની પછી બીજા જાણીતા લેખકો આવ્યા ગુલાબદાસ બ્રોકર, રામુભાઈ ઠક્કર, ચુનીલાલ મડીઆ, નટવરલાલ વિમાવાળા વગેરે. પણ કોઈ એ ચર્ચાને પાટાપર ચડાવી ન શક્યા. સૌ એ પ્રવાહમાં તણાયા. કેટલાક વક્તાઓ તો પ્રેક્ષકોને હસાવવામાં પણ અસફળ નીવડયા. એટલે દસ દસ વર્ષથી અક્ષરોના આવા ટોળટપળથી ટેવાઈ ને સારા નરસાનું માપ ગુમાવી બેઠેલ પ્રેક્ષકવર્ગ, તેમને શાંતિથી સાંભળી લેવા જેટલી શિષ્ટતા પણ ન દાખવી શક્યો. બે કલાકના બફારામાં રંધાયા પછી ખાલી હાથે સાહિત્યપ્રેમીઓ પાછા ગયા. આપણા પ્રતિષ્ઠિત લેખકોએ તેમને પાછા કાઢયા.

હવે લઈએ પ્રગતિશીલ ઉર્દુ લેખકોની સભા. તેમના વિચાર સ્વાતંત્ર્યપર દિવસે દિવસે કોંગ્રેસ સરકાર વધારે પ્રહાર કરવા લાગી છે. આ નવી પરિસ્થિતિનો તેમના વાચકો સાથે મળીને વિચાર કરવા તેઓ મળ્યા હતા. વાચકોના જીવનસંઘર્ષમાંથી આ લેખકોના સર્જનો ખીલે છે. એટલે વાચકો ને લેખકોની સમસ્યા એક જ બની જાય છે. વિચાર સ્વાતંત્ર્યને કચડતી સરકાર વાચકના જનઆંદોલન પર પણ છૂટે હાથે દમનનો કોરડો વીંઝી રાખે છે. સભાખંડમાં ન સમાય તેટલા વાચકો આવ્યા.

બારીઓ દ્વારા ડોકાઈ ગયા તોય કેટલાક તો છેવટસુધી નીચે ઊભા રહ્યા! તેઓ કશુંક નવું જાણવા આવ્યા હતા. અને તેમના લેખકોએ તેમને ખુલ્લા દિલથી આપ્યું. તેમને સાથે લઈને ઉર્દૂના પ્રતિષ્ઠિત લેખકો આગળ આવ્યા ચાર ચાર કલાક સુધી વાચક-લેખક એકતાર બની છૂટા પડ્યા ત્યારે વાચકના હૃદયમાં સભાપ્રમુખ મુલ્કરાજ આનંદનો સાદ ગુંજતો હતો "મરણની ઘડી ઘડી સુધી હું પોલિસનું લખાવ્યું નહિ લખું. કદિ નહિ લખું."

"ફ્રી પ્રેસ જરનલ'ના રીપોર્ટરે આપેલ મલબારના લેખકોની કફોડી હાલત તેઓ વર્ણવતા હતા. પોલિસનું કહ્યું ન કરે, તેમના તરફેણમાં પ્રચાર ન કરે તેવા કોઈ લેખકની હસ્તી આજે ત્યાં સલામત નથી. "સામ્યવાદ-વિરોધ"ના નામે ચાલતી માનવગૌરવની ભયંકર વિડંબનાથી તેમને ત્રાસ છૂટયો હતો. વાચકોના દિલમાં પણ અરેરાટી છૂટી ગઈ. ત્યાં કેટલીક કવિતાઓ અને વાર્તા પણ વંચાઈ. તેની કક્ષા શું હતી તેનો ખ્યાલ આપવા માટે આ જ અંકમાં છાપેલ શ્રી કૃષ્ણચંદની વાર્તા જ પૂરતી છે. વાચકોએ તેમના માનીતા લેખકોને સાંભળ્યા. સ્થળે સ્થળે ઉદ્‌ગારો, તાળીઓ દ્વારા, પોતાનો મત જાહેર કર્યો. અને છેવટે બધાએ સાથે મળીને દમન વિરુદ્ધ ઠરાવ પસાર કર્યો.

આ છે બે સભાઓ. તેમના રાહ જુદા છે. એકનો છે માત્ર છીછરૂં મનોરંજન અને બીજાનો મનોરંજન સાથે હેતુશીલ શિક્ષણ. આ બીજા રાહમાં હાસ્યનો અભાવ નથી. જીવનની સુંદરતા પારખી બલરાજ સહાની મુક્તકંઠે હસે છે, પ્રત્યાઘાતની પોકળતા પકડી શૈલેંદ્ર કટાક્ષ કરવામાં પાવરધો છે. પણ એ હાસ્ય, એ મર્મભર્યો કટાક્ષ છીછરા નથી બનતાં કારણ તેમણે પોતાની કલમને પ્રજાતના ઉચ્ચતમ આદર્શને અર્પી છે, લોકલડતના રંગે રંગી છે. જનહિતનો પાનો ચડાવીને એ કલમ તેજસ્વી બની છે, કલામય બની છે. અને એટલે જ તેને આમજનતા પોતાની આઝાદી જંગનું અસરકારક અંગ ગણી સન્માને છે.

આ છે બે રાહ, બે દિશાઓ. ગુજરાતી વાચકોએ નક્કી કરી લેવાનું છે કે આપણે કયો માર્ગ પસંદ કરવો છે. નૂતન ગુજરાતના ઘડવૈયાઓ માટે હવે આ સવાલ વધારે વખત મુલતવી રાખવો પાલવે તેમ નથી. આપણા નવલોહીઆ લેખકો તે માર્ગે ચાલતા હોય તો તેમને આપણે પીઠબળની હૂંફ આપવી જોઈએ. આપણા મુરબ્બી લેખકો પણ તે જ માર્ગ તરફ વળે તેવો આગ્રહ રાખવો જોઈએ. સાહિત્યના ઘાટ ઘડવામાં લેખકની માફક વાચકનો પણ હિસ્સો છે જ. લેખક ઢીલ કરે તો વાચકે તે ઉણપ પૂરી કરીને તેની આંખ ઉઘાડવી રહી. નૂતન ગુજરાતનો ગુણગ્રાહી વાચક એજ આજે તો આપણા સાહિત્યવિકાસનો આશાદીપ છે.

## "લોકમંત્રી"પર પ્રતિબંધ

સત્તાવાળાઓના ચહેરા સામે આરસી લાવી મૂકતાં કલાસર્જનો પર પ્રતિબંધો મૂકવામાં મદ્રાસ સરકાર કરતાં મુંબઈ સરકાર પાછી પડે તેવી નથી તે વાત 'સંસ્કાર'ના વાચકો તો જાણે છે જ. તેવા દાખલાઓમાં ગયે મહિને એક વધારે ઉમેરો કરવામાં આવ્યો છે. મરાઠી કલાપંથકના હરીજન શાયર શ્રી અણ્ણાભાઉ સાઠે પાસેથી થોડા વખત પહેલાં પોતાના "પોવાડા" ગાવા માટે રૂ. ૩૦૦ની જામીનગીરી માગવામાં આવી હતી. હવે તેમણે લખેલ "લોકમંત્રી" નામની નાટિકાપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે। એ નાટક મુંબઈમાં એકવાર ભજવાઈ ચૂકયું છે, મહારાષ્ટ્રના ગામડાંઓ ખૂંદી વળ્યું છે. તેને જોવા માટે હમેશ ઠઠ જામતી. હજારો પ્રેક્ષકોનો એકધારો ઉત્સાહ તેની લોકપ્રિયતાની સાક્ષી પૂરે છે. અશ્લીલતાની તો તેમાં ગંધ સરખી પણ નથી એટલે "નૈતિક" બહાનાં પણ અહીં તો શોધ્યાં જડે તેમ નથી. તો પછી આવું લોકપ્રિય નાટક જનતા પાસેથી શામાટે છીનવી લેવામાં આવ્યું? કારણ એટલું જ કે તે કોંગ્રેસ સરકારને ખરી ખરી સુણાવે છે. અમજીવી જનતાનો ઉકળાટ સ્ફોટ કલામય રીતે વ્યક્ત કરે છે. જનતાના

માનસચક્ષુ જેવા જનકવિઓની વાણીનો લાભ લઈ પોતાની ભૂલ સુધારવાને બદલે એ કવિવાણીને મોઑજ ડૂબો દેવાની નીતિ પોતાને જનતાની કહેવડાવતી સરકારને શોભાસ્પદ તો નથી જ. આજની લોકશાહી જનતા આવો ઉંધો ન્યાય ક્યાં સુધી સાંખી લેશે?

## પત્રકાર-સ્વાતંત્ર્ય સમિતિ

આ સમિતિનું કાર્ય મુંબઇમાં જોશભેર આગળ ધપી રહ્યું છે. જુદા જુદા લત્તાઓમાં સભાઓ ભરાઇ અને દમન વિરોધી ઠરાવો પસાર થયા છે. તેમાં જોડાનાર પત્રકારોની વધતી સંખ્યા સાથે આમજનતાનું પીઠબળ પણ વધવા લાગ્યું છે તેનો ખ્યાલ તેમની કાવસજી જહાંગીર હોલમાં ભરાએલ બરચક સભા પરથી આવે છે. લગભગ પાંચસો જેટલાં માણસોને ઊભવાની પણ જગા ન મળવાથી પાછા જવું પડ્યું હતું. શ્રી કુળકર્ણીની વાત સાંભળીને લોકો "શરમ શરમ" પોકારી ઊઠ્યા. "મોરારજીને રૂખસદ આપો" નો અવાજ પણ ત્રીજે માળેથી સંભળાયો હતો. પત્રકારોના સ્વાતંત્ર્ય વિના લોકશાહી સમાજ અશક્ય છે એ સમજણ વધારે વ્યાપક બનતી હોય એમ લાગે છે. વળી અળખામણો "સલામતી ધારો" કોમી તત્ત્વોને નહીં પણ જનતાની જબાન બનવાનો પ્રયાસ કરતા પત્રોને જ પોતાની પકડમાં લે છે એ વાત પણ હવે છૂપી રહી નથી. માત્ર ધુમાડો દબાવી દેવાના મિથ્યા પ્રયાસથી અસંતોષનો ધગધગતો દાવાનળ શાંત થવાનો નથી એ વાત સરકાર ક્યારે સમજશે? પત્રકારોએ એ દેખીતું સત્ય તેમને ગળે ઊતારવાને માટે કમર કસી છે. આપણી જનતાનો પ્રમાણિક લોકશાહી આત્મા તેમના પ્રયાસને યશ અપાવો.

## ઉદ્યોપતિઓના હાથમાં સંસ્કારસૂત્ર

'સંસ્કૃતિ'ના જુન માસના અંકમાં શ્રી ઉમાશંકરે તંત્રીના અર્જુનપદને પ્રગટ ન થવા દેતા સ્થાપિત હિતો તેમજ પત્રકારિત્વ અને વિશ્વવિદ્યાલયોને પોતાનું કામ કરવાની વૃત્તિ ધરાવતા ઉદ્યોગપતિઓ તરફ આંગળી ચીંધી છે. અને "નિષ્ણાતો બહાર પાડનારી કોલેજો અમદાવાદમાં સ્થાપવાથી મોટો લાભ થનાર છે તે 'અમદાવાદ'ને કે નવા ઉદ્યોગો શોધવાનું જેમને માટે હવે જરૂરી બન્યું છે તેવા અમદાવાદના સાહસિક વેપારીઓને? શું આ સાહસિક વેપારીઓને નવા ઉદ્યોગો સ્થાપવાની મુશ્કેલી ન પડે તેટલા માટે જ નવી નવી કોલેજો સ્થાપવામાં આવે છે!"

તા. ૨૦મી જુન ના પ્રજાબંધુમાં "એક અર્જુનીય વાનગીની અર્જુન—શિખંડી ન્યાયે સમીક્ષા" કરનાર શ્રી હસનને આ પ્રશ્ન વ્યાજબી લાગતો નથી. વિદ્યાલયોમાંથી દેશને ઉપયોગી એવા નિષ્ણાતો પાકે તે વિશે પણ વાંધો નથી—કોઇને હોઇ શકે નહિ. પરંતુ "વાંકદેખા"પણાથી બચવા માગતા શ્રી હસન 'વાદ'ની ગંધથી ભડકીને પોતે જ પોકળતાવાદમાં જઈ પડે છે, અને "અંકુશ" દૂર થયા બાદ માત્ર એક મહિનામાં જ સો કરોડનો નફો કરનાર ઉદ્યોગપતિઓના હાથમાં આપણાં સંસ્કારસૂત્રો સોંપતા અચકાનારને "રોગિષ્ટ માનસ" તરીકે ઓળખાવી પોતે તેમના ચૂસત વેપારીવેડા સામે આંખ આડા કાન કરે છે. તેમની જનતા વિરોધી કારવાઇઓ પર ઢાંકપિછોડો કરે છે ત્યારે કેટલીક હકીકતો તરફ તેમનું ધ્યાન ખેંચવું જરૂરી લાગે છે.

"એકસેસ પ્રોફિટ ટેકસ"ના અમલ સાથે જ આપણા આ દાનવીરો શિક્ષણક્ષેત્રમાં કૂદી પડ્યા છે એ વાત શું શ્રી. હસનને સૂચક નથી લાગતી? દાન ઉપર કર હોય નહિ, અને આ રૂડી રીતે દાનવીરની ખ્યાતિને પ્રતાપે કાળાબજારના સોદાઓ પ્રત્યેનો જનતાનો રોષ ટાઢો પાડી શકાય— આવી એક કાંકરે બે પંખીઓ મારવાની તક તેઓ ચૂક્યા નથી, છતાં માનો કે કાદવમાં ઊગેલું કમળ આપણે અપનાવી લઇએ, પણ તેથી તેની પાંદડીઓ છૂંદાઇ ગઇ હોય તો પણ મૂંગા રહેવું? વલ્લભનગરમાં બિરલા કોલેજનું ઉદ્ઘાટન કરવા માટે બાગલાના પ્રખ્યાત નિષ્ણાત માઉંટબેટન આવ્યા હતા, તેમની સાથે સોના ચાંદીની ખુરશી-

એમાં કોણ શિક્ષણસ્વામીએ શોભાયમાન થયા હતા? જ્ઞાનપરબની સ્થાપના વખતે શિક્ષણ જોડે જેમને કશી લેવા દેવા નથી તેવા રાજા મહારાજાઓને માથે મોડ બાંધવા પાછળ કઇ ગૌરવભરી દૃષ્ટિ કામ કરી રહી છે? આવતી પેઢી સર્વાંગ સંપૂર્ણ સુંદર જીવન સરજી શકે, માણી શકે એવી શિક્ષણ નીતિનો અભાવ કોઈપણ સંસ્કારપ્રેમી સાંખી શકેજ નહિ.

નિષ્ણાતો જરૂર તૈયાર કરીએ પણ સંકુચિત વેપારી દૃષ્ટિના પરિણામે જ્યારે શિક્ષણ ક્રમમાં માનવ સંસ્કારને વિકસાવતા વિષયોને ગૌણ સ્થાન મળે અથવા તો તેને અમલી બનાવતી વખતે તેમના તરફ દુર્લક્ષ કરવામાં આવે તો રાષ્ટ્રના સંસ્કારની કેવી અધોગતિ થાય છે તેનો નમૂનો ઉદ્યોગપતિઓના રમકડાં જેવાં બની ગએલ અમેરિકાના વિશ્વવિદ્યાલયો આપે છે. અણુશક્તિને માનવજાતની ઉન્નતિ માટે નહિ પણ તેના સંહાર માટે વાપરવા તૈયાર થતા માનસનું પુનરાવર્તન નૂતન ગુજરાતમાં કદિ ન થાય એ જ ઇષ્ટ છે.

વળી કોલેજોમાં પ્રવેશ મેળવવો કપરો બની ગયો છે ત્યારે ઉદ્યોગપતિઓની લાગવગથી લાયક વિદ્યાર્થીને બાજુએ કરી પોતે ઘુસી જતા લાયકાત વિનાના વિદ્યાર્થીઓથી શું શ્રી હલન પરિચિત નથી? જ્યાંસુધી આમપ્રજાના હિતમાં (મુઠીભર સાહસિક વેપારીઓના નહિ), લાયક વિદ્વાનોની ચૂંટેલી સમિતિઓ વિશ્વવિદ્યાલય નહિ ચલાવે ત્યાં સુધી આવું અંધેર કાળમાં નહિ આવે. સાપને દૂધ પાઇને ઉછેરવામાં માલ નથી. પછી ભલે તે ગોરો હોય, કાળો હોય કે ઘઉં વર્ણો. તેમને તો ઉગમકાળે ડાંભવા જ સારા.

આપણે સંખ્યાબંધ વિદ્યાલયોની જરૂર છે. તે માટે જોઇતા પૈસા સરકાર, શ્રીમંતોના આવક-વેરા વધારીને, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરી નફાનો પૈસો વ્યક્તિના ગજવાંમાં ભરાતો અટકાવીને, ઊભા કરી શકે તેમ છે. દરેક શિક્ષણ કે સંસ્કાર સંસ્થાનાં સૂત્ર તો આમજનતાના હાથમાં જ રહેવા જોઇએ.

એ જનતાને કાળીમજૂરમાં નીચોવીને તેના જ પૈસે દાનવીર બનવાનો દાવો કરનાર ઉદ્યોગપતિઓના હાથમાં નહિ જ.

## સૌરાષ્ટ્રસરકાર અને શિક્ષણ

એક વાર્તાલાપ દરમ્યાન (તા. ૧૦ મી જુન) સૌરાષ્ટ્રના કેળવણી પ્રધાન શ્રી નાનાભાઈ ભટ્ટે જણાવ્યું હતું કેઃ "પ્રાથમિક શિક્ષણ પ્રજાને મફત આપવાનો સૌરાષ્ટ્ર સરકારનો હેતુ છે. પરંતુ એ માટે હાલ તુરત જોઈએ તેવા શિક્ષકો તૈયાર નથી. મારી સરકાર બીનકેળવાયેલ શિક્ષકોના હાથમાં બાળકોનું ભાવી મૂકવા તૈયાર નથી. એટલે સૌ પ્રથમ શિક્ષકો જેમ જેમ તૈયાર થતા જશે તેમ તેમ પ્રાથમિક શિક્ષણ મફત આપવાની સરકારની મર્યાદા વિકસતી જશે."

શિક્ષકોને તાલીમ આપવી પ્રશ્ચ્છતાજોગ છે પણ તે દરમ્યાન સૌરાષ્ટ્રના ભાવી ઘડવૈયા અજ્ઞાનના અંધારામાં સબડતા રહે તે વાત ગળે ઊતરવી મુશ્કેલ છે. આદર્શ યોજનાનું અમૃતફળ કબાટમાં રાખીને બાળકને ભૂખે મારવું કેમ પોસાય? ઉત્તર ચીન એક વખત આપણી કરતાંય કફોડી હાલતમાં હતું પરંતુ તેમણે જનતાની જરૂરીઆત પારખીને લોકશાહી શિક્ષણનીતિ અપનાવી અને ટૂંક સમયમાં સતત આંતરવિગ્રહના તંગ વાતાવરણમાંય ત્યાંના કિસાને અનેક સંસ્કાર મંજીલો વટાવી છે. જનતાના સહકારથી આવી સફળતા આપણે શામાટે ન મેળવી શકીએ?

માધ્યમિક કેળવણી મફત આપવાની તો નાનાભાઈ ધસીને ના પાડે છે અને પ્રજાને તેનો ભાર વેઠવાનું કહેતી વખતે, સરકારની ઓછી આવકનું કારણ બતાવતી વખતે કહે છે કે, "વ્યક્તિગત રાજ્યો જે પ્રકારે ભારે જકાતો અને ઇજારાદ્વારા આવક મેળવી શકતા હતા, એવું અમારી પાસે કંઈ રહ્યું નથી"

આપણે વિનયપૂર્વક એ રજવાડાંઓને અપાતા સાલીઆણા તરફ તેમનું ધ્યાન દોરીએ, જકાત અને ઇજારામાંથી મેળવેલ આવક પ્રજાના શિક્ષણ કે

આરોગ્ય પાછળ વેડફી નાખવાનો આરોપ કોઈ પણ રાજવી પર થઈ શકે તેમ નથી. આજે તેમના સાલીઆણા બંધ કરવાથી અંદાજપત્રકમાં જે ભરપાઈ થઈ શકે તેમ છે તેથી ગામડે ગામડે જ્ઞાનદીવા જલાવવાના નાનાભાઈના કોડ વહેલી તકે પૂરા થશે અને સુંદર આદર્શો કરતા નક્કર સ્વરૂપ જોઈને પ્રજાને પણ વધારે સંતોષ થાશે.

## શિક્ષણનું માધ્યમ

પ્રાથમિક શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક માતૃભાષા હોવી જોઈએ એ વાત મુંબઈ સરકારે સ્વીકારી લીધી છે. એ અભિનંદનીય છે. અર્થાત "પ્રદેશિક" નો અર્થ સરકારે વહેલી તકે સ્પષ્ટ કરી દેવો જોઈએ. એક પ્રદેશમાં વસતા વિવિધભાષીય બાળકોને કઈ ભાષા લાગુ પડે?

માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના માધ્યમ વિશે એ વાત સ્વીકારાઈ નથી. હવે તે માટે પ્રયાસ આદરવા જોઈએ. માતૃભાષામાં જ સહેલાઈથી શિક્ષણ મેળવી શકાય છે. તેથી તે ધરતીના સંસ્કાર ખીલવાની તક પણ વધારે મળે છે. દરેક પ્રદેશમાં શિક્ષણ માટે પૂરતી સગવડો હોવી જોઈએ. તો પછી, એટલે સાધારણ શિક્ષણ માટે વિદ્યાર્થી પર પ્રાંતમાં કે પરદેશમાં જશે નહિ, અને આજે પણ કેટલાક જઈ શકે છે? ખાસ તાલીમ માટે જો કોઈ સ્થળે જવું પડે તો તે પ્રદેશની ભાષા શીખી લેવી એ જ વધારે વ્યવહારુ છે. તે માટે કંઈ મોટા ભાગના વિદ્યાર્થીઓ પર પરભાષા લાદવાની જરૂર નથી. દરેક સંસ્કારી માણસ એકથી વધારે શીખે તે ઇચ્છવા જેમ છે. તે માટે તેને સગવડ પણ કરી આપવી જોઈએ. આજે પણ સંશોધન કરતા વિદ્યાર્થીઓને અનેક પરભાષાઓ શીખવી જ પડે છે અને તે ભારરૂપ પણ બનતી નથી. પણ પહેલેથી છેલ્લે સુધી સર્વસાધારણ શિક્ષણનું માધ્યમ તો માતૃભાષા જ હોવી જોઈએ.

—શાંતા ગાંધી



## ઉર્દુ નવલિકા સમ્રાટ શ્રી કૃષ્ણચંદ્રની ટૂંકી વાર્તા

# બાવલાં જાગે છે...........

આ જે કહેવાનો છું તે વાત અઇ કાલ સુધી બની નહોતી; રાતના બે વાગ્યા સુધી બનવાની શક્યતા પણ નહોતી. રાતના બે વાગ્યા સુધી વાટ જોઈજોઈને થાક્યો, છતાં વાર્તા ન આવી ત્યારે હું તેની શોધમાં ફરતો ફરતો ચોપાટી પર આવી ચડ્યો. ચારે તરફ અજબ સુમસામ છવાઈ હતી. સાગરના સીસકારા પણ ધીમા પડી ગયા હતા. દૂર દૂર ક્ષિતિજની છાતીએ વળગીને મોજાંઓ મધ્યમ સૂરમાં રૂદન કરતાં હતાં અજાણ્યાં પગલાંઓની લાતપાટુ પોતાની છાતી પર ઝીલતી કિનારા પરની રેત ધીમે સાદે કણસતી હતી. સમસ્ત વાતાવરણ પર કોઈ અવર્ણનીય દર્દભર્યા થાકના ઓળા છવાઈ રહ્યા હતા. અને હું આ વાતાવરણનું કરુણ સંવેદન મારા હૃદયમાં સમાવીને આગળ વધી રહ્યો હતો.

એકાએક મારે કાને અવાજ અથડાયો "તિલક ભગવાન!"

ગભરાઈને મેં પાછળ જોયું. તિલક મહારાજનું બાવલું ગૌરવથી ઉન્નત બનેલ મસ્તક સાથે આ વાતાવરણમાં દૂર દૂર નજર નાખતું ઊભું હતું. તેમના ચરણ પાસે મેં કોઈ માણસનો પડછાયો જોયો. તેનો ચહેરો તો સાફ સાફ ન જોઈ શક્યો. કારણ કે મારી તરફ તેની પીઠ હતી. એટલું તો જરૂર કહી શકું કે તે એક આધેડ ઉંમરનો, ઠીંગણો ઘઉંવરણો, ચીથરેહાલ મરાઠો હતો. તેના પગ ઊઘાડા હતા અને પીંડી પર ઊંડા જખમની તાજી નિશાનીઓ હતી. તે જોઈને હું

*

થંભી ગયો અને તેની વાતો સાંભળવા માટે હું ત્યાં જ રેતી પર લાંબો થયો કે જેથી મને સૂતેલો ધારી તેની વાતચીતમાં ખલેલ ન પહોંચે.

"તિલક ભગવાન" તે માણસ ફરી બોલ્યો. "બોલ શું કહે છે?" તિલક ભગવાનના પૂતળાએ કહ્યું.

તમને આશ્ચર્ય થશે કે પથ્થરનું પૂતળું તે કદી બોલતું હશે! કદાચ આપને ખબર નહિ હોય કે અમાસની મધરાતે ઘોર અંધારામાં બાવલાં જાગે છે, માત્ર જાગતાં જ નથી, વાતો પણ કરે છે. કોઈ તેમને પ્રશ્ન પૂછે તો તેનો જવાબ પણ આપે છે. આપને આ વાતની કદાચ ખબર નહિ હોય પણ હું તો ઘણા વખતથી તેથી વાકેફ છું. છતાં મેં પોતે કોઈ દિવસ આવી વાત કરી નહોતી. સાધારણ રીતે તો દુનિયાદારીની જંજાળમાંથી ફુરસદ જ ક્યાં મળે છે કે અડધી રાતે ઊઠીને માણસ પૂતળા જોડે વાત કરવા જાય. વળી મુંબઈમાં જેટલાં પૂતળાંઓ છે તે એવી મોટી મોટી વિભૂતિઓનાં છે કે તેનાં નામ સાંભળીને જ હાંજા ગગડી જાય. આવી પ્રતિષ્ઠિત વ્યક્તિઓ જોડે વાત કરવાનો વિચાર આવતાં જ માણસ હેબતાઈ જાય. શિષ્ટ માણસોને કઈ વાતથી

*

માફું લાગે ન લાગે તેની શી ખાત્રી ? એ પંચાતમાં ન પડવું જ સારું. વળી આઝાદીની પહેલાં તો એ વાતનો પણ ડર રહેતો'તો કે છૂપી પોલિસ ક્યાંક એ જીદ ન પકડી બેસે કે આ માણસ બાલગંગાધર તિલક જોડે વાત કરતો હતો અને બ્રિટિશ સામ્રાજ્યની વિરુદ્ધ કોણ જાણે કેવું યે ઘોર કાવત્રું રચતો હતો. આજ કાલ એ ડર રહે છે કે પોલિસ કદાચ એ માટે ન પકડી લે કે "જુઓ, કે એ માણસ આપણી આ સરકાર વિરુદ્ધ આપણા દેશના નેતા બાલ ગંગાધર તિલક સામે ફરિયાદ લઇ જાય."

આ વાત વિચારીને આજ સુધી મેં પોતે તો કોઈ પણ મોટા નેતાના બાવલા જોડે વાતચીત કરી નહોતી. જો કે આ દરમ્યાન તો કેટલીએ અંધારી રાતો આવી હતી અને પસાર પણ થઈ ગઇ હતી, છતાં હું તો મૂંગો જ રહ્યો હતો.

કોઈ ભડના દીકરાને આવલા જોડે વાત કરતો નજરે જોવાનો, મારે માટે જિંદગીમાં આ પહેલો અવસર હતો. રેતી પર પડ્યો પડ્યો હું નજીક સરકવા લાગ્યો કે જેથી તેમની વાતચીત હું સહેલાઇથી સાંભળી શકું.

"મારું નામ ઉત્તમરાવ ખાંડેકર" મરાઠો કહેતો હતો. "હું અઢારમી સદીના અંતમાં જન્મ્યો..."

"મારો જન્મ પણ એ જ અરસામાં થયો હતો." તિલક મહારાજ બોલ્યા.

"હું પૂનાની એક શાળામાં શિક્ષક તરીકે કામ કરતો હતો. મને ઇતિહાસનો ઘણો જ શોખ હતો."

"મને પણ ઇતિહાસમાં ઊંડો રસ હતો" તિલક મહારાજ બોલ્યા.

"જે દિવસોમાં તમે એ સૂત્ર વહેતું કર્યું કે 'આઝાદી એ મારો જન્મસિદ્ધ હક્ક છે' તે દિવસોમાં હું માસ્તર હતો. તમારા તમામ પુસ્તકો હું વાંચી ગયો. તમારાં કેટલાંએ ભાષણો સાંભળ્યાં. બાળકોને હું ઇતિહાસ ભણાવતો. ભણાવતા ભણાવતા મારા મનમાં નવા નવા ઉમંગો જાગતા. નવા નવા વિચાર-વંટોળ મારા મગજને આવરી લેતા. તદન નવી જ રીતે મેં ઇતિહાસ શીખવવાની શરૂઆત કરી અને જ્યારે સત્તાવનના વિપ્લવ પર વાત આવી ત્યારે..."

"ત્યારે શું થયું ?" તિલક મહારાજે પૂછ્યું.

"મને નિશાળમાંથી બરતરફ કરવામાં આવ્યો ! અમલદારોએ કહ્યું કે–વિપ્લવ એક બંડ હતું–આઝાદીનું યુદ્ધ નહિ. તેમને મન હું જૂઠો ને કાવત્રાબાજ હતો, અને બાળકોનાં માનસ બગાડી રહ્યો હતો ! અને શહેનશાહ સલામતની સરકાર પ્રત્યે ધિક્કારની લાગણી ફેલાવી રહ્યો હતો. તેથી મને નિશાળમાંથી રૂખસદ આપવામાં આવી. મારી કમાણીના તમામ માર્ગ મારી પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યા."

"પછી તેં શું કર્યું ?" તિલકે પૂછ્યું.

"પછી તો દેશભક્તિને કારણે જે જે માણસો પાસેથી રોટીનો ટુકડો મળવાની આશા રાખી શકાય, તેમના દરવાજા ખખડાવ્યા પરંતુ કશું વળ્યું નહિ. તેમાં કોઈનો વાંક નહોતો. સરકારનું એટલું જોર હતું કે મારે પડખે ઊભા રહેવાની કોઈની હિંમત ન ચાલી. પછી તો મેં રાષ્ટ્રીય લડતમાં ઝંપલાવ્યું. અને મારી પત્નીએ કન્યાશાળામાં નોકરી લીધી. પણ જ્યારે હું પહેલી વખત ગીરફતાર થયો ત્યારે તેની યે નોકરી ગઇ. મારા બે બાળકો ભૂખના માર્યા કરમાઈ ગયાં. તેમના વિના ઝૂરતી, મારી પત્ની તેને પીએર ગઈ. ત્યાં પણ ગામના પટેલે તેને ઝંપવા ન દીધી. તેના માબાપને તેણે ધમકાવ્યાં કે જો તમે આને ઘરમાં સંઘરશો તો તમારાપર પણ તેની આંચ આવ્યા વિના નહિ રહે. ને મારી પત્નીને તેનું પીઅર છોડવું પડ્યું. તેને માટે હવે જીવવાનો રાહ ખુલ્લો નહોતો રહ્યો. તે વેશ્યા બનીને રોટલો જરૂર કમાઇ શકત પણ તેના આત્માએ એ વાત ન સ્વીકારી–અને તેણે નદીમાં પડી આપઘાત કર્યો !

જ્યારે હું જેલમાંથી છૂટીને બહાર આવ્યો ત્યારે મારે કોઈ બંધન રહ્યું ન હોતું. હું બિલકુલ આઝાદ

હતો: મેં જોરશોરથી કિસાનોમાં કામ શરૂ કરી દીધું અને જ્યારે દેશમાં નાકરની લડત ઉપડી ત્યારે હું પણ ચંદનવાડીમાં આ જ ચળવળ આગળ ધપાવી રહ્યો હતો. પહેલાં તો અમલદારોએ, પાછળથી પોલિસે અને પછી ફોજે અમારી પાસેથી કર પડાવવાના અનેક ફાંફાં માર્યાં પણ મેં ગામવાળાઓને ઢીલા પડતા અટકાવ્યા તેથી મારા પર ગોળી તાકવામાં આવી અને હું મરી ગયો.

"આ નિશાનીઓ જોઈ ? મારા શરીર પર ઓછામાં ઓછાં વીશ જખમની નિશાનીઓ છે."

"હું ઘણો જ દિલગીર છું" તિલક મહારાજ બોલ્યાં: "શું નામ કહ્યું તમારું ?"

"ઉત્તમરાવ ખાંડેકર."

"કદી સાંભળ્યું નથી આ નામ." તિલક મહારાજ ગણગણ્યા. "મારું નામ કોઈ જાણતું નથી." ખાંડેકર બોલ્યો, "મારી વહુનું નામ પણ કોઈ જાણતું નથી કે જે નદીમાં ડૂબી મરી હતી. મારાં એ બે બાળકોનાં નામ પણ કોઈ નથી જાણતા કે જેઓ ભૂખે તરફડતાં તરફડતાં મરી પરવાર્યાં. ઇતિહાસમાં અમારાં નામ ક્યાંય નોંધાયાં નથી. પહેલાં સીતારામૈયાએ કોંગ્રેસનો ઇતિહાસ લખ્યો તેમાં પણ અમારાં નામ નથી. આજે તો અમારી યાદ તદ્દન ભૂંસાઈ ગઈ છે. પૂના, ચંદનવાડી આખું મહારાષ્ટ્ર મને ભૂલી ગયું છે."

"તો હવે તને શાની ચિંતા છે ?" તિલક મહારાજે પૂછ્યું.

"ચિંતા નથી ઇચ્છા છે. તે પૂરી કરવા માટે હું તમારી પાસે આવ્યો છું."

"બોલ, હું શું કરી શકું ? હું તો પથ્થરનું એક બાવલું છું." તિલક મહારાજે કહ્યું.

"બસ હું પણ તે જ બનવા ચાહું છું, એક પથ્થરનું બાવલું !" ખાંડેકર બોલ્યો. "મારા મૃત્યુ પછી રખડતો રઝળતો આજ સુધી અહીંના વાતાવરણમાં ભટક્યો છું. હવે શાંતિ ચાહું છું. અને માગું છું કે હું પણ આપની માફક એક પથ્થરનું બાવલું બની જાઉં. મને થોડીક જગા આપો."

—અને મેં એ પડછાયાને ચબૂતરા પર ચડતો જોયો. તિલક મહારાજ ગભરાઈને બોલી ઊઠ્યા–

"અરે, અરે, તું શું કરે છે..."

ખાંડેકરે કહ્યું: "હું પણ આપની અડોઅડ ઊભો રહેવા માગું છું. મને આરામ કરવા માટે માત્ર થોડીક જગ્યાની જરૂર છે. જિંદગીભર આપની બગલમાં રહીને કામ કર્યું છે. હવે આપની બગલમાં જ સ્થિર થવા માગું છું. શું મૃત્યુ પછી આત્માના સંબંધ તૂટી જાય છે ?"

તિલક મહારાજે કહ્યું: "નહિ ભાઈ, એ વાત નથી. પણ હકીકત એ છે કે આ જગા મારી છે. આ ચબૂતરો મારો છે. આ પ્રતિમા મારી છે."

ખાંડેકર બોલી ઊઠ્યો: "તો મારી જગા ક્યાં છે ? ઇતિહાસમાં નહિ, ચોપાટીના કિનારા પર નહિ, લોકોના દિલમાં પણ નહિ. તો પછી હવે મારે જાવું ક્યાં ?"

"મ્યુનિસિપલ કોરપોરેશનની પાસે" તિલક મહારાજ બોલ્યા, "એ લોકો તારે માટે પણ એક બાવલું બનાવી આપશે."

"પણ એ તો જીવતાં માણસો છે, અને આજકાલ જીવતાં માણસો ભૂતનો અવાજ સાંભળવા ક્યાં નવરા છે ?" ખાંડેકર બોલ્યો.

"અરે ભલા માણસ જા તો ખરો." તિલક મહારાજ બોલ્યા. "અને જો, જલદી જા. પેલો પોલિસ આવ્યો આવે છે તે તને કદાચ પકડી ન બેસે; અને સાંભળ, તારું બાવલું કોઈક સારે ઠેકાણે ગોઠવાવજે; અહીં નહિ, સમજ્યો ? મારા પગ તળે ધગધગતી રેતી છે અને માથા પર આકાશ. તડકામાં સખત માથું દુખવા લાગે છે અને શરીરમાં કળતર ઉપડે છે. આખો દિવસ, આ રખડુ ટોળાંઓના દેકારથી કાન બહેરા બની જાય છે અને કેટલાક ગમારો તો દહીંવડાં, પૂરી પકોડી ને ભેળ ખાઈ ખાઈને

એકાં પાંદડા મારી તરફ ફગાવતા જાય છે. કોઈક સારું સ્થળ શોધી કાઢજે ભાઈ, તારા બાવલા માટે; અહીં ન આવતો."

પરંતુ પોલિસના નામથી ભડકીને એ પડછાયો તો ક્યારનો ય અલોપ થઇ ગયો હતો. હું પણ ઊઠીને ઝટપટ રવાના થઈ ગયો. ભાગતો ભાગતો ચર્ચગેટ સ્ટેશન સુધી આવી પહોંચ્યો ને મારી ગતિ ધીમી પડી ગઇ. ચાલતો ચાલતો હોર્ની ગ્રાઉન્ડની પાસે આવીને એક વડલાને અઢેલીને ઊભો રહ્યો ત્યાં ફરી મારા કાન પર એવો જ ગેબી અવાજ અથડાયો.

"ગોખલે મહારાજ!"

મેં ફરીને જોયું તો સામે ચબૂતરા પર ગોખલે મહારાજનું પૂતળું કોટપાટલુનમાં સજ્જ થઈને ખડું હતું અને કોટપાટલુન પહેરેલો એક સાધારણ માણસ તેના પર ચડવાની કોશિષ કરી રહ્યો હતો. તે ચબૂતરા પર ચડીને આગળ પગ મૂકવા જાય છે ત્યાં ગોપાલ કૃષ્ણ ગોખલેનું પૂતળું ભડકીને બોલી ઊઠયું—

"ખબરદાર, જો આગળ વધ્યો છે તો–પોલિસને બોલાવીશ!"

"કેમ? શા માટે?"

"હું રાષ્ટ્રીય મૂર્તિ છું. તું મારું અપમાન કરી રહ્યો છે."

"અપમાન નહિ, દોસ્ત, હું તમારી જોડે થોડીક વાતો કરવા આવ્યો છું." પેલા કોટપાટલૂન પહેરેલા માણસે જવાબ આપ્યો.

"તો જરા દૂર ઊભો રહીને અદબથી વાત કર. છો કોણ તું?"

"મારું નામ કરતારસિંગ સરાભા છે." પેલા માણસે જવાબ આપ્યો.

"પંજાબી અને તેમાં યે શિખ! એટલે જ તને રીતભાતની કશી ગતાગમ નથી. જાણતો નથી કે હું ઇમ્પીરીઅલ કૌન્સિલનો મેંબર હતો."

"દોસ્ત, જેની કૌન્સિલના તમે મેંબર હતા, એ જ સરકારના સૂબાએ મને ફાંસીની સજા ફરમાવી હતી."

"એમાં મારો કશો જ વાંક નથી." ગોખલે બોલ્યા. "જીવ્યો ત્યાંસુધી મારાથી બની શકે તેટલી મેં દેશની સેવા કરી છે."

કરતારસિંગે પૂછ્યું "તમે કોઇ દિવસ જેલ જોઈ છે?"

"ના."

"કોઇ દિવસ ભૂખ હડતાળ પર ઉતર્યા છો?"

"ના."

"જેલરો અને વૉર્ડરોના હાથે પીડ છોલાય ત્યાંસુધી કદી માર ખાધો છે? ચમચમતા ચાબૂકના ચટકાથી તમારા માંસનો કદી લોચો વળી ગયો છે? તમારા શરીરના બુંદે બુંદ "પાણી પાણી" પોકારી રહ્યા હોય, તમારી જીભ મ્હોંમાંથી બહાર લટકતી હોય અને તમને કોઇ એક ટીપું પણ પાણી ન આપે, એવું કદી બન્યું છે?"

"ના, આવો જંગલી અનુભવ મને કદી જ નથી થયો." ગોખલેએ શાંતિથી જવાબ આપ્યો.

"એ સ્વાદના અમર નશાને હું જાણું છું." કરતારસિંગ બોલ્યો. તેણે પોતાનો કોટ અને ખમીસ ઉતારીને નીચે ફેંકી દીધા તેની પીઠમાંથી લોહી નિતરતું હતું અને ચાબૂકના નિશાન હાડસોંસરા ચાલ્યા ગયા હતા. તેના ગળામાં એક રસ્સી લટકતી હતી. તેને તેણે નેકટાઈની માફક બાંધી હતી.

"આ શું છે?" ગોખલે મહારાજે રૂમાલવડે નાક દબાવીને પૂછ્યું.

"આ ફાંસીની રસ્સી છે, જે આજસુધી મારા ગળામાં પડી રહી છે. એ જ રસ્સીએ મારો પ્રાણ લીધો હતો ત્યારે હું જુવાન હતો; તાકાતવાન હતો અને ખુશ પણ હતો. કલકત્તાથી માંડીને મીરત અને અમૃતસર સુધી સૈનિકોમાં ઘૂમી વળતો ને અંગ્રેજી સરકાર વિરુદ્ધ બળવો કરવાનો તેમનામાં ઉત્સાહ પ્રેરતો."

"હિંસાત્મક ક્રાંતિ કરવાનો મારો સિદ્ધાંત નથી." ગોખલે બોલ્યા: "હું તો પરસ્પર સહકાર ને બંધારણીય રીતરસમમાં જ માનું છું."

તેમની વાતને ન ગણકારતા કરતારે આગળ ચલાવ્યું: "પરંતુ અમારો બળવો નિષ્ફળ નિવડયો.

અમારું સંગઠન કાચું હતું. અમને કચડી નાખવામાં આવ્યા અને ગોળીઓની ઝડી વચ્ચે અમારી આઝાદીની તમન્નાને શેકી નાખવામાં આવી."

"હવે તારે શું જોઈએ છે?" ગોખલે બોલ્યા.

"જરા આઘા ખસો," કરતારે કહ્યું: "આ ચબૂતરા પર મને પણ થોડીક જગા આપો. તે પર મારો પણ હક છે. જાણો છો? પંદરમી ઑગસ્ટને દિન જ્યારે તમારા ગળામાં હારો પહેરાવાતા હતા ત્યારે હું પણ આ ચબૂતરાની આસપાસ જ ભટકતો હતો, પણ કોઈએ મને હાર ન પહેરાવ્યો. કોઈએ આ ફાંસીના દોર તરફ નજર સરખી પણ ન નાંખી. કોઈએ આ લોહી નીતરતી પીઠ ન જોઈ. ન જોયું કોઈએ આ ભૂખ હડતાળમાં સુકાઈ ગએલ શરીર. મારા એ આત્માને પણ કોઈએ ન પીછાણ્યો કે જેણે જાલીમો-નાં ચાબુકા ખાતાં ખાતાં પણ આઝાદીનાં ગીત ગાયા કર્યાં છે. મારી એ હિંમતને કોઈએ ન નવાજી કે જેણે આઝાદી માટે પોતાનું સર્વસ્વ લુંટાવી દીધું છે—પોતાની જુવાનીનો બહાર—તમામ આશાઓ—ઉમંગો. લોકોએ તમને હાર પહેરાવ્યા પણ મારી તરફ કોઈએ એક ફુલ પણ ન ફેંક્યું!

"દોસ્ત. દેશને ખાતર મેં ઇમ્પીરીઅલ કૌન્સિલ-માં ભાષણો નથી કર્યાં, પણ વતનને માટે મેં જાન કુરબાન કરી દીધી છે. મને તમારે માટે માન છે પણ હવે હું થાક્યો છું. બહુ ભટક્યો—અથડાયો—કુટાયો—હવે થોડો આરામ ચાહું છું. તમારી માફક પત્થરનું પૂતળું બનવા માગું છું. જરા ખસો ને મારે માટે થોડી જગ્યા કરી આપો!"

ગોખલે મહારાજ બોલ્યાઃ "ભાઈ હું લાચાર છું. તને મારી પાસે જગા આપી નથી શકતો, કારણ કે હું બંધારણવાદમાં માનું છું અને તું હિંસાત્મક ક્રાંતિમાં. આપણા સિદ્ધાંતો જુદા છે, પણ તું મ્યુનિસિપલ કોર્પોરેશનમાં શા માટે અરજી નથી નોંધાવતો? ત્યાં જા, કદાચ તારું કામ થઈ પણ જાય. અને જો તું તેમાં સફળ થા તો જોજે ભાઈ સાબ, અહીં આસપાસ ક્યાંય તારો ચોકો ન જમાવતો. હું પોતે જ આ જગાથી ત્રાસી ગયો છું. આ વડલાના ઝાડ પરથી દરરોજ પંખીઓ મારા પર ચરક નાખે છે. આમ તો લોકોનો આ તરફ અવર-જવર ઓછો છે પણ હૉકી ગ્રાઉન્ડમાં મેચ ચાલતી હોય છે ત્યારે ખેલાડીઓનાં ટાંટીયા જોવા ખાતર એ મેચના રસીયાઓ મને એવા તો ચારે બાજુ-એથી ઘેરી લે છે, કે મને મારે સ્થાને ઊભા રહેવું ભોંયભારે થઈ પડે છે—અને રાતના બાર વાગે આ ચબૂતરાના બાંકડાઓ પર વેશ્યાઓ અને લહેરી લાલાઓ વચ્ચે ચુંબનોની એવી તો રમઝટ બોલે છે કે—"

ગોખલે મહારાજ આથી આગળ ન વધી શક્યા કારણ કે રોન પોકારતો પોલિસ નજીક આવી રહ્યો હતો અને કરતારસીંગ સરાભા તેને જોઈને પલાયન થઈ ગયો હતો.

હું ધણો તેની પાછળ દોડ્યો પણ તેની ઝડપને પહોંચી વળવું એ સહેલું કામ નથી. ભાગતા ભાગતા હાંફ ચડી આવી એટલે હું ત્યાં જ એ ઘડી થંભી ગયો. આસપાસ સુંદર બગીચો હતો. નાના નાના ચબૂતરા પર ફિરસ્તાઓની મૂર્તિઓ પાંખ ફેલાવીને ખડી હતી અને તેમની વચ્ચોવચ, દાદા-ભાઈ નવરોજજીનું મોટું બાવલું એક પિતાની પ્યારભરી નીગાહોમાં સારા હિંદુસ્તાનને સમાવી લેતું ખડું હતું.

હિંદી રાષ્ટ્રવાદના પિતામહ તરફ મેં કોણ જાણે કેટલાએ વખત સુધી જોયા કર્યું. એટલામાં કોઈ બોલ્યુંઃ

"દાદાભાઈ!"

મેં ફરીને જોયું તો એક ઊંચો, કાળા રંગનો આદમી ત્યાં ઊભો હતો. તેણે સફેદ ખમીસ અને ખાકી ચડ્ડી પહેર્યાં હતા. તેની આંખો બંધ હતી. તેના હોઠ પણ બંધ હતા. માત્ર તેના કપાળમાં એક કાણું હતું અને તેમાંથી ઉનુંઉનું લોહી વહેતું હતું.

"દાદાભાઈ!" ફરી અવાજ આવ્યો. બોલનાર તો ખરેખર આ જ માણસ હતો, પણ તે હોઠ હલાવ્યા વિના શી રીતે બોલતો હશે?

"શું છે બેટા ?" નવરોજજી બોલ્યા.

"દાદાભાઇ" પેલો લાંબો માણસ બોલ્યો.

"હું મિલ-મજૂર છું."

દાદાભાઇએ ઘણા જ પ્યારથી પૂછ્યું,

"અહિં મુંબઇમાં ! કઇ મિલમાં કામ કરે છે ?"

"નહિં દાદાભાઇ, હું અમલનેરમાં હતો. મારું નામ છે પાટીલ—શ્રીપત પાટીલ—મારા ત્રણ બાળકો છે, એક પત્ની છે, એક બુઢ્ઢી મા છે અને એક બુઢ્ઢો બાપ છે. આ બધાના ભરણપોષણનો ભાર મારા પર છે અને મારી નજીવી મજૂરી એ ભાર નથી ઝીલી શકતી, મારા માલિક !"

"તો તારે જોઇએ છે શું ? પગારવધારો ?" દાદાભાઇ બોલ્યા.

"હા, માલિક. મોંઘવારીએ દાટ વાળ્યો છે અને ખરચ વધી ગયો છે. જીવવું મુશ્કેલ બની ગયું છે."

"તો મિલમાલિકને જઇને શા માટે નથી કહેતો ?" દાદાભાઇએ કહ્યું:

"કહ્યું, બહુ કહ્યું; માલિક, પણ તે અમારી વાત નથી સાંભળતા."

"તો સરકારને કહો, આપણી સરકારને કહો—હવે તો આપણી સરકાર છે."

"આપણી સરકારે પણ અમારી દાદ ન સાંભળી. તેમણે જ મને ગોળી મારી છે, માલિક. આ રહ્યું તે ગોળીનું નિશાન. હું અમલનેરનો મજૂર છું. મારા ત્રણ બાળકો છે, એક વહુ છે, એક બુઢ્ઢી મા છે, એક બુઢ્ઢો બાપ છે. એ બધાનો રોટલો રળનાર હું છું.—અને મને મારી નાંખવામાં આવ્યો છે. ઘેર એ બધા ભૂખ્યા ટળવળે છે. અને હું તો હંમેશા કોંગ્રેસના ફાળામાં પાઇ પઇસો આપતો આવ્યો છું. આઝાદી માટે હડતાળ પર પણ ઊતરી ચૂક્યો છું, પણ આજે આઝાદી આવી ગઇ છે અને તેની પહેલી ગોળી મારે કપાળે વાગી છે, માલિક."

"તો તું શું માગે છે ?"

"કંઇ નહિ, મને તમારી છત્રછાયામાં થોડીક જગા આપો. તમારી અડોઅડ ઊભા રહીને, મારા માથાની લાલ નિશાની મારે આખી દુનિયાને દેખાડવી છે. દાદાભાઇ, શું તેમાંથી લોહી વહેતું કદિ નહિ અટકે ? મારા બુઢ્ઢા બાપને કોઇ રોટી નહિ આપે ? મારી પત્નીનું કોઇ સન્માન નહિ કરે ? મારી માની મમતા શું સદાય તરસી જ રહેશે ? દાદાભાઇ બોલો ! બોલો ! દાદાભાઇ ! તમે તો પાર્લામેંટમાં સિંહની માફક ગરજતા હતા, હવે-આજે કેમ ચૂપ છો ?"

મારી આંખોમાં આંસુ ઉભરાઇ આવ્યા અને આગળ પાછળનું કશું જ વિચાર્યા વિના મેં ત્યાંથી ચાલતી પકડી. રસ્તારસ્તા એ. આઇ. સી સી. ના માંડવાની બહાર આવી પહોંચ્યો કે જ્યાં મહાત્મા ગાંધીનું બાવલું ખડું હતું. એ. આઇ. સી. સી. ની બેઠક પૂરી થઇ ગઇ હતી અને તમાશબીનો પોતપોતાના ઘર ભણી રવાના થઇ ચૂક્યા હતા અને હવે માંડવો વિખેરાઇ રહ્યો હતો. લોરીઓ ભરી ભરીને લાંબા વાંસની વળીઓ પાછી લઇ જવાતી હતી. હું પૂતળા પાસે ગયો અને રૂંધાએલા અવાજે બોલી ઊઠ્યો—

"બાપુ ! જુઓ તો ખરા તમારા રાજમાં કેવું અંધેર ચાલે છે, ઓ પોતધારી સંત ! ચાલો મારી સાથે-હું તમને બતાવું કે તમારા અનુયાયીઓ તમારા નામે શા શા કામો કરી રહ્યા છે-" પરંતુ બાવલાએ કશો જ જવાબ ન આપ્યો કારણ કે અમાસની રાત પૂરી થઇ ચૂકી હતી. સવારનું અંજવાળું પથરાવા લાગ્યું હતું અને જ્યારે પ્રકાશ ફેલાય છે ત્યારે બાવલાં બોલતા બંધ થઇ જાય છે.

મારી પાસે એક મજૂર ઊભો હતો તે બોલ્યો:—

"આ ચબૂતરાથી દૂર ખસી જા ભાઇ, આ બાવલાને અહીંથી ઉપાડી લેવાનું છે."

"ક્યાં ?" મેં પૂછ્યું.

"એક મિલમાલિકે આ બાવલું ખરીદી લીધું છે." તે બોલ્યો: "આ બાવલું આજે તેને ઘેર ચાલ્યું જશે."

# અદાલતનો ચૂકાદો

લેખક ; રમેશ સંઘવી

એ આવાડિયા સુધી લંબાએલા એ મુકદ્દમાના છેલ્લા બે દિવસની આ વાત છે. અદાલત અજથી ચૂકાદો આપવાની હતી. પ્રાંતની સૌથી વરિષ્ઠ અદાલત-હાઈકોર્ટ અને તેમાંય સૌથી વડા ન્યાયાધીશ-ચીફ જસ્ટીસનો એ ચૂકાદો. ન્યાયના સિદ્ધાંતોની સાચેસાચી પારખ થશે એની મને ખાત્રી હતી.

મેં અદાલતમાં નજર કરી. જૂના જમાનામાં બંધાએલા હાઈકોર્ટના વિશાલ ઓરડાઓમાં એ નાનો ઓરડો હતો. વચ્ચોવચ્ચ લાકડાની પાંજરા જેવી વ્યાસપીઠ ઊભી કરી હતી ને એ વ્યાસપીઠની એક તરફ વધુ ઊંચી બાંધેલી જગા પર કાળા ઝભ્ભા પહેરી ન્યાયમૂર્તિ ચાગલા અને ન્યાયમૂર્તિ ગજેન્દ્ર ગડકર બેઠા હતા.

વ્યાસપીઠની નીચે માત્ર પોલિસ જ નજરે પડતા હતા. સાદી પીળી પાઘડીવાળા ડંગોરા લઈ આવ્યા હતા, બાકી ઊંચી પાઘડી બાંધનાર બંધૂકદારી સિપાઈ હતા. એ બધાયને દોરવણી આપતા રિવોલ્વર-ધારી સાર્જન્ટો હતા. એમાંથી એકાદ બેને હું ઓળખતો હતો. વિદ્યાર્થી આંદોલનમાં હું હતો-'૪૦, '૪૧ની વાત છે ત્યારે સ્વાતંત્ર્યદિને નિર્દય લાઠીમાર કરવાનો હુકમ એણે આપેલો, છોકરીઓ સહીને બેશુમાર માર માર્યો હતો.

વ્યાસપીઠ પર વકીલો, નજરબંદીઓ, એમનાં સગાંવહાલાં અને બીજાં કે જેમને શરૂઆતમાં હું નાગરિકો સમજ્યો હતો તે હતા. એ ગૃહસ્થો લગભગ પચીસ હશે. એમણે ખાદીની ટોપીઓ પહેરી હતી. મોટા ભાગનાં ઝભ્ભા તથા જવાહર બંડી પહેરી બેઠા હતા. એ ઉપરાંત "સૂટ"માં સજ્જ થયેલાં બીજા "ગૃહસ્થો" પણ હતા. એમની ઓળખાણ તો મારી પડખે બેઠેલા એક પોલિસ અમલદારે આપી; "એ બધા તો અમારા માણસો છે-સી. આઈ. ડી. ના" અને ખાદીધારી પોલિસ-દલાલો મોઢા પર કશોય ભાવ દેખાડ્યા વિના બેસી રહ્યા હતા.

અદાલતમાં જવાનો મારો મ્હાવરો વરસોજૂનો છે. પણ કદીય મેં અદાલતમાં આરોપીઓ, વકીલો તથા ન્યાયમૂર્તિઓ કરતાં વધુ સંખ્યામાં પોલિસના માણસોને ભાળ્યા નહોતા ! અને તે ય ગાંધી ટોપી તથા જવાહર બંડીમાં સજ્જ થયેલા.

અદાલતના ઓરડાનું બારણું અરધું બંધ હતું. બે કે ત્રણ સાર્જન્ટ દરવાજે રોકી ઊભા હતા. બહારની સાંકડી પરશાળમાં સેંકડો કામદારો ઊભા હતા. કામ છોડી, દિનની રોજી ગુમાવી એ "અદાલતનો ચૂકાદો" સાંભળવા આવ્યા હતા. સરકારે જેમને "ગુનેગાર" ઠેરવી મુકદ્દમો ચલાવ્યા વિના જેલમાં બેસી દીધા હતા તે આ કામદારોના નેતા હતા, પણ એ નેતાઓ તથા કામદારો વચ્ચે અદાલતમાં ય પોલિસની કાંટાળી વાડ સર્જાઈ હતી.

પોલિસથી ખીચોખીચ ભરાએલી અદાલતમાં હું ધારી ધારીને વધુ જોતો હતો ત્યારે મારી પડખે બેઠેલાં એક રૂપેરી વાળવાળા સન્નારી મને ધારી ધારી જોઈ રહ્યા હતા.

"પત્રકાર છો ?" થોડી વારે તેમણે પૂછ્યું,

"હા જી અને તમે ?"

"હું શૈલેન દે.ની મા છું." ને એમની હેતભરી, ગૌરવભરી આંખો અદાલતના એક ખૂણા તરફ વળી.

એ ખૂણામાં શૈલેન બેઠો હતો. એની બન્ને પડખે પોલિસ ગોઠવાઇ હતી પણ મા સામે જોઇ એ હસતો હતો.

મેં શૈલેન વિષે બહુ નહોતું સાંભળ્યું. મને એટલી ખબર હતી કે તાતાના સાન્તાક્રુઝના વિમાનઘરમાં એ ઇજનેર હતો તથા ત્યાંના નોકરિયાત મંડળનો એ ઉપપ્રમુખ હતો. મેં એ પણ સાંભળ્યું હતું કે તાતાના કામદારો તથા ઇજનેરો પગારવધારો માગતા હતા ને તાતા ઇન્કાર કરી રહ્યા હતા. એક દિવસ વાટાઘાટ થઇ. બપોરના સાડાત્રણથી રાતના આઠ વાગ્યા સુધી ચાલેલી વાટાઘાટ નિષ્ફળ ગઇ. તાતાએ શબ્દોની મીઠાશ વેરી હતી પણ શૈલેન તેમાં સપડાયો નહિ.

વાટાઘાટ મોડે સુધી ચાલેલી હોવાથી, પોતાની વૃદ્ધ માતાને ચિંતા થતી હશે એમ માની શૈલેન ઝડપથી ઘેર જવા ઉપડયો હતો. ચર્ચગેટથી છેલ્લી ફાસ્ટ ગાડી લેવા એ લગભગ દોડતો હતો ત્યાં એના ખભે કોઈનો હાથ પડયો.

એ હાથ પોલિસનો હતો. શૈલેનને પોલિસ લોરીમાં નાખી આર્થર રોડના બંદીખાને પૂરી દેવામાં આવ્યો. ત્રણ દિવસ સુધી એની માને ખબર પણ નહોતી કે પુત્રનું શું થયું. ચોથે દિવસે ખબર પડી જાહેર સલામતી ધારા હેઠળ શૈલેનની પોલિસ પ્રધાન મોરારજીભાઇના ખાતાએ ધરપકડ કરી છે. શૈલેનનું વ્યક્તિ સ્વાતંત્ર્ય "જાહેર સલામતી" માટે જોખમકારી હતું કારણ શૈલેન 'હથિયાર તથા દારૂગોળા" ભેગા કરી રહ્યો હતો.

દારૂગોળાની વાત કરતાં એ વૃદ્ધ બંગાળી બહેનારી હસી પડયાં. "શૈલેને એવું કાર્ય કર્યું નથી. એને હું ઘેર લઇ જવા આવી છું. અદાલતના ચૂકાદાની જ હું રાહ જોઉં છું."

વાત વધુ ન ચાલી. ન્યાયમૂર્તિઓ ચૂકાદો આપી રહ્યા હતા. પહેલો ચૂકાદો ચારીના મુકદ્દમાનો હતો. એ સામ્યવાદી પત્રકાર પર મુંબઇના કાપડ મિલ મજૂરોને હિંસા માટે ઉશ્કેરવાનો આરોપ હતો. પણ ચારીએ કદી કાપડ મિલ કામદારો સમક્ષ ભાષણ કર્યું નહોતું. ખરી રીતે પંદરેક દિવસ સિવાય એ ગયા આખા વરસમાં દિલ્હીમાં હતો!

ન્યાયમૂર્તિ બોલતા હતા: 'અમે જાણીએ છીએ કે વ્યક્તિ સ્વાતંત્ર્ય બહુ મોટી વાત છે. પણ અમારા હાથ સરકારે બાંધી લીધા છે. સાચો છે કે ખોટો એની તપાસ કરવાની અમને પરવાનગી નથી. જો પોલિસ કમિશ્નરને લાગે કે તમે આરોપી છો તો એ તમને ધારે ત્યાં સુધી જેલમાં રાખી શકે. અમારી સહાનુભૂતિ તમારા તરફ છે; પણ અમે લાચાર છીએ. જાહેર સલામતી ધારાની કલમો જ એવી છે."

પત્રકાર ચારી, કામદાર મંડળોના વકીલ ખંડેરાવ સુપે બન્નેને પાછા જેલમાં જવાનું હતું. ત્રીજા રાજબંદી શાન્તારામ મીરજકરને હું જાણતો હતો. હિંદી કામદાર ચળવળનો પાયો નાખનારાઓમાં એ હતા. આઠ-દસ વરસ જેલ તો એમણે કાપી નાંખી હતી. અદાલત સમક્ષ એમણે એક જ માંગ કરી: "જેલથી ડરતો નથી. અંગ્રેજોએ બહુવાર અમને જેલમાં નાંખ્યા છે. પણ દરેક વખતે અમારો ખુલ્લી અદાલતે મુકદ્દમો ચાલ્યો હતો. ગુના પૂરવાર થવા જોઇએ. અમારી માંગ એક જ છે; અમારો કેસ રીતસરની અદાલતમાં ચલાવો. અમે પૂરવાર કરીશું કે અમે બેગુના છીએ."

પાતળિયા પચાસેક વરસના શાન્તારામ મીરજકર પર ગેરકાયદે લશ્કર ઊભું કરવાનો પણ આરોપ હતો. આવો જ આરોપ ૧૯૩૦માં અંગ્રેજ સરકારે મીરત કાવતરા કેસમાં એમની તથા બીજાઓની સામે મૂકયો હતો. ત્યારે આ દમન સામેનો વિરોધ કરવા તથા આરોપીઓનો બચાવ કરવા ઊભી થયેલી સમિતિના મંત્રી પંડિત નહેરુ હતા. ને આજે વડા ન્યાયમૂર્તિ થયેલા શ્રી. ચાગલા બચાવ પક્ષે વકીલ હતા!

પણ કોણ કહે છે સમય નથી બદલાયો! આજે શ્રી. ચાગલા ખુલ્લો મુકદ્દમો ચલાવી શકવા પણ મુંબઇ પ્રાંતના કાયદાથી અશક્તિમાન બન્યા હતા. મીરજકરને જેલમાં પાછા જવાનું ઠર્યું. પોલિસ કમિ-

સ્વરને ખાત્રી હતી કે સુકલકડી શાન્તારામ સાવળારામ મીરજકર ગેરકાયદે ધરકર ઊભું કરી રહ્યા હતા!

મિરજકર માટે ચૂકાદો આપ્યા પછી મેં શૈલેનની માતા તરફ જોયું. એમની આંખો સામેના ખૂણા તરફ જ હતી. શૈલેન મા તરફ જોઇ હસી રહ્યો હતો! મા સંતોષ, વિશ્વાસ અને ગૌરવથી છવ્વીસ વરસના જુવાન બેટાને જોઈ રહી હતી.

ને ત્યાં બી. મહેશ્વરીનો મુકદ્દમો આવ્યો. હું જરા ચમકયો. મહેશ્વરી તો સાઉથના મોટા કોંગ્રેસ નેતા હતા! પણ તરત જ ખબર પડી કે પોલિસે નામમાં ભૂલ કરી હતી. દોઢ મહિનાથી જેલમાં પૂરાએલ આદમી બૈજનાથસિંહ મહેશસિંહ હતો. બી. બી. સી. આઇ. રેલ્વેમાં એ નોકરી કરતો હતો ને રેલ્વે કામદારોનો નેતા હતો,

ન્યાયમૂર્તિનો ચૂકાદો સંભળાઇ રહ્યો, "પોલિસે એક માનવીની સ્વતંત્રતા ઝૂંટવી લીધા પહેલાં એનું સાચું નામ મેળવવાની પણ પરવા કરી નથી. હું બૈજનાથસિંહને મુક્ત કરું છું."

અદાલત સ્તબ્ધ થઇ ગઇ. ખડતલ બૈજનાથ-સિંહ ઊઠયા. અદાલતને નમી, એ અદાલતની બહાર નીકળ્યા. પોલિસ અમલદાર દેસાઈએ ઈન્સ્પેક્ટર સાહેબને ઇશારો કર્યો. ન્યાયમૂર્તિઓએ પણ એ જોયું હશે.

કાંઈક નવું બની રહ્યું છે, એમ મને લાગ્યું ને હું ય ઊઠયો. બૈજનાથસિંહ અદાલતના ઓરડાની બહાર પહોંચ્યા હતા. સેંકડો કામદાર એમને ટોળે વળ્યા. હાથ મીલાવ્યા, ભેટયા. એમના નેતા છૂટ્યા હતા.

ને હાઇકોર્ટની સાંકડી સીડીના પગથિયા સેંકડો પગના અવાજથી ગાજી રહ્યા. હું જોતો હતો કે બૈજનાથસિંહના ખભા પર કોઇનો હાથ હતો. એ ટોળામાં એ આદમી ખાદીની ટોપી પહેરેલ હતો, તેનો મને ખ્યાલ ન રહ્યો. એ આદમી બૈજનાથસિંહને કહી રહ્યો હતો.

"તમારો મુકદ્દમો પૂરો નથી થયો. ઉપર પાછા ચાલો."

બૈજનાથસિંહ ઇન્કાર કરી રહ્યા હતા. બે માળની સીડીના પગથિયાનો અંત આવ્યો. બહાર વડી અદાલતનું ચોગાન હતું. ને મેં ચોગાન પર નજર કરી ને મને ખબર પડી ગઇ કે શું થવાનું છે.

પોલિસથી ચોગાન ઉભરાઇ રહેલું હતું. દરવાજે પોલિસ ટુકડીઓ ઊભી હતી. પોલિસ મોટરો ને જીપો-નાં એંજીન પણ ચાલુ થઇ રહ્યાં હતાં.

ને હાઇકોર્ટની બહાર નીકળે તે પહેલાં જ બૈજનાથસિંહની ધરપકડ થઇ. ન્યાયમૂર્તિ ભલે એમ તેમ માને, પોલિસ બૈજનાથસિંહને છોડવા માગતી નહોતી!

પ્રાંતની સૌથી વડી અદાલતે આપેલું એ-સ્વાતંત્ર્ય ચાર મિનિટ ટક્યું. કામદારો રોષે ભરાયા હતા. "પોલિસરાજ મુર્દાબાદ"ના નારાથી હાઇકોર્ટનું જૂનું મકાન ગાજી ઊઠ્યું.

ને હું સપાટાબંધ કોર્ટમાં આવ્યો. હજુ ય શૈલેન તથા તેની મા એક બીજા સામે હસી રહ્યાં હતાં!

લાંબી વાત ટુંકાવી નાખું.

બીજે દિવસે સચ્ચિદાનંદ ભટ્ટે તથા બીજા ત્રણ રાજબંદીઓએ પોલિસે અદાલતનું ફારસ કરી નાખ્યું, તેના વિરોધમાં મુકદ્દમામાં ભાગ લેવાની ના પાડી. બીજા પાંચ રાજબંદીઓ અંગે પોલિસ કમિશ્નરને "સંતોષ" હતો કે એમણે ગુનાઓ કર્યા હતા. વડી અદાલત "લાચાર" હતી. એમને પાછા જેલમાં મોકલ્યા સિવાય રસ્તો ન હતો.

માત્ર શૈલેન દેની મુક્તિ થઇ. શૈલેનની મા હસી ઊઠયા. તેમની શ્રદ્ધા સાચી ઠરી હતી. ન્યાયમૂર્તિઓને આભારથી નમી માતા પુત્રની સાથે બહાર આવ્યાં. મિત્રોથી માતા–પુત્ર ઘેરાઈ ગયાં, ને 'અભિનંદન'ના વરસાદમાં શૈલેને બંગાળીમાં માને કહ્યું, "તું હરખ-ઘેલી ન થઇશ, મને પાછો પકડ્યા વિના પોલિસ

રહેશે નહિ પણ આજે અદાલતની સીમામાં મને એ પકડશે નહિ."

ને મિત્રોથી ઘેરાએલા માતા-પુત્ર સાંકડી પરશાળમાં ઘૂમવા લાગ્યા. તેમના મિત્રોમાં પોલિસની ખાદી ટોપીવાળા ઘણાય હતા. એક "સૂટ" વાળો ઇન્સ્પેક્ટર તેમની સાથે જ ફરતો હતો.

થોડી વારે પરશાળ પોલિસથી ભરાઇ ગઈ. નીચે પોલિસ સાબદા થયા: મેં સાંભળ્યું છે કે છેક ચર્ચગેટ સુધી જીપો તૈયાર હતી. કદાચ...કદાચ... જાણે કોઇ ભયંકર ખૂની ગુનેગાર ટોળકીને પકડવા મુંબઇનું પોલિસ દળ ટાંપી બેઠું હતું.

ને પરશાળમાં શૈલેન માતાની સાથે વાતો કરી રહ્યો હતો. એ હસતો હતો. મા સાંભળતી હતી. સાડાત્રણ ચાર વાગે શૈલેન સાંકડી સીડીના પગથિયાં ઉતર્યો ને એની પાછળનું સી. આઇ. ડી. નું સરઘસ પણ ઉતર્યું.

અદાલતમાં નાનકડું ટોળું આ બધું જોઇ રહ્યું હતું. મજાક થઈ રહી હતી! કોની?

દરવાજા પાસે અખબારી છબીકારે ચાંપ દાબી. પોલિસ અમલદારે હેટ નીચે મોઢું છુપાવી દીધું. એને ખબર હતી કે કોની મજાક થઇ રહી હતી.

દરવાજા બહાર શૈલેનના પગ પડયા ને એની ધરપકડ થઈ. ઝપાટાબંધ પોલિસ લોરી આવી ને શૈલેનને એમાં ઝડપથી બેસાડવામાં આવ્યો. પેલા ખાદીધારી પોલિસોનું ટોળું એમાં ચડી ગયું.

મજાકનું વાતાવરણ મરી ગયું. ગંભીરતાથી મિત્રો, બિરાદરોએ શૈલેનને લાલસલામ કરી વિદાય આપી. શૈલેન મા તરફ જોઇ હસ્યો. વિદાય બે ચાર ક્ષણોમાં તો પૂરી થઇ ને પોલિસ-ખટારો ઉપડી ગયો.

પોલિસની બહાદુરી જોવા આવેલા લોકો વિખરાયા, માત્ર કામદારો તથા શૈલેનની મા ત્યાં ઊભાં હતાં.

ઘડીભર તેમને એકલતાએ ગુંગળાવી નાંખ્યાં હશે. શૈલેન છૂટ્યો હતો, પણ પોલિસે એને ઘેર આવવા ન દીધો. એમણે વડીઅદાલતના કાળમીંઢ પાણાઓથી ચણાએલા મકાન પર નજર કરી, ને પછી પોલિસના ધાડિયાઓ પર દૃષ્ટિ કરી.

ધીરે અને મક્કમ પગલે શૈલેનના સાથીદારો તથા કામદારોની સાથે તેમણે અદાલતનું મકાન છોડયું. મેં જોયું કે એક સ્મિત શો ભાવ એમના ચહેરા પર રમી રહ્યો હતો.

ચૂકાદો આવી ગયો હતો ને હું ત્યાંથી નીકળી પડ્યો.



# જનતાને ખોળો ખુંદતી

# ચીની શાળા

લેખિકા : આનાલુઈ સ્ટ્રોંગ

[ સામ્યવાદી ચીનમાં પ્રવાસ કરીને નજરે જોએલ અહેવાલ રજૂ કરનાર પત્રકારોમાં શ્રીમતી આના લુઈ સ્ટ્રોંગનું નામ મોખરે આવે છે. તેમના છેલ્લા પુસ્તક 'ડોન આઉટ ઑફ ચાઇના'માં સર્વ-સાધારણ જીવનના વિવિધ અંગોની ઝાંખી થાય છે. તેમાંથી એક પ્રકરણ ટુંકાવીને નીચે આપીએ છીએ. ગુજરાતમાં-ખાસ કરીને સૌરાષ્ટ્રની શિક્ષણસમસ્યા આજે છે તેથી પણ વધારે ઉગ્ર સમસ્યા સામ્યવાદી સરકારની દોરવણી તળે કેવી રીતે હલ કરીને ચીની પ્રજા આગળ વધી તેનો આછો ખ્યાલ અહીં મળે છે.-તંત્રી ]



"જ્યારે અમે પહેલવહેલાં અહીં આવ્યા ત્યારે ખેડૂતોને નિશાળોની કશી ખેવના ન હતી." યેનાનના સામ્યવાદી મુલકની માધ્યમિક શાળાઓના વડા સુપરીન્ટેન્ડન્ટ કાઉ પંગ-પિંગ બોલ્યા. "તેમના રોજંદા જીવનમાં ભણતર ઉપયોગી છે એ વાત અમારે પૂરવાર કરી આપવી પડી—અને એ લોઢાના ચણા ચાવવા જેવું કામ હતું."

આ ચીની અધ્યાપક જેવા સાદા અને સરળ સુપરીન્ટેન્ડન્ટ મેં કદી જોયા નથી. એમના જુવાન જિજ્ઞાસુ ચહેરા પર તરવરતી બુદ્ધિમતા અને નાગરિક ખાતાએ કાઢી આપેલ પાયજામા જોડે મેળ ન ખાતા કધોતા કોટમાંથી ડોકિયા મારતી પેનસીલ તેમના શિક્ષણની સાક્ષી પૂરતા હતા. "*લાંબા મોરચા પછી જ્યારે અમે અહીં પહોંચ્યા ત્યારે ૧,૫૦૦,૦૦૦ વસતીમાંથી ૯૯ ટકા અભણ લોકો હતા. ત્રણ-ચાર ચોપડીઓ ભણાવતી હોય તેવી ૮૦ પ્રાથમિક શાળાઓ મોજુદ હતી. માધ્યમિક શાળા કે ઉચ્ચ શિક્ષણની વાત પણ કોઇએ સાંભળી નહોતી. અમારી સાથે જોડાએલ વિદ્યાર્થીઓમાંથી ત્રીસેકનો તાલીમવર્ગ અમે સન ૧૯૩૭માં ખોલ્યો..."

અને પછી તો શિક્ષણ માટે સામ્યવાદી ચીને જમાવેલ જેહાદની અનેક રોમાંચક વાતો કોડિયાના તગતગતા પ્રકાશમાં તેમણે મને સંભળાવી. ફરજીયાત પ્રાથમિક શિક્ષણ આપવાનો કાયદો તો સરકારે ઘડી આપ્યો પણ ભૂખમરાને કિનારે જીવતા ખેડૂતો બળતણ પાણી લાવી આપતા અને ઢોર ચારતા બાળકને છૂટા કરે, ત્યારે ને ? અને છોકરી ઉઠીને ભણવા જાય એમાં તો તેમને ચોખ્ખી અનીતિ જ દેખાતી.

* સામ્યવાદીઓની મદદવડે પ્રબળસત્તા સ્થાપ્યા પછી ચીનનો નીચલો થર એ ક્રાંતિના ફળ ચાખવા માટે ઉંચો ન કરી શકે એટલા ખાતર ચાંગ-કાઈ-શેકે સામ્યવાદીઓ પર અમર્યાદ દમન આદર્યું પણ ત્યાંના ખડતલ સામ્યવાદીઓએ તેની સામે થઈને દક્ષિણમાંથી ઉત્તરના ડુંગરાળ પ્રદેશ તરફ ૧૦૦૦ માઈલ લાંબી કૂચ આરંભી. "ગરીબ માણસની ફોજ"ની ખબર દેશભરમાં ફેલાઈ ગઇ અને અસંખ્ય નવા અનુયાયીઓ આવી મળ્યા. છેવટ તેમણે યેનાનખાતે મથક જમાવ્યું અને આજે તેઓ ફરી દક્ષિણ તરફ વિજયી કૂચ કરી રહ્યા છે.

તેમના ઉત્પાદન કાર્ય જોડે નિશાળોને સાંકળી લેવાના પ્રયાસમાં ત્યાંના શિક્ષકોને કેવા કપરા ચઢાણ ચઢવા પડ્યા છે તેનો આછો ખ્યાલ, "શિક્ષણક્ષેત્રની વીરાંગના" ટાઉની વાત પરથી આવશે. આજે તેના છાયાચિત્રો આઝાદ વિસ્તારના ખૂણે ખૂણે જોવા મળે છે.

માસ્તર–અને તેમાંય વળી જુવાન છોકરી. પહેલાં તો માતાઓ તેની સામે ધિક્કારની નજરે જોતી. પુરુષો તેના તરફ શંકાશીલ હતા. પણ હળવે હળવે પ્રાથમિક સ્કૂલની આ શિક્ષિકા પોતે તેમના જીવનમાં લીન બની ગઈ અને તેમાં શાળાને એક આવશ્યક અંગ તરીકે ઉમેરાવી દીધી. જો કોઈ બાળક આળસ કરે અને ઘરકામમાંથી પરવારતા મોડું કરે તો પોતે વહેલી સવારે ઊઠીને શિષ્યાનું કામ કરવા મંડી પડતી! નાનકડો વેન ઘરે તેમજ શાળામાં હંમેશ આડો ફંટાતો. તેના બાપે કહ્યું: "કડક હાથે કામ લેજો. ચમચમ સોટી વાગે ત્યારે જ રમઝમ કરતી વિદ્યા આવશે." પણ ટાઉએ તો હેતથી વેનનું મન જીતી લીધું. એક દિવસ તે વેનને ઘરે ગઈ ત્યારે વેન બહુ જ ટાંડાઈ કરી રહ્યો હતો. તેણે વેનને પૂછ્યું કે "તું ઘરકામ શા માટે નથી કરતો?"

"હું દિવસમાં બે જ વાટકા પાણી પીઉં છું તો પછી મારે ઘડો ભરીને શા માટે લાવવો?" નાનકડા વેને જવાબ આપ્યો. ત્યારે પાસે જ તેની મોટી બહેન રસોઈ કરતી હતી. તેની સામે જોઈને ટાઉ બોલી, "તારી બહેન કેટલા રોટલા ખાય છે?"

"બે" વેન બોલ્યો, "તો પછી તારે માટે કોણ રસોઈ કરે છે?" નાનકડા વેનને ગળે વાત ઉતરી ગઈ. તેણે કાન પકડી લીધા. "હવેથી મારે સુધરી જવું જોઈએ."

અને આ તો હજી શરૂઆત હતી. વારંવાર માથું ઊંચું કરતી વેનની જીદ ટાઉના વ્હાલ અને ધીરજ સામે ઓગળી ગઈ. ઘરે ઢોરને દાણો પાણી આપી આંગણું સાફ કરીને વેન વખતસર નિશાળે આવવા લાગ્યો. તેનો બાપ તો મ્હોંમાં આંગળા જ નાખી ગયો: "આ ટાઉ તો ખરેખર માસ્તર છે. તેણે મારા છોકરાને તદ્દન બદલી નાખ્યો!"

આવા અનેક કિસ્સાઓ પછી ગામલોકોને ખાતરી થઈ કે ના માસ્તર છે તો જરૂરી માણસ, નિશાળ પણ ઉપયોગી છે. તેમણે નિશાળના ખરચ માટે બે એકર જમીન કાઢી આપી. વિદ્યાર્થીઓને અનાજ આપ્યું. અને માસ્તરને તો હોંશે હોંશે ભરેલો રૂમાલ, ઇંડા ને સાણું પણ આપી જતાં. આજે ટાઉના વર્ગમાં ૪૦ બાળકો ભણે છે. અને સામ્યવાદી ચીનના વડા માઉત્સેતુંગ ખુદ, શિક્ષકોને તેની કાર્યપદ્ધતિનું અનુકરણ કરવાનું કહે છે.

દસ વરસમાં તો ૮૦ શાળાઓને ઠેકાણે ૧૩૦૨ પ્રાથમિક શાળાઓ વિકાસ પામી છે–૬૬ ઊંચી કક્ષાની પ્રાથમિક શાળાઓ અને સાત માધ્યમિક શાળાઓ ધમધોકાર ચાલી રહી છે. એટલું જ નહિ પણ એક વિદ્યાપીઠ પણ સ્થપાઈ ચૂકી છે. આ બધાનો ખરચ તે તાલુકો યા તો કેંદ્રીય સરકાર પૂરો પાડે છે. દા. ત. મેટઝ તાલુકામાં ઢોર પરનો વેચાણવેરો અને કોર્ટના દંડના પૈસા શિક્ષણખાતાને મળે છે. જમીનદારોની જપ્ત થયેલ જમીનમાંથી હજારો એકર આ જ કાર્ય માટે જુદા રાખવામાં આવ્યા છે. યેનાનની બધી સંસ્થાઓની માફક શાળાઓ પણ પોતાને જરૂરી અનાજ પોતાને હાથે જ પેદા કરી લે છે.

ચાલુ અભ્યાસક્રમ ઉપરાંત પ્રાથમિક શિક્ષકો માટે દર વરસે એક "શિયાળાનો વર્ગ" ચલાવવો એ ફરજીઆત છે. બરફથી છવાએલ ઉત્તર ચીનના ખેડુને શિયાળામાં નવરાશ મળે છે. ત્યારે આ વર્ગમાં જઈને તે લખતા વાંચતા શિખે છે. અક્ષરો ઓળખવાની હરીફાઈ એ ત્યાંની લોકપ્રિય રમત બની ગઈ છે. અહીં પાકને નુકસાન કરતી જીવાતો, સારું બિયારણ પસંદ કરવાની રીતો વિશે ખેડૂત માહિતી મેળવતો હોય છે ત્યારે તેમની સ્ત્રીઓ બીજા વર્ગમાં બાળઉછેર, ઘરકામમાં વ્યવહારુ ચોખ્ખાઈ વિગેરેના પાઠ ભણતી હોય છે. વળી

રાજકારભાર, તેના કાયદાઓ અને મત આપવાની રીતો પણ તે અહીં શીખે છે.

જ્યાં પ્રાથમિક શાળાઓ ન હોય ત્યાં પણ આવા શિયાળુ વર્ગો તો ચાલે છે જ. તે માટે યેનાન શહેરમાંથી લગભગ ૧૦૦૦ જેટલા "સંસ્કારી કાર્યકરો" ગામડાંઓમાં મોકલવામાં આવે છે. આવો જ એક હુ શુન કલામંદિરનો ૨૦ વરસનો જુવાન મંગોલીઆના રણમાં ભણાવવા ગયો ત્યારે ભાગ્યે જ તેની પાસે કોઈ આવતું. પણ તે ધીરજથી બાળકો અને તેના માબાપના કામમાં ખડે પગે ઊભો રહેતો. આખરે જ્યારે લણવાનો વખત આવ્યો અને વર્ગ પૂરો થયો ત્યારે ત્યાંના લોકો આ શિક્ષકને પાછો જવા જ ન દે.

"પણ મારે મારા ઉપરીઓનો હુકમ તો માનવો જોઈએ ને ?" વિદાય માગતો શિક્ષક કરગરી પડ્યો.

"પણ તમારા ઉપરીઓએ જનતાની આજ્ઞા પાળવી જોઈએ—અને એ જનતા એટલે અમે !" ટૂંકો ને ટચ જવાબ આપનાર ખેડુએ "લોકશાહી"ની વાતો કંઈ અમસ્તી નહોતી સાંભળી.

શિક્ષક ત્યાં જ રહ્યો. કાયમી શાળા ઊઘાડવાની ગોઠવણ કરવામાં આવી.



ઊંચે ઊંચે યેંડાની ગુફાઓ છે. યેંડા એટલે યેનાનની વિદ્યાપીઠ. જાપાનવિરોધી લડાઈ દરમ્યાન અહીંથી ૩૦૦૦ કરતાં પણ વધારે સ્નાતકો આઝાદ વિસ્તારમાં નવી લોકશાહીનો પ્રચાર કરવા માટે મોકલવામાં આવ્યા હતા. જેમ જેમ યેનાનની સીમા દરીયા તરફ ખસતી ગઈ તેમ તેમ અહીં તાલીમ પામેલ સ્નાતકો અને અધ્યાપકો જુદા જુદા સંસ્કૃતિકેન્દ્ર સ્થાપવા ચાલ્યા ગયા. કેટલાક રાજકારભાર અને ઉદ્યોગોમાં સમાઈ ગયા. તબીબી શાળા અને કલામંદિર પણ વધારે કેંદ્રીય સ્થળે ખસેડવામાં આવ્યું.

હવે પહેલાની માફક ચીનભરના વિદ્યાર્થીઓને અહીં આવવાની જરૂર રહી નથી. માત્ર યેનાન વિસ્તારના જ વિદ્યાર્થીઓ યેંડામાં આવે છે. તેમાંથી મોટા ભાગના ગરીબ અને "મધ્યમ" સ્થિતિના ખેડુતોના બાળકો હોય છે. તેઓ સરકારી ખાતામાં કે શિક્ષણ સંસ્થામાં કામ કરી ચૂક્યા હોય છે અને વ્યવહારુ જ્ઞાનમાં સિદ્ધાંતનું ઊંડાણ ઉમેરવા તેઓ અહીં આવ્યા હોય છે. તેમાંથી કેટલાંક મેજીસ્ટ્રેટ, સેનાપતિ, વકીલ, ન્યાયાધીશ, માધ્યમિક શાળાના શિક્ષક કે પત્રકાર માટેની તાલીમ લેવા આવે છે. અહીં ઉચ્ચ શિક્ષણનો હેતુ છેઃ વિદ્યાર્થીઓને "સક્રિય રીતે વિચાર" કરતા કરવા. મુક્તિસંગ્રામના અનુભવને જીરવીને અધ્યાપકો પોતે જ નવા નવા પાઠ્યપુસ્તકો લખે છે. વિદ્યાપીઠના પાંચે વિભાગ તે જાતના સરકારી ખાતા જોડે સંપર્ક રાખે છે. દા. ત.– વકીલાત શીખતો વિદ્યાર્થી, કોર્ટમાં જાય એટલું જ નહિં પણ કાયદા ઘડવામાં પણ ભાગ લઈ શકે ! દરેક વર્ગ ટુકડીઓમાં વહેંચી નાખવામાં આવે. અધ્યાપક જે જે વિષય અને તે માટેના પુસ્તકો સૂચવે તે ઉપર આપસમાં ચર્ચા ચાલે. અધ્યાપક ટુકડીના નેતા પાસેથી ચર્ચાયેલ પ્રશ્નો જાણી લે અને તેને ધ્યાનમાં રાખીને જ પોતાનું પ્રવચન કરે. પ્રવચન પછી ફરી પ્રશ્નોત્તરી ચાલે. આવી રીતે આખો દિવસ અને કેટલીક વાર તો મોડી રાત સુધી વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચે ચર્ચા ચાલતી હોય છે. વિષય દરેક દૃષ્ટિએ બરાબર છણાય તે પર ખાસ ભાર મૂકવામાં આવે છે. અઠવાડીઆમાં વિદ્યાર્થીઓ આવા પાંચ વર્ગમાં હાજરી આપે છે પરંતુ એક અધ્યાપકને ભાગે માત્ર બે જ વર્ગ આપવામાં આવે છે કારણ કે બાકીના સમયમાં તેને નવા પાઠ્યપુસ્તકો લખવા પડે છે.

પોતાની સહકારી મંડળીઓદ્વારા વિદ્યાર્થીઓ સાબુ, ટુવાલ વિગેરે ચીજો મેળવી લે છે. શાકભાજી પણ તે સહિઆરી મજૂરી કરીને જ મેળવે છે. તેમના ભણતરના તેમ જ અંગત જીવનનાં સવાલો વિદ્યાર્થીઓની સભાઓમાં ચર્ચીને ઉકેલવામાં આવે છે. શરૂઆતમાં સૌથી વધારે ઉગ્ર સવાલ તેમનાં લગ્નનો હતો. જૂના ચીનમાં માબાપે કરી નાંખેલ લગ્ન પ્રત્યે તેમને અસંતોષ હતો. ઘણી ચર્ચાને

અને એમ નક્કી કરવામાં આવ્યું છે કે જો વરવહુ સાથે રહ્યા હોય તો તો તેમણે બંનેએ સમજીને નભાવી લેવાનો પ્રયાસ કરવો અને પત્નીને કેળવવાની સગવડ કરી આપવી પણ જેઓ હજી સુધી પતિ પત્ની તરીકે રહ્યા ન હોય અને બંનેને તે લગ્ન સામે વિરોધ હોય તો તેમને છૂટાછેડા આપવા. એ વાત તો સર્વાનુમતે પસાર કરવામાં આવી કે વિદ્યાર્થી જીવનમાં સૌએ પ્રેમ કરતાં ભણતર પાછળ જ વધારે ધ્યાન આપવું જોઈએ.

વિદ્યાપીઠના કારભારના બીજા નાના મોટા સવાલો પણ વિદ્યાર્થીઓ લોકશાહી તંત્રને આધારે ઉકેલી નાખે છે.



પછાત યેનાન કરતા પાછળથી આઝાદ બનેલ મુક્ત પહેલેથી જ વધારે આગળ પડતો હતો એટલે સામ્યવાદી સરકાર સ્થપાયા પછી અહીં સાક્ષરતા વધારે ઝડપથી ફેલાવા લાગી. "ચાર-પ્રાંતિક-વિસ્તાર"માં અડધો અડધ બાળકો (પંદર લાખ) શાળામાં જોડાઇ ગયા ! શાંટુંગમાં પણ તેમજ બન્યું. અહીં માધ્યમિક શાળાઓમાં પણ હજારો વિદ્યાર્થીઓ હાજરી આપે છે. દસ દસ હજાર વિદ્યાર્થીઓવાળી વિદ્યાપીઠો અહીં ખેતી, ઇજનેરી, રેલ્વે મેનેજમેંટ, કાપડ ઉદ્યોગ વિગેરેમાં તાલીમ આપે છે. ગામડે ગામડે વાંચનવર્ગો અને રાત્રી શાળાઓ ફૂટી નીકળી છે તે તો જુદી જ. એક વિદ્યાર્થી બીજા દસને અને તે દસ બીજાં સોને શિખવે એવી "સાંકળી પ્રથા" તો તદ્દન સહજ બની ગઇ છે. આ સાંકળ પ્રથાનો પ્રણેતા હતો પીળી નદીને કાંઠે વસનારો ખેડૂત જેન-હુઆંગ-હુઆ!

રીટનબર્ગ નામના એક પત્રકારે પગે ચાલીને ઉત્તર શાન્સીમાં પ્રવાસ કર્યો ત્યારે તેણે "દરેક ગામડામાં કોઇક ને કોઇક પ્રકારની શાળા" ચાલતી જોઇ. ત્યાં ભણતા વિદ્યાર્થીઓની ચકોર જાગૃતિથી તે અંજાઇ ગયો.

"ફંટાતા રસ્તા" નામના ગામડામાં પંદર વીશ બાળકોએ તેને ઘેરી લીધો. તેમણે શાંઘાઇના બાળકોની જેમ ચોકલેટ કે પીપરમીટ ન માંગી પણ કહે "અમેરિકા કેવો દેશ છે? અમને તેની વાત કહો!"

"એ તો આપણને ખબર છે. અમેરિકાના લશ્કરી દળોને અહીંથી ખસેડવા માટે ત્યાં ચળવળ શરૂ થઇ ગઇ છે. "શાંતિ જીતો" સમિતિએ ત્રીસ ગામોમાં અમેરિકા વિષે સભાઓ ભરી છે..." એક ચૌદ વરસના છોકરાએ પોતાનું જ્ઞાન પ્રદર્શન કર્યું. રીટનબર્ગે તેને ચૂપ કરીને નાના ટાબરીઆઓને પૂછ્યું:

"ચીનમાં સૌથી સારો માણસ કોણ છે ?"

"આખા ચીનમાં કે અમારા ગામમાં ?" એક બાળકે પૂછ્યું.

"આખા ચીનમાં."

"અમારા પ્રમુખ માઓ-ત્સે-તુંગ." તરત જ એ બાળકે જવાબ આપ્યો. પત્રકારે જ્યારે તેનું કારણ પૂછ્યું ત્યારે તેનો જવાબ પણ તેની પાસે હતો.

"કેમ વળી ! તે અમને વધારે અનાજ ઉગાડવામાં મદદ કરે છે એટલે હવે અમને વધારે ખાવાનું મળે છે. વળી અમે મત આપીને જ અમારી સરકાર ચૂંટી છે !"

મારો પણ અનુભવ છે કે ઠેઠ હોનાનથી મંચુરિયા સુધી તમને આવા ચબરાક અને જાગૃત બાળકો મળી આવશે. તેમની જ્ઞાનની ભૂખ ખરેખર હેરત પમાડે એવી છે, આંતરરાષ્ટ્રીય રાજકારણથી માંડીને તે અનેક જુદા જુદા વિષયો વિશે તમારી પાસેથી વધારે જાણવા તેઓ આતુર હોય છે. સામ્યવાદી વિસ્તારની સરકાર તેના બાળકોને "સક્રિય રીતે વિચાર" કરતા કરવામાં સફળ થઇ શકી છે કારણ કે ઉત્તર પશ્ચિમ ચીનના પછાત લોકોની જરૂરીઆતને પોતે અનુરૂપ બનીને જ તેણે પોતાની શિક્ષણપદ્ધતિ ઘડી છે.

રીતસર ચાલતી શાળાઓ ઉપરાંત આમજનતાને ભણાવવાના અનેક સફળ અખતરાઓ તેણે કર્યા છે.

યેનાનના શેતરંજી બનાવવાના કારખાનામાં જાઓ, કાલગનના સાબુના કારખાનામાં જાઓ કે હારવીનની લોટની મિલમાં જાઓ, કામદારો કામે ચડે તે પહેલાં એક કલાક ત્યાં ચાલતા "અભ્યાસ-વર્ગ"માં હાજરી આપે છે! લશ્કરી દળોમાં, પણ આ પ્રથા છે. યેનાન અને કાલગનની જેલોમાં કેદીઓ વધારે નવરા હોવાથી તેમને લખતા વાંચતા શિખવા માટે એકને બદલે બે કલાક આપવામાં આવ્યા છે.

★

જનતાને લખતા વાંચતા શિખવવા ઉપરાંત તેનું સામાન્ય જ્ઞાન વધારીને જીવનને સંસ્કારી બનાવવાના અનેકવિધ માર્ગ ત્યાંની સરકાર અપનાવી રહી છે.

ગામડે ગામડે ફરતા પુસ્તકાલયો, ગામડે ગામડે ચલાવાતા વૃત્તપત્રો વિગેરે ઉપરાંત ગામને ચબૂતરેથી બાંગ પોકારીને વખતોવખત 'ન્યુઝ બુલેટીન'— સ્થાનિક તેમજ દેશ પરદેશના—જાહેર કરવામાં આવે છે. આ તેમનો છે "મૌખિક બ્રોડકાસ્ટ" બાંગ પોકારનાર માણસ વધારે વિગતથી ખબર જાણવા માગનારને ચબૂતરે ભેગા થવાનું આમંત્રણ આપી, પોતે મેળવેલ પૂરા સમાચાર વાંચી સંભળાવે છે.

આ ઉપરાંત ગામડે ગામડે તાલીમબધ્ધ ભાટચારણો જૂના રૂપમાં નવીન વસ્તુ સમાવેલ કવિતા વાર્તાદ્વારા આધુનિક જ્ઞાન ફેલાવ્યે રાખે છે. હું હતી ત્યારે યેનાનમાં આવા બે ચારણો ફરતા હતા પણ સૌથી વધારે અસરકારક એ છે તેમના નૃત્યનાટકો. વિદ્યાર્થી સુધારો, ખેતક્રાંતિ, કાંતવું, આળસુને રસ્તે ચડાવવો, જમીનદારોને સાફ કરવા વિગેરે અનેક વિષયો આ નાટકોમાં વણી લેવામાં આવે છે. છોકરા તેમજ છોકરીઓ તેમાં ભાગ લે છે.

નાટકો, ગ્રામપત્રો, ભાટચારણો, મૌખિક રેડીઓ અને એવા જ બીજા ધરતીના કલાસ્વરૂપોમાંથી નવી વિચારધારા વહે જાય છે. જાગૃત થતી જનતાના જીવનના ધબકાર તેમાં સંભળાયે જાય છે. હાઈસ્કૂલ અને કોલેજમાં ભણવાલાયક ૩૦૦,૦૦૦ છોકરા છોકરીઓ આ યુવકમંડળોમાં સંઘટિત બનીને એક યા બીજા સ્વરૂપે જ્ઞાન મેળવે છે અને બીજાઓને આપે છે. બીજા પંદરથી ઓછી ઉમરનાં ૩૦૦૦,૦૦૦ બાળકો બાલસંઘો દ્વારા તે જ કાર્ય કરે જાય છે. આમાં "શિખાઉ વર્ગ" માં 'અક્ષરો' ઘુંટતાં વડેરાંઓની સંખ્યા ભેળવો એટલે, જ્ઞાન મેળવતી—નાના જ્ઞાનઅમૃતનો ઘૂંટ ઘુંટવીને ઘુંટડા ભરતી આબાલવૃદ્ધ ચીની પ્રજાના દર્શન થશે. તેમનું નૂતન ચીન ઉપર્યુક્તથી બનાવેલ જૂના ચીનથી જુદું હશે—તદ્દન જુદું હશે. એમની જ્ઞાનદિશાનો ઉદ્દેશ છે એ જ — નૂતન ચીન,

# મઘમઘતી માટી—

# કવિ-ગોષ્ઠી

★ નૂતન કવિઓ—

શ્રી. ચાંદલિયા, રવીન્દ્ર ઠાકોર, વસુ મેઘાણી વેણીશંકર પંડયા સાથે,

એમનાં કવિતાએ આમંત્ર્યા,

—વાર્તાલાપ ★

કવિગણ આવ્યા ઉમળકાભર્યા નિજનિજની વાનગી લઈ, તો સત્કારું છું એવા જ ઉમળકાથી આપ સૌને.

નવયુગના નૂતન કવિ છો, તે જિંદગીનાં ગીત નહિં આવ તો કોણ ગાશે? નવીન છો ને ગાતાં ગળું ચરડાયું કે કલમ કથળી તો ય કવિતું હૈયું ને કવિનો કંઠ ને કવિની કલમ ઝાલી કેમ ઝલાશે? આવ, બિરાદર ચાંદલિયા 'નવા યુગનું ભજન' લલકાર્યું તમે કેટલા મુક્ત કંઠે ને ભર્યાભર્યા ભાવોએ!

"જૂના જમાના જશે જગમાં નવા યુગ મંડાશે!"

ને એ નવા યુગની એંધાણ કેવી? તો કવિ ચાંદલિયાએ ઠીક જ કહ્યું:

"માલિકશાહી મટી જશે ને મહેનત કરશે ઇ ખાશે
પુરુષાર્થી તે પ્રભુ મનાશે ને પગલાં એનાં પુજાશે..."

ને પછી—

"ઉચ્ચ નીચ ને રંક રાયનાં ભેદ બધાય ભુલાશે
દમલામાંથી મુઠી મુઠી સરખું સૌને જાશે..."

અને અંતે—

"મનનાં મેલાં મટી માણસો અંતર ઉજળાં થાશે
તે દિ જગતમાં ચાંદલિયાનાં અજવાળાં પથરાશે."

વાહ કવિ, ખરું કહ્યું તમે. ને એ ય તમે વચમાં ખરેખરનું કહી દીધું કે, આ નવા જુગના મંડાણ કંઈ આપમેળે નથી થવાનાં; એ તો ત્યારે થશે કે જ્યારે—

"મૂડીવાદનો મહિષાસુર મજૂરને હાથ હણાશે."

પણ બિરાદર, સુખ-આબાદી ને આઝાદીના નવા યુગમાં, જ્યારે ચાંદલિયાનાં અજવાળાં આખા જગમાં ઝાકમઝોળ થતાં હશે ત્યારે ય ભલા, એવો તે કેવો કવિ હશે કે

"કોયલ ને ચાંદાનાં ગીતો કોઇ કવિ નહિ ગાશે"

અને એ ય તો કહેતા જાવ, કે પછી શું કાંપ-ગઈ ગુજરી સમાં—

"દુખિયાં દુખિયાની શેરીનાં નવાં ભજનીયાં લખાશે?"

ના રે બિરાદર, તમારી બધી વાત કબૂલ છે, પણ આ નહિ.

★

ખરી વાત છે—નવીન કવિ રવીન્દ્ર ઠાકોરની વાણી ખરું કહે છે, કે આજે

"માનવતાને અંગે અંગે આજે છુરી કાતિલ વાગે"

ત્યારે—

"કવિ! તને લોક પુકારે...
ઝેર કટોરા પીને જનને
અમૃત દે કો તું વિણ ત્યારે?"

ખરી વાત છે. કવિ મારા! લોકોનાં અંગઅંગ છેદાતાં હશે, ને એને જીવને ઝેર કટોરા ઘોળાતા હશે, ત્યારે, ખરી વાત છે, કવિ મૂંગો નહિ બેસી રહે. ને લોકની વીણા બની ગુંજી ઊઠયા વિના નહિ રહે. પણ, ભલા ત્યારે તેં શાથી એમ માન્યું કે

'લોકની વાણી શાંત પડી?'

ના-ના-હરગિઝ નહિ. લોકની વાણી તો આજે બુલંદ બની, ઘા ઝરતા બદનથી ય ગરજી ઊઠવાની તૈયારી કરતી, કવિને એની કથા-વાણી

બનવા, ગીત-વીણા બનવા પ્રેરી રહી છે, આમંત્રી રહી છે...લોકની વાણી શાંત પડી નથી; પડે એમ નથી, લોક તો રોજ રોજ હજાર હજાર દુઃખોની જિંદગીમાંથી ય સુખનું સર્જન કરતો શોષકો ને દમનખોરોની ઝડીઓ સામે ઝૂઝી રહ્યો છે; જીવી રહ્યો છે; ને જીવનની શક્તિનો પરચો, મૂંગે મૂંગા નહિ પણ બુલંદ બનો રોજ બરોજ આપી રહ્યો છે. જે કવિ એ જુવે છે ને સૂઝે છે એ જ તો લોકકવિનો હક્કદાર ઠરે છે.

★

ને આવી કવિતાની ખ્વાહેશ રાખતા હસુ મેઘાણી ભલે ગાય—

"ધરતી કરે હલકાર, રે મનવા ! તું ય ઝીલો હલકાર,
ને અવનિ દે હળવો સાદ, મન ઊઠ ! ગજવ ઘેરો નાદ.
ફેંકી તુજ હૈડાંનો વિષાદ, મનવા ! તું દે જગને પડકાર !"

જગને પડકાર ! વિષાદઘેલી જગતને—શોષણભર્યા જગને પડકાર !

પણ હસુભાઈનો આ પડકાર છેલ્લી કડીમાં, કેમ જાણે શાથી, એકાએક 'સેવો રંગરંગ સોણલિયાં' ને 'મ્હાલો ગરવા જોબનિયાં'માં ડૂબી ગયો ! હજી તો, ભાઈ, તમારી જ જબાનમાં કહું તો 'કારાગારો તોડવાના' બાકી છે, ને કવિ ચાંદલિયાના શબ્દોમાં કહું તો—"દાનવ સામે માનવતાનાં યુદ્ધ લડાવાં બાકી છે; ને ઝીણી ઝીણી ઝુંપડીઓમાં જયજયકાર ગવાવો બાકી છે; ને "લોકરાજનો વાવટો ઘર ઘર લહેરાવો ય" બાકી છે !

★

હાલો, કવિગણ, એથી જ આપણ સૌ ભેળા થઈ એક કંઠે ગજાવીએ—સાચા સ્વરાજનું ગીત.

ઇન્સાનનાં આંસુએ ધરતીના ડાઘ
ધોયા ધોવાયા નહિ, ઉજળ્યો ન બાગ.
ધરતી ચોખંડ ત્યારે ગરજ્યો વિકરાળ:
"છોડો સબૂરી ને તોડો સૌ વાજ
ઊઠો કંગાળ—શ્રમ જનતાનાં રાજ !"

*

ને આ શ્રદ્ધાનું ભાથું માનવી નહિં બાંધે તો ચાલશે કેમ ?

ભાઇ વેણીશંકર પંડ્યા ગાય છે, એ ભૂલવા જેવું ય નથી કે,

"મર્ત્યલોકના મહાન માનવી નહિ તમામ !"

કે જાણે—

"જળ હવા ય હાથ કરી અચેતને ય છેદ સરી"

એ "વિશિષ્ટરૂપ માનવી" માટે શું શક્ય નથી !

તા. ૮-૭-૪૮



ઉટાકામંડ આર્થિક પરિષદમાં—

# હિંદ અને એશિયાનું ભાવિ

ખાસ લેખ——————————————લે: બી. ટી. રણદિવે

> એશિયા અને દૂર પૂર્વના દેશો માટેના સંયુક્ત રાષ્ટ્રસંઘના આર્થિક કમિશનની ત્રીજી બેઠક તા. ૧ લી જુનથી ૧૫ મી જુન સુધી આપણા દેશમાં ઉટાકામંડ ખાતે મળી હતી. આ બેઠકમાં હિંદ, પાકિસ્તાન, કોમિંગટાંગ ચીન, બ્રહ્મદેશ, સિયામ જેવા સાંસ્થાનિક દેશો, અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ અને હોલેંડ જેવા શાહીવાદી દેશો તથા સોવિયેત રશિયા જેવા સમાજવાદી દેશોએ ભાગ લીધો હતો.
>
> એશિયાઈ દેશોના મૂડીવાદી પ્રત્યાઘાતી વર્ગોએ ગઈ લડાઈ દરમ્યાન અને પછી શાહીવાદી દેશો સાથે જે નવા સંબંધો બાંધ્યા છે તેનું સારું એવું પ્રતિબિંબ આ આર્થિક પરિષદમાં પડી આવ્યું હતું; ત્યારે બીજી બાજુ દુનિયાભરનાં લોકશાહી ને સમાજવાદી બળોની આગેવાની લેનાર સોવિયેત રશિયાએ બ્રિટિશ અમરિકી શાહીવાદની ચાલ સામે જે લડત આપી હતી તે એક વિશિષ્ટતા હતી—તંત્રી.

ઉટી પરિષદમાં હિંદે શું મેળવ્યું ? જુનની ૫ મીએ 'હિંદુસ્તાન ટાઈમ્સ' નો ખાસ ખબરપત્રી ઉટાકામંડથી લખે છે :

"ઔદ્યોગિક વિકાસના સૌથી વધુ અગત્યના વિષય પર માત્ર વચગાળાનો એક રિપોર્ટ મળે છે. તેમાં વધુ ખાસ તપાસની માગણી કરવામાં આવી છે. તથા સંખ્યાબંધ કમિટીઓ નીમવાનું સૂચવાયું છે....બ્રિટન અને અમેરિકાનું વલણ મદદરૂપ ગણાતું નથી. યાંત્રિક સરંજામ મેળવવા માટે જાપાનની પુનર્રચના પર જે વધુ ને વધુ ભાર મૂકાયો છે તે અનારતવિક ગણાય છે અને એમ લાગે છે કે તે વધુ આગળ પડતા દેશોની દેખીતી ફરજોને માત્ર ઉડાવવા પૂરતું છે."

આ અહેવાલમાં બ્રિટિશ-અમરિકી શાહીવાદીઓએ એશિયાનાં ઔદ્યોગિકરણ અને પુનર્વસવાટની કોઈ પણ સાચી યોજનાને તોડી પાડી છે તેની ઝાંખી થાય છે. અને છતાં ય એશિયાઈ દેશોની મૂડીવાદી સરકારોએ આ શાહીવાદીઓને રાજી રાખવામાં જરા ય પાછી પાની કરી નથી. તેમણે દરેક પ્રસંગે શાહીવાદીઓ સાથે સગવડ શોધી છે અને તેમની સંસ્થાને ખાસ મહત્વનું સ્થાન આપ્યું છે કે જે ફરીથી આર્થિક પુનર્રચનાની તમામ યોજનાઓને તોડી પાડવામાં વપરાશે.

## નક્કર સિદ્ધિ ?

આનો અર્થ એ નથી કે ઉટીની 'ઇકાફે' પરિષદે કશું સિદ્ધ નથી કર્યું. ઊલટું તે જે હેતુથી બોલાવવામાં આવી હતી તે સિદ્ધ થયો છે; અને એટલે તો એશિયાઈ દેશોની આર્થિક પ્રગતિ સામે એક ખતરો ઊભો થયો છે.

પરિષદની નક્કર સિદ્ધિ એ છે કે અમેરિકાના

આર્થિક સામવમના ક્ષેત્રમાં એક બીજા સાથે સંકળાઈને હિંદ અને બીજા દેશોએ આર્થિક આઝાદીને વેચી મારવાના માર્ગે પહેલું મોટું પગલું ભર્યું છે.

**ખોરાક અને ખેતી પરનો ઠરાવ**

ખોરાક અને ખેતી પરનો પરિષદનો ઠરાવ ભલામણ કરે છે કે (અમેરિકી વર્ચસ્વવાળી) ખોરાક અને ખેતી વિષયક સંસ્થા તથા 'ઇકાફે' એ બન્નેએ મળી એક કાર્યવાહક ટુકડી નીમવી અને આ વિષયમાં આગળ તપાસ કરવી.

જો કે ઠરાવની ભાષા ગોળગોળ અને અસ્પષ્ટ રાખવામાં આવી છે છતાં ય તેમાં છુપાયેલી અમેરિકી દાનત અછતી રહેતી નથી.

પહેલું તો, લડાઇ દરમ્યાન અમેરિકી ઉદ્યોગોનું ગંજાવર ઉત્પાદન અત્યંત વધી ગયું છે; પરંતુ હિંદ સહિત એશિયાના લગભગ તમામ દેશોને બહારથી ઊંચે ભાવે અનાજ આયાત કરવું પડે છે અને તેમાં આ દેશોનું નજીવું ડોલર હુંડિયામણ સાફ થઇ જાય છે. પરિણામે આ દેશોનાં દ્વાર પરદેશી માલ માટે બંધ રહે છે. આથી જો અમેરિકા એશિયાના ખેતી વિષયક ઉત્પાદન અને હેરફેર પર કાબૂ ન જમાવે તથા આંતરરાષ્ટ્રીય વેપારને પોતાને નફો થાય તે રીતે ન વાળે તો અમેરિકી માલ માટે જે નવાં બજારો જોઇએ છે તે ન મળે.

**અમેરિકી વર્ચસ્વ**

વળી અમેરિકાને પોતાના ઉદ્યોગો માટે સસ્તા ભાવે પ્રાથમિક ચીજો અને કાચો માલ પણ મેળવવાનો પૂર્ણ રસ છે.

ખેતી વિષયક વિકાસમાં અમેરિકાને બહુ રસ છે એવી મોટી મોટી વાતો કરવા પાછળ આ જ સ્વાર્થ રહેલો છે. હિંદે હાઇડ્રો-ઇલેકટ્રીક બંધો અને ખેતી પાછળ મંડવું જોઇએ એવી અમેરિકી એલચી ગ્રેડીની શુદ્ધિયાણી સલાહ પાછળ એશિયાની ખેતી પર વર્ચસ્વ જમાવવાની અમેરિકી દાનત રહેલી છે.

એથી જ તો કમિશને જે ઠરાવ પસાર કર્યો છે તેમાં જુદી જુદી સરકારોના સંયુક્ત કાર્ય માટેની સૂચના મૂકવામાં આવી છે. આ સૂચનાનો અર્થ એ છે કે ચાંગ-કાઇ-શેકનાં ચીન જેવા જે સીધે સીધા અમેરિકી ખાંધિયાઓ છે તેમની યોજના સાથે હિંદ, પાકિસ્તાન વગેરે દેશોએ પણ (સૂચના મુજબ) પોતાની યોજના ગોઠવવી જોઇશે. એટલે કે પોતાના પિઠુઓની મદદથી અમેરિકા એશિયાઇ દેશોના ભાવિ આર્થિક વિકાસ પર વર્ચસ્વ જમાવવા માગે છે.

ચાંગ-કાઇ-શેકના ચીન તથા ફિલિપાઇન્સની યોજના એ અમેરિકી યોજના જ હશે તેમાં જરાય શંકા નથી; અને દક્ષિણ-પૂર્વ એશિયાઇ દેશોના સહકારને નામે તેમને પણ એમાં ખેંચવામાં આવશે.

આ યુક્તિ બહુ ચતુરાઇપૂર્વક ઘડવામાં આવી છે. પહેલું તો 'ઇકાફે'એ અમેરિકાની ખોરાક અને ખેતી વિષયક સંસ્થા સાથે સંયુક્ત રીતે કામ કરવાનું છે. એટલે સાફ છે કે અમેરિકી સંસ્થાનો અવાજ બધી બાબતમાં આખરી ગણાશે. પછી જુદી જુદી સરકારોએ એક બીજાને માહિતીઓ પૂરી પાડવી અને "સંયુક્ત કાર્ય" માટેની શક્યતાઓ તપાસવી. આમાં પણ કેટલાક અમેરિકી પિઠુ દેશો છે કે જેઓએ ઇંડોનેશિયાનાં સવાલ પર હિંદની પડખે ઊભા રહેવાની હિમ્મત પણ કરી નહોતી.

જો તમે અમેરિકી ખાંધિયા દેશોની યોજનાને અનુકૂળ તમારી યોજના ઘડવા સંમત ન થાવ તો તમને સંકુચિત રાષ્ટ્રિય હિતો ધરાવનાર તરીકે હડધુતવામાં આવશે ને અમેરિકાથી સાંચા સરંજામ અને હાઇડ્રો-ઇલેકટ્રીક પ્લાંટસ નહિ મળે.

અને આ બધી સરકારો મૂડીવાદી સરકારો છે કે જેઓ સમાજવાદી રશિયા તથા પૂર્વ યુરોપના લોકશાહી દેશો પાસેથી આર્થિક મદદ મેળવવાની યોજના વિચારવા હિમ્મત કરતી નથી. આથી તેઓ ખેતીના વિકાસ માટેના સાંચા સરંજામ નહિ આપવાની અમેરિકી ધમકીને વશ થાય છે.

આમ અમેરિકી હિતોને અનુકૂળ હોય એવી જ મદદ તમને મળશે. બાકી સંયુક્ત સમિતિઓ અને

માહિતીઓની અદલાબદલી એ તો અમરિકી ચાડીવાદની બજારો સર કરવાની અને એશિયાઈ દેશો પર વર્ચસ્વ જમાવવાની દાનતને છુપાવવા પૂરતા જ છે.

એ આ ઠરાવ છે કે જેને હિંદ અને પાકિસ્તાનની સરકારોએ ફાડીને ફેંકી દેવાને બદલે સ્વીકાર્યો છે એટલું જ નહિં પણ તેને માટે લડવામાં આગેવાની લીધી હતી.

## હિંદી મૂડીદારોની નેમ

અને કેમ ન લે? હિંદના સ્થાપિત હિતો આઝાદ અને આબાદ હિંદ નથી માંગતા. તેમને તો વધુ શોષણ અને નફાખોરી જ જોઈએ છે.

હિંદના મૂડીદારો અને તેમના દલાલો દેશમાં મૂળભૂત ક્રાંતિ, જમીનદારી પ્રથાનો નાશ અને ખેડે તેની જમીન કર્યા વિના જ હાલની દુકાળજનક પરિસ્થિતિ સામે અમુક જાતનો વિમો ઉતરવા માંગે છે. તેઓ ખોરાકની આયાતને બંધ કરવા અથવા તો એકદમ ઘટાડી નાખવા માગે છે કે જેથી કરીને તેઓ પરદેશી હુંડિયામણનો ઉપયોગ સાંચા સરંજામ ખરીદવામાં કરી શકે. તેઓ એક બાજુથી કિસાનોને દાબી રહ્યા છે ત્યારે બીજી બાજુથી કાંઈક થઈ રહ્યું છે એવો દેખાવ કરી લોકોને શાંત પાડવા માગે છે.

હાઈડ્રો-ઇલેકટ્રીક યોજનાઓ, નદીઓ પર મોટા બંધો બાંધી વિશાળ વિસ્તારોમાં નહેરો કાઢવાની યોજનાઓ—આ બધું ભાળી જોઈ હિંદી મૂડીદારો આકર્ષાય છે અને તેમને આમાં જમીનદારીનો નાશ કે પૂરેપૂરી ખેતક્રાંતિ કર્યા વિના રસ્તો કાઢવાની આશા દેખાય છે. વળી હાઈડ્રો-ઇલેકટ્રીક યોજનાઓના નામમાં જ એક એવી છેતરામણી શક્તિ છે કે એથી મધ્યમ વર્ગી લોકો કાંઈક મહાન બની રહ્યું છે એવું માનવા પ્રેરાય છે.

પરંતુ એ વાત તો દીવા જેવી છે કે હાઈડ્રો-ઇલેકટ્રીક યોજનાઓ કે મુઠીભર શ્રીમંત ખેડૂતોની ટ્રેકટરવાળી ખેતી ગરીબાઈ અને ખોરાકના મૂળભૂત સવાલને ઉકેલી નહિ શકે.

## હિંદી સરકારનો ગ્રેડીએ પારખેલો રોગ

અમરિકી એલચી ડૉ. ગ્રેડીએ હિંદ સરકારનો રોગ બરાબર પારખ્યો છે. તેણે જોઈ લીધું છે કે આ લોકો ખેતક્રાંતિને કોઈ પણ ભોગે અટકાવવા અને સાંચા સરંજામ માટે પરદેશી હુંડિયામણ મેળવવા માટે મથામણ કરી રહ્યા છે.

અને એથી જ તો અમરિકી પ્રતિનિધિએ એમની મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવા અમરિકી મદદની ઓફર કરી છે, ડૉ. ગ્રેડીનાં તીખાં ભાષણોએ અખબારોમાં ખળભળાટ મચાવ્યો. છતાં ય સરકારી કે મૂડીવાદી મંડળોમાં તે સામે રોષ જાગ્યો નથી એનું કારણ પણ આ જ છે.

આમ, અમરિકી પ્રતિનિધિ હિંદી મૂડીદારોની ખેતક્રાંતિની ભડકનો તથા તેમની આર્થિક નબળાઈ અને કફોડી હાલતનો લાભ ઉઠાવતો હતો અને ઉદ્યોગ માટે સાંચા સરંજામ મેળવવાનો વિચાર સરખો ય કરતાં પહેલાં અમેરિકા કહે તે પ્રમાણે ખેતીના સવાલને ઉકેલવાનું કબૂલાવતો હતો.

જો આજે આ બધું સ્પષ્ટ ન જણાતું હોય તો એનું કારણ એ છે કે લોન હજી આવી નથી કે અમરિકી એડમિનિસ્ટ્રેટર નીમાયો નથી. તેમ છતાં પ્રથમ પગલાં લેવાઈ ચૂક્યાં છે. દક્ષિણ-પૂર્વ એશિયાના દેશોને એક જ ધુંસરીએ જોડે અને છતાં અમેરિકાને કોઈ પણ બાબતમાં ન બાંધે એવી સંસ્થા ઊભી કરવામાં આવી છે. અમરિકી લોન અને સાંચા સરંજામ માટે ક્યારની યે બૂમો પાડવા માંડી છે.

## હિંદી પ્રતિનિધિઓની શરમજનક કારવાઈ

ખેતી પરના ઠરાવોમાંનો એક ઠરાવ બતાવે છે કે હિંદી પ્રતિનિધિઓ હિંદી જનતાને કેવી રીતે છેતરે છે તથા બીજા એશિયાઈ દેશો (દા. ત. આપણું પડોશી બ્રહ્મદેશ) સાથેના સંબંધમાં સ્થાપિત હિતોનું બેશરમ હથિયાર બને છે,

હિંદી પ્રતિનિધિઓએ એક ઠરાવ રજૂ કર્યો, એમાં જણાવવામાં આવ્યું કે અનાજ ઉત્પન્ન કરતા

દેશોએ અનાજના ભાવો સસ્તા કરવા જોઈએ. સૌ કોઈ અનાજના ભાવ સસ્તા થ.ય. એવું ઇચ્છશે પરંતુ કોઇ પણ માણસ એવું નહિ ઇચ્છે કે ઔદ્યોગિક માલના ભાવો ઊંચા રાખી ફક્ત અનાજ પેદા કરતા દેશોને જ સસ્તે ભાવે વેચવાની ફરજ પાડવી.

પરંતુ ઠરાવનો અર્થ તો એ હતો કે મુખ્યત્વે ચોખાની નિકાસ કરતા બ્રહ્મદેશ જેવાએ ચોખા સસ્તે ભાવે વેચવા પણ બદલામાં તેને કાપડ વગેરે કારખાનામાં પેદા થતો માલ સસ્તે ભાવે નહિ મળે. સ્વાભાવિક રીતે બ્રહ્મદેશે આ ઠરાવનો સખ્ત વિરોધ કર્યો. અને તેણે તમામ જરૂરિયાતની ચીજોના ભાવ ઘટાડવાનો સુધારો મૂક્યો, પણ હિંદી પ્રતિનિધિઓએ તેનો અહીં કોઇ સંબંધ નથી એવું કહી વિરોધ કર્યો. છેવટે બ્રહ્મદેશનો મક્કમ વિરોધ જોતાં હિંદી પ્રતિનિધિએ યુક્તિ અજમાવી કહ્યું કે તો પછી "બધી સંબંધિત અગત્યની ચીજો"ના ભાવ ઘટાડવા એમ કરો. આનો અર્થ એ કે-ચોખા વગેરે અનાજના ઉત્પાદન માટે જરૂરી એવી ચીજોના ભાવ ઘટાડવા, બીજી ચીજોના નહિ

આ ફેરફાર બ્રહ્મી પ્રતિનિધિઓને પટાવવા પૂરતો જ હતો. એણે બતાવી આપ્યું કે હિંદી પ્રતિનિધિઓ બધી જ જરૂરિયાતની વસ્તુઓના ભાવ ઘટાડવાની બ્રહ્મદેશની માંગણી વિરુદ્ધ હતા. કદાચ હિંદી પ્રતિનિધિઓ હિંદના કાપડના નફેખોરો તથા બીજા દેશોના નફેખોરો જેઓ કાપડ અને બીજો માલ ખૂબ જ ઊંચે ભાવે વેચી પ્રજાને લૂંટે છે તેમને બચાવવા માંગતા હતા.

પરંતુ બ્રહ્મી પ્રતિનિધિઓએ મક્કમ બની એ બોગસ ઓફરને નકારી. અને હિંદના ઠરાવને હરાવ્યો એટલું જ નહિ પણ બધી જ જરૂરિયાતની ચીજ વસ્તુઓના ભાવ ઘટાડવાનો ઠરાવ પસાર કરાવ્યો.

હિંદી પ્રતિનિધિઓએ નફેખોરીની જે બેશરમ વકીલાત કરી તે સવાલ પેદા કરે છે કે તેમને આવું વલણ લેવાની કોણે સત્તા આપી હતી? શું અગત્યની ચીજોના ભાવ ઘટાડવાનો વિરોધ કરવાની હિંદી-સરકારની નીતિ છે? ઓછામાં ઓછું હિંદ-સરકારે જાહેર કરેલી નીતિ તો ભાવ ઘટાડવાનો વિરોધ કરતી નથી, તો પછી પ્રતિનિધિઓને ખાનગી નફેખોર હિતો માટે આવું બેશરમ વલણ લેવાની કોણે સત્તા આપી? ગમે તેમ પણ એ બતાવે છે કે ઉટી ખાતેની "ઇકાફે" પરિષદમાં હિંદનું પ્રતિનિધિત્વ કોણે રજૂ કર્યું હતું? અને તે એ પણ બતાવે છે કે-હિંદનાં સ્થાપિત હિતો એશિયાની નેતાગીરી કઈ રીતે લઇ રહ્યા છે.

## સોવિયેતની સહાયનો ઇન્કાર

સાંચા સરંજામની આયાત પરનો ઠરાવ તો પરદેશી મૂડી પર આધાર રાખવા તરફ લઇ જાય છે.

સ્વાભાવિક રીતે આપણે ધારીએ કે પછાત દેશો જેના લોકોએ ભૂતકાળમાં શાહીવાદ હેઠળ ગુલામી સહન કરી છે અને જેઓ આજે પણ મુક્ત બન્યા નથી તેવા દેશોને સૌથી પ્રથમ પોતાના આંતરિક સાધનો તથા મૂડી-મજૂરી મેળવવાનાં સાધનો અંગે ચર્ચા કરે અને વિચારે કે તેઓ એકબીજાને કેટલા પ્રમાણમાં મદદ કરી શકે એમ છે તથા પોતાના પગ પર ઊભા રહી શાહીવાદીઓની ઘુસણિયાગીરી સામે સંયુક્ત મોરચો માંડી શકે એમ છે. વળી, એશિયાના પછાત દેશો પોતપોતાની સાધનસંપત્તિઓને એકઠી કરી સંયુક્ત રીતે શાહીવાદી દેશો સાથે વેપાર માટે સોદા કરવાની શક્તિ વધારે અને તેમને સાફ સાફ બતાવે કે એશિયાઇ દેશો પણ માથામાં મારે એવા છે.

તદુપરાંત, બધા જ એશિયાઇ દેશો કાંઇ પછાત નથી. સોવિયેટ રશિયા એક મોટી એશિયાઇ સત્તા છે અને ઔદ્યોગિક રીતે પણ તે આગળ વધ્યું છે. તે પછાત દેશોના ઔદ્યોગિકરણ માટે સાંચા સરંજામ પૂરો પાડી શકે તેમ છે. અને એમ થતાં શાહીવાદીઓ પણ સાંચા સરંજામની ઓફર લઇ નમતા આવે.

પરંતુ એશિયાના દેશોની મૂડીવાદી સરકારો આવી કોઇ યોજના વિચારી શકતી જ નથી. વળી, એમાંની કેટલીક સરકારો તો કોઇપણ સ્વતંત્ર નીતિ ઘડી કાઢવાની સત્તા વિનાની માત્ર શાહીવાદી ખંડિયા જેવી જ છે. આ બાગિયાગીરો ને પિઠુઓ કઇ રીતે

સ્વતંત્ર યોજના ઘડવાની કલ્પના કરી શકે? તેઓ સમાજવાદી દેશ રશિયા પાસેથી મદદ મેળવવાનું કંઈ રીતે વિચારી શકે?

એટલે જ તો 'ઇકાફે'ની પરિષદમાં તેમણે જે ઠરાવ કર્યો છે તે સાંચા સરંજામને નામે પરદેશી મદદની વાતો કરે છે. લોકોને એવું સમજાવવાનો પ્રયત્ન થાય છે કે યોજના (પ્લાનિંગ) એટલે કે પરદેશથી–ખાસ કરીને અમેરિકાથી સાંચા સરંજામની આયાત કરવી. એ વાત સાચી છે કે દક્ષિણ-પૂર્વ એશિયાને સાંચા સરંજામની ખૂબ જ જરૂર છે અને અમેરિકા જથ્થાબંધ તે આપી શકે તેમ છે. તો પણ એ વાત સાચી નથી કે ફક્ત અમેરિકા પાસે જ સાંચા સરંજામ છે સોવિયેત રશિયા અને પૂર્વ યુરોપના લોકશાહી દેશો પણ એશિયાને પૂરતા પ્રમાણમાં સાંચા સરંજામ પૂરો પાડી શકે તેમ છે. વળી, અમેરિકાની આર્થિક વર્ચસ્વની શરતો હેઠળ સાંચા સરંજામની આયાત કરવી એ દેશનો નર્યો દ્રોહ છે. અમેરિકી શાહીવાદીઓ કોઈ પણ દેશનો સંપૂર્ણ વિકાસ ઇચ્છતા નથી. વળી, યોજના કે રાષ્ટ્રિય સંગઠન વગર ફક્ત સાંચા સરંજામની આયાતનું પરિણામ અમેરિકી અને દેશી મૂડીદારોના ખાનગી સાહસો અને એ દ્વારા પ્રજાના સંયુક્ત શોષણમાં આવશે.

આ ઠરાવમાં જણાવ્યું છે કે 'ઇકાફે'ના દેશોએ પોતપોતાની આર્થિક અને આદ્યોગિક નીતિને સ્પષ્ટ બનાવવી અને પરદેશી મૂડીના રોકાણ અને સાહસોને અનુકૂળ લાગે તેવા અંકુશીવાળું કાબેલ વહીવટી તંત્ર નીમવું.

આર્થિક અને ઔદ્યોગિક નીતિની સ્પષ્ટતાની માંગણીનો અર્થ એ જ છે કે બધા દેશોએ રાષ્ટ્રીયકરણની, મૂડી પર કરભારણની. બધી જ બાબતોમાં પરદેશીઓને ઉદ્યોગો પર કાબૂ નહિ થવા દેવાની–વગેરે વાતો બંધ કરવી.

## ડૉ. ગ્રેડીની ઉદ્ધતાઇ

ડૉ. ગ્રેડીના ઉદ્ધત ભાષણ પછી પણ આ સ્વીકારવામાં આવે છે તે માત્ર મૂડીવાદી સરકારોની ગુલામી વૃત્તિ જ બતાવે છે. પરદેશી મૂડીની ફરિયાદનાં ખરેખર કારણો છે એવા ડૉ. ગ્રેડીના સૂચનને તેઓ સ્વીકારે છે.

અને ઉદ્ધત શાહીવાદીઓને વારંવાર ખાતરી આપવાના પ્રયાસો પણ થયા છે. હિંદી પ્રતિનિધિમંડળના સલાહકાર મિ. એસ. એ. વેંકટરામને "હિંદુ"ના ખબરપત્રીને ૧૨ મી જુને મુલાકાત આપતાં જણાવ્યું છે કે—

"હિંદી સરકારની તાજેતરની ઔદ્યોગિક નીતિ સમજાવવાની અને હિંદી ઉદ્યોગોમાં પરદેશી મૂડી અને સાહસો અંગે સેવાતા કેટલાક ભયને દૂર કરવાની તક પ્લેનરી સેશનમાં જ ઝડપવામાં આવી હતી.

અને પરદેશી મૂડીદારોને હિંદના ઉદ્યોગોમાં પોતાની મૂડી રોકવાની અને સાહસો ખેડવાની પ્રેરણા આપે એવું હિંદીસરકારની ઔદ્યોગિક નીતિમાં શું છે?

એ ઔદ્યોગિક નીતિમાં (૧) રાષ્ટ્રીયકરણને નેવે મૂકી મૂડીવાદીઓને ઓછામાં ઓછો ૧૦ વરસનો અમર પટો આપવામાં આવ્યો છે, અને બીજી કલમ એ છે કે સાધારણ રીતે જેમાં પરદેશી મૂડી રોકાઇ હોય એવા ઉદ્યોગો પરનો કાબૂ હિંદી હાથોમાં રહેશે તો પણ રાષ્ટ્રિય હિતોને ખાતર તેમાં અપવાદ કરવાની સત્તા હિંદ સરકારને છે. બીજા શબ્દોમાં કહીએ તો ઉદ્યોગો પરનો કાબૂ પરદેશી હાથમાં પણ જવા દેવામાં આવે એવી ખાતરી આપવામાં આવી છે.

હિંદી પ્રતિનિધિઓએ પરદેશી (ખાસ કરીને અમેરિકી) માલદારોને આ ખાતરી વારંવાર આપી છે અને સાંચા સરજામ માટે પરદેશી મૂડીની ભીખ માંગી છે.

આમ, સાંચા સરંજામની આયાત પરનો ઠરાવ એ એશિયાની પુનર્રચના માટેનો કોઇ કાચો ખરડો નથી પરંતુ એશિયાના લોકોને સંયુક્ત રીતે ચુસવા માટે શાહીવાદીઓના સાથમાં થોડા કંગાળ ઉદ્યોગો ઊભા કરનારી મૂડીવાદી સરકારોની ડોલરીયાદેવને પ્રાર્થના છે. એ મૂડીવાદી વર્ગના રાષ્ટ્રવિરોધી

વર્ગીય હિતો છે કે જેઓ આમ જનતાનાં હિતોને વેચવા કબૂલ થાય છે.

દેશના અર્થતંત્રને સ્વાયત્ત અને 'સ્વયંસંપૂર્ણ' બનાવવાની કે રાષ્ટ્રીય ઉદ્યોગો તેમજ સંરક્ષણના ઉદ્યોગો સ્થાપવાની કોઈ યોજના ઘડવામાં આવી નથી. એશિયા તો શું પણ તેના કોઈ દેશના વ ઝડપી ઔદ્યોગિકરણ માટે કોઈ યોજના નથી.

## સોવિયેત પ્રતિનિધિનું વલણ

સોવિયેત પ્રતિનિધિ નોવીકોવે પહેલેથી એક જુદો ઠરાવ રજૂ કર્યો હતો. તેમાં જણાવ્યું હતું કે પરદેશી મદદ સાથે કોઇ પણ રાજકીય શરત લદાવી જોઇએ નહિ. ઔદ્યોગિક વિકાસ માટે એક ખાસ સમિતિ નીમવી જોઇએ. પરંતુ કમિટીએ એમના ઠરાવને ઉડાવી દીધો.

નોવીકોવે એ વાત પર ભાર મૂક્યો કે કોઇપણ દેશના ઔદ્યોગિક વિકાસને આગળ ધપાવવામાં તેનાં રાષ્ટ્રીય હિતોને ધ્યાનમાં લેવાં જોઇએ તથા ભારે ઉદ્યોગો—ખાસ કરીને ધાતુ, મશીન, કેમિકલ, ઇલેકટ્રીક વગેરેના વિકાસ પાછળ મંડવું જોઇએ. તેમણે પરદેશી મૂડીના ઉપયોગનો સખત વિરોધ કર્યો. અને જણાવ્યું કે એશિયા અને દૂર પૂર્વના તમામ દેશોના વિકાસ માટેની મદદ યુનો અને ખાસ એજંસીઓ મારફત આવવી જોઇએ. તેમણે એ પણ કહ્યું કે આવી મદદ કોઇપણ જાતના રાજકીય કે લશ્કરી બંધનો વગર મેળવવી જોઇએ.

નોવીકોવે જણાવ્યું કે રિપોર્ટ એશિયાઇ દેશોમાંના રાષ્ટ્રીય ઉદ્યોગોની મુખ્ય શાખાઓની હાલત પર કશો જ પ્રકાશ ફેંકયો નથી અને ભારે ઉદ્યોગોના વિકાસની જરૂરિયાતના સવાલને તદ્દન ઉવેખ્યો છે.

નોવીકોવે મધ્ય એશિયાના સોવિયેત પ્રજાસત્તાક દેશોમાં ઉદ્યોગોનો તાજેતરમાં જે વિકાસ થયો છે તેનો નિર્દેશ કરી જણાવ્યું કે સોવિયેત પ્રતિનિધિ મંડળ એશિયા અને દૂર પૂર્વના દેશોના રાષ્ટ્રીય ઉદ્યોગોના વિકાસને પ્રથમ કક્ષાનો સવાલ ગણે છે. સોવિયેત પ્રતિનિધિ મંડળ માને છે કે આ ઉકેલવા માટે પહેલું તો આ દેશોની સાધન સંપત્તિઓને સંગઠિત કરવી તથા તેનો ઉપયોગ કરવો જોઇએ; બીજું વધુ આગળ વધેલા દેશોએ મદદ કરવી જોઇએ. પરંતુ આવી મદદ સમાનતા, આપસમાં આર્થિક લાભ અને સાર્વભૌમપણા પ્રત્યે માનના ધોરણે અપાવી જોઇએ."

("હિંદુ" તા. ૧૨-૪-૪૮)

આમ, સાંચા સરંજામ અંગેનો 'ઇકાફે'નો ઠરાવ અમરિકી શાહીવાદ તરફ એક બીજું પગલું છે. બીજા અગત્યના ઠરાવો વેપારની બઢતી અંગે હતા. આમાં સૌથી વધુ અગત્યનો ઠરાવ જાપાન સાથેની વેપારી ગોઠવણો અંગે હતો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે કાચો માલ પૂરો પાડવા અંગે ને બદલામાં સાંચા સરંજામ મેળવવા માટે એશિયાઇ દેશોએ જાપાન સાથે ગોઠવણો કરવાનું તાબડતોબ વિચારવું જોઇએ

આ ઠરાવ એશિયાના પુનર્વસવાટને, જાપાનનો ફાસિસ્ટ મૂડીવાદી વર્ગ જે આજે અમરિકી તાબેદાર છે તેની સાથે બાંધે છે અને એ રીતે તેને ઊભો કરવામાં મદદ કરે છે.

જેમનો દેશ આજે અમરિકી શાહીવાદીઓએ કબજે કર્યો છે એવા જાપાની લોકો પ્રત્યે સહાનુભૂતિ હોવી એ એક વાત છે અને અમરિકી શાહીવાદીઓને, જાપાનની લશ્કરી તાકાતને ફરી બાંધવા જાપાની ફાસિસ્ટોને સશસ્ત્ર કરવા દેવા એ બીજી વાત છે. એનો અર્થ તો એ કે—જાપાની ફાસિસ્ટોને ઉછેરવામાં તમે રાજકીય રીતે કારણભૂત બનો છો.

પરંતુ આ ઠરાવને હિંદ તેમજ બીજા દેશોનાં પ્રતિનિધિ મંડળોએ સ્વીકારી લીધો. ફક્ત એકલા સોવિયેત પ્રતિનિધિ મંડળે જ આ જાપાની ફાસિસ્ટોને ફરી પગભર કરતા ઠરાવનો વિરોધ કર્યો.

## ડોલરિયા સામ્રાજ્યની યોજનાને ટેકો

ત્યારે, હિંદી સરકારે જાપાન પરનો ઠરાવ

સ્વીકારી લેવાના કરારોની દિશામાં એક આગળ પગલું ભર્યું છે.

આપણા રાજકર્તા વર્ગે જે પગલાંઓ ભર્યાં છે તેની ગંભીરતા હિંદી જનતાએ સમજવી જોઈએ. હજી યે ભાગિયાગીરી વિશે નફરત સેવાય છે. કોંગ્રેસી નેતાઓ પરદેશી મૂડી મેળવવા માટે આટલા નીચા જશે એમ હજીયે લોકો માનતા નથી.

પરંતુ જેઓ જાપાનીઓ સામે લડયા છે અને જેમણે સહન કર્યું છે તેઓ આજે જે બધું બની રહ્યું છે તે સામે ભય વ્યક્ત કરી રહ્યા છે. કોમિંગટાંગ ચીનના પ્રમાણિક જનોએ–વિદ્યાર્થી અને પ્રોફેસરોએ જાપાની હુમલાખોરોને ફરી પગભર કરવાની અમરિકી નીતિનો વિરોધ કરતું એક જાહેરનામું અમરિકી સરકાર પર મોકલ્યું છે. તેમણે અમરિકી સરકારની એ નીતિ સામે વિરોધી દેખાવો પણ કર્યાં છે.

આ લડાયક જનતા આજે નથી જાણતી કે અમેરિકાએ ફાસિસ્ટ જાપાનને ફરી પગભર કરવાના કામમાં એક ગોઠિયો–હિંદી મૂડીવાદી વર્ગને મેળવ્યો છે. હિંદી મૂડીવાદી વર્ગની નીતિ માત્ર આપણા દેશની જ નહિ પણ સારા યે એશિયાની આર્થિક ને રાજકીય આઝાદીને ભયરૂપ બની છે.

એને હરાવવી એ હિંદી જનતાની ખાસ ફરજ છે.

જ્યારે જનતા હજી વિશ્વાસની નજરે જોઈ રહી છે ત્યારે મૂડીવાદી વર્ગે આર્થિક દ્રોહની દિશામાં જબરી ફાળો ભરી છે.

હિંદ અને દક્ષિણ–પૂર્વ એશિયાના લડાયક લોકો શાહીવાદી વર્ચસ્વ કે મૂડીવાદી દગાખોરીને નોતર્યા વિના આર્થિક પુનર્રચનાની યોજના ઘડી શકે તેમ છે. સમાજવાદી સોવિયેત રશિયા, પૂર્વ યુરોપના લોકશાહી દેશો તથા લાલ ચીનની જનતાના સહકારથી, કામદારોના હક્કોનું જાહેરનામું બહાર પાડી, રાષ્ટ્રીયકરણ કરી તથા બધા દેશોની સાધનસંપત્તિને સંગઠિત કરી આર્થિક પુનર્રચનાની યોજના ઘડી શકાય તેમ છે. હિંદ અને એશિયાની પ્રજાએ અમરિકી શાહીવાદીઓની ગોઝારી યોજનાઓને શિકસ્ત આપવી જોઈએ.



# રીડર્સ ડાઇજેસ્ટ મારો લેખ માગે છે

લે : લુઇ આરાગોં

[ અમેરિકાથી પ્રસિદ્ધ થતું રીડર્સ ડાઈજેસ્ટ એ રૂઢીચૂસ્તોનું જગપ્રસિદ્ધ અને શિષ્ટ સામયિક ગણાય છે. તેમાં પ્રાણીશાસ્ત્રથી માંડીને રાજકારણ સુધીના સર્વ વિષયોને સ્થાન અપાય છે. અને તે એકતરફી ન હોવાનો દાવો કરે છે. તેના તંત્રી શ્રી. ડીવિટ વૉલેસ વતી, આંદ્રે મુર્વા અને સમરસેટ મોગમના સાહિત્યિક આડતીઆ શ્રી. જાકસ ચેંબ્રને, લુઇ આરાગોંને તા. ૧૬મી ડીસેમ્બર ૧૯૪૭ ને દિને એક પત્ર લખ્યો. તેમાં કોઇપણ ધ્યાન ખેંચે એવી વ્યક્તિનું–જાણીતી કે સાધારણ–ચરિત્ર લખી મોકલાવી આપવાની માંગણી કરવામાં આવી હતી. જો ડાઇજેસ્ટ તેને સ્વીકારે તો તેના પુરસ્કાર પેટે ૨૦૦૦ સ્ટરલીંગ (લગભગ રૂ. ૨૮૦૦૦) અને તેનો ટૂંક સાર મોકલી આપવા માટે ૩૦૦ સ્ટરલીંગ આપવાનો તેમાં વાયદો હતો. અર્થાત્ ઉપલે એક કલમ હતી કે જો આ કાર્ય સફળ નીવડશે તો એજંટ મહાશય પોતાનું ૧૦ ટકા કમીશન કાપી લેશે.

લેખની પસંદગી માટે તેનો સાર કેવી રીતે લખવો તેનાં નમૂનારૂપે શ્રી. વિનસેંટ સીને લખેલ "મારો પુત્ર" નામનો સ્કેચ અને શ્રી. પર્લ બકનું "કદી ન ભુલાય તેવો માણસ"નો સાર આ કાગળ સાથે બીડેલો હતો.

ફ્રાન્સના પ્રગતિશીલ લેખકોના નેતા શ્રી લુઇ આરાગોં-એ આ એજંટને આપેલ જવાબ અમે નીચે આપીએ છીએ. લેખકના અને તંત્રીના અર્જુન-શિખંડીપદની સમસ્યા દુનિયાભરમાં વિવિધ સ્વરૂપે રજૂ થાય છે અને ત્યારે એક પ્રમાણિક સિદ્ધાંતપ્રેમી લેખક કેટલો અડગ રહી શકે છે તેની ઝાંખી કરાવતો આ પત્ર આપણા લેખકોને પ્રેરણા આપશે એવી આશા છે.-તંત્રી ]

...આ રહી મારી વાત. એક દિવસ મારી ઑફિસમાં મને આજ સુધી મળેલી વ્યક્તિઓમાં સૌથી વધારે રસિક લાગે તેવા માણસે પ્રવેશ કર્યો. ત્યારે હું એક સાંજે નિકળતા દૈનિકનો તંત્રી હતો. સોંઘા સફેદ કાગળ અને પડદાથી મારી ઑફિસ શણગારેલી હતી. લોખંડ અને ચામડાનું ફરનીચર હતું. પણ તે મહત્ત્વનો સવાલ નથી. તેમજ બે વરસ બાદ શ્રી ફલાહિઅરની પોલિસે આવીને આ ઑફિસમાં "કોમ્યુનિસ્ટો" પર ધાડ પાડી અને અમારું ફરનીચર લૂંટી ગઈ એ પણ અહીં મુખ્ય સવાલ નથી.

મને યાદ છે તે પ્રમાણે તો આ રસિક વ્યક્તિ ઊંચી, સોનેરી વાળવાળી અને ફેશનેબલ મૂછોવાળી ને ખૂબસુરત હતી. કોઇ ફિલ્મના ચોપાનીઆમાં તે કામ કરતો. અને હું એને ઘણા વરસોથી મળ્યો નહોતો. અહીં આવવાની તેને શા માટે તસ્દી લેવી પડી તે વાત તેણે તરત તો ન બતાવી પણ હું સમજી ગયો, કારણ કે મારું છાપું લગભગ ત્રણ દિવસથી જર્મન નાઝી ફિલ્મો અને ઉફા ફિલ્મ કંપની વિરુદ્ધ પ્રચાર કરી રહ્યું હતું. તેણે મને કહ્યું કે પોતે યહુદી હોવા છતાં ઉફા ફિલ્મ કંપનીનો નોકર હતો. ચેંમ્પ્સ એલીસી પર (પેરીસનો એક રસ્તો) તેની ઑફિસ હતી અને અવારનવાર તે કામ માટે બર્લિન જતો ત્યારે ખૂદ ડૉ. ગર્બલ્સ તેને મુલાકાત આપતા. તેણે કહ્યું કે—

"મારું નામ પોકારાતું ત્યારે મને કેટલો સંતોષ થતો તેની તમે ભાગ્યે જ કલ્પના પણ કરી શકો. ચપરાસી મારો કોટ ઉતારતો ત્યારે મારું મોટું યહુદી નાક સૌને બરાબર દેખાય તેવી રીતે ઊભા રહેવાની હું બરાબર તકેદારી રાખતો..."

અર્થાત્ તે મને માત્ર એટલું જ કહેવા માટે મારી ઑફિસ પર આવ્યો નહોતો. મેં ચલચિત્રો માટે કશું લખ્યું નહોતું તે સાંભળીને તેને આશ્ચર્ય થયું. તે દિશામાં કલમ અજમાવવાનું મને મન નથી થતું!

મેં તેને જવાબ આપ્યો કે તે મારી લાઇન નથી અને હું તો જે કામ બરાબર કરી જાણું છું તે જ હાથમાં લઉં છું.

"અરે સાહેબ...તેની તમારે ચિંતા ન કરવી" તે બોલ્યો. "તમને પૂરતી મદદ આપવામાં આવશે. તમારે તો માત્ર બે ચાર ટાઇપ કરેલા કાગળોમાં ચલચિત્રનો મુખ્ય વિષય લખી આપવાનો રહેશે. તેને ખીલવવા માટે, તેના સંવાદો લખવા માટે અમારી પાસે બીજા માણસો છે ...આવી રૂપરેખા માટે અમે ૩૦૦૦૦૦ ફ્રાંકનું (લગભગ રૂ. ૩૫૦૦૦) મહેનતાણું આપીએ છીએ. આ ઘડીએ હું તમને આવી ત્રણ રૂપરેખાઓ માટે ઓર્ડર આપવા તૈયાર છું..."

મેં તેની દરખાસ્ત નામંજૂર કરી અને અત્યંત વિવેકપૂર્વક આ રસિક માણસને બહાર જવાનો રસ્તો બતાવ્યો: "માર્ગ જરા અટપટીઓ છે. આ મોટો ખંડ વટાવીને દાદરો ઊતરી જશો તો ડાબે હાથે રસ્તો મળશે. તમને બહુ તકલીફ નહિ પડે એવી આશા છે..."

ખરું કહું તો મને ઠેઠ સન ૧૯૪૫માં ખબર પડી કે મારો આ રસિક મહેમાન કેટલો રસપ્રદ આદમી હતો. પેરીસમાં "મુક્તિસંગ્રામ" વિશેની ફિલ્મ ચાલતી હતી. જો કે મુક્તિ પછી બધા જ "જવાબદાર" લોકોએ તો પોતાનો અભિપ્રાય જણાવી દીધો હતો કે 'મુક્ત'ની ફિલ્મ ઉતારવામાં જોખમ છે કારણ ૧૯૪૫માં કઈ સરકાર સત્તા પર આવે છે કોણ જાણે? આ "મુક્તિ" ફિલ્મ જોખમકારક જણાય તેવી નહોતી કારણ ખાસ ચીવટપૂર્વક તેમાંથી લોકોનું શરાતન ધીકડું કરી નાંખવામાં આવ્યું હતું. કેદખાનાના સળિયા પાછળ કે તોપના મ્હોં સામે, સામી છાતીએ, બુલંદ અવાજે 'માર્સેલ્ઝ' ગાતાં ખડતલ લોકોનાં દશ્ય તેમાં નહોતાં. પણ આ બધી વાત બહુ રસિક નથી. રસિક વાત તો એ છે કે–આ ફિલ્મનું કથાનક લખનાર હતો મને સન ૧૯૩૭માં મળવા આવનાર રસિક મહેમાન! બસ, એટલું જ.

એક ટાઇપ કરેલા કાગળમાં સમાઇ જતો આ વાર્તાનો સાર શ્રી ડીવિટ વોલેસને (રૂ. ૪૨૦૦ની કિંમતે) પસંદ પડશે કે નહિં તેની મને ખબર નથી. અને તેને ચારપાંચગણો વિસ્તારવામાં આવે તો શ્રી જાકસ ચેમ્બર્નને કમીશન પેટે રૂ. ૨૮૦૦ અને મને ચોખ્ખા રૂ. ૨૫૨૦૦ મેળવી આપશે કે કેમ તેની પણ મને ખબર નથી. પણ એક વાતથી હું ચોક્કસ વાકેફ છું તે છે સન ૧૯૩૭માં અને ૧૯૪૭માં કરવામાં આવેલ બન્ને દરખાસ્તો વચ્ચે રહેલ સરખાપણું. નૈતિક દષ્ટિએ જોતાં 'ઉફા' કંપની અને 'રીડર્સ' ડાયજેસ્ટ'ની દરખાસ્તોનું સામ્ય શ્રી ડીવિટ વોલેસને અત્યંત રસિક લાગવું જોઇએ અને તેમના હૃદયના તાર ઝણઝણી ઊઠવા જોઇએ.

જો મેં ત્યારે ઉફાનો કોન્ટ્રેક્ટ સ્વીકાર્યો હોત તો મારે મારા છાપાને તે કંપની વિરુદ્ધ પ્રચાર કરતાં અટકાવવું પડયું હોત એ નિર્વિવાદ છે. અને આજે જો હું "રીડર્સ ડાઇજેસ્ટ"ની દરખાસ્ત સ્વીકારું તો મારે બીજા લેખક સાથીઓ જોડે સહમત થવું મુશ્કેલ થઇ પડે એ પણ એટલું જ નિર્વિવાદ છે, કારણ કે તેમના વિચારો તેમને માત્ર હલાદિઅર તરફથી જ નહિં પણ શિષ્ટ પ્રતિષ્ઠિત થોમસ રેંકીન બીનઅમેરિકન સમિતિ તરફથી પણ 'કોમ્યુનિસ્ટ'નું લેબલ અપાવે તેટલા પ્રમાણમાં જરૂર બીનઅમેરિકન છે.

અને એટલે જ 'રીડર્સ ડાયજેસ્ટ'ની "રસિક વ્યક્તિ" એ લેખમાળા માટે મારા સોનેરી વાળવાળા અને યહૂદી નાકવાળા ફરોટધારી મહેમાન પર મારી પસંદગી ઊતરી છે. ઉફા કંપનીવાળાઓના દેશબાંધવોએ તાકેલ તોપો સામે બુલંદ અવાજે 'માર્સેલ્સ' ગાવાની અશિષ્ટતા દાખવનાર ઘણા

માણસોને હું ઓળખું પણ તેમને મેં જતાં કર્યા છે. મારો એ મહેમાન ખરેખર ઉમદા દિલનો દ.તેશ્વરી આદમી હતો. (ત્રણ ટાઇપ કરેલ કાગળો માટે રૂા. ૪,૨૦૦,૦૦૦ !) અને તેણે "રોજીંદા જીવનમાં સારો દાખલો" પણ શ્રી ચેમ્બર્ન માટે બેસાડયો છે. શ્રી જાકસ ચેમ્બર્ન પોતાની આવડતના પ્રમાણપત્ર તરીકે શ્રી આંદ્રે મુર્વા અને સમરસેટ મોગમના નામો આગળ ધરે છે. આમાંથી પહેલાં સાહેબને તો તેમના માર્શલ પીતે (નાઝી આક્રમણ-કારીઓ જોડે મળી જનાર દેશદ્રોહી ફ્રેંચ જનરલ) વિશેના ઊંચા ખ્યાલો માટે હું પીછાણું છું અને બીજા લેખકમહાશયે બ્રિટીશ જાસુસીખાતા માટે સન ૧૯૧૭માં "કૉમ્યુનિસ્ટો" પર કરેલ જાસુસો-નો ભવ્ય રેકોર્ડ પણ મારાથી છૂપો નથી.

ખેર, એક નોંધપાત્ર ફરક છે ખરો. સન ૧૯૩૭નો મહેમાન ફ્રેંચ હતો અને મારા આત્માની કિંમત પર તેણે માત્ર દસ જ ટકાની દલાલી ચઢાવી હોત એમ ખાત્રીપૂર્વક કહેવા માટે કશો જ પુરાવો નથી. પણ શ્રી. જાકસ ચેમ્બર્ન કે જેઓ એક સાચા અમેરિકન છે-તેઓ જાણે છે કે મારા સ્વાભિમાનની ખરીદીમાં વ્યાજબી રીતે માત્ર રૂ. ૨૮૦૦ નો જ નફો કરી શકાય.

પૈસો એ એક મહાન અને સુંદર ચીજ છે. રોજીંદા નૈતિક જીવનનો એ નક્કર પાયો છે. તેના વડે એક લેખકને, તેના સજાગ આત્માને, અરે ! ઉમદાદિલ અને દયાળુવૃત્તિ વિશેના તેના મૂલ્યાંકનોને પણ ખરીદી શકાય છે. આટલું બધું કહ્યા પછી મૂળ વાત પર આવીએ તો હું કહી શકું કે રોજીંદા જીવનમાં જે મેં સૌથી રસિક ચરિત્ર જોયું હોય તો તે છે પૈસો-મૂઠો કે ફરકોટવાળો યા વિનાનો. હું આ વાતો આગળ લખીશ નહિ. બીજી લખીશ. પણ તેનો ભાર શ્રી ડૅવિટ વૉલેસ પર મોકલવા માટે તૈયાર નહિ થયો હોય. તે નાનકડી "કૉમ્યુનિસ્ટ" વાતો હશે-બીન-અમેરિકન વાતો.



# એનું કોઈ છે કે?

## એક સત્યકથા

લેખક : મંગળલાલ આંદલિયા

> ### આ કથા....
>
> ગોધરાના ભયંકર હત્યાકાંડનું એક નાનકડું પ્રકરણ છે. એ હત્યાકાંડના તો આવાં કેટલાંય પ્રકરણ છે, જે અખબારોને પાને ચમકમાં નથી; નથી કોઈ સાહિત્યકારની કલમે "સર્જનાત્મક સાહિત્ય" બન્યાં.
>
> કથાના લેખક કામદાર કવિ છે. એ મહિનાના એ ગોઝારા દિવસોમાં એ ગોધરા દોડી ગયા હતા અને આમેય અધભૂખી જીંદગી જીવતા પંચમહાલનાં નીચલા થરો, ભીલ-દૂબળાઓ વગેરેની ઉજડી ગયેલી જીંદગીમાં એમણે જે જોયું એ સાદી પણ સચોટ જબાનમાં રજુ કર્યું છે.
>
> આ કથા જીવનની સત્ય કથા છે.

સુકલી એનું નામ. એનો ધણી ઉકડીયો.

પાંચ વરસનો તેનો પોયરો એક દિ એની માને પૂછતો'તો "હેં મા, મારા બાપનું નામ શું?" મા જવાબ દેતી: "તારો બાપ આવે તઇ મને પુસજે હોકે. જા, પણે ખેતરની વાડેથી ઇંધણાં વીણી આવ. રોટલો ટીપી નાખું."

વેલી સવારે મોં હુજણું થયા મો'ર ઉકડીયો ઉઠતો ને મોં ધોયા વગર રોટલો ને ડુંગળી શીરાવી લેતો. એક જાડો બંટીનો રોટલો ને ડુંગળીનો ગાંઠિયો....એક બાપાવારીથી ચાલ્યા આવતા લુગડાના ગંધાતા ફાટેલ કટકામાં બાંધીને તલકચંદ શેઠની લાકડાંની વખારે ઉકડીયો છૂટક મજૂરીએ લાકડાં ફાડવા જતો...

હમણાં હમણાં યુરોપીયન પદ્ધતિથી બંધાતા બંગલાઓના મથાળે તરવરી ઊઠતા ગોળ વિશાળ ઘુંમ્મટો જેવડા જેવડા પાંચ પાંચ માણસોની બાથમાં માંડ માંડ સમાઇ શકે એવડાં એવડાં જાડાં ઝાડનાં સૂકાં થડોને ઉકડીયો છીણી હથોડો ને કરવતથી વહેરતો. પોતાનાં સુકલકડી-શરીરના શક્તિશાળી હાથમાં મોટો પંદર શેરનો ઘણ ઉંચકી ઉંચકીને ઝીંકતો ને સવારે જે મહાકાય થડ નજરે પડતું તેના દિ આથમે ત્યાં તો ફાડચે ફાડચાં વેરી નાખતો...

સાંજે આદેસર ભગવાનની આરતી ટાણે તલકચંદ શેઠ ઉકડીયાની મજૂરીના પૈસા ચૂકવતા. જેટલા મણ એટલા આના...શેઠની વખારનાં ત્રાજવાના કાંટા પર ઉકડીયાએ ચીરેલાં ફાડચાં એક પછી બીજા મણમાં જોખાતાં અને દરેક મણે પાંચ શેર સાત શેર, કે ઉકડીયો ચુંગી ફૂંકવા જરા આઘો પાછો થયો તો દશ શેર, નમતું જોખી લેવાનો શેઠનો વેપારીધર્મ શેઠ બરાબર બજાવતા...

"આલે ઉકડીયા...આ એક આનો વધારે... છોકરાંને ચણા મમરા અપાવજે જા," એમ કહીને શેઠ નવ આના રોકડા આપતા. "આઠ આના મજૂરી ને એક આનો દયા ધરમનો."

પણ આ લક્કડફાડ બોથડ ઉકડીયો શેઠની ઉદાર સખાવતને સમજી શકતો નહિ, ને ઉપરથી

બોલી ઊઠતા, " શેઠ પણ આ...ચડિયું તો પંદર મણનું હતું તી ?"

" માળાં હાળાં અણુચક જેવા, આ એક આનો વધારે દઉં છું ઇ તો જોતો નથી ? મને તારાં છોકરાં ઉપર દયા આવે છે સમજ્યો ? જો વિસવાદ ન હોય તો કાલથી કામે ન આવતો." શેઠ સંભળાવી દેતા.

જે મળ્યું તેની જય કરીને ઉકડીયો મળ્યું તેટલું ફાટલ બંડીના ગજવામાં મૂકી મૂંગો મૂંગો ચાલતી પકડતો.

ઉકડીયો આઠ વરસનો હતો ત્યારથી એના ડોસા સાથે તલકચંદ શેઠની વખારે આવતો ને શેઠ એ ડોસાની મજૂરીનાં નાણામાં સાથે આવેલ છોકરાને પણ ઝીણું મોટું કામ કરાવી, (લાકડાં ફડાવવાં, ઘરાકને ઘેર મફત મૂકવા જવું અને મજૂરીના પૈસા શેઠનાં ગજવામાં આવે) " જા બંગલે જાજે હોં, શેઠાણી તને રોટલો આપશે જા...મારું નામ લેજે " –ની દયાવૃત્તિ દાખવી શેઠ શેઠાણીનાં ગતવારી એંઠા ટુકડા આપી છોકરાને રીઝવી લેતા...શેઠને વાસી ટુકડા તો ગુમાવવા પડતા પણ ઠામ વાસણ, ધારસફાઈ, પાણી ભરવું, કપડાં ધોવાં વગેરે ઝીણાં મોટાં પરચુરણ કામ છોકરો કરી નાખતો. તેથી શેઠને ટુકડાનું નર્યું વળતર મળી રહેતું એટલે શેઠ કોઇ દિવસ કચવાતા ન હતા કે ટુકડા ગયાનું દુઃખ પણ તેના ચહેરા પર કદી જણાતું ન હતું.

ઉકડીયાને એ ટુકડા મળતા એટલે ઉકડીયાના રોટલાનું અડધું ખરચ ડોસાને હળવું થઈ જતું તેથી ડોસાને લાગતું શેઠ મોટા માયાળુ છે. બેંતાળીસ વરસની ઉંમરે ઉકડીયાનો 'ડોસો' ક્ષયના ખાટલે ઢાંસી ઢાંસીને સુવો ત્યારે ઉકડીયો બાર વરસનો હતો. બે વરસ શેઠની વેખારમાં લાકડા ફાડી બે પૈસા ભેગા કરી ઉકડીયો ઘેર બૈરું લઈ આવ્યો. આજ ઉકડીયાને ઘેર પાંચ વરસનો જાનીયો રમતો કૂદતો'તો...

પણ આજ એ ઉકડીયો પહેલાંના જેવો ભરાવ ડીલે રહ્યો નહતો. કયાં ઘરે બૈરું લાવ્યો ત્યારનો ઉકડીયો ને કયાં આજે પાંચ વરસના જાનીયાનો બાપ ઉકડીયો...ઉકડીયાએ આજ લગી કંઇક ભલભલાં ચડિયાનાં ફાડચે ફાડચા ઉડાડી દીધાં હતાં. અને એ જ ચડિયાંઓએ ટૂટતા ટૂટતા ઉકડીયાના અંગે અંગ ને હાડકે હાડકું ભાંગી નાખ્યું હતું.

એવો એ હાલતાં હાડપિંજર જેવો ઉકડીયો શેઠે ચૂકવેલ મજૂરીનાં જે આપ્યા તે પૈસા ફાટલ બંડીનાં ગજવામાં મૂકી સીધેસીધો તાડીની દુકાને જઇને પીતો ને પછી પાંચ, છ પૈસાનો સૂકો તમાકુ ને બશેર બંટીનો લોટ લઇને જાણે આંખને ઠેકાણે અંગારા હોય તેવી લાલ ચોળ આંખે સીધો છાપરીએ આવી લોટની પોટલીને ચૂલા પાસે ફગાવીને સીધો ખાટલી ઉપર ઢગલો થઇને ઢળી પડતો. રાત્રે ઉકડીયો છાપરીએ આવતો ત્યારે જાનીયો તો કયારનો ય સુઇ જતો સવારે જાનીયો જાગે તે પહેલાં જ તો ઉકડીયો વખારમાં ચડિયામાં છીણાં પરોવી ઉપર ઘણ પછાડતો ને ઘણુ ની સાથે પોતે ય પછડાતો. ઘણની એકે એક ટક્કર ઉકડીયાના શરીર સાથે અફળાઇને તેમાં જ શમી જતી.

રાત્રે સુકલી રોટલો ટીપી ઉકડીયાને ઉઠાડતી ને ઉકડીયો ઘેનમાં ને ઘેનમાં આડુંઅવળું ચાવીને પાછી ભલી ખાટલી ને ભલો પોતે.

ઉકડીયાનાં એ જીવનસાથી હતાં ખાટલી, છાપરી, ઘણ ને છીણાં. બાકી ઉકડીયાએ કોઇ દી બૈરા સાથે બેસીને નિરાંતે વાતે ય કરી હોય તેવું આડોશી-પાડોશીને સાંભરતું નથી.

એમ ને એમ ઉકડીયો એના ડોસાની જેમ એ જ છાપરીમાં એ જ ખાટલીએ ક્ષયથી મરી પરવાર્યો. પેલો તાડીનાં પીઠાવાળો, ને પેલા વ્યાજે પૈસા ફેરવતા પઠાણ એકંદી આવીને જે કાંઈ ઝીણું મોટું ઘરેણું ઉકડીયે આપ્યું'તું તે ઉકડીયાએ ઉપાડેલ રકમનાં વ્યાજ પેટે ઉપાડી ગ્યા ને સુકલીને સાફ કરી મૂકી તોય રકમ તો લેણી રહી !

× × ×

ઉકડીયો સુવો ને સુકલીની છાપરી પીંખાઇ ગઇ. સુકલી હવે સીમમાં ખડ વાઢવા જતી ને બીજી

ત્રીજી વેઠ કરી જે કંઇ મળે તેમાંથી પોતાનું ને જાનીયાનું જતન કરતી.

ભગવાનનું નામ લઇને સુકલી એક રાત્રે સુઇ ગઇ ને ભગવાન એનાં નામ લેનાર ઉપર જ કોપ્યો. કદાચ ભક્તોની પરીક્ષા કરતો હોય કે ગમે તેમ પણ કાળી મધરાતે અચાનક જમદૂતની જીભ જેવી જ્વાળાઓ ઘડી બે ઘડીમાં તો, હજી માણસ જાગે ને ભાગે તે પહેલાં તો એક છાપરીથી બીજી છાપરીને એક કોળીઆ પછી બીજા કોળીઆની જેમ એ અગનજ્વાળાઓ એક પલકમાં તો આખા ગામને ગળી ગઇ. ને ગામલોક નાસ્યાં.

જ્યાં નસાય ત્યાં નાસ્યાં; જીવવા જહેમત કરી તે જીવી ગયાં ને જેની જહેમત નિષ્ફળ નીકળી તે મોતની રાહ જોતાં ઊભાં અને મોતની જ્વાળાઓની હોજરીમાં હજમ થઇ ગયાં.

જીવનની કુંભેશમાં મોત સામે મુકાબલો કરનાર જીવ્યાં, બાકી કેટલાંય શબો જ્યાં અને સાથી, આખાં ને અડધાં કે કેટલાકનાં તો ખાલી અંગોનાં ટુકડા જ હાથ લાગ્યા, પણ તેમાં સુકલીનાં કોઇ સારામાઠા સમાચાર હાથ ન લાગ્યા. જે ખબર પડી તે એટલી જ કે, સુકલી એની છાપરી સળગી ત્યારે ઘસઘસાટ ઘોરતી'તી, ને છાપરી ને સુકલી બેય સાથે શેકાઇ ગયાં. બચ્યો, એનો જાનીયો. છાપરીમાંથી કૂદીને નીકળી નાઠો'તો એટલે.

જાનીયાનાં જાન સિવાય તેનું બીજું કશું બચવા પામ્યું ન હતું. સુકલીની છાપરીને ઠેકાણે બધું સુમસામ છવાયું હતું. જીવતાં સુકલીને ફક્ત આશરો હતો ભગવાનનો અને ભગવાને પોતાનાથી સુકલી માટે જે કાંઇ બની શકે તે કર્યું હતું. જે કાંઇ બન્યું હતું તે ભગવાને કર્યું હતું. એ સુકલી સિવાયનાં બીજાં બધાં બધાં કહેતાં હતાં કે જેવી ભગવાનની મરજી. ભગવાનની જેવી મરજી હતી તેવું બન્યું. એ મરજીએ સેંકડો જાનીયા ને સેંકડો સુકલીને જીવતી શેકી નાંખી.

★

જાનીયો જીવવા પામ્યો હતો અને વધુ જીવવા માટે તેણે એક હોટલમાં બે વખત નાસ્તાના પગારથી નોકરી ગોતી. જાનીયાની જીવવાની ગરજ જાણી શેઠે તેને સોંઘું ભાડું ને સિદ્ધપુરની જાત્રાના વહેવાર વિચારથી નોકરીએ રાખી લીધો.

નવોસવો નોકર જાનીયો કામકાજમાં જરા ગભરાતો ને ગભરાટમાં એક દિવસ એક મિજાજગુમ ઘરાકની ત્રાડથી તેનાં હાથમાંનો કપ નીચે પડી ગયો ને ફૂટી ગયો. શેઠે તેને લાત, ગડદા ને તમાચાઓનો પગાર ચૂકવી નોકરીમાંથી કાઢી મૂકયો. જાનીયો રોતો રોતો હોટલમાંથી નીકળી નાઠો.

બારણામાં ૨૪૬ નંબરનો સિપાઈ ને એક જમાદાર સાહેબ ભજીયાં ને ચાનો નાસ્તો કરતા હતા. જાનીયાને લાગ્યું કે તેણે તેમને બરાબર જોયા છે. કદાચ છાપરીઓ સળગી ત્યારે તેઓ ત્યાં જ જુદી જુદી છાપરીઓમાંથી માણસોને બહાર કાઢી મૂકતા હતા. અને તેમનાં ખીસાં થોડી થોડીવારે જરા વધારે વધારે વજનદાર થવા છતાં જેમ વજન વધતું હતું તેમ તેમ વધુ દોડધામ કરતા હતા.

માર તો ભલે ખાધો પણ મરવું તો નથી જ. નિઃસહાય જાનીયાનો જીવનવેગ જોર કરતો હતો. એણે સ્મશાનવત્ સડક પર સીધી દોટ દીધી ને જ્યાં નસાય ત્યાં નાસવા માંડ્યું...પણ નાસીને ક્યાં જવું? જાનીયાને, પોતાની છાપરી, પોતાની મા સુકલી, અને આસપાસ રહેતાં બીજાં પોતાનાં જેવાં જ ચીંથરેહાલ, ચગદાયેલ દૂબળાં ને ભીલ એ જ એની દુનિયા હતી...એની દુનિયા આજ આગનાં સમારંભમાં સાફ થઇ ગઇ હતી.

નાસતો જાનીયો જાણે પોતાનાં જગતને છેડે આવીને ઊભો હોય તેમ ગામને છેડે આવી ઊભો. ગામનું સ્ટેશન આવ્યું હતું અને એ ત્યાં અટકયો હતો. સ્ટેશને ગાડી ઊભી હતી. અને પ્લેટફોર્મ ઉપર ઉતારૂઓનો કોલાહલ મચ્યો હતો. બરાબર એવો જ કોલાહલ જાનીયાના પેટમાં ભૂખે મચાવ્યો હતો.

જાનીયે ઉતારૂઓ પાસે ભીખ માગવી શરૂ કરી, પણ એને જીવાડવો એવી કોઈ ઉતારૂઓની ફરજ થોડી જ હતી?... જાનીયાએ એવા આઠ દિવસો વિતાવ્યા, કે. જેમાં સાંજ પડયે અર્ધાપેટ પૂરતું મળી રહેતું. પણ રોજ કાંઈ થોડું જ મળે છે? કોઈવાર ન પણ મળે. આજ એ વાર હતો કે જ્યારે તેને કશું જ ન મળ્યું.

જાનીયો આજ સાવ કોરો રહ્યો હતો...રાત પડી અને પ્લેટફોર્મ ઉપરનાં એક અંધારખૂણામાં જાનીયો ગુપચુપ સૂતો...પણ મોડી રાત્રે પેટની ભૂખે તેને જગાડ્યો.

મુંબઈ જતી ગાડી હજી હમણાં જ આવી હતી, ને ઉપડવાને હજી વાર હતી. થર્ડ ક્લાસનાં એક ડબ્બામાં ઉતારૂઓની જલ્દી જગ્યા મેળવવા માટેની ધક્કામુક્કી ને તેમાંથી પરિણમેલી ગાળાગાળી ને તકરાર!

જાનીયાને જોઈતી હતી રોટી. રોટીને માટે તેને રોજી જોઈતી હતી. રોજીમાંથી પૈસા અને પૈસામાંથી રોટી. પૈસા વગર રોટી નહિ એવો ન્યાય જગજાહેર છે. પૈસો કે રોટી કંઈ હજી સુધી જાનીયાને મળ્યું ન હતું. હવે અત્યારે જ એ મેળવે નહિ તો મળવાની કોઈ શક્યતા ન હતી.

ડબ્બા પાસે ચાલતી તકરારની તેરીમેરીમાં જાનીયે ઝંપલાવ્યું-એક ઉજળાં લુગડાંવાળાના કોટમાં પોતાનો હાથ ખોસી દીધો અને હાથમાં એ ખીસ્સામાંથી એક પાકીટ ખોસાઇ ગયું. ધીરે રહીને જાનીયે પાકીટ સરકાવી લીધું અને તરત જ ચુપચાપ જરા દૂર જઈને ખોલ્યું, તો તેમાંથી નવી નવી થોડીક નોટો ને, એક છૂટી ચાર આની નીકળી. નોટો જે કદી જાનીયે જોઈ જ ન હતી તે જોતાં જ જાનીયો કોઈ એક ભયંકર બીકથી ધ્રુજી ઊઠ્યો. અને તેણે પાકીટ ને નોટો ત્યાં જ ફેંકી દીધાં. ફક્ત ચાર આની જ હાથમાં રાખી. તેને જરૂર પણ તેટલી ફક્ત એક વખત પેટમાં કંઈક નાખવાની જ હતી. જાનીયો ચાર આની લઈ તરત જ પેલા સ્ટેશને, ભજીયાં, ગાંઠીયા ને ચેવડો વેચતા લારીવાળા કને દોડી ગયો ને બૂમ પાડી: 'એય લે આનું ખાવાનું દે' એમ કહીને પેલી ચારઆની ચેવડાનાં થાળમાં મૂકી. ચેવડાવાળો ઘડીકમાં ચાર આની સામે ને ઘડીકમાં ચાર આની મૂકનાર સામે પોતાનો માલ વેચવાની ફિકર છોડીને જોવા લાગ્યો.

શેઠનાં સદ્‌ભાગ્યે ને જાનીયાનાં તથા ચેવડાવાળાનાં કમભાગ્યે શેઠ ત્યાં આવી પહોંચ્યા, અને શેઠે જાનીયાને જોયો. જાનીયે શેઠને જાણી લીધા અને તરત જ ઉતાવળી દોટ દીધી અને પાછો નાસ્યો. જ્યાં નસાય ત્યાં. પણ ક્યાં નસાય? ચેવડાવાળો આ તમાશો જોઈ રહ્યો. તેને આ કંઈ સમજાયું કે કેમ તે તો કોણ જાણે પણ તેને એટલું તો લાગી આવ્યું કે આજ કમનસીબે એક ઘરાક ખોયો.

જાનીયો દોડીને નાસે ત્યાં તેના ઉપર તો ચોમુખી હલ્લો ઊતરી પડયો. નાસનાર એક ને પકડનાર જોઈએ એટલા. પછી કેમ પોમાય! ત્રણ બાજુ ત્રણ સીસોટી વગાડતા પોલીસો ને એક બાજુ પેલા ધોતિયું ઊંચું લઈને દોડતા શેઠ. પોલિસો નાસતાને પકડે તે પહેલાં તો શેઠે જાનીયાની લગોલગ આવી તેનાં જળાયેલાં એકનાં એક ખમીસની ચાળ પકડી પાડી. જાનીયે એક મરણીયા છલંગ મારીને પ્લેટફોર્મની નીચે ઝુકાવ્યું પણ શેઠ કાંઈ એમ છોડે? પહેરણ એટલી મજબૂતીથી પકડ્યું હતું કે જાનીયો જેવો પ્લેટફોર્મની નીચે કૂદ્યો કે સાથે શેઠ પણ નીચે ગબડી પડયા. શેઠની ટોપી તૂટી ગઈ ને કપડાં પાટા વચ્ચે પથરાયેલ કાદવમાં ખરડાઈ ગયાં. જાનીયો પોલિસને હવાલે થયો. શેઠને તો પૈસા પાછા મળ્યા, પણ પેલા ચેવડાવાળાએ ઘરાક ગુમાવ્યું અને બેકાર ને ભૂખ્યા જાનીયાનું સાહસ નિષ્ફળ ગયું. સાથે સાથે એકનું એક પહેરણ પણ પેલા શેઠીએ ફાડી નાખ્યું. એક તો ભૂખ્યો હતો ને તેમાંય ઉપરથી પહેરણ વિનાનો ઉઘાડો કરી મૂક્યો અને વધારામાં પોલિસોને કંઈ પણ આવક વિનાની આફત આવી પડી.

જાનીયાને ચારે કોરથી ઠોંસા ઠોકતા પેલા પોલિસોએ ગેટમાં લઈ જઈને ગોંધી ઘાલ્યો ને જાનીયાને બીજા દિવસે પણ રોઝા થયા. ખબર નથી બબ્બે બબ્બે રોઝાઓ અને આઠ આઠ એક ટાણાનું કંઈ પુણ્ય થયું કે નહિ, પણ છેક રાત્રે, બાર વાગે એક પોલીસ અમલદાર પેલા જાનીયાને શા માટે આમ કર્યું? કંઈ ખાધું કે નહિ? શું કામ કરે છે? તારા સગાંસંબંધી કોણ ક્યાં છે? તારું ઘર ક્યાં? એવું કશું પૂછવાને બદલે ગરમાગરમ મીજાજથી પૂછતો હતો: 'તારા બાપનું નામ શું?'

ત્યારે ગેટની બહારનાં મેદાનમાં ઇલકાના એક મોટા સરકારી અધિકારી આગમાં જેમનું સર્વસ્વ તારાજ થઈ ગયું છે તેવાઓને સર્વ રીતે સહાય પહોંચાડવાનું લાઉડ સ્પીકર દ્વારા જાહેર ભાષણ આપતા હતા. પછી તો દિવસોનાં દિવસો સુધી એ નિરાશ્રિતોને સહાય કરવાનાં ફંડો જમા થયાં એવા અહેવાલો ઇલાકાનાં તમામ ભાષાનાં અખબારોમાં એ વડા અમલદારની મોટરના નંબરના જેવડા અક્ષરોમાં છપાયા હતા.

પણ જાનીયાને તે વિશે કશી જાણ ન હતી. જાનીયો હજી સુધી જેલમાં હતો અને જાનીયાના બાપને જે કામ તલકચંદ શેઠ કરાવતા તે તેના બાપનો વારસો જાનીયાને સરકારે જેલમાં સોંપ્યો. જાનીયો જેલમાં લાકડાં ફાડતો હતો...એને પેલી આગના અહેવાલ માટે સરકારે નીમેલી તપાસ ટોળી, બનાવવાળા સ્થળે, જ્યાં એક માણસનો અર્ધ શેકાયેલ લાશને સમડીઓ ઠોલીને, હાડકાં સિવાય બીજું બધું જમી ગઈ હતી, ત્યાં ઊભી ઊભી આસપાસનાં તારાજ થયેલાંમાંથી ત્રણ ચારને પૂછતી હતી......

"અહીંયાં શું હતું?"

પાછળથી...કોઈકનો બીક અને બેપરવાઈભર્યો અવાજ આવ્યો—સુકલીની છાપરી...

પેલો...૨૪૬ નંબરનો પોલિસ અને તેની સાથેનો પેલો જમાદાર જેઓ આ તપાસ ટોળી સાથેના સંરક્ષકો હતા, તેમણે પેલાને પૂછ્યું: "સુકલી ક્યાં છે? તેનું કોઈ છે કે?"



# ક્રાંતિકારનું ગીત

અમે અમ હાથમાં બંદૂક ભરેલી ઊંચકેલી
બિરાદર, માનવીઓનાં અમે લોહી રહ્યા રેલી.
રખે એથી ગણી લેતા અમારાં કાળજાં મેલાં
ખૂનીનાં, ધાટકીઓનાં વજ્ર પત્થરથી નિર્મેલાં.

અમોને યે અમારાં ઘર, વતન, માતા, વહાલાં
અમારી માશુકોના હાથનાં દીધાં સુરા પ્યાલા.
અમોને એ પ્રીતિવાતો પૂનમની રાતની વ્હાલી
ચઢે આજે ય છે ચુંબન તણા પ્યાલે ય ખુમારી

અમોને પ્યારી છે માશૂકતણા ગાલોતણી લાલી
અમોને યે ભલા, આ જિંદગી સૌના સમી વ્હાલી.
પરંતુ માનવી હમરાહીનાં દુઃખો બધાં કાળાં
સહી લે ના શક્યાં આવાં અમારાં અંતરો આળાં.

ચઢે ખુન્નસ, લૂંટો, અન્યાય આ સરિયામને જોઈ
અમારી આંખને બન્ને ખૂણે જામી જતું લોહી.
ભર્યા છે જીદથી મનમાં મહોબ્બતના મહાદરિયા
અમે એથી જ તો નીકળી પડ્યા છે તોડવા સળિયા.

જમાના કેદથી જનતા બધી કેદે પડેલી
છૂટી કરવા અમે કરમાં ભરી બંદૂક ઊંચકેલી.*

—ઉશનસ્

*'સંસ્કાર'ના એક લખાણથી પ્રેરાઇ.

* અહીં રજૂ કરેલી ચાર કવિતાઓ (ત્રણ પદ્ય અને એક ગદ્ય કવિતા) કવિઓના જુદા જુદા મનોભાવોને રજૂ કરી જાય છે.

ક્રાંતિકારનું ગીત—જમાનાથી કેદમાં પડી રહેલી આખી જનતાની મુક્તિ અર્થે, હાથમાં બંદૂક લઈ દુશ્મનોનાં લોહી રેડવા તત્પર બનેલ એક સાચદિલ માનવ-કવિની ઉત્કંઠ લાગણી સ્વતંત્ર-બુલંદ કંઠે રજૂ કરી જાય છે—જે કપવારીના 'નફરત' કાવ્યની યાદ ફરી એક વાર જગાવી જાય છે:

તેવી જ રીતે, અમર સ્મિત—માનવતાની મુક્તિના મહાપંથે પ્રયાણ કરતાં શહીદ બનેલા સૈનિકને અંજલિ અર્પતાં, કવિને પોતાને 'સંગ્રામની ધન્યતા'ની પ્રેરણા પાઇ જાય છે.

ત્યારે—સુભગ દર્શન પ્રણયનો નૂતન અનુભવ છે. જેને આજ લગી આદર્શો ને તરંગોમાં પ્રેયસી, દેવી, માતા, ભગિની અને મિત્ર રૂપે લેખી છે, ને જેના સખ્યમાં જગતનું સખ્ય પામવાની વાંછના કરી છે એની વાસ્તવિક ને પૂર્ણ સિદ્ધિ તો કવિને ત્યારે જ પ્રાપ્ત થાય છે, કે જ્યારે, એ પ્રેયસીને તે વ્યક્તિગત જીવનની મર્યાદાઓ વટાવી અનજાણ્યા—અંધારે, જાણ્યા—અજાણ્યા હજારો ભેરુઓની વચ્ચે તેમની દૃઢ મિત્ર બની, કારમા સંગ્રામો અને બંદીવાસોની ભીતરમાં અદના સૈનિકરૂપે દર્શન કરવા સુભાગી બને છે!

છેલ્લે—ગદ્ય કવિતા—ઓટની દશા; આગલી ત્રણે કવિતાઓ સંગ્રામમાંથી પ્રાપ્ત કરેલી કોઈ ને કોઈ સિદ્ધિની તૃપ્તિ રજુ કરી ગઇ છે; ત્યારે અહીં એ મહાન સિદ્ધિની ભવ્યતાની સાથોસાથ એને અર્થેના વિકટ સંગ્રામમાં થવાતાં જન્મેલ ક્ષણિક કમજોરીનો અનુભવ અતિ ઉત્કટ સ્વરૂપે જોવા મળે છે...પરંતુ કવિ જાગ્રત છે—મહાન ધ્યેયની સિદ્ધિનો સંગ્રામ એણે છોડી દીધો નથી. એ કહે છે: "મેં ક્યાં ઉભટનો પરાજય કબૂલી લીધો છે? મેં તો માત્ર ઓટની દશા કહી છે..." અને સંયુક્ત માનવના વિજયને દિને, 'મૃત' અને 'અમૃત' કંઠ તેની ખરી તૃષા છીપાવવાના મનોરથો ય કવિને હિયે સજાગ છે.

વિવિધ કવિઓના વિવિધ કક્ષાના અને ક્ષણોના વિવિધ ભાવોથી ભરેલાં આ ચારેય કાવ્યોમાં જિંદગીના સંગ્રામની સચ્ચાઈ બુલંદ બની ઊઠતી નથી?

—સંપાદક.

# અમર સ્મિત

'ચાલ્યો જઈશ હું એકલો, બસ એકલો બોલ્યો હતો
તું એક દિ', છાયી હતી જ્યાં મુખપરે સ્મિતની ટશર.
નો'તી તમા, નો'તી ફિકર,
એ જિંદગીના રાહ પર
ચાલ્યા જવું'તું એકલા બસ, એકલા મંઝિલ પર.
આવે ન સાથી–સંગી કો તેની હતી કૈં ના તમા.
તારે ય તો જાવું હતું રે–એકલા ઓ બેતમા!
આજે ય તું ચાલ્યો ગયો બસ એકલો ઓ બેતમા!
આજે ય તું ચાલ્યો ગયો બસ એકલો તુજ રાહપર.
ધૂણી ધખાવી જે ઉરે તે દેહ તુજ બાળી ગઈ.
જ્યોત રૂંધાયલ ઉરે તે વિશ્વ ઉજાળી ગઈ.
એ જ્યોતનો પરકાશ લૈ,
હૈયે ધરીને આશ કૈં;
ઉજાસધેયી માર્ગ પર ચાલ્યો ગયો તું એકલો
નો'તી તમા, નો'તી ફિકર,
જિંદગીની આખરી મંઝિલ પર
સ્મિત દીપ પેટાવી ગયો ઉજવાળી માનવપંથ તું.
હૈયે ગુંજાવી ગીત ચાલ્યો પુણ્યપથ અવધૂત તું.
એ ગીત–ને એ સ્મિતમાં–ભાર્યાં હતાં સ્વપ્નાં મહા
માનવીની મુક્તિનાં, કલ્યાણનાં, ઉત્થાનનાં,
તાતાં રુધિરે રંગ્યાં: જીવનને મૃત્યુનાં સંગ્રામનાં.
એ ગીત–ને એ સ્મિત યે,
એ જિંદગી–ને એ મૃત્યુ યે
ના જિંદગીને ધન્યતા સંગ્રામની અર્પી જશે? *

—રવીન્દ્ર ઠાકોર

* [મિં૰ભારદ્વાજને અંજલિ–૧લી સીટી શ્રી. કૃષ્ણચંદના લેખ પરથી. ભારદ્વાજ સામ્યવાદી હતા પણ એમનું મૃત્યુ એવી દશામાં થયું હતું કે કોઈપણ વિચારશ્રેણીના માનવીને-માનવતામાં માનતા માનવીને હચમચાવી મૂકે. શ્રી ઉમાશંકર જોષી જેવા યે પણ કહ્યું છે કે "તો તો યુ. પી. સરકારે અંગ્રેજ સરકારને ભૂલાવી દીધી કહેવાય."]

['ઓટની કથા' ચાલુ]

વીરવાણીની તાકાત તો તમારી વિરાટ અપેક્ષાના પથારા જેવાં ખેતરમાં જ ઊગી હતી. મેં ગાયું છે એથી યે વીર વીરત્વ અને ગૌરવવન્તુ જીવન તમારા હાથે સર્જાવાનું છે.

વ્યક્તિઓ પણ તૂટે છે અને કવિઓ પણ ભાંગે છે. પણ જીવન અને કવન અથવા તો સર્જનની અનંતવિધ આગેકદમ કદિ અટકતી નથી.

ભાંગેલી હોડી લઈ દરિયો પાર કરી શકાતો નથી તેમ, ચકવાકના કંઠ કિલ્લોલ પછી જ સવારો પડતી નથી. એ ખરું યે હોય કે કદિક એ કિલ્લોલ દુનિયાની સવારોના સામટા આનંદોનાં શૃંગ જેવો હોય; પરંતુ દુનિયાએ તેની સવારને તો ચક્રવાક વગર પણ ભેટવાની જ છે. રાતને ભાંગતા શ્રમના આરાઓને સંગઠનની દુર્દમ્ય તાકાત વડે મુક્તિની પેલે પાર ચલાવ્યે જ રાખવાના છે.

અને મેં યે ક્યાં છેવટનો પરાજય કબૂલી લીધો છે? મેં તો માત્ર ઓટની કથા કહી છે. એ ન કહું તો ભરતીનો સમય બતાવનારો એનો અવસર ચૂકી જાય.

હે અસહ્ય સહનાર જીવન! હે સંયુક્ત માનવ! તારા વિજયને દિને મારો મૃત અતૃપ્ત કંઠ તેની ખરી તૃષા છિપાવશે!

—સ્વપ્નસ્થ

★

# આઝાદીનું એક વર્ષ

## ૧



## ૧૫ મી ઓગસ્ટ

૧૫મી ઑગસ્ટ ૧૯૪૮! બ્રિટને તે દિને સત્તાની ફેરબદલી કરી. અંગ્રેજોના સીધા હાથમાં રહેલો રાજ્ય-દોર હિંદી રાષ્ટ્રીય આંદોલનની નેતાગીરીના હાથમાં સુપ્રત થયો, અને કરોડો માનવીઓએ-સદીઓની ગુલામીની ચતુર્વિધ શૃંખલાઓમાંથી મુક્તિ હાંસલ કર્યાની આશાઓમાં તે દિવસે મહોત્સવ ઉજવ્યો.

જનતાએ માની લીધું કે હવે, રાજારજવાડાશાહી અને જમીનદારીના નાશની ઘડીઓ બજી ચૂકી છે; હવે શોષણ-ખોર માલિકો અને નફેબાજ કાળા બજારિયાઓના દાંડા ગણાઈ ચૂક્યા છે હવે સડેલ રુશ્વતખોર અમલદારશાહીની ધરમૂળથી સફાઈના ડંકા બજી રહ્યા છે. અને હવે વરસોથી દલિત-શોષિત માનવતા નૂતન આઝાદ અને આબાદ જીવન પ્રતિ પ્રચંડ વેગ-પૂર્વક આગે બઢવા સમર્થ બનશે. એની આડે રોકટોક ઊભી કરનારાના કાંડા પર કડીઓ ઠોકાશે-પં. જવાહરલાલના શબ્દોમાં-બંગાળમાં લાખો માનવીઓની છતે અનાજે હત્યા કરનારા કાળા બજારીયાઓને, કોંગ્રેસ સત્તા પર આવતાં, ફાંસીએ લટકાવશે! અને જનતાની આ આશાઓ કેવળ તરંગમાંથી જન્મી ન હતી.





*

૧૯૪૫! યુદ્ધ પૂરું થયું હતું ને નેતાઓ તાજેતરમાં છૂટ્યા હતા. આઝાદ હિંદ ફોજના મુકદમાએ અને દેશભરમાં તેની સાથે, એ દેશભક્તોની બિનશરતી મુક્તિ અર્થે ઉઠેલી ગર્જનાએ ગુલામ વતનની આઝાદીના સવાલને ઉગ્રસ્વરૂપે આગળ આણ્યો હતો.



ત્યાર બાદ તો, દેશભરના સૈનિક દળોમાં, નાવિક દળોમાં અને વિમાની દળોમાં સુદ્ધાં અસંતોષની આગ ભભૂકતી દેખાઈ. એમણે પોતાના હકો માટે જ નહિ, આઝાદ મુક્તિ માટે ય હાકલ કરી અને એમણે બંડે ચઢેલા હિંદવાસીઓ પર ગોળીઓ ચલાવવાનો ઇન્કાર સુદ્ધાં કર્યો !

દેશભરના કામદારોએ એમને બિરદાવ્યા. મુંબઇ, કલકત્તા, ત્રિચિનાપલ્લી, મદ્રાસ, મદુરામાં કામદાર હડતાળોની મહેફિલો ઉઠી.

૧૯૪૬ ના ફેબ્રુઆરીની ૨૨ મી આવી પહોંચી. હિંદી નૌકાદળે એ દિવસે ખુલ્લો વિદ્રોહ પુકાર્યો. મુંબઇએ આગેવાની લીધી; અને કરાંચીથી કલકત્તાનાં બારામાં પડેલાં તમામ વહાણોએ જાનફેસાનીની હોડ જાહેર કરી બ્રિટિશ સલ્તનતને પડકારી. અને ત્યારે સલ્તનતના છડીદારોએ મુંબઇની ધરતીને ૩૦૦ નાગરિકો અને કામદારોના ખૂનથી ખરડી નાખી.

પરંતુ બંડ ભુંસાયું નહિ. જબલપુરના ફોજી સિપાઇઓએ, ને દહેરાદુનના ગુરખા સૈનિકોએ, તથા દિલ્હી, બિહાર અને અલ્હાબાદના પોલિસોએ વિદ્રોહનો વાવટો ઊંચો રાખ્યો ( માર્ચ ).

બંડે ચઢેલી આ લોકશક્તિએ, એક બાજુ, શાહીવાદને પીછેહઠ કરવાની ફરજ પાડી! ત્યારે શાહીવાદે જાન બચાવવા પેંતરો બદલવાની રમત આદરી.

બીજી બાજુ, હિંદી રાષ્ટ્રીય નેતાગીરી અને લીગી નેતાગીરી શાહીવાદને ધિક્કારતી હતી, તેનાથી વિશેષ તે ક્રાંતિકારી જનતાથી ડરતી હતી.

અને બ્રિટિશ સાથે ભાગિવાગીરીનું સમાધાન કરી લેવા *આતુર હતી !*

*

૧૯૪૬ એપ્રિલ: ' લોકપ્રિય ' પ્રાંતિક સરકારોની સ્થાપના સત્તાની ફેરબદલીનાં પ્રથમ શ્રીગણેશ હતાં.

૧૯૪૭ ના ઓગસ્ટની ૧૫ સત્તાની ફેરબદલી ની પૂર્ણાહુતિ હતી.



## ૨

## રિયાસતી આઝાદી

પ્રાંતિક સરકારો પુરાણી થઇ ગઇ હતી, ને ગઇ કાલ સુધી 'લાલ' ' બ્રિટિશ ' ગણાતી ધરતીને ૧૫ મી ઓગસ્ટની આઝાદીનો અનુભવ શરૂ ય થઇ ચૂક્યો હતો, ત્યારે–

સોરઠની અને ગુજરાતની નાની મોટી રિયાસતોની ' પીળી ' ધરતીને હજી એ અનુભવો કરવાને પૂરા એક વરસની વાર હતી.

એ પીળી ધરતી પર હજી તો જનતાની આઝાદીની તમન્ના ઉછાળા લઈ રહી હતી. જુનાગઢની જનતાને બળજબરીથી પાકિસ્તાન સાથે જોડી દેવા મથતા નવાબ અને તેના લીગી સાગરિતો સામે આરઝી સેના જાગી ઊઠી હતી કાઠિયાવાડનું ખમીર હાથમાં બંદુકો લઈ રણમોરચે ઊતરી પડયું હતું.

અને એ જંગનો એક એક દિન સારાય સૌરાષ્ટ્રના સૂનેલા પ્રાણને ઢંઢોળી સાદ દઈ રહ્યો હતો: નવાબ, જામ ને પટ્ટણી સૌ સરખા છે. જનતાની લોકસેનાને આખા કાઠિયાવાડમાં ફરી વળવા દો ને ૨૦૨ રાજતાજનાં નામોનિશાન શોધ્યાં નહિ જડે......

પરંતુ જુનાગઢની નવાબી ભાગી ગઇ ને બીજે હાથે લોકસેના પણ સંકેલાઇ ગઈ! લોકોની આગેકૂચ ને નેતાગીરીએ મનાઈ હુકમ બજાવી દીધો: 'જ્યાં ત્યાં આરઝી હકુમત ન હોય; આરઝી સેનાની હવે જરૂર નથી. એ તો નવાબી સામે જ આ બધાંની જરૂર હતી. જામ-રાજકોટ ને ભાવનગર તો દોસ્તીના હકદાર છે...'

અને એ દોસ્તીના દાવ એક બાજુ શરૂ થયા. બીજી બાજુ, જુનાગઢના લોકઉઠાવે સરજેલ જનતાની સાચી આઝાદીની તમન્ના ગોંડળ, મોરબીના કિસાનોની લડતોમાં, અને મૂળી લખતરના રાજવીઓને જીવ લઇ ભગાડી મૂકનારી, તાકાતના પરચામાં પ્રત્યક્ષ બની ઊઠી. કિસાનોએ હકો હાંસલ કર્યા, નેતાઓને કારાગારમાંથી છોડાવ્યા ને વિદ્યાર્થીઓએ રાજકીય જાગૃતિની મશાલ જલતી રાખી.-

કચ્છ-વરસોથી રેતીમાં માથું નાખી મરતું કચ્છ, મોતને કારતું ઊભું થયું. ને રાજધાનીને છેલ્લો પડકાર આપતાં અન્ન અને સત્તા માટેનાં આંદોલનો આરંભાયાં.

રાજપીપળા, ધરમપુર ને વાંસદા, પાલણપુર ને દેવગઢબારિયા —બધે કચડાયેલો વિરાટ ઊઠયો. બધે આઝાદીની રણભેરીઓ રજવાડી કાયરોનાં હૈયાં ચીરતી ગાજી ઊઠી.

વડોદરાના શ્રીમંતે હિંદી સંઘના સત્તાધીશોની દોસ્તીનો હાથ લંબાવ્યો અને ત્યારે-રજવાડી નવનોનાં ઉનાં આંસુ ને મૈત્રીના કોલ સરદારના કૂણાં હૈયાને દઝાડી ગયાં!

અને એ દાહમાંથી 'સૌરાષ્ટ્ર' અને 'કચ્છ' સરકારોનો જન્મ થયો. 'ગાયકવાડી' એકમનો જન્મ થયો! ગુજરાતની નાની રિયાસતોને મુંબઇ ઇલાકામાં ભેળવી દેવાની યોજનાનો અમલ થયો.

—જેમાં રાજવીઓને વંશપરંપરાગત વારસાહક્ક રહ્યો.

—જેમાં રાજવીઓની તમામ માલમિલ્કતો અકબંધ એમના હાથોમાં રહી (જૂની મિલ્કતો ઉપરાંત અનેક જાહેર મિલ્કતો પણ એમણે પોતાના યા પોતાના સગાંવહાલાંના નામ પર ચઢાવી દીધી!)

—જેમાં રાજવીઓની પોતાની જૂની નોકરશાહી અકબંધ રહી (કેટલાય જૂના 'વફાદારોને' ઊંચી પદવીએ ચઢાવી દીધા, ને કેટલાય 'વિશ્વાસુ' ઓને અંદર દાખલ પણ કરી લીધા!)

—જેમાં જમીનદારી ને લૂંટ-શોષણખોરી એવી ને એવી રહી.

—જેમાં જૂના મૂડીદારોને લૂંટ-શોષણની બેફામ તકો મળી, ને નવી લૂંટો માટે નૂતન સ્થાપિત હિતો (રજવાડી-મૂડીદારી ભાગીદારીનાં) માટે મેદાન મોકળું થયું!

અને તેમાં સૌરાષ્ટ્રના સૌથી વધુ હડધૂત જામની, કોઇ ગવર્નરોને હોય એટલી વિશાળ સત્તાઓ સહિત, ૪૦ લાખ કાઠિયાવાડી જનતાને માથે, રાજપ્રમુખને સર્વોચ્ચ પદે સ્થાપના થઈ-એને કોઇ કદી દૂર ન કરી શકે; ને એ! બંધારણસભા, ધારાસભા, લોકોએ ચૂંટેલા પ્રધાનો ને વડાપ્રધાન સુદ્ધાંને ઘડીના છઠ્ઠા ભાગમાં હતા ન હતા કરવા સર્વશક્તિમાન રહે!

આવી રિયાસતી આઝાદીનો, આરંભયે એપ્રિલથી થઇ ગયો!

૧૫મી ઓગસ્ટની આઝાદીને આજે એક વરસ પૂરું થયું છે.

જેની આઝાદીના રટણમાં, રાષ્ટ્રીય લડતનાં સાઠ વર્ષો દરમિયાન અપૂર્વ-ચિરસ્મરણીય કુરબાનીઓ અપાઈ છે, એ રૈયત-લોક-પ્રજા જનતાના શા હાલ થયા છે!

દેશની વાત છોડી દઈ ગુજરાત પર જ મીટ માંડીએ.

★

## ૧૪ મી ઓગસ્ટ

'આઝાદી'ની આગલી રાતે વડોદરાના ૪૦૦૦ રેલ્વે કામદારોની માંગો માટેની હડતાળ બીજું

આંદોલન પૂરું કરી તત્કાલ જ શમી હતી. આઝાદીના આરંભે રેલ્વે કામદારોએ તેમની શાન દાખવી દીધી હતી. સાથે સાથે રેલ્વે સત્તાવાળાઓ અને ગાયકવાડી સરકારે ય.

કામદારોની બધી માંગોની એક મુખ્ય માંગ એટલી જ હતી કે, એમની બધી માંગો લવાદને સોંપવામાં આવે પણ રેલ્વે ખાતું ને વડોદરા સરકાર એમ નહીં જ. તો થઈ જ રહ્યું ! અને સમાધાનના બધા પ્રયાસો છતાં તે નિષ્ફળ ગયા હતા. ને તા. ૧ લી ઓગસ્ટને દિવસે ગોયાગેટ વર્કશોપનું બોઇલર ફાટી ગયું. તેની પૂંઠ મહેસાણા, પેટલાદ, જંબુસર ને કોસંબા લાઇનો પણ થંભી ગઇ. ડભોઇ લાઇનના એંજીનિયરિંગ સ્ટાફ, લુહાર, સુથાર, સિગ્નલર, ગેંગમેનોએ કામ છોડી દીધું હતું ને મહેસાણાના કારકુનોએ પહેલ કરી રંગ રાખ્યો હતો.

રાજ્યે દમનનો કોરડો વીંઝી, ધરપકડો કરી લડતને વળ આપ્યો હતો. પરંતુ, રાશનિંગ બંધ કરીને અને ક્વાર્ટર્સમાંથી કાઢી મૂકવાની તથા તા. ૧૧ મી પછી નોકરીમાંથી જ બરતરફ કરવાની ધમકી આપીને તો હડતાળિયાઓના રોષમાં તેલ હોમવા જેવું કર્યું હતું. બેર. કાળપમા લાવી ગાડીઓ ચલાવવાની ધમકીનું મોઢું તોડી પાડતું નિવેદન બી. બી. રેલ્વેના આગેવાને જાહેર કરતાં કહ્યું હતું કે એવી દોઢડાહી નીતિ અખત્યાર કરવા જશો તો બી. બી. ના કામદારોનો ય રોષ વહોરી લેશો.

પરંતુ ત્યારે વડોદરાની નોકરશાહીનું ભેજું ગુમ થઇ ગયું હતું. આવી રહેલા એંધાણની એને સમજ ન હતી. અને રેલ્વે કારખાનાંઓને ફોજી છાવણીમાં ફેરવી નાખ્યાં ! મિલિટરી દ્વારા રેલ્વે ચલાવવાની કોશીશો કરી હજારોના જાનને ભયમાં મૂક્યા. ઉપરથી રોજની એક લાખ રૂપિયાની બરબાદી વહોરી !

● અને આ દમન સામે મિલિમોરાથી મહેસાણા અને છેક કાઠિયાવાડ સુધીનાં તમામ સ્ટેશનો પર હડતાળની આગ ભભૂકી ઉઠી. કેટલેક સ્થળે તો સ્ટેશન માસ્તરો સુદ્ધાં સામેલ થયા.

● વિદ્યાર્થીઓએ અને કાપડ, મોટર, ઇલેક્ટ્રીકના કામદારોએ પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી.

● વેપારીઓ અને પ્રજામંડળના નેતાઓ સુદ્ધાં અને અખબારોએ પણ ટેકો આપ્યો !

આખરે તા. ૧૪મીએ-૧૪મે દિવસે સત્તાવાળાઓને નમવું પડ્યું. કામદારોનો કેસ લવાદ સમક્ષ મૂકવાનું ઠર્યું; ગિરફતાર થયેલાને મુક્ત કર્યા અને બીજાં વોરંટો રદ કર્યાં; ચુકાદો બે માસમાં આપવાનું ઠર્યું.

એક સાદા સીધા હક્ક માટે ય આવડો અધૂરો ને લાંબો જંગ રેલવે કામદારોને સત્તાવાળાઓ અને સરકાર સામે ખેલવો પડ્યો હતો !

પણ એ શું ૧૫મી ઓગસ્ટની આઝાદીનો પ્રાણ ઊગે એ પહેલાંની દશા હતી ? ૧૫મી ઓગસ્ટ બાદની દશા ? એ...આવી હતી—

★

## ઓક્ટોબર ૧૯૪૭

ઓગસ્ટ—આઝાદીને બે એક મહિના થવા આવ્યા હતા. દરમિયાન 'લોકો' નામે ઓળખાતા સામાન્ય માનવીના જીવનમાં કોઇ નજરે ચડે એવો સુધારો દેખાતો ન હતો. ઊલટી જ વાત બની રહી હતી. સુરત જીલ્લાના હાળીઓ પર દમનની શરૂઆત થઇ ચૂકી હતી. તેમના આગેવાનો પર ભાગ્યે બંધી ઠોકાઇ ગઇ હતી. અને કેટલાકને (ચિખોદરાના એને) વિના વોરંટે જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યા હતા. બીજી બાજુ, વારલી કિસાનો અને મહારાષ્ટ્રના કિસાન નેતાઓ ઉપર એથી ય આકરાં દમન ઊતર્યાં હતાં.

અને આ જ આ દિવસો હતા જ્યારે અનાજના સાંસા હતા. અને આપઘાતના બનાવો બનવા માંડ્યા હતા. લોકોનાં ભૂખ્યાં ટોળાં ચોપાસ ઘૂમતાં થયાં હતાં, અને જ્યારે પંજાબ-દિલ્હી પેટાવનારાઓએ દેશને કોમી આગમાં તારાજ કરવા મરણિયા પ્રયાસો આરંભી દીધા હતા. અને ત્યારે લોકોની સરકારના અમલદારો કાળા બજારિયાઓ સાથેની તથા કોમવાદીઓ સાથેની દોસ્તી રખેને તૂટી જાય એ ભયે એમની આળપંપાળમાં અટવાઇ ગયા હતા !

આમાં એક નવી આફતનો ઉમેરો થઈ રહ્યો હતો. પંજાબ ને સિંધમાંથી ગુજરાત-કાઠિયાવાડ-કચ્છને કિનારે આશરે અરધો લાખ માનવીઓ ભયં-દુઃખના માર્યાં ભાગી આવ્યા હતા, ને જ્યાં ત્યાં કામી પોરણે નિરાશ્રિતોની છાવણીઓનું થઈ રહેલું સંચાલન કોમી વેરઝેરરૂપી જોખમી દારૂગોળાની ગરજ સારી રહ્યું હતું.

અને એ જ દિવસોમાં કાપડ-ના ભાવો ઉંચે વધારવાની સરકારી યોજનાઓ ઘડાઈ રહી હતી ને કંટ્રોલ કાઢી નાખવાની આગાહીઓ થઈ ચૂકી હતી.

●અધૂરામાં પૂરું મુંબઈ સરકારના પુરવઠા પ્રધાન શ્રી દિનકરરાવ દેસાઈએ 'ઘરભાડાનિયમન'ને નામે જે ખરડો ધારાસભા માટે તૈયાર કર્યો હતો એણે તો સારાય મુંબઈ-ગુજરાત પ્રાંતના ભાડૂતોના હોશકોશ ઉડાવી દીધા હતા.

પંદરમી ઓગસ્ટની આઝાદી બાદ કદાચ પહેલી જ વાર સાધારણ નાગરિકે કોંગ્રેસ સરકારની માલિક નીતિને આટલી મક્કમ અને ખુલ્લી રીતે પુકારી કાઢી હતી. મુંબઈ-અમદાવાદમાં જે લાખો માનવીઓ ઘર વિનાનાં છે, એમાં બીજા લાખોનો ઉમેરો કરી, એક યા બીજે બહાને મકાનો અને પાઘડીઓ મળે એની સીધી જોગવાઈ પ્રજાકીય પ્રધાને કરી આપી હતી, ત્યારે સામાન્ય માનવીથી પણ એની પાછળના હેતુ વિષે પ્રશ્ન પૂછ્યા વિના રહેવાતું ન હતું.

અને આખરે એ ખરડો તત્કાલ સરકારને પડતો મૂકવાની ફરજ પાડીને જ જનતા જંપી હતી.

★

## નવેમ્બર, ૧૯૪૭

જુનાગઢની લડતનો વિજય થયો હતો, અને ત્યાર પૂર્વે ગોંડલની પ્રજાએ તથા મોરબીના ખેડૂતોએ રાજ્યને હાર આપી પોતાના નેતાઓને છોડાવ્યા હતા. અલબત્ત, સમાધાનો અધૂરા-અધકચરા હતા, અને ત્યારે રાજકોટના સત્તાવાળાઓએ આવતી આફતમાંથી પોતાની જાતને બચાવવા કોમી તોફાનોની ઢાલ ઊભી કરી રક્ષાનો પેંતરો રચ્યો હતો—શ્રી ઢેબરભાઈના ઘર ઉપર કોમવાદીઓ હજાર માનવીનો ખુલ્લો હલ્લો દોરી શક્યા હતા !

કોમવાદીઓ સામેની અને રજવાડી હકુમતો સામેની નેતાગીરીની ઢીલી નીતિ આ બધા પ્રસંગોમાં ઉઘાડી પડી હતી—જેનાં પરિણામ પાછળથી શોધવાનાં બાકી હતાં.

★

## ડિસેંબર ૧૯૪૭

ગુજરાતમાં ધરમપુર વાંસદા (રાજ્યો)ની ધરતી જાગી ઊઠી હતી. જવાબદાર રાજ્યતંત્રની જાહેરાત મહિનાના અંત સુધીમાં નહિં થાય તો લડતની નેમ જાહેર કરતો ઢંઢેરો પ્રજાએ પીટાવી દીધો હતો. અને રાજ્યના નવા દમન કાનૂનોનો ભંગ કરી પ્રજામંડળની સ્થાપના પોકારી હતી.

મૂળી (કાઠિયાવાડ)ની બહાદુર પ્રજાએ રાજવીને ગાદી પરથી ઉઠાડી પ્રજાકીય તંત્રની જાહેરાત કરતો ઢંઢેરો પીટી સમસ્ત રિયાસતી પ્રજાને સાચો અને સીધો રાહ ચીંધ્યો હતો. જેને પગલે લખતર પણ એ પૂર્વે જ રજવાડી મૈત્રી માટે આતુર નેતાગીરી એ વચ્ચે પડી મૂળી અને લખતરમાં રાજવીનું ડગમગતું આસન સ્થિર કરી આપ્યું હતું !

આજ દિવસોમાં વડોદરાનું 'વફાદાર' પ્રજામંડળ રાજવીને વિનંતિઓ કરતું હતું કે આપ શ્રીમંત અમને હુકમશો ને અમારે લડત પર ઊતરવું પડશે તો એમાં આપનું જ ખોટું દેખાશે, જે અમે ઇચ્છતા નથી! અને કચ્છમાં પણ એવા જ ઢંગ ચાલતા હતા.

અને આ મહિનો પૂરો થાય તે પહેલાં, ૧૯૪૭ નું વર્ષ આથમી જાય તે પૂર્વે, મુંબઈના ૭ લાખ કામદારોએ સમાજવાદી-સામ્યવાદી સંયુક્ત નેતૃત્વ નીચે મુંબઈના માલેતુજારો અને સત્તાધીશોનાં દાંત ખાટા કરી નાખ્યા હતા. પ્રચંડ શિસ્તપૂર્વક ૭ લાખ કામદારોએ સરકારી માલિક તરફી નીતિ સામે વિરોધ પ્રતીક હડતાળ પોકારી હતી.

પરંતુ ૧૯૪૭ ની સાલ આઝાદીનાં અવનવાં સ્વરૂપો પ્રકાશમાં આણીને જ આથમવા નિરધારી હોય એમ ડંકારો દેતી હતી.

અમદાવાદમાં 'મોચીની વહુ' જેવા સામાજિક અને પારસી નાટકની અનુકૃતિરૂપ નાટક ઉપર

પણ ઇન્જકશન લગાવતો હુકમ કાઢી, સમસ્ત શહેરીઓની ભુલંદ-વિરોધ-જેહાદને ઠુકરાવીને, કલાકૃતિ પર ગમાર પોલિસશાહીનો આખરી નિર્ણય માન્ય કરી મેજીસ્ટ્રેટે સંસ્કારિતાને લજવી, સરકારને ય લજવી.

તો મુંબઈનાં કમ્યુનિસ્ટ પાર્ટીના અખબારોને મોઢે ડૂચો મારતો હુકમ ( રજવાડાં, પાકિસ્તાન–હિંદુસ્તાન-સંબંધ, કોમવાદ વગેરે અંગે લખાણો ન લખવાનું એ ફરમાન ) સરકારી બેઇજ્જતીનું નિદર્શન કરી રહ્યો.

પરંતુ હજી વધુ બેઇજ્જતી તો મુંબઈમાં વિદ્યાર્થી પરિષદ ઉપર મનાઈ હુકમ ફરમાવી ગુપ્ત રીતે મળેલી પરિષદ ઉપર ગોળીબાર અને ટીઅરગેસ ચલાવી સરકારે ઇસુની ૧૯૪૭ ની સાલને અંજલિ આપી હતી !

'નાટક' ને વિદ્યાર્થી પ્રવૃત્તિ ઉપર યે આઝાદ પ્રજા સરકારને 'આટઆટલું' કરવું પડ્યું !

પણ ખરેખરી વડાઈ તો એ છે કે આ વર્ષના આથમતા દિનેજ વળી સરકારે અનાજ પરના કંટ્રોલો દૂર કરી ભૂખે મરવાની આઝાદી આખા ય દેશને અને કાળા બજારના ભાવો ધોળા બજારમાં ઉપજાવવાની સ્વતંત્રતા માલદારોને બક્ષી, મહાત્મા ગાંધીના આશીર્વાદ સુદ્ધાં એને માટે મેળવી લઈ 'નવતર' દિશામાં 'હિંમત ભર્યાં' ડગ માંડ્યા હતાં !

## જાન્યુઆરી ૧૯૪૮

નવા વર્ષની મંગળ પ્રભાતે (૧) –જાન્યુઆરીની ૧લી તારીખે ઓરિસ્સાની સરકારે ૨૫ રજવાડાંઓ અને મધ્ય પ્રાંતની સરકારે છત્રીશગઢનાં ૧૪ રજવાડાંઓનો વહીવટ પોતાને હસ્તક લીધો; અને એ જોડાણ કરારો મુજબ રાજાઓ ભોગવે છે તે શોષણ અને વારસાહક્ક તથા જંગી રકમનાં સાલીયાણાંના હક્કદાર બન્યા !

આ જોડાણને 'રક્તવિહીન ક્રાંતિ'ની શરૂઆત તરીકે ગણાવી ઢંઢેરો પીટવામાં આવ્યો.

અને એનો સીધો પ્રત્યાઘાત ગુજરાત–કાઠિયાવાડની રિયાસતી પ્રજાની લડતો પર પડ્યા વિના ન રહ્યો. હવે તો મૈત્રી દ્વારા રાજાઓ સાથે કરારો કરવાના હતા; હવે લડતો બિનજરૂરી હતી, એટલું જ નહિ, પણ, લડતો એવી મૈત્રીની આડે આવતી હતી ! અને જ્યાં ત્યાં રજવાડી આપખુદી સામે જંગે ચઢેલી જનતાને બેસાડી દેવાના જાગ્રત સતત પ્રયાસો આરંભાયા. હવે પછી આવનારી ભાગીદારીવાળી સત્તામાં જેમનો સીધો રસ અને સ્વાર્થ હતો એ ઉચ્ચ મંડળોએ પોતાનો માર્ગ સફળ બનવવા રીતસર પ્રયાસો આરંભી દીધા.

જુનાગઢની ગૌરવ ભરી લડતને કપાળે કાળી મેશ લગાડે એવો વહીવટ ત્યાં શરૂ થઈ ગયો હતો. નવાબી કાધિયાઓએ દેશભક્ત બની નવી સરકારના વડેરાઓ સાથે પ્રજાદ્રોહી કારવાઈઓ જમાવી હતી. પરિણામે કોમવાદને વધુ પોષણ મળ્યું, કોમી તણખા ફાટી નીકળ્યા, પોલિસખાતું અને અમલદારશાહી તંત્ર એમાં તરબોળ રહ્યું. અંદરઅંદર આગેવાની માટે તકરારો જાગી અને સાથી વિશેષ તો જુનાગઢ મહાલના કિસાનોની અને જનતાની જમીન તથા અન્ન સમસ્યા અતિ ઉગ્ર બની ઊભી રહી ! અને આ બધાની આડશે નવાબને પાછા આણવાની, યા એના દીકરાને ગાદીએ આણવાની કોશીશો ય શરૂ થઈ ગઈ !

ત્યારે, રાજપીપળા અને વડોદરાની આગેવાનીએ, લડતના જામેલા વાતાવરણને ધોઈ નાખી 'નવા સંબંધો' માટેના પ્રયાસો ઉપર જ તમામ શક્તિ કેન્દ્રિત કરી. રાજપીપળામાં એક વાર તો અધિવેશનમાં પ્રજાએ નેતાઓની પીઠેહડની વલણને લપડાક લગાવી ય દીધી હતી છતાં દોર તો મોટેરાઓને હાથ જ રહેતો હતો. પાલણપુરમાં હજી લડતનાં નગારાં વગાડતા જુવાનો 'ભાવિની તૈયારીઓ' કરી રહ્યા હતા.

આનો સામો પડઘો જામનરેશે, શ્રી. દત્તાણી સમા કાર્યકરોની ધરપકડ કરી, 'જય ગુજરાત' પુસ્તિકાને જપ્ત કરી, પાડ્યો ! અને 'રાજદ્રોહ'ના આરોપ માટે બે વરસની સખ્ત કેદ ભોગવતા શ્રી. વેદને ચશ્મા, પુસ્તકો અને પત્રવ્યવહારની સામાન્ય સગવડ




પણ ન આપીને ભૂખ હડતાળ પર ધકેલ્યા.

વડોદરાની 'શ્રીમંત સરકારે' પ્રજાની ક્રૂર મશ્કરી કરતાં 'બોગસ' સુધારાઓ આપી પ્રજાકીય મોરચામાં ફૂટ પાડવાની રમત આદરી.

મુંબઈમાં વિદ્યાર્થીઓની પરિષદ ઉપર થોડા જ દિવસ પૂર્વે કરેલા ગોળીબારનો જવાબ આપવા ૩૫૦૦૦ વિદ્યાર્થીઓએ તા. ૯ મી જાન્યુઆરીએ દમનવિરોધી દિનની ઉજવણીમાં પ્રચંડ હડતાળ પાડી હતી. સુરત, અહમદનગર, સોલાપુર, બીજાપુર, બેલગામ, ઉરણ, અંબરનાથ વગેરે સ્થળોએ હડતાળમાં સાથ આપ્યો હતો.

વિદ્યાર્થીઓની હરીફાઈમાં કેમ જાણે ન હોય એમ મુંબઈની ટ્રામ બસ કંપનીના ૧૨૦૦ કારકુનોએ એમના યુનિયનના મંત્રીની બરતરફી સામે લડત-હડતાળ પોકારી હતી, અને પોર્ટટ્રસ્ટના ૮૫૦૦ કામદારો હડતાળ તોડવાના તમામ પ્રયાસોને હરાવી એમની લડત આગળ ધપાવી રહ્યા હતા.

પરંતુ જેનાથી મુંબઈ નગરી ચોંકી ઊઠી હતી, એ તો આ વાત હતી-મુંબઈ સરકારે સરકારી નોકરોને બેકાર બનાવી ઘેર બેસાડવાની જે નીતિ અખત્યાર કરી હતી તેની સામે સરકારી નોકરોએ આખરીનામું આપી દીધું હતું!

બીજી બાજુ, કોમી આગ સામેનો કલાકારોનો મોરચો લાખો મુંબઈવાસીઓને પ્રેરણા આપી રહ્યો હતો. અમદાવાદમાં મળેલી લોકનાટ્ય પરિષદે પણ એકતાની એ મશાલ ઊંચી ધરી હતી.

પરંતુ કોંગ્રેસ સરકારની પાટનગરીમાં ત્યારે એક અવનવી બીના બની રહી હતી! અમદાવાદના ૪૦ હજાર અછૂત કામદારોને મંદિર પ્રવેશના પોતાના કાયદેસર અધિકાર માટે ય લડત આપવાની ફરજ પડી હતી! કોંગ્રેસી નેતાઓ રેતમાં માથું નાખી બેસી ગયા હતા ને અછૂત કામદારોને હડતાળ કરી પોતાની લડત આગળ ધપાવવી પડી હતી-જ્યારે એક લાલવાવટો જ તેમનો સાથીદાર રહ્યો દેખાતો હતો.

અને એ જ અઠવાડિયે મુંબઈમાં બીજી એવી કલંકકથા સરદાર પટેલની કામદાર સભામાં હરિ નારાયણ નામના એક સરકારી પટાવાળાના લોહીથી લખાઈ હતી-પોર્ટટ્રસ્ટના હડતાળ કામદારોએ એ સભામાં નિદર્શન કરવા જતાં પોલિસે ગોળીબાર કરી, હરિ નારાયણનો પ્રાણ લીધો હતો!

★

## ફેબ્રુઆરી ૧૯૪૮

આપણા વતનની દુર્દશાનો અંદાજ તો હજી હવે આવવો બાકી હતો જે રાજા-નવાબો ને માલિક-જમીનદારો તથા સડેલ અમલદારોનો સંયુક્ત મોરચો રોજબરોજ ઊંડો પાયો નાખી રહ્યો હતો, તેની સામે બંદુકો તાકવાને બદલે જનતાની છાતીઓ પર ગોળીઓ ઝાડવાની સરકારી નીતિ એનાં કારમાં પરિણામો હાથે કરી જમાવી રહી હતી. મહાત્મા ગાંધીજીના ખૂનની કારવાઈ એ આખી કમનસીબ અને કલંક કહાણી રજૂ કરી રહી છે (કેસ કોર્ટમાં હોય ટીકાને સ્થાન નથી). જામનગર-

અલ્વર, ભરતપુ થી માંડી ગુજરાતના વડોદરાની ભીતરમાં રંધાઇ રહેલ કોમી કાવતરાખોરોની ચીજો અને ગાંધીજીના ખૂન બાદ કોમવાદીઓએ ઉજવેલી મહેફિલો. એના ઊંડાં મૂળિયાંની ખાતરી કરાવી ગઇ છે.

જનતાના એ હત્યારાઓ સામે પ્રગટેલો રોષ, એમની સામે આપોઆપ થયેલ પ્રતિઃવ્યાપી હુમલાઓના હેવાલોમાંથી મળ્યા વિના રહેતો નથી.

★

## માર્ચ ૧૯૪૮

છટણી, અનાજની વ્યવસ્થા અને નીચા પગારો સામેની ફરિયાદો માટે ય દાહોદના ૩૫૦૦ રેલવે કામદારોને હજી લડતનો રાહ લેવો પડે છે! કરોડોની કમાણી કરતા રેલવે ખાતા સામે અને કોંગ્રેસી સરકાર સામે આ પહેલા નંબરનું તહોમતનામું નહિ તો બીજું શું છે!

એ જ રીતે વડોદરાની સરકારે સરકારી નોકરોની પગાર વગેરે માંગોને ઠુકરાવી, મંડળને ગેરકાયદે જાહેર કરી પોતાની નાલેશી દેખાડી હતી. વિલાયતમાં ઘોડદોડ, અમનચમન ને કાળા ધોળા અમલદારોનાં ખીસાં ભરવા માટે શ્રીમંત પાસે પૈસા છે પણ કારકુન, પટાવાળા કે પોલિસને પેટપૂરતો પગાર આપવા નથી!

અને સુરતમાં ૭૦૦ બીડી કામદારોએ આજ માસમાં પોતાની મજૂરીના દર વધારવા હડતાળનો રાહ લીધો ત્યારે ય માલીકોની નફેખાજીની કથા ખુલ્લી પડી હતી.

પરંતુ સૌથી વિશેષ તો, અમદાવાદના ૧૫૦૦ મ્યુનિ. શિક્ષકોએ શ્રી ઠાકોરભાઇ ઠાકોરની સરદારી નીચે ચલાવેલી લાંબી શિક્ષક-હડતાળ છે. મુંબઇ સરકારે ૨જી ફેબ્રુઆરીએ પ્રાથમિક શિક્ષકોને "સંપૂર્ણ ન્યાય" (!) આપવાના હેતુથી ત્રીજી જાહેરાત કરી હતી—જેને શિક્ષકોએ એકી અવાજે ફગાવી દઇ હડતાળનો આખરી રાહ અપનાવ્યો હતો! અમદાવાદના ૧૫૦૦ શિક્ષકોએ પ્રાંતના ૧લાખ પ્રાથમિક શિક્ષકોની રાહબરી કરી હતી. અને મ્યુનિ'ના કોંગ્રેસી વડાઓની તથા મુંબઇ સરકારની દાદાગીરી સામે લડી લઇ આખરે શિક્ષકોએ 'સમાધાન' શોધ્યું હતું × × × શિક્ષકોના ધંધાને આસમાને ચઢાવનારા વડાપ્રધાનની જે છત્રછાયામાં જીવતા શિક્ષકોને ય આખરે લડત કરવી જરૂરી બની હતી!

તેવી જ બીજી લડત હતી વડોદરાના ૧૦ હજાર સરકારી નોકરોની. મહારાજા અને કોંગ્રેસી લોકપ્રિય પ્રધાનોના દમન સામે એ લડત લડાઇ હતી. પટાવાળાઓ ને જમાદારોથી માંડી, રામણીયાઓ, તલાટીઓ, અવલ કારકુનો, શિરસ્તેદારો ને વહીવટદારો સુદ્ધાં આ હડતાળ જંગમાં શામેલ હતા. મોટા પગારદાર સાહેબોને ત્યારે જાતે પાણી ભરીને પીવાનો વારો આવ્યો હતો! સાહેબોના ઘરના રસોયા સુદ્ધાં હડતાળ પર ઉતર્યા હતા!

## એપ્રિલ ૧૯૪૮

વડોદરાના સરકારી નોકરો-૧૦ હજારની લડતને પગલે કચ્છના ૮૦૦૦ સરકારી નોકરોએ ઇતિહાસનું એક અદ્ભુત પાનું લખ્યું! સરકારી નોકરોના હકની એ લડત કચ્છી પ્રજાનું અપૂર્વ ધિંગાણું બની ગયું! (જુઓ સંસ્કાર: જૂન અંક). એ દિવસે સરકારી ઓફિસોથી માંડી ઘોડાગાડીઓ રેલવે સુદ્ધાં થંભી ગઇ! એ દિવસે રાજદરબારના મહેમાનઘરના રસોયા, બટલરો ને નોકરો ય ધીંગાણામાં શામેલ થયા! અને બંદૂકોની ધમકીઓ સામે રોષે ભરાયેલા ટોળાંઓએ નવી જ તાકાતનો પરચો રજવાડી આપખુદીને દાખવ્યો હતો. રાજાશાહીને નમાવી હતી. એ ધિંગાણું 'પગાર વધારા' માટે ખેલાયું હતું!

અને એવું જ બીજું ધિંગાણું એજ મહિને સુરત જીલ્લાના હાળીઓએ ખેલ્યું હતું. (જુઓ સંસ્કાર જુન અંક) માલિક ધણિયામાઓનાં શોષણ, રંજાડ, દાદાગીરી ને ગુંડાગીરી સામે ગુલામોએ મોરચો માંડ્યો હતો. પોતાનાં ઘરબાર માલિકોએ ભસ્મીભૂત કર્યાં હતાં, ને ઓરતોની લાજ લૂંટાઇ હતી; પોતાના આગેવાનોને જેલમાં ગોંધી સરકારે માલિકોને રખોપું આપ્યું હતું ને ધાક-ત્રાસનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું. પરંતુ હાળી એની ગુલામી સામેની લડતનો નિરધાર કરી ચૂક્યો હતો.

રાજપીપળાના ભીલોમાં એનો તણખો ઊડ્યો હતો ને ગાયકવાડી કામરેજમાં એમાંથી ભડકો ઊઠ્યો હતો !

કોંગ્રેસી પ્રધાનોના રાજ્યમાં હાળી-ગુલામીના કલંક સામે લડનારાઓનો પંથ કાંટા—ના, જેલો ને ગુંડા દમનોથી ભરેલો હતો !

પરંતુ એપ્રિલનો મહિનો, એક રીતે નહિ તો બીજી રીતે, યાદગાર બની જવા સર્જાયો હતો ! એપ્રિલની શરૂઆત થઇ ન થઇ ત્યાં તો મુંબઈ અને ગુજરાતભરમાંથી ડઝનબંધ કિસાન-કામદાર-કમ્યુનિસ્ટ નેતાઓની ધરપકડો થઇ ચૂકી હતી. અને એ ધરપકડોનાં કારણો જાણવાનો યા એ કારણો સામે કોર્ટે ચઢી ન્યાય માગવાનો કોઇ અધિકાર મુંબઇ સરકારે પ્રજા પાસે રહેવા દીધો ન હતો.

આ જ તો એ ઐતિહાસીક મહિનો હતો જ્યારે સૌરાષ્ટ્ર સરકારની સ્થાપના થઇ ચૂકી હતી; ને તેય તેના પૂર્વજો ( મુંબઇ સરકાર ) ને પગલે ચાલવાની તૈયારીઓમાં પડી હતી.

★

## મે ૧૯૪૮

પછી તો–મે મહિનો બેસતાં બેસતાં–લોકશાહી હિલચાલના આગેવાન પત્રો–'જનયુગ' ઉપર ૭ હજારની જામીનગીરીનો દંડો વીંઝાયો અને ગુજરાતના વધુ સામ્યવાદી આગેવાનોને સાંળયા પૂઠે કોઇ કશા કેસ વિના, ગોંધી દેવામાં આવ્યા ! દેશભરમાં જેલખાનાં મોતનાં ઘર બનવા લાગ્યાં ને પ્રત્યેક લડતને માથે લાઠીમાર ને ગોળીબારની ઝડીઓ વરસવા માંડી. હેબિયસ કોર્પસના કાયદાનો 'લાભ' દૂર થવા લાગ્યો ને નાદીરશાહી જુલ્મોનો તરેહ તરેહથી બચાવ થવા લાગ્યો !

★

## જુન ૧૯૪૮

સૌરાષ્ટ્ર સરકારની સ્થાપનાને બે મહિના વીત્યા હતા; ને પુત્રનાં લક્ષણ પારણામાંથી દેખાવા લાગ્યાં હતાં.

સરકારની સામે એક હરફ પણ ઉચ્ચારનાર અને વિરોધનો એક સૂર પણ કાઢનારના ટુકડે ટુકડા કરવાની અને તેમને ગંગા જમુનાનાં જળમાં ઝબોળી દેવાની ખુલ્લી ધમકીઓ વઢવાણની ઘરે:–સુધરાઇના પ્રમુખે આપી હતી. તેની પાછળ, સૌરાષ્ટ્ર સરકારે ય સલામતીને નામે તાજેતરમાં જે આપખુદ ધારો પસાર કર્યો હતો એ જ બળ ઊભેલું હતું.

અને આવા સલામતી ધારાની જરૂરિયાત સરકારને વરતાઇ હતી, કેમકે, સૌરાષ્ટ્રનો કિસાન ભાયાતી જુલ્મો નીચે મરી રહ્યો હતો, ને સોરઠી પ્રજા અન્ન વિના ટળવળી રહી હતી ! બોટાદ જેવામાં હલકા ચોખાના ભાવ કાચા મણના રૂા. ૧૮ સુધી ઉછળ્યા હતા ! અને ૪૨–૪૩ જેવી રોટી રમખાણોની પરિસ્થિતિ સારાય કાઠિયાવાડમાં છાઇ રહી હતી. સૌરાષ્ટ્ર સરકાર સલામતી ધારાનું બખ્તર સજી રહી હતી.

બીજી બાજુ, સૌરાષ્ટ્રના ગિરાસદારો–સોરઠી નેતાગીરીની માંદલી મનોદશા જાણનારા આ શોષકો–એ કિસાનો પર દાદાગીરી અને ધાક ધમકીનું સત્ર શરૂ કરી દીધું હતું. જમીનદારી શોષણનું ખપ્પર ભરવા તેમણે સૌરાષ્ટ્ર સરકાર સામે મોરચો સજવા માંડ્યો હતો. "સૌરાષ્ટ્ર સરકાર નહિ જોઇએ; રાજા સાહેબ પાછા આવો"ની ઘોષણાઓ એમણે ગજાવી હતી. અને સામેથી "ભાઇ બાપા" કરતા સૌરાષ્ટ્ર સરકારના પ્રધાનો સામે રામકીના પ્રશ્ન અંગે આખરી લડતનું હથીઆર ઉગામ્યું હતું. જેમાં આખરે સૌરાષ્ટ્ર સરકારે નમતું છોડી સમાધાન અપનાવ્યું હતું.

● આ જૂન માસની ૧૦.મી તારીખે ગુજરાતની નાની રિયાસતો મુંબઇ ઇલાકામાં ભળી ગઇ, ત્યારે થોડાક બનાવોએ શાંત ગુજરાતીઓને વીજળીનો આંચકો લગાવી ચોંકાવી દીધા હતા.

મહીકાંઠા-ઇડર પ્રદેશમાં જેમની જમીનો સાલોથી છીનવાઇ ગઇ હતી, અને જેઓ જમીન વિહોણા બન્યા હતા; અને તાજેતરમાં જેમનો ખેડ હક્ક પણ છીનવાઇ જતાં જેઓ નોધારા બની

રખવાયા બન્યા હતા, એમણે ટોળીઓ બાંધી, શાહુકાર–જમીનદારો ઉપર રાતોરાત 'હલ્લા' સજ્યા ! સ્ત્રી પુરુષો ને બાળકો હાથમાં હળ અને હથિયારો લઇ, બેટરીઓ લઇ માઇલો ઘૂમી વળ્યાં—શાહુકારોની જમીનોમાં હળ નાખી પોતાની માલિકી જાહેર કરતા શાહુકારોને બચાવી ભાગી જવા હાંફળા કરતા આઝાદ બની ઘૂમી વળ્યાં.

અને ત્યારે મુંબઇ સરકારની ગોદમાં નવા નવા આવેલાં એ સંતાનોને માતાની રક્ષા આપવાને બદલે, જમીન અને ખેડહક્ક પાછાં સુપ્રત કરવાને બદલે, ૩૦૦ ગરીબ ઠાકરડાઓને જેલ અને એમનાં સગાંસંબંધીઓને ધાકધમકી અને બેકારી–ભૂખમરો નવાજી નવી આઝાદીનો અનુભવ કરાવ્યો ! અને જેમણે આ 'ગરીબ–અજ્ઞાન,' ઠાકરડાઓને, પોતાનાં હીન સ્વાર્થો ખાતર 'રજપૂત–ક્ષત્રિય'ને નામે કોમી ઉશ્કેરણી કરી 'તોફાને' ચઢાવ્યા હતા, એ સાચા ગુનેગાર ઠાકોરોને છૂટો દોર આપવામાં આવ્યો ! એટલું જ નહિ પણ જેમાંથી આ તોફાનો જાગ્યાં હતાં તે મૂળ ખેડૂતોની જમીન સમસ્યાનો ધરમૂળથી નિકાલ લાવવાનું કોઇ ક્રાંતિકારી જલદ પગલું ભરવાને બદલે સરકારે ને આગેવાનોએ ઠાકરડાઓને કાયદેસર અરજીઓ કરવા સલાહો આપી, ફરજ અદા કર્યાનો સંતોષ માન્યો !

અનાજના અંકુશો જતાં આમજનતાની બેફામ ચૂસણખોરી નીતિ હતી. વડોદરા જેવડા શહેરમાં ૧૧ થી ૧૪ રૂપિયે મળતા (કાચા મણના) ચોખાના ભાવ રૂ. ૨૫ થી ૩૦ પહોંચ્યા હતા; ઘઉંના ૨૦ થી ૨૫ રૂ. અને જુવાર–કઠોળના પણ ૧૨ થી ૧૪ રૂ. ત્યારે કોલસા ૬ થી ૭ રૂ. મણ અને મીઠું તેલ ૧૫ આને શેર (કાચો શેર) ! દૂધ, ખાંડ અને કાપડના ભાવો બેથી ચાર ગણા ઊંચા ચઢી ગયા હતા.

વડોદરાની મહિલાઓએ આની સામે ઝુંબેશ ઉપાડી ત્યારે વડા પ્રધાનની ગાદીએ આવેલા ડૉક્ટર જીવરાજ મહેતાએ 'એ બધી વાત તો વડી સરકારને હાથ છે; અમે લાચાર છીએ' કહી ઠીનું સંકેલ્યું હતું. અને નફાખોરો સામે કડક હાથે કામ લેવાનો સમો સીધો માર્ગ અપનાવવાને બદલે ભગવાન પર ભરોસો રાખવાની નીતિ અખત્યાર કરી હોય એમ જણાતું હતું.

મુંબઇમાં આ દિવસોમાં જ અખબારી આઝાદીની મશાલ ઝગી ઊઠી હતી. મુંબઇ સરકારની પોલિસે એ. આઇ. સી. સીની બેઠકના દિવસો દરમિયાન પત્રકારો પર શારીરિક હુમલો કર્યો હતો; 'ટ્રેન્ડ'ના સહતંત્રીને લૉકઅપમાં ઠોકી દીધા હતા. ને તે જ દિવસોમાં ન્યુ એજ પ્રેસને સીલ કરી વધુ ઉશ્કેરણી કરી હતી. મરાઠી–ગુજરાતી–ઉર્દુના દૈનિકો અને અઠવાડિકો ઉપર આ દરમિયાન જામીનગીરી, ધરપકડો ને મનાઇ હુકમોની મનસ્વી તલવાર ઊતરી ચૂકી હતી. એમાં વળી, મુંબઇના જાહેર સલામતી ધારામાંની અખબારો અંગેની કલમોએ તો અખબારી સ્વાતંત્ર્યનું ગળું જ ઘૂંટી નાખ્યું હતું !

આવા આ કારમા હલ્લા સામે મુંબઇના પત્રકારોએ ગૌરવભરી લડતનાં મંડાણ કર્યાં—'અખબારી સ્વાતંત્ર્ય સમિતિમાં સો જેટલા પત્રકારોએ પહેલ કરી. અને મુંબઇના લત્તાઓમાં સભાઓનું અદ્દભુત જોશીલું બન્યું.

આ જ દિવસોમાં અમદાવાદની પ્રજા એક નવી આફત સામે બાથ ભીડી રહી હતી. મુંબઇ સરકારે, પોતાની નાલેશી ઢાંકવાના પ્રયાસમાં ૧૯૪૬ માં અમદાવાદમાં જાગેલા કોમી રમખાણને અંગે આખા શહેર પર ૨૦ લાખ રૂપિયાનો દંડ નાખ્યો હતો ! જે લત્તાઓ ને ખાસ કરીને કામદાર વર્ગનો વિશાળ સમૂહ આ રમખાણોથી તદ્દન અલિપ્ત રહ્યો હતો, અને જેને માટે તેમને સરદાર પટેલ અને શ્રી નંદા સુધાંના ધન્યવાદ મળ્યા હતા, એમના ઉપર જ આ દંડનો મોટો ભાગ ફટકારાયો હતો ! તેમાંય હિંદુને રૂ. ૯ અને મુસલમાનને રૂ. ૪૦ાા માથા દીઠ વેરો આપવો પડે એવા કોમી કલહનાં બીજ વાવતી અને આકરી વહેંચણી કરવામાં આવી હતી. સહજ રીતે કામદારોએ એની સામે પોકાર ઉઠાવ્યો. સરકારે એને કચડી નાખવા લાઠીમાર અને ધર-

# રામરાજ!

પકડોનો ઉપાય અજમાવ્યો ! ને જેલમાં પૂરી દીધેલા કામદાર આગેવાનો પર ત્રાસનું વર્તન ઉતાર્યું.

★

## જુલાઇ ૧૯૪૮

આ રીતે, ઑગસ્ટની આઝાદીએ એક વરસ પુરું કરતાં પહેલાં—બારમા મહિનામાં પ્રવેશતાં જ ૭૦ વર્ષની અછૂત-ભંગી કામદાર વૃદ્ધા બાઇ ભાણી જેઠીનો જાન ગોળીબારથી લીધો.

મુંબઈની મ્યુનિસિપાલિટીનો કારભાર કોંગ્રેસ પક્ષના હાથમાં હતો ને ત્યારે મ્યુનિ'ના અછૂત કામદારોની માંગો-મૂળભૂત પગાર રૂ. ૪૦; ઔદ્યોગિક ધોરણે મોંઘવારી ભથ્થું, સ્ટાફમાં વધારો, ઓલીઓની વ્યવસ્થા વગેરે માંગોને ઠુકરાવવામાં આવી હતી; એની સામે ૭૦૦૦ કામદારોએ હડતાળ પુકારતાં કોંગ્રેસી સરકારોએ ગોળીબારથી જવાબ આપ્યો હતો ! એ બેફામ ગોળીબારની નિષ્પક્ષ યા અદાલતી તપાસ કરવાની સર્વપક્ષ માંગને પણ ઠુકરાવી દેવામં આવી હતી ! ગાંધીજીને નામે ગાદીઓ પર બિરાજનારાઓએ અછૂતોને ભૂખમરો-બેકારી ને ગોળીઓથી નવાજી !

તો અમદાવાદની જેલોમાં રાજદ્વારી કેદીઓ સાથેના અમાનુષી વર્તાવ સામે ત્યાંના ૧૨ કેદીઓને ભૂખ હડતાળનો આશરો લઇ જાનને હોડમાં મૂકવાની ફરજ પડી !

દરમિયાન ડૉ. જીવરાજે એમના નાદીરશાહી હુકમ વડે સૌને આશ્ચર્યમાં નાખી દીધા—એક દિવસની હડતાળ કરશે તો ૭ દિવસનો પગાર કાપ થશે !

અને ભાવનગરમાં ઝાડુ કામદારોની પેટના હક્કની હડતાળ તોડવા ઉજળિયાત વર્ગના રાષ્ટ્રભક્તો હાથમાં સાવરણા લઈ બહાર પડી કાળપમાનું કામ કરી 'સેવા'ની શાબાશી કમાઇ રહ્યા !

પરંતુ આ દરમિયાન અખબારી સ્વાતંત્ર્ય ઉપરના પ્રહારોએ માઝા મૂકી દીધી છે. દર અઠવાડિયે સહતંત્રીઓની ધરપકડો અને અખબારોની સતામણીઓ ચાલી રહી છે. તેની સામેની અખબારી સ્વાતંત્ર્ય સમિતિની જેહાદ જબ્બર જોશીલી બની લડતનો રંગ બદલાવે છે અને એ જ દિવસોમાં મુંબઇમાં મળતી અખિલ હિંદ તંત્રી પરિષદમાં સરકાર-પક્ષી આગેવાનોની નામરજી છતાં દમનધારાને વખોડતો અને એને પાછો ખેંચી લેવાની માંગ ઉઠાવતો તથા આજ સુધી લેવાયેલાં પગલાંની કાયદેસર પુનર તપાસ માંગતો ઠરાવ પસાર થયો છે.

મુંબઇ સરકાર બીજે હાથે ગુજરાતના કામદાર આગેવાનોને ઝડપી લઇ કેદમાં નાખી રહી છે. અને મુંબઇની હાઇકોર્ટના ન્યાયાધીશો "મેજીસ્ટ્રેટના હુકમ"ને આખરી તરીકે સ્વીકારી લઇ,





હેબિયસ કોર્પસ દ્વારા મળેલ જે કાંઈ અધિકારને ય લઈ રહ્યા છે! સરકારે દરમિયાન, હાલત સમજી જઈ, ભલે કશી ગુનેગારી કરી ન હોય, પણ 'કરનાર છો' એવી શંકા પરથી પણ વિના વોરંટ-વિના કેસ પકડવાનો અધિકાર અખત્યાર કરી લોકશાહી પર આખરી હલ્લો કરી દીધો છે!

★

## ઓગસ્ટ ૧૯૪૮

૧૫ મી ઓગસ્ટના આઝાદી માસનો આ પ્રથમ દિન છે.

ત્યારે કોલેરા ને અન્નનો અભાવ, કપડાં ને કોલસાની અછત, મકાનો ને રહેઠાણોની તાણ, નિર્વાસિતોના કેદી સમા જીવનની કંપાવનારી કહાણીઓ અને નાગરિક સ્વાતંત્ર્ય ઉપરના ઠેર ઠેર પ્રકારોના પ્રતિબંધ હેવાલો અખબારોને પાને પાને દેખાય છે.

જેમતી આઝાદીનો દાવો થયો છે ને થઈ રહ્યો છે એમતી જ સામે એમતી રોટી અને રક્ષાતી લડતોને કચડવા માટે લાઠી, બંદૂકો, ટીઅર ગેસ ને જેલનાં દ્વાર ખોલાઈ રહ્યાં છે. એક બાજુ મૂડી ભર માલદારોને માટે કંટ્રોલો ઉઠાવાઈ ગયા છે ને કાપડ પર ભાવો છાપવાની ય ફરજમાંથી તેમને મુક્તિ આપી ૧૦૦ દિવસમાં ૩૦ કરોડ રૂપિયાની કમાણી કરવાની સોનેરી તક સુપ્રત થઈ છે! અમલદારો ને પ્રધાનો પ્રજાના સેવક નહિ, પણ મુંડમોજી શેઠ બની હાટી દઈ કારભાર ચલાવી રહ્યા છે.

★

## નહીં એ બુઝાશે—

# લોકનાટ્ય

લેખક : શંકર પંડયા

લોકનાટ્ય સંઘ (મુંબઈ શાખા) ના અંગ્રેજી ગ્રુપે થોડાં અઠવાડિયાં પહેલાં 'ડીપ આર ધી રૂટસ' નામનું અમેરીકામાં હબસીઓ પ્રત્યે રાખવામાં આવતા 'રંગભેદ' ને ઉઘાડું પાડતું નાટક ભજવ્યું. આ નાટકના લેખક આર્નોલ્ડ ડાઉસુએ, રંગભેદનાં મૂળ કેટલાં ઊંડાં ગયાં છે, એનું દુબહુ ચિત્ર ખડું કરવાનો પ્રયાસ કર્યો છે.

સૌથી પ્રથમ આપણે આ નાટકની વસ્તુ તપાસીએ. બ્રેટ ચાર્લ્સ નામનો એક હબસી સૈનિક જે યુદ્ધમાં મોટો અફસર થયો હતો અને બહાદુરી માટે અનેક ચાંદ મેળવ્યા હતા એ એના દક્ષિણ અમેરિકાના ગામમાં પાછો ફરે છે. એની મા બેલા, અમેરિકાની સેનેટના એક સભ્ય–જે 'સેનેટર'ના નામથીજ ઓળખાય છે, એને ત્યાં આયા તરીકે કામ કરે છે. સેનેટરની મોટી પુત્રી એલીસ અને નાની નેવી બન્નેને બ્રેટ માટે આદર છે. એલીસના દિલમાં હબસીઓ પ્રત્યેની 'દયા ભાવના' અને 'પરોપકાર વૃત્તિ' છે; જ્યારે નેવીના દિલમાં પ્રેમની કુમાશ છે.

બ્રેટ, યુદ્ધ પુરું થવા પછી, જ્યારે એને વતન પાછો ફરે છે ત્યારે એ તો એનું એ દૃશ્ય જુએ છે. હબસીઓને, પુસ્તકાલયમાં આગલે બારણેથી દાખલ થવા નથી આપતા! 'હલકા' હોય એવી રીતે જ એમની સાથે વર્તવામાં આવે છે. યુદ્ધ દરમ્યાન લોકશાહીને નામે, નવી દુનિયા ઘડવાને નામે, હબસીઓને સૈન્યમાં ભરતી કરવામાં આવ્યા હતા. રણમોરચે, બીજા ગોરા સૈનિકોની બહાદુરીથી વિશેષ નહીં તો એના જેટલી બહાદુરી એમણે પણ બતાવી હતી! યુદ્ધ જીતાયું! પરંતુ રંગભેદની લડાઈતો બાકી રહી! લેફ્ટેનન્ટ બ્રેટ ચાર્લ્સે ઘેર આવીને તો એ જ જૂની દુનિયા એ જ જૂના પૂર્વગ્રહો અને હબસીઓ પ્રત્યેનો એજ ધૃણાસ્પદ રંગભેદ નિહાળ્યો. એનું રોમેરોમ સળગી ગયું! એણે એના માનવ હક્ક માટે લડી લેવાનો મનસુબો કર્યો. એણે ગામમાં, છૂટથી હરવા ફરવા માંડયું. પુસ્તકાલયમાં આગલે બારણેથી પ્રવેશ કર્યો. પરિણામે મોટી હોહા થઈ. સેનેટરનો ભત્રીજો રોમ મેકસવેલ, એમની પાસે બ્રેટ વિષે જૂઠી ફરિયાદ લઈને આવ્યો, પરંતુ હાવર્ડ નામનો એક લેખક જે સેનેટરનો અને એલીસનો મહેમાન હતો એણે સત્ય કહી દીધું.

પરંતુ વાત આટલેથી અટકી નહીં નેવી, બ્રેટને ખરા જીગરથી ચાહતી હતી. એ બન્ને નદી કિનારે અને જાહેર સ્થળોમાં ચોરીછૂપીથી ઘૂમતાં; એક દિવસ આ વાત પકડાઈ ગઈ. ગોરાઓથી આ સહન ન થયું. ખુદ એલીસના દિલનું 'દયાભાવના'નું બહારનું કોચલું ભેદાઈ ગયું. એક હબસી ગોરી છોકરી સાથે પ્રેમમાં પડે. અરે, પોતાની બેન એને પ્રેમ કરે એ વાતે તેના દિલને ડાઘ લગાવી દીધો. વાત સેનેટરના કાન સુધી પહોંચી. સેનેટરે એક ત્રાગડો રચ્યો. બ્રેટ પર ઘડિયાળની ચોરીનું આળ ઓઢાડયું. ગોરાની ભાડૂતી પોલીસ, બ્રેટને આવીને પકડી ગઈ. એલીસે આખાય મામલામાં સંમતિસૂચક મૌન સેવ્યું.

પરંતુ સેનેટરનું આ કાવત્રું પકડાઈ ગયું. હની નામની ઘરકામ કરનારી હબસી છોકરીએ આ બધી વાત હાવર્ડને કહી દીધી. એણે સેનેટર

પાસેથી ઘડિયાળ મેળવી લીધું. એ દરમ્યાન હાવર્ડે બ્રેટને જેલમાંથી છોડાવવાની તજવીજ કરી જ હતી, પરંતુ જેલમાંથી બ્રેટ પાછો આવ્યો—એલીસ પાસે. એણે એલીસ પર પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવ્યોઃ "માણસને લાગણી હોય છે પણ કાળા હબસીને લાગણી હોય એનો સ્વીકાર કરવામાં આવતો નથી ! માણસને પોતાનો બચાવ કરવાની તક આપવામાં આવે છે, પરંતુ હબસીને નહીં !!"

આ બનાવ પછી એલીસના દિલમાં મંથન જાગે છે પરંતુ એનો પિતા તો, એના આ નીચ કૃત્યનો પશ્ચાત્તાપ કરવાને બદલે એક ક્રૂર હત્યારાની અદાથી બોલે છેઃ "એલીસ તને એમ લાગે છે કે, મને એથી પરતાવો થયો છે? જરા ય નહીં. એથી ઊલટું, હું નહીં તો બીજાઓ, આ હબસીઓની સાન ઠેકાણે લાવશે. હું આજ દિવસ સુધી એને પૈસા આપતો હતો. હવે વધુ પૈસા આપીશ. હું મારા 'ખરા મિત્રો'ની છાવણીમાં ભળવા જાઉં છું."

સેનેટરનાં આ વાક્યો, એલીસને 'રંગભેદ'ની ભયંકરતાનું તીવ્ર ભાન કરાવે છે. ગોરાઓના દંભ અને પ્રપંચને કારણે એમના પ્રત્યે ધિક્કાર રાખતા બ્રેટને પણ સત્ય વસ્તુ સમજાય છે કે રંગભેદનાં આ ઊંડાં મૂળને જડમૂળથી ઉખેડી નાખવા માટે તો, સાચી સમજ અને વિવેકબુદ્ધિ ધરાવનાર બધાય 'કાળા અને ગોરા' માણસોના, માનવના આજન્મ અધિકારોનું રખોપું કરતા સંયુક્ત મોરચાની જરૂર છે. એલીસ અને બ્રેટ, આમ એક નવી કેડીના, નવી વિચારસરણીના રાહદારીઓ બને છે અને નાટક પૂરું થાય છે.

લેખકે, આમાં ત્રણ મુદ્દાઓ રજૂ કર્યા છે. એક તો સેનેટરનો ઝનૂની રંગદ્વેષ. અમેરીકાના ગોરા મૂડીવાદીઓ અને એના માંધાતાઓના માનસનું એ પ્રતિનિધિ છે. બીજો મુદ્દો, હબસીઓ પ્રત્યે સહાનુભૂતિ હોવાનો દાવો કરતા વચલા વર્ગના માણસોનું માનસ, 'એલીસ'ના પાત્ર દ્વારા વ્યક્ત થાય છે. જ્યાં સુધી હબસીઓ એમના કહ્યા પ્રમાણે કરે, ત્યાં સુધી એમની સહાનુભૂતિ ટકી રહે છે. પરંતુ જ્યારે ગોરાઓ અને હબસીઓ વચ્ચે સમાનતાની વાત આવે છે ત્યાં તો એમની આખી છીંકાઈ જાય છે. 'એ અધમ' ને અટકાવવા માટે, ખોટું આળ ચઢાવીને, એને જેલમાં ધકેલી દેતાં પણ એને આંચકો આવતો નથી. સેનેટરે, ઘડિયાળની ચોરી કર્યાનું આળ, બ્રેટ પર ચડાવ્યું ત્યારે એલીસે એ માનવાની ના પાડી હતી. તે પછી જ્યારે એના ઓરડામાં તપાસ કરવાની સેનેટરે સૂચના કરી ત્યારે પણ એલીસે એનો વિરોધ કર્યો હતો. પરંતુ જ્યારે નેરી અને બ્રેટ વચ્ચેના પ્રણયકિસ્સાની વાત આવી ત્યારે એની ધીરજ ખૂટી ગઈ અને ચોરીને બહાને એણે બ્રેટને પકડાવી દીધો ! એલીસ જેવી વ્યક્તિઓ, જે દહીં અને દૂધમાં પગ રાખે છે, ગોરાઓનું ગુમાન જાળવીને, કાળાઓ પ્રત્યે પોતાના 'સદ્ભાવ'નું પ્રદર્શન કરે છે, એવી વ્યક્તિઓના માનસનો લેખકે આ નાટકમાં સરસ ચિતાર રજૂ કર્યો છે. અલબત્ત અંતમાં, એલીસની માણસાઈ, એટલી પાંગરે છે કે એ પીછેહઠ કરવાને બદલે આગેકદમ કરે છે; અને એના પિતા જેવા પ્રત્યાઘાતી અને ફાસીવાદી પરિબળો સામે લડવા માટે કમર કસે છે.

જ્યારે ત્રીજું પાત્ર, બ્રેટ ચાર્લ્સનું. એ આધુનિક, નવજાગૃત હબસી જુવાનનું પાત્ર છે. એના દિલમાં ગોરાઓએ નવી દુનિયા રચવા માટે આપેલાં વચનોના ભંગને કારણે ભારોભાર કડુતાભરી છે; એના દિલને નિરાશા ઘેરી વળી છે. હબસીઓના, સામાજીક અને સાંસ્કારિક ઉદ્ધાર કરવાના એને હૈયે કોડ છે, અને એ દિશામાં એ પ્રયાણ કરે છે, આમ છતાં એના મુક્તિ જંગમાં એ કેવળ આવેશનો માર્યો જ બધું કર્યે જાય છે ! ગોરાઓની છળકપટ અને દંભને કારણે એ એને ધિક્કારવા લાગ્યો છે. એમાં એ 'નવમાનવ' ગોરાઓ અને 'રંગદ્વેષી' ગોરાઓ વચ્ચે કશો તફાવત કરતો નથી. માણસ માણસ વચ્ચેના આ ભેદભાવને અને ખાસ કરીને 'રંગભેદ'ને મિટાવવા માટે, જેનાં પ્રાણપુષ્પ ખુરી ગયાં છે, એ બધા જાગ્રત માનવીઓ—પછી એ કાળા કે ગોરા હોય—એક સર્વ સામાન્ય આદર્શની

સિદ્ધિ માટે જ લડી રહ્યા છે—એ વાત એ વિચારી શકતો નથી.

જ્યારે સેનેટર, નફ્ફટ થઈને પોતાના પ્રત્યાઘાતી ઇરાદાઓ જાહેર કરે છે ત્યારે જ એને એનું ભાન થાય છે, અને આવા પ્રત્યાઘાતીઓ સામે તો, બધા જ પ્રગતિશીલ માનવીઓએ, એકતાર થઈને લડી લેવું જોઈએ એ સત્ય એને સમજાય છે.

આમ; આજના અમેરીકા સમક્ષ, જે સૌથી અગત્યનો સવાલ છે, એ આ નાટકમાં રજુ કરવામાં આવ્યો છે. સાથી પ્રથમ તો આ નાટક અમેરીકાની કહેવાતી 'લોકશાહી'નો દંભનો પરદો ચીરી નાખે છે. ગોરાઓ હબસીઓનું શારીરિક અને આર્થિક શોષણ કરે છે, એમનો સામાજિક દરજ્જો ઉંચો ન આવે એ માટે બધા જ પ્રપંચો કરે છે, અને એમના હાથમાં રહેલી રાજકીય સત્તાનો, હબસીઓની ન્યાયી હકત દબાવી દેવા માટે દુરુપયોગ કરે છે, એ બધું જ નાટ્યલેખકે સચોટ રીતે બતાવી આપ્યું છે.

★

## ઉંચનીચ

એક બાજુ મુંબઈમાં 'ડીપ આર ધી રૂટસ' નામક અંગ્રેજી નાટક લોકનાટ્ય સંઘ તરફથી ભજવાઈ રહ્યું હતું એ અરસામાં જ ન્યુ થીએટર્સ લી. ચિત્ર 'ઉંચનીચ' મુંબઈમાં રજુ થયું. 'ઉંચનીચ'માં પણ અછૂતોના જીવનની સમસ્યાઓને વણવામાં આવી છે, એમ વારંવાર જાહેર કરવામાં આવ્યું હતું. અમેરિકામાં હબસીઓ પ્રત્યે રંગદ્વેષ અને હિંદમાં અછૂતો પ્રત્યે અસ્પૃશ્યતા—બન્નેનાં મૂળમાં આજની સામાજિક અસમાનતામાં બીજ પડેલાં છે.

ઉજળિયાત વર્ગ જાણી જોઈને પ્રજાના એક ભાગને પછાત રાખી, એનીપાસે પોતાનું ગદ્ધાવૈતરું કરાવવા જેવી સામાજિક વ્યવસ્થા ઊભી કરે છે, અને એને જાળવી રાખવા માટે, ધાર્મિક અથવા રંગભેદના જેવા પૂર્વગ્રહો ઊભા કરે છે એનો અનુભવ હબસીઓ તેમજ અછૂતો બન્નેને એકસરખો જ છે.

આ અસમાનતાને લઈને જ, 'રંગભેદનાં ઊંડાં મૂળ' અને 'ઉંચનીચ'ની સરખામણી કરવાનું મન થઈ આવ્યું. પરંતુ 'ઉંચનીચ' જોયા પછી તો હું વધુ નિરાશ થયો. 'ન્યુથીએટર્સ' જેવી સર્જક સંસ્થાએ આવું ચિત્ર કેમ આપ્યું હશે એ જ એક મોટું આશ્ચર્ય થયું।

સૌથી પ્રથમ હું તમને 'ઉંચનીચ'ની કથા કહી દઉં.

મંગુ નામનો એક અછૂત, એની નાની દિકરીને અનાથ મૂકીને મૃત્યુ પામે છે. એની એ અનાથ દિકરીને વેણીપ્રસાદ નામના બ્રાહ્મણ જમીનદાર એને ઘેર લાવે છે. એની પત્ની આશા પહેલાં સંકોચથી અને પછી સહૃદયતાથી એને ઉછેરે છે. વેણીપ્રસાદને માધવી નામની એક પુત્રી છે જે "માલતી"થી મોટી છે.

વેણીપ્રસાદની પત્ની આશા એનું કોઈ વ્રત ઊજવી રહી છે. માલતી ઘણીવાર મંદિરમાં ઘૂસી જાય છે. પરંતુ આજે પુરોહિતજીની હાજરી હોવાથી એ વધુ તોફાની શકે છે. માલતીને મંદિરમાં પ્રવેશ ન કરવાનું જણાવે છે. પુરોહિતજીને શંકા જાય છે. હવે તેઓ વેણીપ્રસાદને માલતીને એક અઠવાડિયામાં જ ઘરમાંથી હાંકી કાઢવાની મુદતલ આપે છે. વેણીપ્રસાદ અટલ રહે છે. એ પછી વેણીપ્રસાદ અછૂતોદ્ધારના કામમાં લાગી જાય છે. એમ કરતાં એ ઝપાઝપીનો ભોગ બને છે, અને આશાના હાથમાં બન્ને છોકરીઓની દેખભાળ સોંપી અવસાન પામે છે.

વર્ષો વીતી જાય છે. પુરોહિતજીનું પાત્ર એકાએક ગાયબ થઈ જાય છે. એનો ભત્રીજો રંજન, કે જે બચપણમાં માધવી અને માલતી સાથે રમ્યા કરતો એ પુરોહિત બને છે. માધવીને ભણાવવામાં આવે છે, જ્યારે માલતી, આશા પાસે ગામડામાં જ રહે છે. અને રંજન પાસેથી પુરાણની પ્રેમકથાઓ અને ધાર્મિક કથા સાંભળીને જ સંતોષ માને છે.

આશાને રંજન અને માલતી વચ્ચેના પ્રણયની ગંધ આવે છે. એટલે એ માધવીને કાગળ લખે છે.

પછી તો, દરેક હિંદી ચિત્રમાં બને છે તેમ પ્રણય ત્રિકોણ શરૂ થાય છે. માધવી રંજનને છાના કામળ લખતી એ વાત છતી થાય છે. એ રંજનને ચાહતી હતી. એ તરત જ ઘેર પાછી ફરે છે, અને માલતીને કલકત્તા ઉપાડી જાય છે. માધવીને પણ મોટી ચિંતા છે. માલતી ઉંમરલાયક થઈ છે. એને પરણાવવી જોઈએ–પણ એ "અછૂત" છે, એનું તરત જ એને ભાન થઈ જાય છે! એ વાત એના મામાના ઘરમાં બધા જ જાણે છે. એક યુવાન પણ જાણે છે. એ યુવાન માલતીનો ઉદ્ધાર કરવાનું બીડું ઝડપે છે, અને એની પાસે જીવનસંગિની કરવાની ભીક્ષા માગે છે. માલતી આ સાંભળીને તરત જ કલકત્તા છોડીને ઘેર ચાલી જાય છે–અને રંજનને એનો સ્વીકાર કરવાનું જણાવે છે.

માધવીના હૃદયમાં પણ "બલિદાન"ની ભાવના એકદમ જાગૃત થઈ જાય છે. રંજનને એ માલતીનો સ્વીકાર કરવા સમજાવે છે અને સાથેસાથ એમ પણ જણાવે છે કે એ "અછૂત" છે. અછૂતો સાથે લગ્ન કરવાં એ પણ અછૂતોદ્ધાર માટે ઘણું અનિવાર્ય છે એમ રંજનને સમજાવે છે. રંજનના દિલમાં સંઘર્ષ જાગે છે. માલતી "અછૂત" છે માટે રંજન એને ગ્રહણ કરવા તૈયાર નથી એમ નથી, પરંતુ એનું દિલ, "માધવી"ને જ દેવાઈ ચૂકયું હોવાથી એમ કરવાની ના પાડે છે. માલતીને રંજન અને માધવી વચ્ચેના પ્રણયની જાણ થાય છે. અને માલતી ઘર છોડીને ચાલી જાય છે. પછી એનો પત્તો લાગતો નથી.

"ઉંચનીચ"ની કથા અહીં પૂરી થાય છે.

'રંગભેદનાં ઊંડાં મૂળ' અને 'ઉંચનીચ' ની કથાની સરખામણી કરો 'રંગભેદનાં ઊંડાં મૂળ'માં જાગૃત પ્રગતિશીલ લેખકે, રંગભેદની સમસ્યાઓ એના કુબડ સ્વરૂપમાં રજુ કરી છે, અને દરેક વિચારશીલ, પ્રબુદ્ધ માણસને, આ અમાનુષી વર્ણભેદ સામે લડવાનું ઉદ્‌બોધન આપ્યું છે. જ્યારે 'ઉંચનીચ'માં લેખકે અછૂતોની ભાખીય સમસ્યાને આજની અસમાન સમાજ રચનાના ચોકઠામાં રહીને જ ઉકેલવાનો પ્રયાસ કર્યો છે. પરિણામે, પોતાના પાત્રને આજની એ અન્યાયી સમાજ રચના સામે બંડ પુકારવાને માર્ગે લઈ જવાનું તેમનાથી સ્વાભાવિક રીતે શકય ન બનતાં, બલિદાનના એ કહેવાતા ઉચ્ચ આદર્શની કૃત્રિમ છબી રજુ કરી છે.

'રંગભેદનાં ઊંડાં મૂળ'માં નાટકનો હબસી નાયક, પોતાના આજના માનવ અધિકારો ભોગવવા માટે, જાતે મથે છે; એ માટે લડે છે અને છેવટે એની આ ન્યાયી લડતમાં એ બીજાઓનો સાથ મેળવે છે. જ્યારે 'ઉંચનીચ'માં વાર્તાની ઉપલી મર્યાદાને કારણે, અછૂત કન્યાને મોઢેજ લેખકે વર્ણભેદને ન્યાયી ઠેરવતા શબ્દો બોલાવ્યા છે!

'અસ્પૃશ્યતા નિવારણ'ના સવાલને, 'ઉંચનીચ'માં કેવળ ગાંધીવાદી વલણથી નિરૂપવામાં આવ્યો છે. હરિજનો માટે મંદિરનાં દ્વાર ખુલ્લાં મૂકવામાં આવે, એથી, અછૂતોનો મૂળભૂત સવાલ–આજની સામાજિક અસમાનતાને મિટાવી દેવાનો પ્રશ્ન ઉકેલાઈ જતો નથી. એ સવાલ આવા સુધારાઓથી ઉકેલાઈ જતો નથી.

આમ 'ઉંચનીચ' એ લેખકની પ્રત્યાઘાતી મનોદશાનું પ્રતિબિંબ છે. એ 'અછૂતો'ના સવાલને સાવ અવળી રીતે રજુ કરે છે. અથવા કહો કે એ સવાલને સનાતની હિંદુ ભૂલથી કોઈ અછૂતને અડકી જાય, એવી રીતે અડકીને, કયાંને ખોટા વળાંક આપી, એ ભૂલનું પ્રાયશ્ચિત કર્યું છે. પરિણામે 'ઉંચનીચ' કેવળ કૃત્રિમ બની ગયું છે.

આપણાં હિંદી ચિત્રોમાં 'દૃષ્ટિ'નો તો અભાવ હોય છે જ, એમાં જે થોડાં ઘણાં 'દૃષ્ટિવાળાં' ચિત્રો આવે છે, એની વળી 'વક્રદૃષ્ટિ' હોય છે. પરિણામે પ્રેક્ષકને જે સત્યનું, જીવનની જે વાસ્તવિકતાનું ખરું દર્શન મળવું જોઈએ, એ મળતું નથી, અને એના મગજમાં ભ્રામક અને ખોટા ખ્યાલો ઠસાવવામાં આવે છે. એ રીતે આવાં 'હેતુ–પ્રધાન', પરંતુ 'મૂડીવાદીઓની પ્રત્યાઘાતી વિચાર–સરણીનો હેતુ' સાધતાં ચિત્રો વધુ ખતરનાક નીવડે છે. 'ઉંચનીચ' જો કે કલાત્મક દૃષ્ટિએ પણ નબળું છે

એટલે એ એટલું અસારકારક નથી થતું ! કોઇપણ કલાકૃતિનું આપણે મૂલ્યાંકન કરવા બેસીએ ત્યારે, એની કલાત્મક સુંદરતાને બાજુ મૂકીને, એનું હાર્દ શું છે, જીવન પ્રત્યેનું એનું વલણ કેવું છે અને એ ક્યાં પરિબળોનો ઉદ્દેશ બર આણે છે એ જોવું જરૂરી બને છે. ન્યુ થીએટર્સ ચિત્ર 'ઉંચનીચ' આ કસોટીમાં પાર ઊતરી શકતું નથી.

'હમરાહી' જેવા પ્રગતિશીલ ચિત્રની સર્જક સંસ્થા 'ન્યુ થીએટર્સ'ના નેજા હેઠળ જ્યારે આવું 'પીછેહઠવાદી' ચિત્ર તૈયાર થાય, ત્યારે વધુ દુઃખ થાય છે.

'ઉંચનીચ' આપણને એક સત્ય સમજાવી જાય છે–હેતુપ્રધાન ચિત્રો માટે તંદુરસ્ત અને પ્રગતિશીલ દૃષ્ટિની જરૂર છે. એ દૃષ્ટિ આપણા કથા લેખકો અને નિર્માતાઓ ક્યારે મેળવશે !

★

# વિદાય !

"દઉં વિદાય ? નિઃસહાય-દઉં વિદાય"
નહેરુનું હૃદય દ્રવે
નયન રાજાજી રડે
"પથ્થરી હયું"ય તે ભીતરી ભિતર રવે !
લાખ લાખ કંઠ ગદ્ગદ્ સ્વે;
"જય્ય માઉન્ટ બેટનોની" જય-ગર્જનો ભરે !
હાય "સ્વજન" જાય દઇ ઘાવ દિલદારને !
હાય માઉન્ટબેટનો ય જાય તજી હિંદને !
ફૂલ-આંસુ-ચૂમીઓ : કોને કેટલું કહે ?

★

બંધુતા ! વિરલ ભવ્ય ધન્યતા–
ભોપાલનો ભુપાલ ને
પટેલ-લાલ-પાલ યે
ગોડસે-સાવરકરો
નિઝામ ને રઝાકરો

"દોસ્તી આપકી રહેગી દિલ હમારે સર્વદા"
–ધન્ય માઉન્ટ બેટનોની રાષ્ટ્રવાણીની પ્રભા !
સમાનતા ! વિરલ દિવ્ય ભાવના–
રાષ્ટ્રગીત 'જનમન'
'ગોડ સેવ કિંગ' પણ
ધન્ય આજ એક કંઠ ગાય સર્વ કિન્નર
રાષ્ટ્ર-ધ્વજ ત્રિરંગી ને
યુનિયનોનો જેક યે
સંગ ઉડે ચંગ ચંગ, જામ્યો રંગ ભર ઉમંગ

★

સ્વતંત્રતા ! ધન્ય હો સ્વતંત્રતા
ભવ્ય અમરટ-ક્રાંતિ આ !
ગાવ સંત ગાંધીનાં ગીત અને ખુશાલ હો
માઉન્ટ બેટનોની જય જવાહરોને હાંકી દો
પ્રદેશીઓની પ્રીત દેશવાસીને ભુલાવી દો !
બંધુતા, સમાનતા, સ્વતંત્રતા અમર રહો !

[ માઉન્ટ બેટનો (માઉન્ટબેટન કુટુંબ માટે અંગ્રેજીમાં આ રીતે બહુવચન વપરાય) ની વિદાય ઘડી આવી પહોંચી ને નહેરુ-રાજાજી તો ઠીક પણ, પથ્થરી દિલ પટેલ પે દ્રવી ઉઠયા ! ( ટાઈમ્સનો હેવાલ તા, ૨૩ જૂન ) ફુલો વેર્યાં ને આંસુ ઢર્યાં; પં. નહેરુએ 'પામેલા' ને પિતાના દિલે ચૂમીઓ કરી અને દિલ્હીની પાટનગરીમાં માઉન્ટ બેટનની જય ગર્જનાઓ ગાજી ઊઠી (પ્રજા બંધુ તા. ૨૭જુન). નૂતન ગુજરાતે 'સ્વજનની વિદાય'–અગ્રલેખ લખ્યો, ને માઉન્ટબેટને હૈયું ખોલ્યું: ભોપાળ નરેશ અને સરદાર પટેલને પોતાના પરમ મિત્રો કહ્યા, ને જવાહર-રાજગોપાલાચારીની મોં ભરી ખુશામદ કરી. ને એણે રાષ્ટ્રભાષામાં કહ્યું "આપકી દોસ્તી હમારા દિલમેં રહેગી" (ટાઇમ્સ તા. ૨૩ જુન). ને એણે ભલે કહ્યું નહિ, પણ ગોડસે-સાવરકરોની કોમી હત્યારી નીતિ, તથા નિઝામ-રઝાકારોની ઘાતકી ચાલની દોરી ખેંચનારા હાથોની દોસ્તી કાંઇ અજાણી નથી. ધન્ય એ બંધુતા ! ને ધન્ય એ સમાનતા કે એક જ વિદાય સમારંભમાં રાષ્ટ્રગીત ને ગોડસેવ ધ કીંગ સાથે ગવાયાં (પ્રજાબંધુ તા. ૨૭ જુન). ને રાષ્ટ્રધ્વજને ભળે વળગીને યુનિયન જેક ફરકયો ( ટાઇમ્સ તા. ૨૩ જુન ) ! ધન્ય ધન્ય એ બંધુતા, સમાનતા ને સ્વતંત્રતા ! ]

પહેલી જુલાઇ, ૧૯૪૮ના પાંચ વાગ્યે ૭૦ વર્ષની ભાણી ડોશીનું અવસાન થયું. એ અવસાનની કથા સાથે મુંબઈના દસ હજાર ઝાડુકામદારોની જીંદગીના એક ભવ્ય સંગ્રામનો ઇતિહાસ સંકળાયો છે.

એ અવસાન પછી સરકાર તરફથી એક યાદી બહાર પડી હતી. યાદીનો સાર એવો હતો કે ભાણી ડોશીની હિંસાખોર કારવાંઇ માટે સ્વરક્ષણ ખાતર પોલિસને ગોળીબાર કરવો પડ્યો ને ડોશી ગોળીબારનો ભોગ બની.

ત્યારે ભાણીડોશી પોતાના ઘરમાં બેઠી હતી, ને ત્યાં આવી ગોળી વાગી હતી, એ વાત ખુદ એ ચાલનાં રહીશો અને અખબારો રજૂ કરે છે; અને ચાલીની પાસાળની દિવાલ પર ગોળી પછડાવાથી થયેલો ખાડો બતાવે છે ત્યારે એનો જવાબ આપતાં સરકારી યાદીએ જણાવ્યું કે ખીલો ખોડી એ ખાડો પાડવામાં આવ્યો છે!

યાદી ગમે તે કહે. મુંબઇના અછૂત કામદારોમાં ભાણીમા શહીદનું સ્થાન પામ્યાં છે. ભાણીમાના મૃત્યુની આ કથા છે.

# ભાણી ડોશીનું મોત

લેખક : રમેશ સંઘવી

આમેય ભાણી ડોશીની નીંદર સુતરના તાંતણા જેવી કાચી રહેતી! સીત્તેર વરસના જૂના દેહને તે વળી કેટલી નીંદરની જરૂર હોય? સાડાચાર પાંચ વાગ્યે જ્યારે ચાલ આખીનાં ઓપુરુષે સાવરણા લઈ મુંબઈના દેહ પરનો મેલ સાફ કરવા નીકળતા ત્યારે ભાણીમા પોતાની અઢાર નંબરની ઓરડીની બહાર આવતાં. ઓરડી સુધરાઇની વાલપખાડીની સીમેન્ટ ચાલને પહેલે માળ હતી. ચાલ 'પહેલા નંબર'ની હતી ને અઢારમી ઓરડી પણ 'પહેલા જ નંબર'ની હતી.

ઓરડીની બહાર નાનકડી પરસાળ હતી. પરસાળને બાંધતો ચાલી જેટલો જ જૂનો-લગભગ ભાણી ડોશીની ઉંમર જેટલો જ જૂનો-કઠોડો હતો. પહેલી ઓરડીનો કઠોડો સડક પર પડતો. ને કઠોડા પરથી તિરંગી ઝંડો સડક પર ઝૂલતો ને રોજ એવે ટાણે આછા અંધારે ભાણી ડોશી કઠોડાના હાથા ઝાલી બેસતં. એ આવતાં ત્યારે સડક અચેતન જ રહેતી. જાણે માત્ર ડોશી અને હવામાં ઝૂલતો ત્રિરંગી ઝંડો જ જીવતાં હતાં!

પછી તો સામેની અચેતન સડકમાં જીવ આવતો. જેની છાતી ચીરી પડેલા નિર્દય પાટા પર પહેલી ટ્રામ સાસૂનડોકની ગોદીઓ તરફ દોડી જતી. એ ટ્રામમાં જેમને પોપચેથી હજુ ઊંઘના ભાર ઊતર્યાં નહોતા તેવા ગોદીના મજૂરોને, બીડી-સીગારેટની ઊંડી ફૂંકો લઈ જાગવા મથતા રોજ ભાણી ડોશી જોતાં.

રોજ સાડાચાર પાંચ વાગ્યે સિમેન્ટના પટારા જેવી એ ચાલમાં જીવ આવતો. ઉતાવળનો અવાજ હંડી મડાં જેવી ચાલને ભરી દેતો. ઊઠવાનો હુંકાર

કરતા જુવાન પુત્રને જગાડતી માનો ખોંખારો, કાચી ઊંઘે ઊઠી પડતાં બાળકોનો કલ્પાંત, ને એ બધાંયને શહેરનું વાતાવરણ આપતો ટ્રામોનો. ઘરઘરાટ

ભાણી ડોશીની જીંદગીનો આ એક ભાગ હતો. છેલ્લાં વીસ વરસથી સુધરાઈના ઝાડુવાળાઓની રોજીંદી જીંદગીનો આ પહેલો પ્રવેશ કઠોડે બેસી ભાણીમા રોજ જોતાં. વીસ વરસથી–જ્યારથી એમને નોકરી પરથી ઊતારી મૂકવામાં આવ્યાં ત્યારથી ભાણી ડોશીના કાન આ અવાજ સાંભળતા. આંખો તો હવે જવા માંડી હતી. ચાલમાંથી નીકળી કોણ સડક પર ઊતર્યું ને કોણે કામે ચડ્યું કે ન ચડ્યું, આછા અંધારા માં નબળી આંખે એ પારખવું મુશ્કેલ બન્યું હતું તો ય ભાણી ડોશી કઠોડે આવી બેસતાં.

વીસ વીસ વરસથી એ કઠોડા સાથે પ્રીત બંધાણી હતી. લાકડાનો એ કઠોડો! એની જીંદગીની પણ હવે સાંજ નમતી હતી. એનો આખો ય દેહ ધ્રૂજતો, ને ડોશીનો પૌત્ર ઘણી ય વાર કહેતો: "મા! તું ઈંયાં બેશમા! કો'ક દી ઇ કઠોડો તારૂં મોત આણશે."

સહજ ચીડમાં ડોશી જવાબ દેતાં:

"મોત આવે મારા દશમનનું! ચાલને બારણે નાળિયેરનાં તોરણ બાંધ્યાં સે ઈ ભાળતાં નથ? ભુવાએ મંત્રીને બાંધ્યા સે. આ ચાલમાં જમ પેસવાનો જ નથ."

ચાલને બારણે અગ્યાર નાળિયેરનું તોરણ ઝૂલતું હતું. ભાણી ડોશીએ કેટકેટલાં વરસથી એ બંધાવ્યું હતું! જમ એ ઓળંગી આવી જ શાનો શકે?

હજુ બે મહિના પહેલાં નથુની ત્રણ વરસની છોકરી દવા વિના મરી ગઈ હતી. ચાલીશ વરસનો માલિયો ફાટી મુઓ હતો. ભાણી ડોસી ત્યારે ખૂબ રોયાં'તાં, છાતી કૂટી કૂટી લગભગ બેભાન બન્યાં હતાં. પણ મંત્રેલા નાળિયેરનાં તોરણ પરથી એમનો વિશ્વાસ તૂટ્યો નહોતો.

કારણ એ નાળિયેરની માન્યતા તો જીંદગીમાં ઊંડે ઊંડે ઘરબાઈ હતી. કેટલાં વરસ થયાં હશે? નહિ નહિ તો પચાસ કે પછી એથી વધુ! છપ્પનિયાના કાળ સાથે એનો સંબંધ હતો.

અને આજે એ છપ્પનિયાની જીંદગી ભાણી ડોશીની સ્મૃતિમાં સળવળી જાગી ઊઠી હતી. આમ તો એમને એ સાંભરત નહિ! મુંબઈની પચાસ વરસની જીંદગીએ ખડકેલા અનુભવના ડુંગરોએ સ્મૃતિ દાબી દીધી હતી. સાવરણાને સુંડલા! ટ્રામો ને મોટરો! મેલના ઢગલા ને મુકાદમોની ગાળો! સીમેન્ટના પટારાનો બફારો ને ઓરડિયાં પર રાંધતાં ઊડતો ધૂમાડો! એ બધું ય ભાવનગરના કેટલાક મહાલના ગામડાના ઢેડવાડાથી કેટલું દૂર હતું!

ને છતાં ય એ ઢેડવાડાની જીંદગી, છપ્પનિયાના કાળરાત જેવા દિવસો, બધું ય આજે ભાણી ડોશીને યાદ આવી ગયું હતું.

સાડા ચાર પાંચનો સુમાર હશે. ભાણી ડોશી કઠોડે આવી બેઠાં હતાં. મજૂરોથી ખડકાએલી પહેલી ટ્રામ હજુ હમણાં જ ગોદી તરફ દોડી ગઈ હતી. પોતાના જેવા અધઆંધળા સુધરાઈના દીવા સડક પર આછેરું તેજ રેડતા હતા.

સિમેન્ટનો પટારો પણ જાગ્યો હતો, પણ આજ સાવરણા ને સુંડલાનું વાતાવરણ નહોતું. આજે દીકરાઓને જગાડવા મા ખોંખારો પાડતી નહોતી. આજે નોકરીની ઝાલર બજતાં ઊભાં થઈ ભાગતાં માનવીઓ એ ચાલમાં વસતાં નહોતાં.

કારણ આજે પહેલી જુદાઈ હતી. ભાણીમાને તારીખનું ભાન નહોતું પણ છેલ્લાં પંદર દિવસની ધમાચકડી ને વાતચીતે એક વાત એમને સમજાવી દીધી હતી કે આજનો દિવસ અનોખો ઊગવાનો હતો.

આજે સુધરાઈના કામદારોની હડતાલનો પહેલો દિવસ હતો.

રોજ કરતાં અનોખું જ વાતાવરણ આજે સડક પર ઊતરી રહ્યું હતું. રોજની ધમાલથી ટેવાએલા

પહેલી જુલાઇ, ૧૯૪૮ના પાંચ વાગ્યે ૭૦ વર્ષની ભાણી ડોશીનું અવસાન થયું. એ અવસાનની કથા સાથે મુંબઈના દસ હજાર ઝાડુકામદારોની જિંદગીના એક ભવ્ય સંગ્રામનો ઇતિહાસ સંકળાયો છે.

એ અવસાન પછી સરકાર તરફથી એક યાદી બહાર પડી હતી, યાદીનો સાર એવો હતો કે ભાણી ડોશીની હિંસાખોર કારવાંઇ માટે સ્વરક્ષણ ખાતર પોલિસને ગોળીબાર કરવો પડ્યો ને ડોશી ગોળીબારનો ભોગ બની.

ત્યારે ભાણીડોશી પોતાના ઘરમાં બેઠી હતી, ને ત્યાં આવી ગોળી વાગી હતી, એ વાત ખુદ એ ચાલનાં રહીશો અને અખબારો રજૂ કરે છે; અને ચાલીની પરસાળની દિવાલ પર ગોળી પછડાવાથી થયેલો ખાડો બતાવે છે ત્યારે એનો જવાબ આપતાં સરકારી યાદીએ જણાવ્યું કે ખીલો ખોડી એ ખાડો પાડવામાં આવ્યો છે!

યાદી ગમે તે કહે.. મુંબઇના અછૂત કામદારોમાં ભાણીમા શહીદનું સ્થાન પામ્યાં છે. ભાણીમાના મૃત્યુની આ કથા છે.

# ભાણી ડોશીનું મોત

લેખક : રમેશ સંઘવી

આમેય ભાણી ડોશીની નીંદર સુતરના તાંતણા જેવી કાચી રહેતી! સીત્તેર વરસના જૂના દેહને તે વળી કેટલી નીંદરની જરૂર હોય? સાડાચાર પાંચ વાગ્યે જ્યારે ચાલ આખીનાં ઓપુરુષે સાવરણા લઇ મુંબઇના દેહ પરનો મેલ સાફ કરવા નીકળતા ત્યારે ભાણીમા પોતાની અઢાર નંબરની ઓરડીની બહાર આવતાં. ઓરડી સુધરાઇની વાલપખાડીની સીમેન્ટ ચાલને પહેલે માળ હતી. ચાલ 'પહેલા નંબર'ની હતી ને અઢારમી ઓરડી પણ 'પહેલા જ નંબર'ની હતી.

ઓરડીની બહાર નાનકડી પરસાળ હતી. પરસાળને બાંધતો ચાલી જેટલો જ જૂનો-લગભગ ભાણી ડોશીની ઉંમર જેટલો જ જૂનો-કઠોડો હતો. પહેલી ઓરડીનો કઠોડો સડક પર પડતો. ને કઠોડા પરથી તિરંગી ઝંડો સડક પર ઝૂલતો ને રોજ એને ટાણે અંધારે ભાણી ડોશી કઠોડાના હાથા ઝાલી બેસતાં. એ આવતાં ત્યારે સડક અચેતન જ રહેતી. જાણે માત્ર ડોશી અને હવામાં ઝૂલતો તિરંગી ઝંડો જ જીવતાં હતાં!

પછી તો સામેની અચેતન સડકમાં જીવ આવતો. જેની છાતી ચીરી પડેલા નિર્દય પાટા પર પડેલી ટ્રામ સાસૂનડોકની ગોદીઓ તરફ દોડી જતી. એ ટ્રામમાં જેમને પોપચેથી હજુ ઊંઘના ભાર ઊતર્યા નહોતા તેવા ગોદીના મજૂરોને, બીડી-સીગારેટની ઊંડી ફૂંકો લઇ જાગવા મથતા રોજ ભાણી ડોશી જોતાં.

રોજ સાડાચાર પાંચ વાગ્યે સિમેન્ટના પથ્થરા જેવી એ ચાલમાં જીવ આવતો. ઉતાવળનો અવાજ કીડી મકોડાં જેવી ચાલને ભરી દેતો. ઊઠવાનો પડકાર

કરતા જુવાન પુત્રને ગાળો ભાંડતી માનો ખોકારો, કાચી ઊંઘે ઊઠી પડતાં બાળકોનો કલ્પાંત, ને એ બધાંયને શહેરનું વાતાવરણ આપતો ટ્રામોને. આછો ઘુરરાટ

ભાણી ડોશીની જીંદગીનો આ એક ભાગ હતો. છેલ્લાં વીસ વરસથી સુધરાઈના ઝાડુવાળાઓની રોજીંદી જીંદગીનો આ પહેલો પ્રવેશ કઠોડે બેસી ભાણીમા રોજ જોતાં. વીસ વરસથી–જ્યારથી એમને નોકરી પરથી ઊતારી મૂકવામાં આવ્યાં ત્યારથી ભાણી ડોશીના કાન આ અવાજ સાંભળતા. આંખો તો હવે જવા માંડી હતી. ચાલમાંથી નીકળી કોણ સડક પર ઊતર્યું ને કોણ કામે ચડ્યું કે ન ચડ્યું, આછા અંધારામાં નબળી આંખે એ પારખવું મુશ્કેલ બન્યું હતું તો ય ભાણી ડોશી કઠોડે આવી બેસતાં.

વીસ વીસ વરસથી એ કઠોડા સાથે પ્રીત બંધાણી હતી. લાકડાનો એ કઠોડો ! એની જીંદગીની પણ હવે સાંજ નમતી હતી. એનો આખો ય દેહ ધ્રુજતો, ને ડોશીનો પૌત્ર ઘણી ય વાર કહેતોઃ " મો ! તું ઈંયાં બેશમા ! કો'ક દી ઈ કઠોડો તારૂં મોત આણશે. "

સહજ ચીડમાં ડોશી જવાબ દેતાં:

" મોત આવે મારા દશમનનું ! ચાલને બારણે નાળિયેરનાં તોરણ બાંધ્યાં સે ઈ ભાળતાં નથ ? ભુવાએ મંત્રીને બાંધ્યા સે.–આ ચાલમાં, જમ પેસવાનો જ નથ. "

ચાલને બારણે અગ્યાર નાળિયેરનું તોરણ ઝૂલતું હતું. ભાણી ડોશીએ કેટકેટલાં વરસથી એ બંધાવ્યું હતું ! જમ એ આળંગી આવી જ શાનો શકે ?

હજુ બે મહિના પહેલાં નથુની ત્રણ વરસની છોકરી દવા વિના મરી ગઈ હતી. ચાલીશ વરસનો માલિયો ફાટી મુઓ હતો. ભાણી ડોસી ત્યારે ખૂબ રોયાં'તાં, છાતી કૂટી કૂટી લગભગ બેભાન બન્યાં હતાં. પણ મંત્રેલા નાળિયેરનાં તોરણ પરથી એમનો વિશ્વાસ તૂટ્યો નહોતો.

કારણ એ નાળિયેરની માન્યતા તો જીંદગીમાં ઊંડે ઊંડે ધરબાઈ હતી. કેટલાં વરસ થયાં હશે ? નહિ નહિ તો પચાસ કે પછી એથી વધુ ! છપ્પનિયાના કાળ સાથે એનો સંબંધ હતો.

અને આજે એ છપ્પનિયાની જીંદગી ભાણી ડોશીની સ્મૃતિમાં સળવળી જાગી ઊઠી હતી. આમ તો એમને એ સાંભરત નહિ ! મુંબઈની પચાસ વરસની જીંદગીએ ખડકેલા અનુભવના ડુંગરોએ સ્મૃતિ દાબી દીધી હતી. સાવરણાને સુંડલા ! ટ્રામો ને મોટરો ! મેલના ઢગલા ને મુકાદમોની ગાળો ! સીમેન્ટના પટારાનો બફારો ને ઓરડિયાં પર રાંધતાં ઊઠતો ધૂમાડો ! એ બધું ય ભાવનગરના કેટલાક મહાલના ગામડાના ઢેઢવાડાથી કેટલું દૂર હતું !

ને છતાં ય એ ઢેઢવાડાની જીંદગી, છપ્પનિયાના કાળરાત જેવા દિવસો, બધું ય આજે ભાણી ડોશીને યાદ આવી ગયું હતું.

સાડા ચાર પાંચનો સુમાર હશે. ભાણી ડોશી કઠોડે આવી બેઠાં હતાં. મજૂરોથી ખડકાએલી પહેલી ટ્રામ હજુ હમણાં જ ગોદી તરફ દોડી ગઈ હતી. પોતાના જેવા અધઆંધળા સુધરાઈના દીવા સડક પર આછેરું તેજ રેડતા હતા.

સિમેન્ટનો પટારો પણ જાગ્યો હતો, પણ આજ સાવરણા ને સુંડલાનું વાતાવરણ નહોતું. આજે દીકરાઓને જગાડવા મા ખોકારો પાડતી નહોતી. આજે નોકરીની ડાલર બજતાં ઊઠી થઈ ભાગતાં માનવીઓ એ ચાલમાં વસતાં નહોતાં.

કારણ આજે પહેલી જુલાઈ હતી. ભાણીમાંને તારીખનું ભાન નહોતું પણ છેલ્લા પંદર દિવસની ધમાચકડી ને વાતચીતે એક વાત એમને સમજાવી દીધી હતી કે આજનો દિવસ અનોખો ઊગવાનો હતો.

આજે સુધરાઈના કામદારોની હડતાલનો પહેલો દિવસ હતો.

રોજ કરતાં અનોખું જ વાતાવરણ આજે સડક પર ઊતરી રહ્યું હતું. રોજની ધમાલથી ટેવાએલા

કાનને આજની શાંતિ અકારી અસ્વાભાવિક લાગતી હતી: એ અકારી શાંતિ સડક પરના આછા અજવાળાને વધુ ઓછું બનાવતી હતી. ને આ બધું ય ભાણીમાને હૈયે ઊંડે ઊંડે સૂતેલી છપ્પનિયાની સ્મરણ-જવાળાને વાયરો નાંખી ભડકાવી રહ્યું હતું.

પાશેક વાગે પે'લા ચારેક છોકરાઓ આવ્યા. છેલ્લા અઠવાડિયાંથી એમને દોડાદોડી કરતા ભાણીડોશીએ જોયા હતા. આજે તો જાણે પવનની પાંખે ચડીને આવ્યા હતા! ઝપાટાબંધ એમણે કાગળિયા ચોટાડવા માંડ્યા. શેરીની ભીંતે પર, દુકાનોનાં બારણાં ઉપર, તારના થાંભલા, જ્યાં જગા હતી ત્યાં તેમણે એ કાગળિયા ચોંટાડી દીધા. એ સફેદ કાગળિયા પર લાલ લાલ અક્ષરો ચીતરાયા હતા. દિવાલો પર એ લાલ અક્ષરો માતાજીના પહોંચા જેવા રૂડા લાગતા હતા. ભાણીડોશી હજુ તો બધે ય નજર ફેરવે એ પહેલાં એ છોકરાઓ જ અદ્રશ્ય થઇ ગયા.

એ ચારે છોકરાઓમાં એક ભાણીડોશીની બહેનનો પૌત્ર હતો. છોકરો ડોશીને ગમતો-લગભગ એમણે જ એને ઉછેર્યો હતો. કાલો પાણીદાર! વાણિયા-બ્રામણના છોકરા એની પડખે ઝાંખા પડી જતા!

આજ સાત દિવસથી રોજ એ ચાલમાં આવતો. લોકોની સાથે મોડીરાતે છેલ્લી ટ્રામ જતી રહેતી ત્યાં સુધી વાત કરતો. "પડેલી તારીખે કામ પર ન જશો-સંપ મોટી તાકાત છે" વગેરે કેટલુંય સમજાવતો.

ડોશી એ વાત સાંભળી છાતીછાતી ગરૂરથી ફૂલાતાં. એની બધી ય વાત તો સમજતાં નહિ. દાખલા તરીકે એ જ્યારે કહેતો માંડ્યોઃ "માશી, થોડા જ વખતમાં આપણું કામદારોનું રાજ થવાનું છે. એ પછી ક્યાંય ઢેડવાડા જ રહેશે નહિ. બધાયને સરખા હક્ક," ત્યારે ભાણીમાશી મનમાં બબડતાં: "એવું તે ક્યાંઈ ભાળ્યું સે? જવાનિયાઓ સે એટલે ઇના મનમાં ઘોડા દોડે સે! ઢેડવાડા તે કીમ બંધ થાય બાપલ્યા! ઈ જવાનિયા જુલમ બંધ કરાવે તો ય બસ સે!"

જુલમ! ભાણીમાની જીંદગી જુલમને બરાબર પારખતી હતી. ને આજે વહેલી સવારે છપ્પનિયાના એ જુલમના દિવસો એમને સાંભરતા હતા.

ત્યાં તો સડક ધ્રૂજી ઊઠી. એ ધ્રુજારીએ ડોશી ચમક્યાં.

એક પછી એક મોટરો આવી ને ચાલીનાં બારણે અટકી.

નાનકડી સાંગામાચી જેવી એ મોટરો પણ દેખાવમાં સાંગામાચીથી ભૂંડી! ચાલીમાંથી કોઇએ બૂમ મારી! "જીપ! જીપ!"

"જીપ"માંથી માણસો ઊતરવા માંડ્યા. પાતળા અજવાળે એ કાળા ડગલા, પીળી પાઘડી વરતાયાં! એ રુવાબભરી દાઢીઓ જેવી ચાલ: દંડાઓ કમ્મરે ઝૂલતા ને પીરતોલ માટેનાં ચકચકિત ચામડાના ખીસ્સાં.

ભાણીમાને હૈયે ધ્રાક બેસી ગઈ. એક, બે, ત્રણ, કોણ જાણે કેટલા! ધાડિયું ચાલમાં દાખલ થઈ ગયું! પચાસ વરસના અનુભવે ભાણીડોશીના દિલમાં એ પીળી પાઘડી અંગે દહેશત અને નફરત ઊંડે સુધી ધરબ્યાં હતાં.

ક્ષણભર પાછી સડક સૂતી રહી. ડોશી બબડ્યાંઃ "મારા રોયા આવી પૂગ્યા....આવે ટાણે!"

ને અચાનક સીમેન્ટનો પટારો ખળભળી ઊઠ્યો. ઓરતોની બૂમો, બાળકોની ચીસો, પોલિસની ગાળો. વચ્ચે વચ્ચે લાકડીઓ શરીર પર અથડાવાથી થતો બેદો અવાજ.

"ઇને છોડી દ્યો. ઇને કાંઈ ગુનો કર્યો નથી."

"મારો સોકરો બે ગુના સે."

બાળકોનું આક્રંદ.

"તું મ્યુનીસીપાલ નોકર છો?"

"હા."

"ચાલ પોલીસ ચોકીએ. સાલા હરામખોરો હડતાલ પર ઊતરો છો. સડક કોણ તમારો બાપ સાફ કરશે?"

"પણ......"

વળી દંડૂકો શરીર પર વીંઝાવાથી થયેલો અવાજ !

"મારો મા, મારો મા બાપલિયા ! ઈ હમણાં મોંઢા રે'સે, ઈનો કોઈ ગુનો નથી."

"હડતાળ કરવી છે, ને રોવાંમાં કહે છે; ગુનો નથી. હડતાલ કરવાનો તમને હક્ક નથી."

"તંઈ શું ભૂખે મરીએ ? કંટ્રોલ શું કરવાને કાઢી નાઈખો ? જારના રોટલા ય હવે મળતા નથ."

"ચૂપ રહે રાંડ..."

દંડૂકાનો પ્રહાર.

"બાયું ને મારો સો ? હાય ! હાય, મુઆ ફાટી પડયા તમારું નખોદ જજો."

વધુ દંડૂકાના પ્રહાર ! બાઈઓની બૂમો, બાળકોની ચીસો.

શેરી હજી ય સૂમસામ હતી. ભાણી ડોશીની નજર સડકનું હૈયું ચીરી પડેલા ટ્રામના પાટા પર હતી. સીમેન્ટનો પટારો ભયંકર કોલાહલથી ઊભરાઈ રહ્યો હતો. એ કોલાહલની ચીસો ભાણી ડોસીને છેક છપ્પનિયામાં ખેંચી જતી હતી. પણ ત્યાં તો મજૂરોથી ખીચોખીચ ભરાએલી બીજી ટ્રામ ગોદી ભણી દોડતી આવી ને ગઈ. ને મુંબઈની જીંદગીનું સ્મરણ આપતી ગઈ.

થોડીવાર પછી એ કોલાહલ સડક પર ઠલવાયો. પોલિસ એમને પકડી જતા હતા.

...આલિયો, જીકલો, નથિયો, અરજણિયો, ગોરાભાઈ, ભૂરિયો...ડોસીએ જલદી જલદી પારખવા માંડ્યા. કેટલાય હતા. એમાંના કેટલાકને મોરીમાંથી પોલીસે પકડ્યા હતા. બીજાઓને દંડૂકાના ઘોદા પડતા હતા. બાઈઓ બૂમો પાડતી હતીઃ "સોડી મૂકો, ઇમને સોડો, ઈમનો ગુનો નથી."

પોલિસો એમની રોજની ટેવ પ્રમાણે ગાળો ભાંડતા હતા.

સડક પર ગોરાભાઈનો ચાર વરસનો દીકરો એકલો ઊભો ઊભો રડતો હતો. પાંજરાપોળના માણસો શેરીના કુતરાને જેમ માણસામાં ખોચીએથી પકડી ઢસડી જાય એમ એના બાપને પોલિસ ઢસડી ગયા હતા. મા એમની પાછળ ગઈ હતી અને એ એકલો સડક પર ઊભો ચીસો પાડી રહ્યો હતો.

છ વાગ્યા હશે. સવાર પડી હતી. પણ દિવસના અજવાળામાં ભયંકર ગ્લાનિનું વાતાવરણ છવાયું હતું.

અને એ ગ્લાનિમાં ભાણી ડોશીનું દિલ દૂર દૂર ભાવનગરના કો'ક મહાલના ગામડે રઝળતું હતું.

હાથ કઠોડાને જોર દઈ ચોંટાડ્યા હતા. આંખો રડતા છોકરા પર ઠેરવી હતી. કાનમાં એની ચીસો વેદના ભરતી હતી. પણ દિલ દૂર દૂર-દેશમાં, આઘેરા ભૂતકાળમાં રઝળતું હતું, રોકાયું હતું.

છપ્પનિયો !

અગાઉ સાલેય મે પડ્યો ન હતો, એ સાલ પણ પડ્યો નહિ. ધરતી તો શું આકાશ પણ સૂકાઈ ગયું હતું. પહેલાં ચારા વિના જાનવર રોગચાળે ઝડપાયાં, સાથે સાથે ભૂખમરાના ઓળા ઢેઢવાડે ય લંબાયા.

પણ ઢેઢની ભૂખ કોને સમજાય ? બ્રાહ્મણ રજપૂતને તો ઢોર જ દેખાતાં હતાં. મરતાં ઢોર ઢેઢની મેલી કરામતે મરે છે એમ માની લાકડીઓ લઈ તેઓ ઢેઢવાડે તૂટી પડયા !

એ દિવસો ! માથાં ફૂટયાં ! બાઈ બચ્ચાંનાં શરીર છૂંદાયાં ! લોહીની નીકોએ ઢેઢવાડામાં સાથિયા પૂર્યા. ને પછી આગની રંગ બેરંગી જ્વાળાઓ ઢેઢવાડા ફરતી નાચી ઊઠી.

પણ છપ્પનિયો શે રોકાય ? જો ઢેઢની રમત હોય, જો ઢેઢને ભગવાન સાથે સંબંધની નોખી ગાંઠ હોત તો એ ઢેઢ રહેત જ શાના ?

ઢોર તો મરી ખૂટવા આવ્યાં હતાં. હવે ઢેઢનો વારો આવ્યો.

તાવડામાં ધાણી ફૂટે તેમ ટપાટપ માણસ મરતા હતા. મડદાને સમસાન પહોંચાડવાની જીવતા માણસોમાં શક્તિ નહોતી. ઢેઢવાડાના બળેલા ખોરડે

ગીધડાંની જમાત જાગતી અને એમની મીજબાનીઓ ગોઠવાની. ઉંચ વરણુને ય છપ્પનિયાએ છોડ્યો નહિ. ગામડે ગામડે મોત ઘર ઘરનાં બારણાં ઠેલી નાચવા માંડ્યું હતું.

શું કરવું ? શું કરવું ? એ જ સવાલ તે દિવસોમાં સૌનાં હૈયાં રંજાડતો હતો. આમ મુંગે મોઢે મોતની અને ગીધડાંઓની મીજબાની બનવા સિવાય બીજો મારગ છે ?

કોકે કહ્યું: "હાલો, મુંબી !"

મુંબઈ ! પરદેશનું અજાણ્યું શહેર ! વચ્ચોવચ્ચ અતોપાટ દરિયો પડ્યો હતો. શું ખબર એ મોટા શે'રમાં શું હશે ને શું નહિ ?

ને મુંબઈ તરફ ખેંચાતા દિલે અનેક કલ્પનાઓ કરી. નવાં નવાં કારખાનાં ઊભાં થયાં હતાં. બંદરે વિલાયતની સેંકડો આગબોટ લાંગરતી. જેના બાવડાંમાં બળ હતું એને માટે કામ હતું, ધાન હતું; રહેવા ખોરડાં હતાં...ને ઢેઢવાડો નહોતો. લાકડીઓ લઈ દર ત્રીજે વરસે દોડ્યા આવતા બાપુ-ગોર-મહારાજો નહોત. જુલમ કરનાર સામે પોલિસમાં ફરિયાદ માંડી શકાય તેમ હતી. બીજું કાંઈ નહિ તોય જમતું ભૂખ્યું ડાસું ત્યાં દાંતિયા કરતું નહતું.

ને ગાંસડા પોટલાં બાંધી કેટલાય જીવ મોતથી ભાગી છૂટવા તૈયાર થયા. દુનિયાને બીજે છેડે મુંબઈ ભલેને હોય પણ ત્યાં મોતથી મુક્તિ હતી. ભૂખમરાથી બચવા વતનને જુહાર કરી ભાગતા એ અછૂતોની વણઝાર તૈયાર થઈ ગઈ.

ભાણી ડોશીને એ સવાર યાદ આવતી હતી. તે દિવસે ય હજુ સૂરજદાદા આકાશે ઊગવાની તૈયારી કરી રહ્યા હતા. બીજું બોલવાની ત્રેવડ કોઈમાં રહી નહોતી. જેટલું ઉપાડાય તેટલાનો ગાંસડો બાંધી ઢેઢવાડાના નાકે સહુ આવી ઊભાં હતાં.

એમાં પોતે ય હતી. વીસ વરસની જીંદગીમાં એણે સુખ કરતાં દુઃખના ઝાઝેરા દહાડા જોયા હતા. ઝાઝું બોલવાની એની આદત નહોતી પણ મુંગું હૈયું હવે વધુ સહન કરે તેમ નહોતું.

ધણી માનતો નહોતો. એને સમજાવ્યો, પટાવ્યો, ધમકાવ્યો. તોય ન માન્યો ત્યારે કહી દીધું:

"તંઈ તું પઈડો રે' આંઈ ! હું તો હાલી મુંબી ! મારાથી વધુ સે'વાય એમ નથ !"

આટલું બોલી એ વણજારમાં ભળી ગઈ. સૂરજદાદાને મળીને જ્યારે જીંદગીના અણુજાણ સમદરની સવારીએ મોતથી ભાગતું એ ટોળું ઉપડી રહ્યું હતું ત્યારે ભાણીએ જોયું કે એનો ધણી ય એમાં સામેલ થઈ ગયો હતો.

તે દિવસે એક છોકરો ઢેઢવાડાના નાકે રડી રહ્યો હતો. એના માબાપ મરી ગયાં હતાં, એનું કોઈ રહ્યું નહોતું. જળેલ ખોરડાનાં સેંકાર ખંડેરમાં એનું રુદન ભયંકર વેદનાનું વાતાવરણ ઊભું કરતું હતું. પણ કોઈમાં હામ નહોતી કે એને સાથે લઈ લે. સૌ સૌનો જીવ બચાવવા નાસી રહ્યાં હતાં.

*

છપ્પનિયા જીંદગીમાં અથડાતાં ભાણી ડોશીને પેલી સાંગામાચી જેવી મોટરોએ ફરી જગાડ્યાં. પાછાં એ આવી પહોંચ્યા હતા.

ફરી એજ કોલાહલ ! ચીસો ! ગાળો ને દંડુકાના અવાજ !

બીજાઓ પકડાયા હતા.

સવાર તો હવે જામી હતી. ભાણી ડોશીને આજે રોજની ચા યાદ આવી નહિ. રોજીંદી જીંદગી આજે પીંખાઈ ગઈ હતી. ને માળો પીંખાતા પંખી તરફડે એમ એનું દિલ આજ તરફડી રહ્યું હતું. શંકાઓ મનમાં ઊભરાતી હતી-અમંગળ શંકાઓ, ભયંકર શંકાઓ.

એ શંકાઓ સામે જવાબ એક જ હતો. બીજાને ભલે હસવું આવે પણ એ વાત સાચી હતી કે ચાલને બારણે બાંધેલ અગ્યાર નાળિયેર પર ભાણી ડોશીએ મદાર બાંધી હતી.

ફૂટપાથ પર અઢેલી બેઠાં બેઠાં ભાણી ડોશી દિલને મનાવી રહ્યાં હતાં. પણ નીચે તો ધરપકડો

ચાલી રહી હતી. સડક પર સિપાઈઓના ધાડા ઉતરી રહ્યાં હતાં. સડક પરની દુકાનો અધખૂલી જ રહી હતી. એક માત્ર નાકા પરની હોટેલમાં લોકો જમા થયા હતા. વાતાવરણ દિવસ વધવાની સાથે વધુ ઘેરૂં થઈ રહ્યું હતું.

આમને આમ બપોર થઈ ગયા. પણ ભાણી ડોશી ત્યાં જ-કઠોડા પાસે બેસી રહ્યાં હતાં. દીકરાની વહુએ રોટલો આણ્યે તેમાંથી બટકું ખાઈ ભાણું પાછું વાળ્યું.

"મા! તમે જરા આડા પડો." વહુએ આગ્રહ કર્યો. પણ ડોશીએ જવાબ દીધો નહિ. આંખો અરધી મીંડાઈ હતી. વહુએ માન્યું ડોશી ઝોલે ચડી ગયાં હશે!

બે-અઢી વાગે ડોશી ઝબૂકી ઊઠ્યાં. મૂઝવતા વાતાવરણમાં મેં પાવા પહેલાના શીળા વા'નો વટોળ જામ્યો હોય તેમ લગભગ વેરાન વેરાન સડક પર ટોળાં પથરાઈ ગયાં હતાં. સડક પર રેલાતાં એ ટોળામાં સિપાઈઓ દરિયા પર તરતાં મેલાં તણખલાં જેવાં લાગતાં હતાં.

મ્યુનીસીપાલીટીની બધી ચાલો જાણે ત્યાં ઠલવાઈ હતી. ડિલાઈલ રોડ, તારવાડી, વરલી, મહાલક્ષ્મી-જયેથી બાઈઓ આવી હતી. કેડે છોકરાં હતાં, હાથમાં સાવરણા હતા ને ચહેરા પર રોષ હતો.

"હાલો, પોલીસ કમિશનરને બંગલે! શું કરવાની પકડ્યા સે ઈ બધાય ને?"

"શું ગુનો સે? ભૂખે મરવાની ના પાડી ઈ!"

"ઈને કેશું કે તું બારના રોટલા એક દી' તો ખાઈ જો?"

"ખાધો! ખાધો! ઈ તો સોખા ને ઘઉં રોજ ખાતો મહાલે સે!"

"પણ સોડવા તો પાસે જ ઈ બધાંયને!"

સડક પરથી અવાજો ઊઠી ઠોડે અથડાતા હતા.

"એલીઉં, આંય ડોંગરીની સોકીએ પૂરીરા સે; ઈયા હાલો"

"હા! હાલો ઈયા જ! જઈને કેશું અમારા ધણી-ભાઈને સોડો. નહિ સોડો તો અમે ખસવાના નથ."

"હાલો! હાલો!"

ને ટોળું દરિયાના મોજાંની જેમ ડોંગરી પોલીસ ચોકી તરફ ઊપડ્યું. ભાણી ડોશી એ ટોળાંની કેટલી બધી બાઈઓને ઓળખતાં હતાં!

ઘડીભર છપ્પનીઓ ભૂલાઈ ગયો. દિલને થયું: "લાવ હું ય ઈમના ભેળી જાઉં!"

પણ કઠોડાની પ્રીત છૂટી નહિ. શરીરમાં જાન તાકાતે ય ક્યાં હતી? ને વળી આંખે દેખાશે ય કેટલું? "ઈ બધાય આપણા જ સે ને? હું નો જઈ તો ય વાંધો સું સે?"

ટોળું ગયું એની સાથે સિપાઈ પણ ગયા હતા. સડક પર હવે લોક ઊભરાવા માંડ્યું હતું. બપોરના ત્રણ-સાડા ત્રણ થયા હતા. દિલને ભીંસતું વાતાવરણ પણ હળવું થઈ ગયું હતું. ચોકી તરફ જઈ રહેલી બાઈઓનો અવાજ દૂરથી ય સભળાતો હતો:

"ઈનો ગુનો સું સે! ઈમને સોડી મૂકો!"

ને કઠોડાને વધુ જોરથી પકડી ડોશી બબડ્યાં હતાં:

"ઠીક જ સે. ઈમનો ગુનો સું સે? સોડી જ મૂકવા પડસે!"

*

અરધી કલાક પછી સડક પરનો સીનો બદલી ગયો.

"લાઠીમાર શરૂ કર્યો, લાઠીમાર!"

બૂમો પાડતાં નાનાં છોકરાંઓ પહેલાં આવ્યાં; ને પછી ઝપાટાબંધ કેટલીક બાઈઓ આવી. એમને કેડે લટકતાં બાળકો સ્તબ્ધ થઈ ગયાં હતાં. એકાદ એનાં કપડાં પર લોહી હતું.

ને પાછળથી બાઈઓનું ટોળું આવ્યું. એમને તગડતા, ગોદા મારતા, લાકડીએ, હવામાં વીંઝતા સિપાઈ આવ્યા. એમાં સફેદ ટોપાવાળા સાર્જંટ

હતા. એમની કેડે ચકચકીત ચામડાના પટ્ટા હતા, એમાં પીસ્તોલો ઝૂલતી હતી.

બાઈઓ પાસે આવી અટકી. ભાણી ડોશીએ આંખો ઝીણી કરી જોયું. ભયની લાગણી બાઈઓમાં ફેલાઈ હતી. પણ ગુસ્સો મર્યો નહોતો.

" ભાગો પ્રધરસે. રસ્તા છોડો. " સાર્જંટો બૂમો પાડતા હતા. સિપાહીઓ લાકડીઓ વીંઝતા હતા.

પણ બાઈઓ ચાક્ર પાસે અટકી ગઈ હતી.

" મૂવાઓનું નખ્ખોદ જાય, બાઈયું પર લાકડીઓ મારી. મૂવા બામણા. "

તીણા અવાજો ઊઠતા હતા.

લાકડીઓ વીંઝતા સિપાઈઓની આગળ ચાલી આવતી બાઈઓમાં ભાણી ડોશીને છપ્પનિયાનું દૃશ્ય દેખાયું. પાછળ લાકડીઓ લઈ પડેલા લોકો ને આગળ ભાગતા ઢોર! પણ ઘડીમાં તો એ દૃશ્ય ભૂંસાઈ ગયું.

હવે બાઈઓ ભાગતી નહોતી. સડક એમનાથી ઊભરાઈ ગઈ હતી. સામે પચીસ-ત્રીસ સિપાઈ ઊભા હતા. ત્રણ ચાર સાર્જંટો હતા.

" ભાગો! નહિતર ગોલી ચલાએગા. " કાળી ચામડીના, આંખિયાળી મૂછોવાળા એક સાર્જંટે હુકમ કર્યો.

પણ ટોળું હઠ્યું નહિ. શાંત સાગરની જેમ ક્ષણભર એ ઊભું રહ્યું હતું. ત્યાં કોઈએ કહ્યું:

" હાલો કમિશનરને બંગલે. "

" હાલો! હાલો! પંદર વીસ કંઠ એક સાથે બોલી ઊઠ્યા.

ને શાંત સમંદરમાં જાણે તુફાન આવ્યું. વિરાટ મોજાંની જેમ ટોળું આગળ ધસ્યું.

" રુક જાવ! રુક જાવ! " સાર્જંટો અને સિપાહીઓએ લાઠીઓ વીંઝતા હુકમ કર્યો. પણ એ માનવ-મહેરામણને એ અવાજની પરવા નહોતી.

બાઈઓ અને બાળકો આગળ વધ્યાં. " હાલો કમિશનરને બંગલે. હમને સોડના જ પડસે. " વાતાવરણ આ નારાથી ગાજી ઊઠ્યું.

સિપાહીઓ એ ધસારાની સામે દૂર ફગાવાઈ ગયા. લાકડીઓ વીંઝાતી હતી, પણ એ કેટલાને રોકી શકે?

ત્યાં પેલી આંખિયાળી મૂછોવાળા સાર્જંટને ભાણીમાએ પિસ્તોલ ખેંચતા જોયો.

—એકાદ બે ભડાકા થયા ને ટોળું સહેજ અટક્યું. પણ ભાણી ડોશીનું દિલ જાણે ધબકતું બંધ થઈ ગયું.

" હાય! હાય! મુઆ મારી નાંખસે! "

ટોળાની ગતિ સહેજ નરમ પડી હતી. ને જીવકોરનો માધિયો સાર્જંટનો પિસ્તોલવાળો હાથ પકડી રહ્યો.

" છોકરો મરસે!." ડોશી લગભગ ચીસ પાડી ઊઠ્યાં; " છોડી દે હને માધિયા! તને ઈ મારી નાંખસે. "

કઠોડા પર ઢળી ઊભાં થતાં ડોશી ચીસ પાડી ઊઠ્યાં:

" મારી નાંખસે મુઆ, બધાયને ઈ નખ્ખોદિયા મારી નાંખસે. "

ને ફરી સડક પિસ્તોલના ધડાકાથી ગાજી ઊઠી. એક બે ત્રણ......

ભાણીડોશી વધુ સાંભળી શક્યાં નહિ.

કઠોડા પર લોહી છંટાઈ ગયું હતું. પાછળની ભીંત પર એકે ધોબો પડી ગયો હતો. પડસાળમાં લોહીના ખાબોચિયામાં ભાણી ડોશી અચેતન પડ્યાં હતાં.

ડાબી આંખમાં કાણું પડ્યું હતું. ગળામાંથી લોહીની ધાર વહેતી હતી. ચહેરો વીંધી ગોળીએ કરેલા પોતાના મારગમાંથી હવે લોહી દડદડી રહ્યું હતું. માત્ર હાથ કઠોડા પર ચોંટ્યા હતા.

# ખબરદાર!

## ૧૯૪૮ ની એ દેશની તસવીર

દિનરાત કારખાનાંઓ ધમધમી રહ્યાં છે. ધમધમતા પોલાદને નવા ઘાટ અપાઈ રહ્યા છે, નવી તોપો, નવી મનવારો, નવાં સંહારક વિમાનો...

ચોવિસે કલાક વિશાળ “ખાનગી” નગરોમાં પોલિસ જાપ્તા નીચે હજારો માનવીઓ ધડકતે હૈયે કામ કરી રહ્યાં છે, અને અણુબોમ્બનો ખડકલો મોટો થતો જાય છે.

---

ડોશી પડ્યાં હતાં ને એમની પાસે જવાની કોઈમાં હિંમત નહોતી. નીચે ધડાધડ ગોળીઓ છૂટતી હતી. પણ માધિયાની મા હિંમત કરી ઓરડીમાંથી બહાર આવ્યાં.

માધિયો હજુ યે નીચે સાર્જંટના હાથ સાથે બાથ ભીડતો હતો. જીવકોરે બૂમ પાડી:

“માધિયા, ડોશી મરી ગઈ.”

માધિયાએ ક્ષણવાર કઠેડા પર નજર કરી. ધૂમાડામાં કઠેડા પર એ ચીજ દેખાતી હતી. સુકાએલ, અગણએલા બાજુમાના હાથ ને કઠેડેથી ફરકતો તિરંગ ઝંડો !

ને ડોશીના લોહી ઝરતા શરીરને ઓરડીમાં ઘસડતી જીવકોર બબડતી હતી: “મુવાઓનું નખ્ખોદ જજો.”

કઠેડાથી તે ઓરડીના ઉંબરા સુધી લાલ લાલ લોહીનો રેલો વહેતો હતો. ને ચાલીના ઝાંપા પરના અગ્યાર નાળિયેર એવાં ને એવાં લટકતાં હતાં !

મોડી રાત સુધી બત્તીઓ ઝગમગે છે ને પગારદાર વૈજ્ઞાનિકો રસાયણો તૈયાર કરી રહ્યા છે. બાટલાઓ ભરાય છે. પણ એ બાટલામાં રોગને મારી હઠાવવાનાં રસાયણો નથી. એમાં તો ભર્યાં છે મરકી, કોગળિયા, ટાઈફોઈડનાં ઝેરી જંતુઓ...

ને દિવસમાં સાત સાત આવૃત્તિમાં બહાર પડતાં અખબારો ચીચિયારીઓ કરી રહ્યાં છે: યુદ્ધ ! યુદ્ધ ! રશિયા સામે યુદ્ધ !

પ્રજા મૂંઝાઈ રહી છે શું થશે ! ખરેખર ફરી પાછું યુદ્ધ ફાટી નીકળશે ? એ યુદ્ધમાં દસ કરોડ સ્ત્રી, પુરુષ–બાળકોના સંહારથી સંતોષ થયો નથી કે પછી આ નવાં યુદ્ધો...

પણ જવાબ નથી. માત્ર જીંદગીને રુંધતી દિવાલો ઝડપભેર ચણાઈ રહી છે. નવું, કદી ન અનુભવેલું વાતાવરણ સર્જાઈ રહ્યું છે.

કામદારોએ પગાર વધારો માગ્યો કે તરત જ ચીસો ઉઠે છે: આજે પગાર વધારો ! દેશના સંરક્ષણમાં હાનિ થશે. હડતાલ કરશો ? તોડી પાડીશું. એ હડતાલોને, પોલિસના દંડા વીંઝાશે, ગોળીઓ છૂટશે અને શેરીઓ લોહીથી છંટાશે. દબાવી દો એ કામદારોને.

કોણ બોલ્યું એ યુદ્ધ સામે ! કમ્યુનિસ્ટ હશે એ. રશિયાનો દલાલ ! દેશદ્રોહી ! પકડી પૂરી દો. અનાજના વધતા ભાવ સામે ફરિયાદ કરી છે !

---

જરૂર કમ્યુનિસ્ટ હશે! હબ્સીઓના હક્ક માટે બોલ્યો છે? અવશ્ય દેશદ્રોહી કમ્યુનિસ્ટ! કચડી નાખો, દબાવી દો.

કારખાનાંઓ ધમધમે છે; અણુબૉમ્બના ખડકલા ઊંચા થતા જાય છે; સંહારક રસાયણોના બાટલાઓ ભરાય છે; અખબારો ચીચિયારીઓ મારે છે— યુદ્ધ! યુદ્ધ!

ને એ બધા ય પર જેનો કાબુ છે એ ગણ્યાગાંઠ્યા ધનપતિઓ ચીરુટ પીતાં પીતાં નફાના નકશાને જોઈ રહ્યા છે. આસમાને ચડતા નફાના આંકડા નીરખી હરખાય છે ને બરાડી ઊઠે છેઃ

ખબરદાર કોઈએ અવાજ ઊઠાવ્યો છે તો. યુદ્ધ સામે, આસમાને ચડતા ભાવ સામે, હબ્સીઓના હક્ક માટે, નાગરિક સ્વતંત્રતા માટે. કશાય માટે જેણે અવાજ ઉઠાવ્યો છે તેના છક્કા ભૂલાવી દઈશું: ખબરદાર!

(૨)

ખબરદાર!

સામેથી પડકાર આવે છે. એ પડકારની ગર્જના મનભેદી નથી પણ એ ગર્જના પ્રાણવંત છે. એ પ્રાણને રુંધનાર તાકાત હજુ સુધી ભાળી નથી.

એ પડકાર નાનકડા વર્તુળોનો છે. જાગૃત કામદારો અને તેમના નેતાઓનો છે.

"પૂરી દો, એમને જેલમાં" માલિકો ગર્જી ઊઠે છે. નવા કાયદા કલાકોમાં ઘડાય છે. કામદારોના નેતાઓ, કમ્યુનિસ્ટ નેતાઓ જેલખાનાંની તોતીંગ દીવાલો પાછળ પૂરાય છે.

ખબરદાર!

પડકાર તો ચાલુ જ છે! ઓગણીસ આદમીઓનો એ પડકાર છે! કોણ છે એ ઓગણીસ આદમીઓ? ક્યાંના છે?

મનાય નહિ તેવી વાત છે. હોલિવૂડની રુપેરી અને નકલી દુનિયામાં ભરેલ જીવન જીવતા આદમીઓમાંથી જે ઓગણીશ હજુ મર્યા નથી એવા અદાકારો, કલાકારો, લેખકો પડકાર ઉઠાવે છેઃ 'ખબરદાર!'

"તમે...તમે કમ્યુનિસ્ટ છો?" ધનપતિઓ મુઠ્ઠી ઉગામે છે.

"અમો અમેરીકી નાગરીકો છીએ,"

"જવાબ આપો તમે કમ્યુનિસ્ટ છો?"

"અમે અમેરિકી છીએ. બાકીનો સવાલ પૂછવાની તમને સત્તા નથી. જવાબ આપીશું નહિ."

"કેદમાં પૂરી દઈશું."

"પરવા નહિ."

ને માલિકો એ ઓગણીસને કેદમાં પૂરવાની તૈયારી કરી નિરાંતનો દમ ખેંચતા જાય છે ત્યાં પાછો પડકાર આવે છેઃ ખબરદાર!

(૩)

એક છ ફીટની કાયાનો કાળો આદમી એ પડકાર કરી રહ્યો છે. એની વિશાળ શ્યામ કાયા રોષથી ધ્રૂજી રહી છે. હેતઝરતી એની આંખો આજે ક્રોધે લાલઘૂમ બની છે.

"ખબરદાર!" એ પડકારે છે ને એનો અવાજ એ દેશના ખૂણેખૂણે પહોંચવા માંડે છે. એના અવાજનો પડઘો પડવા માંડે છે કારણ એ અવાજ પરિચિત છે.

એ આદમીના અવાજને સાંભળવા પૈસાની ટંકશાળ પડતી. રંગભૂમિ, રજતપટ, સભાગૃહો એ અવાજની મૂડી પર ચાલતા હતા. કારણ એ અવાજના ગળામાં સંગીત વસ્યું હતું. ઘેરું, હૃદયના ભાવને હચમચાવતું!

કદી તમે ધોધનું સંગીત સાંભળ્યું છે? એના ઘેરા સૂરમાં, ઉપરથી નીચે આવી વહેતા પાણીની મીઠી બાંસરી સાંભળી છે? એવો એ આદમીનો અવાજ હતો. એમાં માનવજાતની તાકાત હતી, જીવનની મધુરતા હતી, હૃદયનો ઉલ્લાસ અને કરુણા હતાં.

એ અવાજે એને ધન દીધું હતું;—એક જાતની કીર્તિ પણ આપી હતી. નહોતું આપ્યું સ્વમાન અને સમાનતા.

કારણ એની ચામડી ગોરી નહોતી—કાળી હતી. એ હબ્સી હતો, ગુલામનો બેટો હતો. ગુલામી ગઈ, પણ એ દેશના રાજકર્તાઓ એને અને એના

જાતભાઇઓને કૂતરાથી બહેતર સ્થિતિમાં જીવવા દેવા તૈયાર નહોતા. એનું દર્દ એ સંગીતકારના દિલમાં ઠાંસોઠાંસ ભર્યું હતું.

એ સમાનતાની શોધમાં દુનિયામાં ભમવા નીકળી પડ્યો. ભટકતાં એ એક એવા દેશમાં આવી પહોંચ્યો કે જ્યાં ગોરા-કાળા-પીળા એવા રંગદ્વેષને મીટાવી દઇ કરોડો માનવી આઝાદ સમાજનું ઘડતર કરી રહ્યા હતા. પોતાના પુત્રને એ દેશમાં–સોવિયેત રશિયામાં શિક્ષણ લેવા મૂકી જ્યાંના ગોરાઓએ એને બેવતન બનાવ્યો હતો એ દેશમાં આવી પહોંચ્યો.

એણે ધન અને નકલી કીર્તિને લાત મારી. હોલિવૂડનાં ચિત્રપટો પ્રત્યાઘાતી હતાં એણે એનો બહિષ્કાર કર્યો. જ્યાં સુધી હબ્સીઓને સમાન હકક ન મળે, જ્યાં સુધી પેટપૂર રોજી વિના આદમીઓ ભૂખે મરતા બંધ ન થાય ત્યાં સુધી ધનિક શ્રોતાઓનાષ્મનોરંજન માટે હું ગાનાર નથી–આ એનો નિર્ધાર હતો.

ને એ કારખાને કારખાને, ખેતરે–ખેતરે ઘૂમવા માંડ્યો. સમાનતાની એ જેહાદ જગાવતો. એનું હથિયાર એક જ હતું–એનું સંગીત. એણે સૂતેલી માનવતાને જગાડવા માંડી. જાગેલી માનવતાની લડાયક વીરતાને ખીલવવા માંડી.

ને ત્યાં યુદ્ધ માટે, રહીસહી આઝાદીને પણ ગૂંગળાવવાની બાજી મંડાઇ. એણે પડકાર કર્યો: ખબરદાર!

એ પડકાર પોલ રોબ્સનનો હતો.

(૪)

ધનપતિઓની કઠપૂતળી અમેરિકી સેનેટે એક સમિતિ નીમી હતી. એનું કામ જાહેર થયું હતું: કમ્યુનિસ્ટોને કાબુમાં રાખવા કાયદો ઘડવાનું. સાચું કામ યુદ્ધખોરી, નફાખોરી સામે અવાજ ઉઠાવનારનો ટેરો પીસવાનું.

રોબ્સનને એની સમક્ષ ખડો કરવામાં આવે છે.

"તું કમ્યુનિસ્ટ છે?"

"કમ્યુનિસ્ટ? કમ્યુનિસ્ટોએ અમેરિકી જનતાની ભવ્ય સેવા બજાવી છે!"

"સીધો જવાબ આપ. તું કમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય છે કે નહિ?"

વિશાળકાય હબ્સી કલાકારે જોરથી ડંકું ધુણાવ્યું:

"એનો જવાબ તમને મળશે નહિ. એ સવાલનો જવાબ આપવાનો ઇન્કાર કરવા માટે એગણીસ અમેરિકી નાગરિકો કેદખાનામાં સડવા તૈયાર થયા છે. જરૂર હશે તો હું તેમનો સંગાથી બનીશ. પણ જવાબ મળશે નહિ કારણ...".

સમિતિનું કામકાજ જોવા આવેલી જનતા તાળીઓ પાડતી હતી તે અટકી ગઇ, કારણ રોબ્સનનો ઘેરો અવાજ આજી ઉઠ્યો:

"કારણ તમે કહો છોને આ દેશની લોકશાહીમાં દરેકને પોતાનો મત ખાનગીમાં આપવાનો હક છે. એ વિષે ડંફાસો મારતાં તમે કદી થાકતા નથી. ને આજે હવે તમને એ પોષાતું નથી એટલે એ હક પર તરાપ મારો છો! મારા રાજકીય વિચારો મારા પોતાના છે– એના વિષે હું કોઇને જવાબ આપવા તૈયાર નથી."

જનતાએ તાળીઓથી રોબ્સનને વધાવી લીધો. સમિતિના માંધાતાઓ મુંઝાયા. એકે કહ્યું:

"અમેરિકાના કમ્યુનિસ્ટો તો રશિયાને વફાદાર છે."

તલવારના ઝાટકા જેવો જવાબ રોબ્સને આપ્યો: "કેટલાક અમેરિકનો ફાસિસ્ટ ક્રોસ પ્રત્યે વફાદાર છે. તેની સરખામણીમાં તો અમેરિકી કમ્યુનિસ્ટોની રશિયા પ્રત્યેની વફાદારી કાંઇ નથી."

"રશિયામાં તો લોકોને ઘાણીમાં નાખી પીસવામાં આવે છે." બીજાએ કહ્યું.

રોબ્સને દર્દભર્યા અવાજે જવાબ આપ્યો:

"મારો બાપ આ દેશમાં જ ગુલામ હતો. અમારા હબ્સીઓના જાન આ દેશમાં લેવામાં આવ્યા છે. તેની સરખામણીમાં રશિયા માં તો કાંઇ થયું નથી."

ને અભિમાનથી એણે ઉમેર્યું :

"મેં મારા પુત્રને રશિયામાં ભણવા મૂકયો હતો. ત્યાં એના વિકાસ પર કોઈ અવરોધન હતું નહિ અહીં મીસીસીપી નદીના કાંઠાળ પ્રદેશમાં અમને હબસીઓને વિકાસની જે તકો મળે છે તેની સરખામણીમાં સોવિયેટ દેશમાં તો લાખો કરોડો ગણી વધુ તકો મળે છે. ખુદ હું પહેલી જ વાર આઝાદ માનવીના ગુરુરથી સોવિયેટ રશિયાની ધરતી પર જ ચાલી શકયો હતો."

સમિતિ સમસમી રહી. લોકોએ જયજયકાર કર્યો. રોબ્સન બહાર આવ્યો ત્યારે એને જેલમાં કેમ પૂરવો તેની વાટાઘાટો ચાલી રહી હતી.

( ૫ )

કારખાનાંઓ ધમધમી રહ્યાં છે; અણુબોંબના ધડાકા વચ્ચે જ જાય છે; ઝેરી રસાયણોના બાટલા ખડકાઇ રહ્યા છે. યુદ્ધ ! યુદ્ધ !

પણ સામેથી પડકાર આવી રહ્યા છે : ખબરદાર! એ પડકારનો પડઘો એ દેશમાં ઠેર ઠેર ઉઠી રહ્યો છે. ગોરા અને કાળા, કામદારો અને કિસાનો, મધ્યમવર્ગીઓ અને બુદ્ધિજીવીઓ એમાં ભળી રહ્યા છે. હજુ એ પડકાર પ્રચંડ થયો નથી પણ થઇ રહ્યો છે.

એમાં એક ઘોષ સમો ઘેરો અવાજ ગાજી રહ્યો છે : ખબરદાર !

એ અવાજ પોલ રોબ્સનનો છે.

★

# મકલો પટ્ટાવાળો

લેખક : જમનાદાસ મોદી

"મારી વહુને લેવા આવ્યો'તો બાબરાભાઈ" મોટરમાં દાખલ થયો ને જેમ તેમ ગોઠવાયો ત્યાં તો ભૂલકી તરફ આંગળી કરી મકલાએ મલકાતાં મલકાતાં શરૂ કર્યું. મોટરમાં બેઠેલાઓનું ધ્યાન પલભર ભૂલકી તરફ ને પછી મકલા તરફ કેન્દ્રિત થતાં ભૂલકી શરમથી ઢગલો થઈ ગઈ હોય તેમ નીચું મોઢું કરી એક ખૂણા પર જેમ તેમ પોતાની જાતને ટેકવીને બેઠી હતી. ઢીંચણ ખુલ્લા રાખતા તેના લુગડાના છેડાઓને ખેંચી ઢીંચણ ઢાંકવાની એ નિષ્ફળ કોશિષ કરતી હતી. મકલાના હાવભાવથી હું મીનીટમાં જ સમજી ગયો કે તે આજે રાજ-પાટમાં હતો. મારે મગજને જરાય તકલીફ આપવી પડે તેમ હતું નહિ.

"એ તો બાબરાભાઈ, કાલે જ આવ્યો'તો. અમારી ધનકીનું આણું કરવાનું ઉતું અને વહુને પણ લઈ જવી'તી." વહુની વાત કરતાં તેના અવાજ ને ચહેરામાં ફરી પાછી ઉલ્લાસ ને સત્તાભરી રેખાઓ ઉપસી આવતી હતી. થોડીક આડીઅવળી વાતો ફેંક્યા બાદ તેણે શ્રમજીવી વર્ગ માટે સહજ એવી વાક્ચાતુરતાથી કરી નાખ્યું: "હું જૂઠું નહિ બોલવાનો....હેં...હેં...આજે મેં પીધો છે...એમાં શું ખોટું કર્યું છે?...પણ સુરતમાં તો નથી પીતો, હોં બાબરાભાઈ!"

મકલાએ ઠીક ઠીક લીધો હતો. તેના મોઢામાંથી નીકળતી બદબૂ હું સામી બાજુ બેઠેલો ત્યાં પણ ઉડીને ચોંટતી હતી અને ઘડીભર મારા દિલમાં પણ તેના તરફ ઘૃણાની લાગણી પેદા કરી જતી હતી. મકલો તો પૂર ઝડપે તેનું ભાષણ ચલાવે જતો હતો. કદી હાંફતો, કદી ડોલતો, કદીક તો એમ લાગે કે હવે તે નીચે ગબડી પડવાનો. તેના બોલવામાં કોઈ ઢંગ ધડો નહોતો. તેનાં વાક્યો ગમે તેમ ફેંકાતાં હતાં. મોટરમાં બેઠેલા બીજા પેસેન્જરોના ચહેરાઓ પર તરેહ તરેહના રંગ બદલાતા જતા હતા. એક પારસણ છોકરી તેની રેશમી સાડીને સંકોરતી સંકોરતી એક હાથથી નાકને રૂમાલથી દાબી રાખતી હતી તો બે ચાર નવજુવાન અનાવિલ ને કણબી છોકરા છોકરીઓ તિરસ્કારથી મોઢા મચકોડ્યા કરતા હતાં. ને મકલાની ઠેકડી ઉડાવતાં હતાં. ખાદીના સફેદ કપડામાં સજ્જ થયેલ બે ત્રણ "સારા" ખેડૂતોએ મકલાની આસપાસ ચર્ચા જમાવી હતી. જેનો સૂર હતો, "આ સાંળાઓને આ માટે વધારે મજૂરી જોઈએ છે!" કોઈક કોઈક વખત આ ઉજળા લોકોને બે ચાર વાત સંભળાવાનું દિલ થઈ જતું, પણ મકલાની જબાન મને નિશસ્ત્ર બનાવી દેતી હતી.

મોટર બરાબર ચિકાર હતી. "વીસ પેસેન્જર"ની સગવડ વાળી આ મોટરમાં ૩૯ પેસેન્જર બોકડાની જેમ ગોંધાયા હતા. બાજુ પર લટકતા'તા તે તો જુદા. મોટર ચાલવા લાગી એટલે અંદરવાળા પરસેવાથી રેબઝેબ થતા હતા અને અકળાઈને કદીક મોટર માલિકને તો કદીક પોતાની જાતને ગાળો ભાંડતા હતા. તો કોઈક વળી 'સ્વરાજમાં આવું!' ની ટકોર કરતા હતા. બહારવાળા બિચારા ધૂળ-ગુલાલથી રંગાઈ રહ્યા હતા.

આમને આમ દસ માઈલની મંજલ કાપવાની હતી. એટલે મકલાનું ભાષણ એ લોકો માટે રાહત

ને રંજન જેવું પણ બની ગયું હતું. એક બિચારી ભૂલકી ને બીજો હું-ભૂલકી શરમની મારી અને હું અમારા લોકોની આવી અપમાનજનક સ્થિતિ બદલ અંદર અંદર અકળાતાં હતાં. બીજા પૅસેન્જરોના હસ્યા ને ટાણા મારી છાતીમાં તીરની જેમ વાગતા હતા પણ કોઈ રસ્તો જડતો નહોતો. મકલાને રોકવાના મારા પ્રયાસ બધા જ નિષ્ફળ ગયા હતા. વધુ પ્રયાસ કરવા એ તો બીજાઓને ખોરાક આપવા જેવું હતું, પણ મોટર ચાલુ થયા પછી મકલો થોડોક ઠંડો થયો હતો.

મોટર ખિડીય હદમાં દોડી રહી હતી, પણ રસ્તા ગાબડાંવાળા જ હતા. બોજને કારણે મોટર ઓછી કૂદતી હતી, છતાં પ વચમાં ઉભા રહેલાનાં માથાં કદીક કદીક અથડાઈ પડતાં. મોટરે ઝડપ પકડી રસ્તાની બે બાજુ દૂબળા લોકોમાં છાપરાં હતાં. એ છાપરાં જોતાં જ મને મારી જૂની જીંદગી યાદ આવી. હું વિચારોનાં ઝોલામાં ભરાયો.

*

મકલો ને હું નાનપણના ગોઠિયાઓ હતા. વેલસર ગામના દુબળવાડમાં એક સાથે ઉછર્યાં હતા. એનો બાપ કણબીને ત્યાં રળતો હતો ને મારો બાપ વહોરાને ત્યાં. એ લોકો કણબીના એટલે કોઈક વખત તેમને વધીઘટી દાળ કે શાક મળી જતાં. એવું આપતાં ત્યારે તેવું કામ પણ કઢાવી લેતાં. બાકી તો બંને ઘરની જીંદગી એક જ જાતની હતી. અમે લગભગ સરખી ઉંમરના હતા. છએક વરસના થયા એટલે અમને ઢોર ભેગા મૂકી દીધા. સવારના પહોરમાં ધણિયામાને ત્યાંથી રાતનો ટાઢો રોટલો ખાઈને ઢોરને લઈ નીકળી પડતા. આખો દહાડો સીમમાં રખડતા. સીઝન મુજબ બોર, કેરી વગેરે પર નજર નાખતા અને ગેલ કરતા. મોટા થતા ગયા તેમ કામ વધતું ચાલ્યું. ખાટલા પાથરવા, લોટા ભરવા વગેરે. કદીક શેઠના પગ પણ દાબવા પડતા. સાથે સાથે લાલચ પણ મળતી ગઈ. હવે ચા પણ મળવા લાગી પણ મોટા ભાગે ગોળની અને તેય તેમણે પીધેલા કૂચામાંથી. અમારા માટે તો એ પણ અમૃતસમાન હતું.

પછી તો ધણિયામાએ અમને પરણાવ્યા. મારે કોઈ ૬૦/૭૦ નું ખર્ચ થયું; તો મકલાને સોએક થયા. પણ પરણ્યા એટલે ખેતી સાથે બરાબર જોતરાયા. ઢોરમાં ફરવાનું બંધ થયું. હવે તો સવારથી સાંજ અને કદીક કદીક મોડી રાત સુધી સખત મજૂરી. એ દિવસો યાદ કરું છું ત્યારે આજે પણ કમકમાં આવે છે. કદીક કદીક કડકડતી ઠંડીમાં કૂકડા બોલે તે પહેલાં કામે જવું પડતું. ઘઉંની ઉખેડ વખતે તો દહાડે ય કામ ને રાતે ય કામ. બે ત્રણ કલાક ખેતીમાં ચોરી છૂપીથી ઊંઘ કાઢતા તે જ.

આવી સખત મજૂરી પછી પણ દહાડાને દોઢ શેર જુવાર મળતી. મકલાને સવારે રોટલો મળતો, મને તો તે ય નહિ. એ તો અમારાં બૈરાં દાણા-લાકડાં વેચી આવતાં ને મરઘાં પાળતાં તેમાંથી જેમ તેમ ગાડું ગબડાવે રાખતાં. પણ મોંઘવારી આવી પછી તો ટાંટીયા ભેગા થાય નહિ. એટલે પછી તો રાતના અમે નીકળી પડતા. કદીક કપાસ વીણી લાવતા તો કદીક જુવાર ભરી લાવતા. એ ધંધાથીય ટેવાઈ ગયા ને અમારું ગાડું ગબડે જતું હતું. મહિનામાં એક બે દહાડા મિજબાની-દારૂતાડી પણ થઈ રહેતી.

પરંતુ એક વખત અમે પકડાઈ ગયા ને પોલીસને હવાલે થયા. પોલીસે અમને હદ વિનાનો માર માર્યો એટલે અમે ગુન્હો કબૂલી લીધો. અને અમને દસ દહાડાની સજા થઈ.

પહેલી જ વારની જેલજાત્રા હતી. દિલમાં થોડોક પશ્ચાતાપ હતો; પરંતુ પોલીસના મારે ને જેલના નવા જીવને અમારાં મગજને જુદીજ દિશાએ દોર્યાં. "આખો દહાડો વૈતરૂ કર્યા પછી આ દશા!" અમારા મગજમાં તોફાન જાગ્યું. બરાબર એજ વખતે સુરતના નિરંજન મીલના બે માલ મજૂરીઆ સાથે ભેટો થયો. મીલમાં તેમણે હડતાળ પાડી હતી. તે બદલ સજા થઈ હતી. એ લોકોએ ગામડા બહારની દુનિયાની, તેમની મીલની દુનિયાની વાતો કરી. શહેરની મજૂરી, ત્યાં આઝાદ હવા...દસ દિવસમાં તો અમે ઘણું ઘણું જાણ્યું. અને અમે નિરધાર

કર્યો: "હવે બરબાદ થવું નથી, હવે ધણિયામાને ત્યાં રળવું નથી."

દસ દિવસ પૂરા થયા. જેલનાં કપડાં બદલાઇ ગયાં. અમે જેલ છોડી પણ તેની જગાએ હવે જૂનું જીવન નહિ, પણ સુરતનું જીવન શરૂ કરવાના હતા. દરવાજા ખૂલ્યા. ત્યાં તો બહાર ભીખી ને મકલાની ભૂલકી ઉભાં હતાં. સાથે ગામના બે ચાર દોસ્તદારો પણ હતા. ઘડીભર અમે મુંઝવણમાં પડી ગયા. સગાંવહાલાંની આંખોમાં હર્ષનાં આંસુ હતાં. અમે તેમાં પાણી તો નહિ થઇ જઇએ ને ! સવાલ ઊઠયો ને તરત અમે મનને મજબૂત બનાવ્યું. જૂની જીંદગીની યાદે અમારામાં મક્કમતા આણી. અમે અમારો ફેંસલો જણાવી દીધો. ભીખી ને ભૂલકીનાં આંખોનાં આંસુ બદલાઇ ગયાં. આંસુ નીગળતાં હતાં પણ ચહેરાની રેખાઓ અને તેનો રંગ બદલાઇ ગયો હતો. મેં કમને ચાહના ઘુંટડા પીધા અને તેમને વિદાય આપી.

અને અમે નવી જીંદગીમાં પગરણ માંડ્યાં. એમાં પણ કંઇ ખાડા ટેકરા જોયા. કંઇ નવા જૂની જોઇ. દિવસોના દિવસો ફૂટપાથ પર પડી રહ્યા. કેટલાય દિવસ અપવાસ વેઠ્યા અને કંઇક ધંધાઓ પણ કરી નાખ્યા એઠવાડ કાઢયો ને કપડાં ધોયાં; ગુણો ઉપાડી ને પથરા ઉપાડ્યા. સડકો સમારી ને અંગલીઓ બાંધી અને આખરે હું બન્યો ટપાલી ને મકલો બન્યો પટાવાળો.

★

વિચારોના વમળમાં હું પ્રવાસ કરી રહ્યો હતો ત્યાં તો મકલાએ મૌન ભાંગ્યું. ઠંડી પડેલી તેની જબાન અચાનક ઉંચકાઇ હતી. અલબત્ત હવે તેમાં ઠરેલપણું વધુ હતું કારણ કે નશાનો પારો ઊતરતો જતો હતો. "બાબરાભાઇ, એક દહાડો હવે સુરત આવ. હવે તો હું ડીસ્ટ્રીક્ટ બેંકમાં છું, ડીસ્ટ્રીક્ટ બેંકમાં. બાબરાભાઇ તું ત્યાં આવે ને બસ મારું નામ દે એટલે પિયું. ત્યાં બધાય મને ઓળખે. ત્યાં કાંઇ કોઇના આપણે દબાયલા નહિ મળે. બાટલા કે વહેરા બધાને ધોળા પીઉં. એ તો ગામડામાં આપણી ગાંડી પ્રજા એટલે....હા, ત્યાં તો આપણે રાજા. સમજ્યોને બાબરાભાઇ? તું તારે એક વખત આવ. હું ગમે ત્યાં ગયો હોઉં પણ સાંજે હાજર જ. અને હું ન હોઉં તો ય મારી ભૂલકી તો હોય જ !" ફરી પાછું મોટરમાં હસાહસી થઇ ગઇ. 'બાટલા' સામેના તેના પ્રહારો કંઇ તોફાની ચર્ચા પેદા કરે તે પહેલાં તો 'મારી ભૂલકી'એ વાતાવરણ બદલી નાખ્યું.

એટલામાં તો ગામ પણ આવી રહ્યું. મોટર ઠલવાઇ. અમે પણ બહાર નીકળ્યા. ઘણા વખત પછી મળેલા ત્રણે ય જીવો સ્ટેશનના એક છેડે બેસીને દિલ ખોલવાની ધમાલમાં ગુંથાયા.

# ઑગસ્ટ ક્રાંતિ ની બે નવલો

* ૯ ઑગસ્ટ (સોપાન)
* અણુખૂટધારાઃ અશ્વિનીકુમાર

●

અવલોકનારઃ ભોગીલાલ ગાંધી

૧૯૪૨ના ઑગસ્ટ ઉત્કાપાતોનો પડઘો આપણા સાહિત્યમાં કેટલો ઊઠ્યો છે એ જોવા સૌની જેમ હું પ આતુર હતો. અલબત્ત શ્રી ઉમાશંકરે મુંબઈ લેખકમિલનની એક સભામાં કહ્યું હતું કે ઘણી વાર મહાન અનુભવોનું પ્રતિબિંબ સાહિત્યમાં ઘણાં લાંબા અંતરે પડે છે, અને 'ઑગસ્ટ ક્રાંતિ' વિષે એમ બને તો નવાઈ નહિ. શ્રી ઉમાશંકરે સેવેલી ભ.વિની આ આશા દિલમાં સંઘરી જે બે નવલો "અણુખૂટ ધારા" (લે૦ અશ્વિનીકુમાર) તથા "૯ ઑગસ્ટ" (લે. સોપાન) હું વાંચી ગયો.

આ બન્ને નવલોના લેખકો રાષ્ટ્રવાદી વિચારસરણીના છે, અને "ઑગસ્ટ ક્રાંતિ"ના ભક્તો છે.

રાજકારણની ચર્ચા છોડી દઈએ, તો યે યુદ્ધના એ વર્ષોએ હિંદી જનતાની ધીરજનો અંત આણ્યો હતો અને બ્રિટીશ સામેનો ધિક્કાર તથા વતનની મુક્તિની તમન્ના સામાન્ય જનતાને દિલ અનેકગણી મક્કમ બની મહેકી ઊઠી હતી. 'કરેંગે યા મરેંગે' ની તમન્નાથી એનું હૈયું ધબકી રહ્યું હતું. બ્રિટીશ યુદ્ધમાં ફસાએલ છે એ હકીકતે, અને સ્વેચ્છાએ તે કદીએ પણ હિંદને મુક્તિ આપનાર નથી એ ખાત્રીએ તેને સાબદો બનાવી દીધો હતો. હિટલરી જર્મની અને ફાસીવાદી જાપાન સામેનું યુદ્ધ, જગતના ફાસીવાદ સામેનો જગતની પ્રજાની મુક્તિનો આંતરરાષ્ટ્રીય મોરચો છે ને તેમાં સોવીએટ રૂસ અને ચીની જનતાની રાહબરી આ બધું હિંદી જનતાને માટે પોતાની ગુલામીના પડો નીચે ઢંકાઈ ગએલું સત્ય હતું. નેતાગીરી એ સત્ય પરથી ઢાંકણ ઉઠાવવા તૈયાર ન હતી. આજ પૂર્વે જેણે બ્રિટિશ સત્તાને ધિક્કારી હતી એ જનતાનો ધિક્કાર આજે શતગણો વધ્યો હતો અને તેને સોનેરી તક દેખાતી હતી. એથી જ તો સમગ્ર ફાસીવાદના વિનાશના આંતરરાષ્ટ્રિય મુક્તિજંગના સહભાગી બની પોતાની મુક્તિ સિદ્ધ કરવાને બદલે, જ્યારે તેને, ગણત્રીબાજ નેતાગીરીએ અવળે માર્ગે ધોલ્યો ત્યારે તે આવેશમાં આવી દોડી ગયો !

*

ગાંધીવાદી અહિંસાએ ૧૯૨૦-૩૦-૩૨ ને તાજેતરની ૧૯૪૦ની સત્યાગ્રહની લડાઈઓની કમજોરીઓ હિંદી જનતાના આ જાગ્રત જુવાનને દેખાઇ ચૂકી હતી. અને હિંસા-અહિંસાનો ભેદ તેને મન તરંગી વેદીઓ કરી ચૂક્યો હતો પરંતુ હજુ સુધી તેની જરૂર સમક્ષ સંગઠિત સુયોજિત ક્રાંતિની સ્પષ્ટ છબી રાષ્ટ્રવાદે કદી રજુ કરી ન હોતી. એથી સહજ રીતે, ગાંધીવાદી સત્યાગ્રહ અને અહિંસક અસહકારને પથેથી ઊઠી ગયેલું ચિત્ત, ફરી એકવાર પચ્ચીસી પૂર્વેની વ્યક્તિગત આંતકવાદની કુરબાનીઓથી આકર્ષાયું. ખુદીરામ બોઝથી માંડી ભગતસિંહોના બોંબ-યુગની પ્રેરણા તેને મુક્તિનો પંથ

દાખવી રહી. બીજી બાજુ, પરદેશમાં દુશ્મનો સામે ખેડાએલા લોકસંગ્રામોની ગેરીલા લડાઈની વાતો પણ તેને આકર્ષી રહી.

અને આ જુવાન માનસે કુરબાનીની મુગ્ધતા અને આઝાદીની તમન્નાનું ભાથું બાંધી, જ્યારે 'કરેંગે યા મરેંગે'ના નિર્ધાર સાથે, દુશ્મન સામેની આખરી લડાઈમાં ઝુકાવતાં 'ચલે જાવ'નો ઉદ્ઘોષ કર્યો ત્યારે તેની સમક્ષ ક્રાંતિનું કોઈ વિજ્ઞાન નહોતું. જગતની ક્રાંતિઓના આયોજનોનો સ્પષ્ટ ખ્યાલ નહોતો. અને જગતની સમસ્ત માનવતાના દુશ્મન ફાસીવાદ–શાહીવાદ સામેના જનસંગ્રામની કોઈ સમજ ન હતી. જે કાંઈ હતું તે ગુલામીની અકળામણ, દુશ્મન સામેનો ધિક્કાર અને મરણીઆ વૃત્તિ.

*

એથી જ તો જ્યારે મેં '૯ ઑગસ્ટ' વાંચવી શરૂ કરી ત્યારે રાજકારણની આંતરરાષ્ટ્રીય સમજણ યા એમાંથી જન્મતી ફાસીવાદ–શાહીવાદ સામેના જનસંગ્રામની છબી જોવાની આશા રાખી જ નહતી. પરંતુ હું નિરાશ તો થયો એટલા માટે કે, વારંવાર દાવો કરવા છતાં, આ નવલ ઑગસ્ટના ઉલ્કાપાતની ભવ્ય અને સચોટ છબી રજુ કરવામાં જ નિષ્ફળ નીવડી છે. સતારા, બલીઆ, બિહાર, મીદનાપુર, આષ્ટી–ચીમુર અને કદી ન ભૂલાય એવા ગુજરાતના અડાસના હત્યાકાંડોની, તથા તેની સામે અણનમ ઝૂઝતી જનતાની ખુમારીની શૌર્ય અને ખમીરવંતી ચિત્રાવલિ પણ અહીં તો સાવ નિષ્પ્રાણ અને છીછરી બની રજુ થઈ છે.

લેખકે અનેક રોમાંચક પ્રસંગો –મહારાષ્ટ્રની પહાડીઓ વીતરના જીવન–જેવા પ્રસંગો પસંદ તો કર્યા છે, પણ કલમમાં ક્યાંયે એ રોમાંચ ઊતર્યો નથી. આખા પુસ્તકમાં, ક્ષણે ક્ષણે લેખકે પાટા પાટા ઉખાડવાથી માંડી સરકારી કચેરીઓ પરના હલ્લાઓની, કથા વણી છે, અને છતાંય એમાંથી એકને યે ન્યાય આપી શક્યા નથી, ઉઠાવ આપી શક્યા નથી. બીજું કંઈ નહિ પણ પચ્ચીસી પૂર્વેના છૂટા છવાયા બોંબકિસ્સા જેટલી યે રોમાંચકતા અને ચોટ જ્યાં લગાતર બોંબકિસ્સાઓની (અને કેવળ એની જ) વાતો કહ્યા કરી છે તેવી આ નવલમાં નજરે ચઢતી નથી.

લેખક પોતે ઑગસ્ટની ક્રાંતિમાં ગળાબૂડ પડ્યા હોવાનો એકરાર કરે છે; અને લેખક પોતે પ્રાંતપ્રાંતના અનેક 'ઑગસ્ટ ક્રાંતિકારીઓ'ના નીકટના સહવાસમાં આવ્યાનું સમજાય છે. અને છતાં અનુભવોની ધારમાંથી વહેતી કુરબાનીની કથાઓ સુદ્ધાં ક્યાંયે નજરે ચઢતી નથી.

લેખકે રાજેન અને કમલિની બે મુખ્ય પાત્રોની આજુબાજુ 'ઑગસ્ટ ક્રાંતિને' ગૂંથી છે. અને તેમાં ય 'જેની બુદ્ધિ શક્તિ વિશે બેમત નથી' એવા રાજેનના ઘડીઘડી મુંઝવતા અને હતાશાને વશ થતા મનોભાવો રજુ કરવામાં જ કેમ જાણે આ નવલ અવધિ પામે છે! રાજેનને 'લડવું છે' પણ ખબર નથી શી રીતે?. શરૂશરૂમાં તો એની માન્યતા છે કે, 'બળવાને યોજના ન હોય; અને ઑગસ્ટના શરૂઆતના દિવસોમાં એ જુએ છે કે, જ્યારે બ્રિટીશ સલ્તનત દેશને દમનના ખાબડામાં ખુંદી નાખવાની ભરપૂર તૈયારીઓ કરી રહેલ છે, ત્યારે નેતાઓ પાસે ક્રાંતિની કોઈ યોજના નથી, ભાવિ યુદ્ધની તૈયારીની કોઈ જરૂર પણ તેમની રાજકારણી ચાલમાં જણાતી નથી! અને આ બધું જોવા છતાં ઑગસ્ટ ક્રાંતિના એક અગ્રણી રાજેન પાસે ય કોઈ સમજ, કોઈ યોજના, કોઈ તૈયારી નથી; નેતાઓની રાજકારણી ચાલની તેને ગતાગમ નથી, એથી જ તો નેતાઓ જેલમાં ભંડારાઈ જતાં અને જનતા પર પાશવી દમન ગુજારાતાં તે અને તેના પ્રશંસક સાથીઓ કેવળ એક જ ધૂનમાં લાગી જાય છે–પાટા ઉખેડવાથી માંડી ભાંગફોડના તરંગોમાં!

પરંતુ ભાંગફોડના મોટા પાયા પરના કાર્યક્રમો કાંઈ સારી એવી તૈયારી વિનાના આવેશમય જૂથ માટે સુસાધ્ય નથી. પરિણામે એમની મુંઝવણોનો કોઈ પાર રહેતો નથી અને ગમે ત્યાંથી ગમે તેમ કરી એકાદ કોઈ ટેકનીશીઅનને પકડી લાવી સાવ અણઘડ પ્રકારના પ્રયોગો કરવામાં તેઓ રચ્યા પચ્યા રહે છે!

અને જ્યારે એકબાજુ આવા નાનાસુના પ્રયોગોનું કોઇ મહત્ત્વનું પરિણામ દેખાતું નથી, અને બીજી બાજુ એ પ્રયોગો સરકારી તંત્રને થભાવી દેવાને બદલે અનેકવાર સામાન્ય પ્રજાનાં જાનમિલકત નેજ ભયરૂપ બને છે, ત્યારે એ પ્રયોગો ઉપરની રાજેનની શ્રદ્ધા તૂટવા માંડે છે

બીજી બાજુ, તે જુએ છે કે સરકારી કચેરીઓ, તારટપાલની ઓફીસો, અદાલતો અને બીજાં સરકારી ખાતાંઓ—કોઇ જગ્યાએ હડતાળનું નામનિશાન નથી. એક અપવાદ અમદાવાદ સિવાય, (જ્યાં મિલમાલિકોની મદદથી મિલો બંધ રહી હતી ) બીજે ક્યાંય, મુંબઈ સુદ્ધામાં પણ મિલો, કારખાનાંમાં હડતાલ શક્ય બની નહોતી. વળી વિદ્યાર્થીઓ અને ગુમાસ્તાઓમાંનો જુવાળ પણ દિવસે દિવસે ઊતરી રહ્યા હતો. વ્યાપારીઓ, રાજેનના શબ્દમાં કહીએતો, લોભની અસરથી જે કાંઈ કરતા હતા તે જ. બાકી તેમન માંય આશા રાખવા જેવું રહ્યું નહોતું.

કારણ ? ' ક્રાંતિકારી ' રાજેન કહે છે કે " બસો વર્ષના ગુલામી અને ભૂખમરાથી પ્રજાનું મનોબળ તૂટી ગયું હતું. તે મનોબળ જાગ્રત કરવા માટે જે પ્રજા સંગઠન અને પ્રજાસંપર્ક આવશ્યક હતાં તે થઇ શક્યું ન હતું." અને ત્યારે ઓગસ્ટ ક્રાંતિનો નેતા રાજેન "ટૂંકમાં પતાવવા માંગતો હતો " ! પ્રજાની ક્રાંતિકારી શક્તિમાંથી જેનો વિશ્વાસ ઉઠી ગયો છે તેવો આ નેતા પ્રજાની બદનામીના રસ્તે ઊતરી ચૂક્યો હતો. ૧૯૦૮માં તિલક મહારાજને રાજદ્રોહ માટે કેદની સજા થતાં, મુંબઇના લડાયક જાગ્રત હજારો કામદારોએ ત્રણ ત્રણ દિવસની રાજકીય હડતાળ ઝીંકી હતી, અને છેલ્લા ત્રણે દાયકા દરમ્યાન જેણે સારાયે દેશને રાજકીય લડતોનું અમોઘ શસ્ત્ર રાજકીય હડતાલો દ્વારા આપ્યું હતું એજ મુંબઇના કમદારોની બદનામી આ રાજેન શરૂ કરી દે છે. એટલું જ નહીં પણ મુંબઇની જે મધ્યમવર્ગી પ્રજાએ ૧૯-૨૦-૩૦-૩૨ને ૪૦ ની રાષ્ટ્રીય લડતો દરમ્યાન હંમેશાં આગેકદમ ઉઠાવ્યાં હતાં એજ પ્રજાની બદનામી ક્રાંતિકારી રાજેનના મોંએ સાંભળવા મળે છે ! ખુદ રાજેનની આંખો સામે અને એ આંખોની પેલે પાર જ્યારે સેંકડો હજારો સામાન્યજનો છાતી ખુલ્લી કરીને ગુજરાત, મુંબઇ, બલીઆ, બિહાર, આષ્ટી-ચીમુર ને મીદનાપુરમાં દમન સામેના સંગ્રામો ખેલી રહ્યા હતા ત્યારે રાજેનને સામાન્યજનોની કુરબાનીની શક્તિમાં વિશ્વાસ રહ્યો નથી. " થોડાક મરણીઆ " દ્વારા આખો ખેલ ખેલી લેવાનો " ટૂંકો માર્ગ " એક માત્ર ઉગાર તરીકે તે જુએ છે. અને ગેરીલા બહારવટાની તરંગી મનોભાવના સેવતો તે વધુ ને વધુ નિષ્ક્રીયતાને પંથે ચડી, આખરે કાયરતાનો સૂર વ્યકત કરે છેઃ " બધું મૂકી દઇ જલદી જેલમાં બેસવાની " લાગણી એના હૃદયનો કબજો લે છે અને દિવસે દિવસે, કાયરતાનો વધુ ને વધુ ભોગ બનતો નેતા, એ લાગણીને છાવરવા માટે વચ્ચે વચ્ચે બીજા છેડાનો વિચાર કરે છેઃ " શા માટે હું જાતે જ કોઈ કાર્યક્રમને સફળ બનાવવા માટે ન ગયો, શા માટે જાનના જોખમમાં હું હંમેશા નથી રહેતો, શા માટે મારા સાથીઓ કરતાં ઓછું જોખમી કામ હું કરું છું ? " વગેરે.

વિશાળ જનસમુદાયના આધાર વિના આપોઆપ આવેશમાં ઊભા થએલા મધ્યમવર્ગી જૂથના આપમેળે બનેલા નેતાનો આ મનોભાવ ૧૯૪૨ ની ક્રાંતિની એક જબરજસ્ત નિર્બળતા પ્રત્યે આંગળી ચીંધી જાય છે. જનતાના સાથ વિના—જનતાની ખુદની આગેવાની વિનાની તરંગી અને બાલિશ ક્રાંતિની મનોભાવનાઓ, કુરબાનીની ગમે તેટલી ભવ્ય તમન્નાઓને કેટલી કમજોર બનાવી મૂકે છે, એનો સાક્ષાત અનુભવ આ નવલનો એક ભાગમાં ક્રાંતિનો અગ્રણી ખુદ રાજેન પોતે જ કરાવે છેઃ " ભાંગફોડની લડતના સૈનિક થવા માટે હું લાયક નથી...... મારે હવે જેલમાં જ પહોંચી જવું જોઇએ.......જાતે લડવાની મારી હિંમત નથી, મારી તાકાત નથી."

પોતાના પ્યારા પાત્ર—ક્રાંતિના નેતાની આ જનદ્રોહી કાયરતા પર ઢાંકપિછોડો કરવા, અલબત્ત, લેખક પ્રયાસ કરી છૂટે

છે. શરૂઆતથી જ "ગાંધીવાદી અહિંસાની નીતિ પર જેની રજ માત્ર શ્રધ્ધા ન હોતી" અને જે "રાષ્ટ્રીય મહાસભાની આજ્ઞા સ્વીકારતો નહિ" તથા કોંગ્રેસ સમાજવાદી પક્ષ તો એને મવાળોનો પક્ષ જણાતો હતો અને "સામ્યવાદ તરફ થોડું આકર્ષણ હતું"—એવા આ વીર પાત્રને છેવટે સમરભૂમિ છોડી જેલની ભીતરમાં ભાગી છૂટતો બતાવતાં લેખક તેને મોઢે જે કારણ કહેવડાવે છે તે આ છે, 'આ માર્ગ ખોટો છે. આ માર્ગે આઝાદી મળે તો યે તે સ્વીકારી શકાય નહિ." આ ખોટો માર્ગ કયો? લેખક એક જ મોઢે ઉમેરે છે કે "માનવતા વેચીને આઝાદી ન ખરીદવી જોઇએ."

ખરેખર ખોટા માર્ગેથી—માનવતા વિરોધી માર્ગેથી ચોંકી ઊઠતા રાજેન પ્રત્યે આપણ સૌને આદર થાત, જો એ ખોટા માર્ગ તજી, ક્રાંતિના સાચા માર્ગે જવાના નિશ્ચય સાથે, સતત જીવન મરણનો સંગ્રામ ખેલતી જનતામાં પહોંચી જઇ, કુરબાન થયો હોત તો. વટતી લડતને પોતાના અહમ્ ખાતર એમ તે 'લડત'ને પકડી રાખવાને બદલે, પોતાની મૂળભૂત કમજોરી જોઇ, નવેસરથી સાચે માર્ગે—ફાસીવાદ, શાહીવાદ સામેની આંતરરાષ્ટ્રીય મુક્તિજંગે પળ્યો હોત તો.

પરંતુ આંતરરાષ્ટ્રીય રાજકારણને ભૂલી, રાષ્ટ્રવાદના સંકુચિત ખ્યાલોમાં અટવાઇ જઇ, ક્રાંતિની સમજણ કે કલ્પના, તૈયારી ને યોજના પ્રત્યે બેપરવા બની આંધળીઆ કરનાર માટે, જનતાને ભૂલી જઇ, અરે જનતાની બદનામી કરી 'મૂઠીભર ટોળીઆઓ'ની લડાઇ ખેલી વિજયની આશા સેવનાર રાજેન માટે જે પરિણામ આવ્યું, તેના સિવાય બીજું કાંઇ શક્ય ન હતું. આવાં પાત્રની આજુબાજુ વણાયેલ નવલકથા નિષ્ફળ ન જાય તો બીજું થાય પણ શું?

*

આ નવલકથાની એક બીજી જબરજસ્ત કમજોરી પણ એટલી જ ગંભીર છે, જે નવલકથાને જ નબળી પાડે છે.

સતારા, બલીઆ ને બિહારમાં મહિનાઓ સુધી લોકરાજની સ્થાપનાના સમાચારો કેટલીક વિગતોમાં લેખક રાજેન દ્વારા આપણી સમક્ષ રજુ કરે છે. પરંતુ જેમ લેખક, સરકારી પાશવી દમનો સામેની તે તે પ્રાંતોની પ્રજાઓની વીરભીબરી લડતોનો ઉઠાવ આપવામાં નિષ્ફળ નીવડ્યા છે, એવી રીતે લોકરાજની છબી ચીતરવામાં પણ નાસીપાસ થયા છે. જેમ લડત એટલે બોંબ અને ભાંગફોડ એવા સાવ બાલિશ ખ્યાલોમાં લેખક ગુલતાન રહ્યા છે, તેવી જ રીતે દુશ્મનને પરાજય આપી પ્રાપ્ત કરેલી જનઆઝાદીનું ચિત્ર પણ, તેમણે એટલું જ નિષ્પ્રાણ આલેખ્યું છે. હકીકતે, સતારાની પતરી સરકારના રાજ્યમાં, કે, બલીઆ, બિહાર, કે મીદનાપુરના ક્ષણજીવી 'લોકરાજ્ય'માં શાશ્વતતાની ઝાંખી શક્યતા હતી નહિ; વળી શોષિત જનતાના ઘરમૂળના સવાલોનો ઉકેલ કરવા હિંમતભરી વર્ગદૃષ્ટિ પણ હતી નહિ; એથી જ તો, હૈદરાબાદની જાલીમ નિઝામશાહી સામે આજે જંગે ચડી, માથાં વધેરી પ્રાપ્ત કરેલી આઝાદીની ગ્રામપંચાયતો, જે નિડર અને વિશાળ કાર્યક્રમોનો અમલ કરી રહી છે, (જમીનદારીનો નાશ કરી, ખેડે તેને જમીન આપવી, સડેલ અમલદારશાહી દૂર કરી જીવનની જરૂરીઆતોની વહેંચણી લોકસમિતિઓને હસ્તક સોંપવી, લોકઅદાલતો દ્વારા ન્યાયકોર્ટો અને જેલોની સંચાલના કરવી, અને જનતાના દુશ્મનો નફેઆજો તથા શોષણખોરોને નસીયતો ફટકરવી, હથીઆરબંધ લોકસેના દ્વારા દુશ્મનની તારાજી કરવી, અને ગ્રામરક્ષણ કરવી, વગેરે) તેમાંનું કશું એ ભાગ્યેજ અહીં જોવા મળે છે. અહીં તો સરકારી નોકરોને ત્રણ-ત્રણ માસના પગારો આપવાની અને અધિકારીઓને રજ માત્ર ઇજા ન પહોંચાડવાની તાલાવેલી દેખાય છે. ઉપરથી વિશ્વાસઘાતીઓને હાથે ઊભી થતી ફસામણીઓ નજરે ચડે છે! બીજી બાજુ શોષણ નાબૂદીની નક્કરતાને સ્થાને ધ્વજવંદનો અને પ્રાર્થનાઓ જ વધુ ભાગ ભજવે છે, આમજનતાનાં લોહી રેડી હાંસલ કરેલી સત્તાની રક્ષા માટેની ગંભીરતા અને તેની રાજકીય સમજનો પૂરો અભાવ અહીં પ્રત્યક્ષ થાય છે.

*

આ બધી રીતે લગભગ નિષ્ફળ નીવડેલી આ નવલકથા માટે, નિષ્ફળ નીવડેલી ઓગસ્ટ-ક્રાંતિને આગળ ધરી, લેખક પોતાનો બચાવ કરી શકે તેમ નથી.

*

અશ્વિનીકુમાર (કુમાર-યુગ્મ તો નહિ ને?) ની "અણખૂટ ધારા" શ્રી સોપાનની આ '૯ ઓગસ્ટ' થી અનેક માસ પૂર્વે પ્રસિદ્ધ થઈ હતી અને તેમાં રાજકીય સમજની અધૂરપ ગમે તેટલી જવાબદાર હોવા છતાં તે નવલકથા ઓગસ્ટ ઉલ્કાપાતને આપણા સાહિત્યમાં એક નવતર રીતે રજૂ કરી ગઈ છે એ વિષે શંકા નથી. એની વેગવાન અને તળપદી શૈલી, ગુજરાતને સુપરિચિત એવા બનાવ-પ્રસંગોની પ્રવાહભરી કહાણી એ નવલકથાને જીવંત બનાવી ગઈ છે. સરકારી નિષ્ઠુર દમનો અને તેની સામે ઝુઝતાં સમુહોની છબી એમાં સારો ઉઠાવ પામી છે. ખુલ્લી ગાંધીવાદી અહિંસક રીતે કામ કરી રહેલ સુધીર-લાલભાઈનાં અહિંસક સામનાનાં દ્રશ્યો તથા ગુપ્ત રીતે ભાંગફોડનાં કાર્યો કરતા જીતુભાઈ-કુસુમ (મુસ્લીમ કન્યા)-ના મંડળની લડતનાં રોમાંચક દ્રશ્યો આ નવલકથાને તાજગી બક્ષી ગયાં છે. ખુદ સુધીર-લાલભાઈની દ્રષ્ટિએ ય અવળે માર્ગે ચડેલા જીતુભાઈ-કુસુમની મંડળીના જુવાનોની જલતી આગ સમી ફુરબાનીની કથાઓ પ્રાણવાન બની ઊઠી છે.

અલબત્ત, આ નવલકથા પણ લડતની કમજોરી ચીંધાવનારી રીતે રજૂ કરી દે છે. પ્રજાના સાથ વિના, વર્ષો પૂર્વેના ટેરરીસ્ટોની વાણી ને વર્તન કરતાં મૂઠીભર જુવાનો થોડા જ સમયમાં જનતાથી દૂર અટુલા અટવાતા બની જાય છે. જેના જીવનમરણનો આધાર લડતના પરિણામો પર રહેલો છે તે જનતા—શિક્ષકો, વિદ્યાર્થીઓ, મજૂરો, ખેડૂતો વગેરે આ જુવાનોને લડતથી દુર દેખાય છે. અને લડતથી હવે પોતાને કશો લાભ નથી એ જોઈ લેનાર માલિકોને નફાનો જ્યારે પૈસા આપવાનો ઈન્કાર કરે છે ત્યારે જીતુભાઈનું જૂથ, શ્રી. સોપાનના રાજેનની જેમ કાયર બની ભાગેડુવેડાનો માર્ગ અપનાવતું નથી, અને સરકારી ટ્રેઝરી ઉપર ધાડ નાખવાનાં ઠેસરીઓ કરવા પ્રેરાય છે. એમ છતાંય જીતુભાઈને પૂછીએ 'આનો શો હેતુ છો?' તો તેમનો જવાબ છે "માત્ર સ્વમાન ખાતર લડત ચાલુ રાખવી જરૂરી છે."

વળી આ નવલકથામાં '૯ ઓગસ્ટ' નવલકથાની જેમ, અનેક પ્રસંગો બતાવાયા છે કે લડત જેમ જેમ વીરમતી જાય છે તેમ તેમ અનેક ક્રાંતિકારી ગણાતા જૂથોનો રોષ જનતા પર જ ઉતરવા માંડે છે.

અને આ નવલકથાના લેખક, જનતાના સાથ વિનાનો કોઈ પણ સંગ્રામ આગળ જતાં કેવું વિકૃત અને અનિષ્ટ સ્વરૂપ ધારણ કરે છે તેનો સારો એવો ખ્યાલ આપે છે. વર્ષો પૂર્વે દેશે ત્રાસવાદી માર્ગ છોડી દીધો હતો તે કેવળ હિંસા-અહિંસાના તાત્વિક વિરોધને ખાતર નહિ પણ તે માર્ગે જનતાના ક્રાંતિકારી સંગઠન અને આયોજન વિના જૂજ મરજીવાઓ માથાં હાથમાં લઈ દોડવાથી રાષ્ટ્રની મુક્તિ સાધી શકાતી નથી એવી દઢ અને નક્કર સમજણને કારણે જ. એ પછી, ગાંધીવાદી નીતિની નિષ્ફળતા ય ખુલ્લી પડી હતી. અને છતાં ફરી, કાં તો ટેરરીસ્ટ યા ગાંધીવાદી પદ્ધતિમાં જ સફળતા પ્રાપ્ત કરવાના પ્રયાસો, ગમે તેટલા રોમાંચક હોઈ શકે, સાચદિલ કુરબાનીભર્યા હોઈ શકે, પણ "ક્રાંતિકારી" તો નહિ જ એ સત્ય સુધી લેખક પહોંચી જ નથી શકતા!

રાજકારણીય સમજનો અભાવ આ બન્ને નવલકથાઓના વિકાસમાં કેટલો બધો આડે આવ્યો છે એ તો આપણને એ નવલકથાઓની અંદર રજુ થએલી વાસ્તવિક પરિસ્થિતિની કમજોરીમાં ય દેખાઈ આવે છે. જેમ એ દિવસોમાં સરકારી દમન અને તેની સામેનો મરણીઓ સામનો, કરેંગે યા મરેંગેની ધૂણી ધખાવી કુરબાનીના પંથે પળેલ સમૂહોનાં સ્વાર્પણો જીવંત વાસ્તવતા હતી; તેવી જ રીતે, એ દિવસોમાં આસામ, બંગાળ, અને ચિતાગોંગમાં વર્ષી રહેલી જાપાની બોંબોની આગ, જાપાની જાસુસીના અંધાધૂંધી માટેના પ્રયાસો, સેગાંવ રેડીઓ પરથી સતત રેલાતો અંધાધૂંધીનો આદેશ તથા બીજી બાજુ સંઘરાખોરીની

# પાવાગઢનું પતન

લેખક : સ્વપ્નસ્થ

સ્થળ : પાવાગઢ : સમય વિ. સં. ૧૫૩૮ ની શરદની રાત :

પાત્રો : રાજા પતાઈ રાવળ, વિદૂષક, દેવી, કંકુ અને અન્ય ખેડુ રબારી નરનારી.

[ઈતિહાસ પૂર્વેના કાળથી હિંદની જનતા નવરાત્રિના ઉત્સવ ઉજવતી આવી છે. ફસલને અંતે સુખ અનુભવતાં શ્રમજીવી હૃદયમાં, રૂધીરમાં, ભરતી ચડે છે. ઓચ્છવ રાસ અને નૃત્ય એ તંદુરસ્ત જીવનોલ્લાસમાં તાલ પૂરે છે અને મહિમાવતી લોકકલા પ્રકટે છે.

× × ×

વિ. સં. ૧૫૩૮નું ચાંપાનેર. રાજા પતાઈ રાવળ પાવાગઢમાં ગરબે રમવા આવતાં માતા કાલી. ઈતિહાસ અને દંતકથાનાં એ વાતાવરણમાં મેં રજવાડી પતન સાથે લોકજીવનનાં ગૌરવને આગળ કરવા કલ્પનાની મદદ લીધી છે. એની નિષ્પત્તિમાં ઔચિત્યભંગ ના થતો હોય તો એ ક્ષમ્ય ગણાય એમ ધારીને.

× × ×

આસોની અજવાળી રાત છે. પાવાગઢના પાણાના કિલ્લાની આસપાસ અઘોર વનો છે. વાંકા વિકટ માર્ગે જ ત્યાં પહોંચાય છે. આજુબાજુનાં ગામડાંઓમાંથી આવેલો ખેડુ રબારીઓનો નરનારી શિશુ સમુદાય ગરબા અને રાસમાં મસ્ત બને છે. પતાઈ રાવળ ગુપ્ત વેશે એ ઓચ્છવ માણવા આવે છે. ઢોલની ઢમક, બંસીની સૂરાવટ અને ગીતના લલકાર અર્ધી અજવાળી નોમની રાતમાં ઊંચા પહાડોમાં પડઘા પાડી આકાશમાં ઊડી જાય છે. પારો ઉપડતાં એ સમયના લોકપ્રિય કવિ નરસિંહ મહેતાનો રાસ ગવાય છે.–લેખક]

"વ્હાલા વૃંદાવનને ચોક, કે વ્હેલા-પધારજો રે લોલ !
ગોકુળની ગિરિજનાર, કે વેગે બોલાવજો રે લોલ.

અમને રાસ રમ્યાના કોડ, કે નાથસંગ બેલડી રે લોલ,
લેવા મુખ્ખડાના મકરંદ, કે મલી તેર તેવડી રે લોલ !

રૂડી શરદ ઋતુની રાત, કે સુંદર સોહામણી રે લોલ,
જોવા મળિયા ચૌદે લોક, કે ઇંદ્ર ત્યાં આવિયા રે લોલ !"

---

ચપતાની નરેશાજીએ સર્જેલ દુકાળમ! હોમાતા લાખોના મુડદાં, રસ્તે ખેતરે અને શેરીઓમાં કૂતરાં અને ગીધોને એ શબોની ઉડતી મીજબાનીઓ અને હજારો માણસોનાં દેહનાં લીલામ, ભયંકર રોગે સડી ઊઠેલાં બદનો, જેનાથી ઊભરાતી હોસ્પીટાલો અને ઉકરડાથી દુર્ગંધતા રાજમાર્ગો—માનવતાના મોતની આ કંપાવનારી હકીકતો અને તેની સામેના ય જાગ્રત સંગ્રામો ૧૯૪૨–૪૩ ની પ્રચંડ વાસ્તવતા હતી. આ વિરાટ વાસ્તવતા જેણે જોઈ નથી યા જાણવા છતાં રાજકારણી પૂર્વગ્રહોમાં જેણે તેના પ્રતિ આંખો બંધ કરી નાનકડા મધ્યમવર્ગી જુવાનોના સમૂહની 'ચાલિયા ક્રાંતિકારી' કામગિરીને જ આલેખવામાં અથઇતિ માની છે એવી નવલકથાઓ બહુ બહુ તો 'અસ્ખૂટ ધારા' ની જેમ થોડાંક જીવંત અને પ્રેરક ચિત્રો સરજી જાય, યા તો 'ઓગસ્ટ ૯ની જેમ' અનેક માહિતીઓ નોંધી જાય, પરંતુ ૯ ઓગસ્ટ અને ત્યાર બાદના પ્રચંડ ઉલ્કાપાતોની સર્વાંગી, સચોટ અને વાસ્તવિક છબી રજુ કરવામાં નિષ્ફળ જ નીવડે એ સત્ય આપણને આ બંને નવલકથાઓ સમજાવી જાય છે.

પતાઇ રાવળઃ—સાચોસાચ, ઓજનારીઓ મારા પાવાને ડુંગરે રાસલીલા રચી રહી છે!

"ઇંદ ત્યાં આવીયા રે લોલ!"

શરદની સોહામણી રાત મારા મનની અંદર ધેન ચડાવતી જાય છે. નેણુ જાણે ઠરી જાય છે. જ્યાં જોઉં તો રૂપ...

વિદૂષકઃ—કે પછી આર્યાવર્તને બીંસતા યવનોનો ડર ચિત્તને છેતરી, કામુક બનાવી રહ્યો છે?

રાવળઃ—શું કહ્યું વિદૂષક?

વિદૂષકઃ—મહા રાવળ, મારું કહેવું એમ છે કે આ આપ્સરાઓ નોય. આ તો છે-પતાઇ રાવળની રબારી અને ખેડુ પ્રજાની દીકરીઓ. ચોમાસાના ચચ્ચાર માસ કામકાજમાં ગાળી, એ અહીં માતાનાં આંગણે, અંતર હળવું કરવા આવી છે

રાવળઃ—હં! વિદૂષક, તું તો મહારાણીનો માનીતો છે; ખરું!

વિદૂષકઃ—ન સમજાયું, દેવ! જરા સ્પષ્ટ કહેશો?

રાવળઃ—તને, આર્યવર્તના ચતુરતમ પુરુષને, મારું સાદું બોલવું ન સમજાયું.

વિદૂષકઃ—જી, નહીં. દેડકાનાં બચ્ચાંને વધારે ફૂલાવો માં!

રાવળઃ—હું તો કહું છું કે તું મહારાણીનું હિત અબે બાંધીને ફરે છે. અને તારા મિત્ર પ્રત્યેનું કર્તવ્ય ભૂલી જઇ કોઇવાર ગુપ્ત દૂતનું કાર્ય ઉપાડી લે છે!

વિદૂષકઃ—શ્રી કૃષ્ણ શરણં મમઃ પ્રભો! હું તો સેવક માત્ર છું. પાલિત છું. મહાનુભાવની ઉદારતા જ મને મિત્ર ગણે છે!

રાવળઃ—વાતોમાં દૂર લઈ જવાની કળા પણ તને સાધ્ય છે. બોલ જોઉં, મહારાણીએ તને નહોતું કહ્યું કે, તું અન્ય સ્ત્રીઓથી મારું રક્ષણ કરજે!

વિદૂષકઃ—આપનું રક્ષણ એ ચર્ચાનો વિષય છે દેવ?

રાવળઃ—નહીં જ, પણ જ્યાં મને ફૂલ દેખાય ત્યાં તને કંટક દેખાય, તો તો ભારે પડી જાય!

વિદૂષકઃ—દેવની આજ્ઞા હોય તો હું તજોટી...

રાવળઃ—મારી એવી કશી જ આજ્ઞા નથી. મને આ પ્રકૃતિ સૌંદર્ય ગમે છે, ઉત્સવો પ્રિય છે. જીવનમાં આનંદમાં માનું છું. યુવાનીથી તુષ્ટ છું. તને પણ રૂચે તે માર્ગ લેવા છૂટ છે!

વિદૂષકઃ—દેવ, મિત્રતાનાં વચનનાં આ જ મૂલ્ય કે?

રાવળઃ—તો રહે, અને જો! અરે આ રબારણો પેલી ભેખડ તરફ ક્યાં જાય છે? એ તે કાંઇ વિરામ લેવાનું સ્થાન છે? વિદૂષક! તું આ સ્થાન સંભાળ. લેકોની ગીરદીમાં નિરાંતે જોવા માટે પછી આવું સ્થળ નહીં મળે. હું હમણાં જ આવો.

(જાય છે. દશ્ય પલટાય ત્યાં પાછો પ્રવેશે છે)

રાવળઃ—અહો, ગોવાળની ઘરનારીઓ! આ ભેખડ સુરક્ષિત નથી. એને ઝૂલશિલા કહે છે. તેના પર પાંચથી વધારે માણસ રહી શકતાં નથી, વધુ થાય તો શિલા બાજુની ખીણમાં નમી પડીને તેને ગબડાવી દે છે!

દેવીઃ—(આવતી આવતી) ક્યાં ગઇ અલિ-કંકુ! આ મારો ચોટલો જરા વાળી દે ને. રાસના હરખમાં ઘૂમતાં ઘૂમતાં સાવ છૂટો પડી ગયો.

રાવળઃ—(સ્વગત) ચાંદનીના અર્કની આ તેજોમય મૂર્તિ-પ્રકૃતિના મનસ્વી વિસ્તાર જેવો અદ્ભૂત આ કેશકલાપ! રબારીઓમાં પણ આવાં જ્વલંત રૂપ! તેમાં પણ પ્રતિભા! મહારાણીને યે આંજતો પ્રતાપ! અને છતાં એ કેવા સાદા બોલ બોલે છે!

કંકુઃ—દેવી! તેં તો આજે ચંદરને પણ ચકરાવે ચડાવે એવો રાસ જમાવ્યો! લાવ, જોઉં, આટલા બધા વાળ જોઇ કોઇની નજર પડશે. બાંધી દેવા સારા!

રાવળઃ—(સ્વગત) દેવી! રબારીઓમાં આવાં નામ હોતાં હશે? અરે પણ, આ ક્યાં જાય છે? એ ઓ દેવી! એ શિલા પર ના જશો. મૃત્યુની ઘાત છે! ચાલ્યાં જ જાય છે! હું બોલતો નથી કે એ સાંભળતાં નથી? કેવી ચાલ છે! પણ આજે એ કોઇને મારશે! એ દેવી! (અટકીને)

શું? શિલા નમી જ નહીં? છ જણાં થયાં તો પણ શિલા એમ જ ઊભી છે! આજે હું ભાન ભૂલ્યો છું કે પ્રકૃતિ પલટી ગઇ છે?

કંકુઃ–અરે પાછળ તો જો દેવી! પેલો માણસ તને સાદો પાડીને બોલાવે છે! સાંભળતી નથી ?

દેવીઃ–કોણ છે! કોણ છો અલ્યા ? અસતરીની પછવાડે ભમતાં લાજતો નથી ?

રાવળ–હું ! હું……હું તો અહીંનો રખવાળ છું. આ શિલા પર છ જણ એક સાથે જાય તો એ નમીને એકને નીચેની ખીણમાં ગબડાવી દે છે ! તમને ચેતાવતો હતો !

કંકુઃ–હવે, ભાળ્યો ચેતાવવાવાળો. આ જોતો નથી છ જણીઉં ઊભી છીએ તો ય કાંઇ નથી થ્યું. ખોટ્ટો બોલો લાગે છે કોઇ! તું રખવાળ કેવો ?

રાવળઃ–નવાઇ છે જ તો ! પણ મારી વાત સાચી છે. તમે કોઇને પણ પૂછી જુવો.

કંકુઃ–હવે વધારે લવરી કર્યા વગર તારે મારગે હેંડતો થા ! નકર વેજા–તેજાને બોલાવવા પડશે !

રાવળઃ–જાઉં છું, વનદેવીઓ !

(જાય છે; વિદૂષક પ્રવેશે છે)

વિદૂષકઃ–અદશ્ય થઇ ગયા છે! આજુબાજુનાં કોટીબંધ ગામડામાંથી આવેલ આ લોક સમુદાયમાં સામાન્ય જનને વેશે ગયેલા રાજાને ગોતવો ભારે કપરો છે !

ચિંતાનો વિષય નથી. તો યે ચિંતા થાય છે. વીર છે. સશક્ત છે. સાહસિક છે, ગઢની રજેરજનો ભોમિયો છે. છતાં જીવનનો ભોમિયો નથી ! સૌંદર્ય-ની ઘેલછા સામાન્ય જનને ભક્ત કે કવિ બનાવે છે; ત્યારે બળવાન રાજાને એ–મૃત–માંડો બનાવી શકે છે !

અદ્દભૂત છે આ પાવાગઢ ! સેંકડો માનવીઓ-ના શોરબકોરને પડઘાઓથી ગજાવે છે પણ જરા પાછઃ હઠો–અને ચાંદનીમાં ન્હાતા કાળા નાગા પહાડોની શાંતિ એવી જ અચલ પડી છે. એનાં એકાન્ત ભયજનક લાગે છે ! જીવન અહીં કોઇ નિરાળી રીતે ચાલી રહ્યું છે. જાણે કે નાટ્યભૂમિ ! અને નેપથ્યમાં બનવાના બનાવોના વેશ સજાઇ રહ્યા છે !

જોઉં ! રાજાને ગોતું ! એટલે આ લપની ભમણા કે બીજી બધી ચિંતાઓ ટળી જશે !

(જાય છે. છોડ ઝૂંડોમાં છૂપાયેલો રાજા બહાર નીકળે છે)

રાવળઃ–ગયો ! હાંશ ! વિદૂષકને સાથે લઇ ફરવું અને મુક્તમને જીવનની લહેરો માણવી એ બન્ને સાથે શક્ય નથી ! એની હંમેશાં આડી ચાલતી જીભ, ન બોલવાની વાતો પણ બોલી નાખે છે. સૌંદર્યના આનંદ અને બુદ્ધિની અશુષ્કતાને આજન્મ વેર છે !

સૌંદર્ય ! અવધિહીન સૌંદર્ય ! સામંતોના પ્રતિ-દિનના કલહો અને વિદેશીઓનાં આક્રમણના ભણકારા ! એ ઉપાધિઓમાં કદિ યે મનભરીને રૂપને નિહાળવા સમય નથી મળતો. અધૂરામાં પૂરૂં હોય તેમ મહારાણીને મારી આંખોના ખૂણા પર ચોકી બેસારવી છે ! હર્ષોની યે હદ હોતી હશે ! ચોમેરના આ ચકરાવામાં અથડાતાં હૃદયમાં એક અધછૂપી અતૃપ્તિ સળગી રહી છે. એની આગ જ્યારે અચાનક પ્રકટ થશે ત્યારે કાં તો મને બાળીને ભસ્મ કરશે. કાં તો, મારી આ નંદનવન જેવી ગુર્જરેશ્વરાને !

અધઘડી પહેલાંજ એ આગ જાણે કે મને હમ-ણાં જ આવરી લેશે એમ લાગતું હતું ! દેવી? રબા-રીની નારી દેવી ! વરસોની અમાવાસ્યાને આરે એક દીપક પ્રકટી ઊઠયો છે ! હું જાણે એક ઉન્મત્ત પતંગીઉં છું ! કોઇ તીવ્ર તલસાટ મને એ દીપક ભણી ઉપાડી રહ્યો છે !

શું કહ્યું ! કોણ બોલ્યું ! વિદૂષક ! ના, ના. એ સાદ બહુ અસ્પષ્ટ હતો. કહેતો હતોઃ–"તું એક ક્ષુદ્ર પતંગિયું જ છો ! તારા જલવાની ઘડી આવી પહોંચી છે !"—વિસ્મય !

અહો, રાસનો ઘેરો તો ઘૂમતો ઘૂમતો ઘણે દૂર નીકળી ગયો ! અને મારા વિચારોનો બંદી બની હું અહીં જ બેસી રહ્યો છું !

પણ, પણ, એ નિરર્થક નથી જણાતું ! એ ગામડીઆનાં ટોળાંથી વિખૂટી પડેલ, મારી તૃષાઓના સંકેત જેવી, કોઇ હંસિની સમી, આ દિશામાં જ આવી રહી છે !

(પગની ઝાંઝરી ખખડાવતી દેવી પ્રવેશે છે.)

"દેવી! ચંદ્રલોકની હે અપ્સરા! ગુર્જરદેશના છત્રનાં અભિનંદનો સ્વીકાર!"

દેવીઃ–તું તો પેલો રખેવાળ! શા માટે મારી પાછળ પાછળ ભમ્યા કર છ? મારે કોઈનાં રખોપાંની જરૂર નથી!

અરે, મેં અહીં દૂધની તાંબડી મૂકી હતી તે ક્યાં ગઈ?

(ગાતે છે)

આ રહી. મારા વેજા-નેજા દૂધ વગરના જ રહેત ને?

રાવળઃ–કોણ છે એ વેજા-નેજા જે તારા હાથનું દૂધ આવી સોહામણી ઘડીએ પામવાના છે?

દેવીઃ–તારે શું પંચાત? તું તારે માર્ગે જા!

રાવળઃ–મારો માર્ગ જ મને અહીં ખેંચી લાવ્યો છે.

દેવીઃ–કોઈની અસતરી પાછળ ભમવાનો તારો મારગ છે?

રાવળઃ–કેવી હિંમતભેર બોલ્યે જાય છે! અને એ બોલમાંયે કેવી મોહિની છે! જ્યાં જાઉં ત્યાં પગમાં ઝૂકી પડતી રંક નારીઓ જ જોઈ છે. આવો પ્રતાપ! એ આંજે છે તેમ આકર્ષે ય છે! લાવ મારો પરિચય આપું. હું કોઈ રખડુ કે રખવાળ નથી. હું–હું અહીંનો રાજા છું.

દેવીઃ–કોણ પતઈ રાવળ? અમ સખાંને વેશે શેરીએ નીકળવું પડ્યું ભલા! પાયલાગણું રાજા!

રાવળઃ–એના નમસ્કારમાં ય કેવું ગૌરવ છે! એનાં નમનમાં ય કેવી અદ્ભૂત છટા છે! અંગેઅંગમાં યૌવનની!–

દેવીઃ–કહું છું–આ વેશે શેરીએ નીકળવું પડ્યું? અને આ બે પોર રાત ગઈ તોયે અમ સરખી અસતરીઓને કેડે કેમ પડ્યો છો રાજા?

રાવળઃ–શા મમોળાં વેણ છે? અને એ મર્મથી વેધક બનતી ઉન્માદક આંખો મને ક્યાં ખેંચી રહી છે?

દેવીઃ–શું બોલે છે રાવળ? મન ઉકરડે મૂકીને તો નથી આવ્યો ને?

રાવળઃ–મનમાં તો તારી મૂર્તિ ભરી છે! રૂધીરનું બિન્દુએ બિન્દુ તને બોલાવી રહ્યું છે!

દેવીઃ–"રાજા!"–અરે આ શેનો ખખડાટ! મારા વેજા નેજા ક્યાં ગયા? એ વેજા! નેજા–આ આ!–

વિદૂષકઃ–(પ્રવેશતાં સંતાઈ જઈ સ્વગત) અહો, ફરી આ રમખાણ! હું જરા છુપાઈને રંગ જોઉં!

રાવળ–વેજાનેજાને ના બોલાવ! જોતી નથી આ ચાંદની ભીનું એકાન્ત? પાવાગઢનો પતિ તેની વિશાળ ભુજાઓ...

દેવી–રાજા! માથે કાળ ફરે છે કે શું?

રાવળ–કાળ જ બોલાવે છે! દેવી જમાનાથી તારું રટણ કરું છું પણ તું દયા કરતી નથી. મારે શાસન કરવું જ પડશે? તારા રૂપનું સ્વામિત્વ મારે જ હાથે લેવું પડશે!

દેવી–દૂર હટ રાવળ!

રાવળ–દૂર? જ્યારે અંગે અંગ નીકટતા ચાહે છે ત્યારે દૂર?

દેવીઃ–ભોગવ ત્યારે!

એક મોટો અવાજ. પવનના સુસવાટા! વેજા–નેજા નામના બે પાળેલા વાઘ કોતરમાંથી ચડી આવી દેવીની બે બાજુ ઊભા રહે છે.

રાવળ–(ફાટેલ સાદે):–હેં એં!

વિદૂષકઃ–હે મૂઢ રાજા! ઓળખતો નથી? આ તો સાક્ષાત મહાકાલી છે! પેલાં બે વાઘ ન જાણે ક્યાંથી નીકળી આવી તેની બન્ને બાજુ ઊભા રહી ગયા છે! તેજની આવી મૂર્તિ યુગાન્તરે જ જાગે છે! ક્ષમા માગી લે રાવળ, આર્યાવર્ત પર પરદેશીઓના અંધકાર ઊતરી રહ્યા છે. પ્રજાના રક્ષણને બદલે ભક્ષણ કરતા રાજવીઓ ભાવિને વધુ ને વધુ ઘેરું બનાવી રહ્યા છે! ક્ષમા માગ!

રાવળઃ–ક્ષમા કરો માતા! ઓળખ્યાં નહીં!

દેવીઃ–ક્ષમા?

વિદૂષકઃ–ક્ષમા, દેવી! ઉત્તરથી મહંમદ બેગડો ચાલ્યો આવે છે. ગુજરાતનું શું થશે?

દેવી-ક્ષમા? મારી ક્ષમા! હું તો એક અવતાર માત્ર છું. ક્ષમા તો પ્રજાની માગ રાજા, જેની વહુ દિકરીઓને તેં મારી દ્વારા અપમાનિત કરી છે! ભોગ્ય ગણી છે!

રાવળઃ-પ્રજાની ક્ષમા?

દેવી-નહીં સમજાય. હજી તો બેમડા અને બીજા અનેક આવશે; એવુંજ ભારતવર્ષનું ભાવી લાગે છે. આ અનાર્યતાને એથીયે પ્રબલ અનાર્યતા છતશે. એ હિંસાને હિંસબુદ્ધિ છતશે. સૈકાઓને અંતે એ વિદેશી બુદ્ધિ તેના સ્વાર્થ માટે અહીં પ્રજાતત્ત્વ લાવશે. એ સત્યનાં બીજ, સ્વાર્થીને નહીંવત કરતા રાજાઓ અને સામ્રાજ્યોને ઉખેડતા માનવ સંસ્કૃતિનો પૂર્ણ મહિમા અહીં પ્રસરાવશે!

રાજા-આપ?

(રાજા ભયથી મૂર્છિત બને છે; કંકુ વગેરે રબારણો ખેડુનારીઓ અને પાછળ ખેડુ રબારી પુરુષગણ આવે છે.)

કંકુ-દેવી, આ શું?

વિદૂષક-એ દેવી-રબારણ નોય...મહાકાલી છે! જોતી નથી આ ચાપિત રાજાની મનોમૂર્છા? અને આ વિકરાળ તેજોમૂર્તિ! લોકને માટે કોપિત થયેલી લોકની માતા! આવો, ખેડુ-રબારી, નર-નારી, સહુ આવો! એ પુણ્યપ્રકોપને એનાં બાળકો જ શાંત કરી શકશે. આવો!

બધાં-જય જગદંબા! જય મહાકાલી!

(નૃત્ય રચાઈ રાસ ઉપડે છે. માતાનું વદન શાંત થતું, રાસની છેવટે સસ્મિત બની રહે છે.)

"મા, પાવા તે ગઢથી ઊતર્યાં, મહાકાળી રે;
મા, પરવરિયાં ગુજરાત પાવાવાળી મા!
મા, ચાંપા તે નેરના ચાર ચૌટા, મહાકાલીરે;"
મા, આવિયા પુર-મોઝાર—
મા, વસિયા લોકવચાળ, પાવાવાળી મા
મા, પાવા તે ગઢથી ઊતર્યાં, મહાકાલી રે!"

(પડદો)



# ફાંસીને માંચડેથી

લેખક : જયુલિયસ ફુચિક
અનુવાદક : અરુણા ઠાકોર

[ ઝેકોસ્લોવાકિઆના સામ્યવાદી મુખપત્રના તંત્રી ફુચિકને હિટલરે જેલમાં પૂર્યો, રિબાવ્યો ને અંતે ફાંસીએ ચડાવ્યો, પણ તે પહેલાં તો એ માનવપ્રેમી પત્રકાર જીવતાઓ માટે મૃત્યુને કિનારેથી ઝડપેલાં રેખાચિત્રો મૂકતો ગયો. ફાંસીને માંચડેથી વેરાએલ ફૂલની એક માળા 'સંસ્કાર'ના પહેલા વર્ષમાં (બે અંકમાં) આપી હતી. આજે તેનું સળંગ પુસ્તક હિંદ પહોંચી શક્યું છે. તેમાંથી બીજું એક પ્રકરણ અહીં રજૂ કરીએ છીએ.

આ સુક્કા શબ્દો નથી. જીવનના આનંદમાં ઉછળતો વિશ્વાસ છે; કોણ કહેશે કે એની આજના હિંદને જરૂર નથી. ! —તંત્રી ]

મારે તમને એક વાત કહેવી છે. ઇતિહાસનો આ વળાંક વટાવી સાજાનરવા બહાર પડો તો આજની લડતમાં ભાગ લેનારાઓને કદિ ભૂલશો નહિ. સારાં ને નરસાં બન્નેને યાદ રાખજો-સંભારજો. તમારે ખાતર પડે તેમજ પોતાના સ્વાર્થે તૂટે તે બન્ને વિશે મળે તેટલા પુરાવાઓ એકઠા કરી રાખજો. વર્તમાન ભૂતમાં પલટાશે. ઇતિહાસના ઘડવૈયા નનામા બહાદુરોની જનેતા તરીકે આ મહાન યુગ પંકાશે. આ વીરોને પણ નામો હતા. દિલ હતાં, આશાઓ હતી, ઉમળકા હતાં, જેમનાં નામો સચવાશે અને ખાંભીઓ પૂજાશે તેમનાથી આ નનામા મરજીવાઓનાં દર્દ ઓછાં નથી. તેમને માટે હું તમારા હૈયાની હૂંફ માગું છું. માગું છું કે એ તમારો કોઇ ઓળખીતો હોય, કુંટુબી હોય, અરે તમે પોતે જ હો એવી લાગણી બહાદુરોનાં આખાં ને આખાં કુટુંબો હતાં નહોતાં થઇ ગયાં છે.

તેમાંથી એકાદ તરફ તમારું વાત્સલ્ય વહાવો. તમારા આ પુત્ર કે પુત્રીએ ભવિષ્યને ખાતર પ્રાણ પાથર્યા છે. તેમની યાદે તમારી છાતી મન્જ ગજ ઉછળશે. ભવિષ્યને સુંદર બનાવવા માટે જાન કુરબાન કરનાર વ્યક્તિત્વ આરસમાં કોતરી રાખવા યોગ્ય છે. અને બીજાઓ ક્રાંતિના પ્રચંડ પૂરને ખાળવા માટે ભૂતકાળના ધૂળના ઢગલામાંથી પાળ બાંધવાના જેમણે ફાંફાં માર્યા છે તેઓ સડેલા લાકડાના બનેલ પુતળાઓ છે. પછી ભલેને તેમનાં ખભા પર મોટા ખિતાબોના ચાંદ લટકતા હોય. પણ આવા હાડમાંસના રમકડાં તપાસવા પણ જરૂરી છે-તેમનું કમકમાટી ઉપજાવતું સાંકડું મન, તેમની હીન ક્રૂરતા, બેહૂદાપણું-હા, કારણ ભવિષ્યનું સંપૂર્ણ ચિત્ર આલેખતી વખતે આ સામગ્રી પણ કામમાં આવશે.

નીચે એક નજરે જોનારનો પુરાવો છે. જેલની મર્યાદાને પૂરી ભૂમિકાની ગેરહાજરીમાં માત્ર રેખાચિત્રો જ દોરી શકયો છું.

જેલનિક દંપતિ

જોસેફ અને મેરી.

એ ટ્રામનો કંડકટર હતો. તે વાસીદું વાળતી

નોકરાણી હતી. પણ તમારે તેમની ઓરડી જોવી જોઈએ. એટલી સાદી ને સુઘડ. તેનું આધુનિક ફર્નિચર—ચોપડીઓનો ઘોડો, એક શિલ્પ અને દિવાલ પર થોડાં ચિત્રો—પણ એ કેટલું સ્વચ્છ-માની ન શકાય તેટલું સ્વચ્છ, તમને એમજ લાગે કે મેરીનું સર્વસ્વ આ ઓરડામાં સમાઈ ગયું છે. બહારની દુનિયા જોડે તેને કશી લેવા-દેવા નથી. પણ તેણે ઘણાં વરસો સુધી સામ્યવાદી પક્ષમાં કામ કર્યું છે. સામાજિક ન્યાય અન્યાયના પોતાના સોણલાં સેવ્યાં છે, તેમણે બન્નેએ કામ કર્યું છે—ભક્તિપૂર્વક અને ઘોંઘાટ વિના, નાઝી આક્રમણ પછી તેમની પાસે અનેક ભોગ મંગાયા પણ એમાંથી એક પાછું પગલું લીધું નથી.

ત્રણ વરસ ભોંયભીતર કામ કર્યા પછી પોલિસ એમના ઓરડામાં ધસી આવી. તે બન્ને બાજુબાજુ ઊભા હતા. માળાની ઉપર ઊંચેના તેમના હાથની આંગળીઓ એક બીજાને અડકતી હતી.

## ૧૯ મી મે ૧૯૪૩

આજે રાત્રે તે લોકો મારી *ગસ્ટિનાને "મજૂરી માટે" પોલેંડ ઉપાડી જવાના છે. ગુલામીની ધુંસરીમાં જોતવા, ટાયફસથી મોતનો કોળીઓ બનવા. હવે તેને બહુ થોડા દિવસો જીવવાના રહ્યા છે. બહુ બહુ તો બે-ત્રણ મહિના અને મારો કેસ પણ કોર્ટને સોંપાયો છે. એટલે હજી બારેક અઠવાડીઆ અહીંની જેલ તપાસમાં, બે ત્રણ મહિના બહારની કોર્ટમાં—અને પછી મારો પણ ખેલ ખલાસ. આ નોંધ અધૂરી જ રહેશે. તક મળશે તો તો લખ્યા વિના નહિ જ રહું. પણ આજે મારાથી લખાતું નથી. મારું દિલ ને દિમાગ ગસ્ટિનાથી છલોછલ ભર્યા છે. મારી ગસ્ટિના! હુંફાળી ઉદાત્ત ગસ્ટિના, અણમોલી વફાદાર જીવનસખી. એ જીવનનાં નીર ઊંડાં છે પણ શાંત-સ્થિરતા તેણે જાણી નથી.

સાંજે-દર સાંજે તેનું માનીતું ગીત હું તેને ગાઈ સંભળાવતો. સ્ટેપેમાં ડોલતાં ભૂખરા ઘાસનું ગીત. ગેરીલાના ધીંગાણાની વીરકથા કાનમાં કહી જતું. ધણીને પડખે રહી હંમેશા આઝાદી જંગે ઘૂમતી કોસેક વીરાંગનાને એક દિવસ સમરાંગણમાંથી કોઈ ઉઠાડી શક્યું નહિ, તે ત્યાંજ પોઢી. મારી ગસ્ટિનાની આંખમાં આ કડીઓ આંસુ લાવતી.

એ મારી હિંમતવાન બિરાદર! કોઈ કુશળ શિલ્પીની ટાંકણીએ ઘડાએલ તારા અનુપમ ચહેરા પાછળ, એ તારી નાજુકડી દેહલતા પાછળ શી શક્તિ છુપાઈ છે! એ બાળક જેવી નિર્દોષ આંખોમાં કુમળી મમતાના આ ઊંડાણ છે. અનંત લડતો અને ઉપરાછાપરી આવી પડતા વિયોગોએ આપણને સદાના પ્રેમીઓ બનાવ્યા છે. પ્રથમ મિલનના પ્રથમ સ્પર્શનો થડકાર આપણે સેંકડો વાર અનુભવ્યો છે. આપણા દિલ એક તાલે ધબક્યા છે. નીરતિશય આનંદ, આતુર પળો, ઉશ્કેરાટની ક્ષણો કે દુઃખની ઘડીઓમાં આપણે બન્ને એક જ શ્વાસ ઝીલ્યા છે.

વરસો સુધી આપણે સાથે કામ કર્યું. એકબીજાને મદદ કરી-એક મિત્ર બીજાને કરે તેમ. વરસોથી મારાં લખાણોની પહેલી વાચક અને પહેલી વિવેચક મારી ગસ્ટિના જ રહી છે. તારી નજરની સમાનતા વિના આજે લખવું મુશ્કેલ લાગે છે-ગસ્ટિના કેટલું મુશ્કેલ સંગ્રામોથી સમૃદ્ધ બનેલ આપણાં જીવનમાં આપણે એક પગલે ચાલ્યાં છીએ. હાથમાં હાથ નાખીને પ્રેમનો પ્રદેશ ખુંદી વળ્યાં છીએ. અનેક કસોટીઓ પસાર કરીને તીવ્રતમ આનંદ માણ્યો. કારણ ગરીબોની પૂંજી-આત્માની સધનતા-આપણી છે. તેના વડે આપણે શ્રીમંત છીએ.

ગસ્ટિના! જુઓ, જુઓ આ રહી મારી ગસ્ટિના.

જુનનો માસ. માર્શલ લૉનો સમય. લગભગ એક વરસ પહેલાંની વાત છે. હું પકડાયા પછી છ અઠવાડીએ તે મને જોવા પામી, ત્યાં સુધી જેલની કોટડીમાં કેટલા દિવસો સુધી એકલી અટુલી વલોવાતી રહી. મારા મોતની અફવાઓ સામે તેને

* ફુચિકની પત્નિ ઑગસ્ટિના

છું. હું હારીશ તેનું કારણ એટલું જ કે તેમની કપટનીતિ ઉપરાંત તેમના હાથમાં તલવાર છે.

ખેર! હદ યુદ્ધનો તો હવે અંત આવ્યો છે. આખરી ચૂકાદો મળતા હજી બે ત્રણ અઠવાડીઆ લાગશે. પછી જર્મનીની મુસાફરી–ત્યાં વળી ન્યાયનું નાટક–તખ્તા પર જવા પહેલાં નેપથ્યમાં જોવાતી વાટ, ચૂકાદો, અને માંચડે જતા પહેલાં સો દિવસ એકાંત કોટડીમાં ગાળવાનો રિવાજ. આજે મારા ભવિષ્યની–ચારથી પાંચ મહિનાની–ગણત્રી. એટલા વખતમાં તો ઘણું ઘણું બદલાવાનો સંભવ છે; પણ અહીં બેઠા હું તર્ક કરી શકતો નથી. બહારની દુનિયાના ઝડપી બનાવો અમારો અંત વહેલો લાવે એ પણ સંભવિત છે, એટલે એ પણ (લોકશાહીનો વિજય) કદાચ અમારા પ્રાણ ન બચાવી શકે.

આ તો યુદ્ધ અને આશા વચ્ચેની હરીફાઈ છે. એક જાતના મોતની બીજા જોડે ઘોડદોડ ચાલી છે. કોનું વહેલું આવશે ?–ફાસીઝમનું કે મારૂં ? શું આ માત્ર મારો અંગત સવાલ છે ? ના, ના, હજારો કેદીઓ, લાખો સૈનિકો તે હરદમ પૂછી રહ્યા છે. યુરોપ અને દુનિયાના કરોડો માનવીઓને હોઠે પણ એ જ સવાલ રમે છે. કેટલાંકને વધારે આશા છે કેટલાકને ઓછી; પણ એ તો દૃષ્ટિનો ભ્રમ છે. કકડભૂસ થઈને પડતા સડેલા મૂડીવાદે દુનિયાને ભયંકર જોખમમાં મૂકી દીધી છે. તેની પકડમાં દરેક જણ પીલાય છે–તૂટે છે. આમાંથી બચેલા લોકો કહી શકે કે " હું ફાસીઝમ વટાવીને જીવ્યો છું". ત્યાર પહેલાં તો લાખો લોકો મરશે–કેવા સુંદર, ભલા, રૂડા લોકો.

હવે તો મહિનાઓની જ વાર છે, પછી દિવસોમાં ગણત્રી થશે. પણ તે સૌથી વધારે કારમા દિવસો હશે. મને ઘણી વાર વિચાર થતો કે યુદ્ધની છેલ્લી ઘડીએ, છેલ્લી ગોળીવડે વિંધાઈને મરનાર છેલ્લા સૈનિકનું મરણ કેટલું કરૂણ છે. પણ કોઈકે તો એ આખરી સૈનિક બનવું જ પડે છે. મને જો એ ખબર પડે કે એ આખરી મરનાર હું થઈ શકું તેમ છું તો આ ઘડીએ મોતને ભેટવા હું તૈયાર છું.

જેલમાં બચેલ ટૂંક સમયમાં આ નોંધને હું મનગમતો ઘાટ આપી શક્યો નથી. મારે હજી પણ ટુંકાવવું જોઈશે. અને બનાવો કરતાં વ્યક્તિઓ પર વધારે ધ્યાન આપવું જોઈએ.

હા, હું તમને જેલનિક દંપતીની વાત કહેતો હતો. સાધારણ સંજોગોમાં તેઓ કદી વીર તરીકે સામા તરી ન આવત. તેઓ પકડાયા ત્યારે એક બીજાને અડીને ઊભા હતા. વરના હોઠ પર ફિકાશ હતી. વહુના ગાલ પર ક્ષયના દર્દીની રતાશ હતી. પાંચ મિનિટમાં તેના આદર્શ ઓરડાને બેદાનમેદાન કરી નાખતા ગેસ્ટાપોને જોઈ પહેલાં તો મેરીની આંખમાં ત્રાસ વછૂટ્યો. પછી શાંતિથી પોતાના વર તરફ મ્હોં ફેરવી બોલી:

" હવે શું થશે, જાન ? "

તે કદિ વાચાલ નહોતો. બોલતાં બોલતાં અકળાઈ જતો. શબ્દો તેને શોધવા પડતા. પણ આજે તેણે શાંતિથી જવાબ આપ્યો–તેમાં કશો પ્રયાસ ન કરવો પડ્યો, તેમાં કશી કરૂણતા નહોતી:

" આપણે હવે મરવા ઉપડશું, મેરી. " તેણે ચીસ ન પાડી. તેનું રૂંવાડુંએ ન ફરક્યું. લાલિત્ય-ભર્યા લટકાથી તેણે જમણો હાથ નીચે આણ્યો, અને પતિના હાથમાં પરોવ્યો. –અને આ બધું તેમની સામે ઘુરકતી ગેસ્ટાપોની પિસ્તોલોની નજર તળે થયું. બદલામાં ગેસ્ટાપોનો તમાચો મળ્યો. મેરીએ ગાલ પર હાથ ફેરવ્યો. આક્રમણ ખોરોને પગથી માથા સુધી નીરખ્યા અને લગભગ હસવું આવે તેવી વિચિત્ર રીતે કહ્યું: " કેવા રૂપાળા નવજુવાનો– ને આવા જંગલી–હેવાન. "

મેરીએ તેમનો બરાબર કયાસ કાઢ્યો હતો. થોડા કલાકમાં તેને " તપાસ કરનાર અમલદાર " ની કચેરીમાં લઈ જવામાં આવી. મરણતોલ માર

ખાધો પણ એક હરફ સરખો પણ બહાર ન પાડ્યો. ત્યારે નહિ અને પાછળથી પણ નહિ. છેવટ સુધી એ કામદાર દંપતી વફાદાર રહ્યાં. મારી ગેરહાજરીમાં તો મારી નાખે તોય મોં ન ખોલતા. હું આંખનો ઇસારો કરી જણાવું કે વાંધો નથી ત્યારે જ તે કશું કબૂલ કરતાં અને તપાસને આગળ વધવા દેતા.

ગીરફતારી પહેલાં હું મેરીને ઓળખતો ત્યારે તે લાગણીવાળી ને દયાળુ બાઇ લાગતી પણ ગરટાપોના કારાગારમાં મેં કદી તેની આંખમાં આંસુ જોયાં નથી. તેનું વર એટલે તેના આંખની કીકી. શું તેનો ગર્વ! તેને સાંત્વન આપવા ખાતર બહારના સાથીઓ સંદેશા મોકલાવતાંઃ "ગેરી, તારું ફરનીચર કેણુ ચોરી ગયું છે તે અમે જાણીએ છીએ. અને તેમની હિલચાલ પર કડક જાપતો રાખીએ છીએ."

આ સાંભળી તે બોલી ઊઠતી,...જહાન્નમમાં જાય એ ફરનીચર. તેની ચિંતા પાછળ નાહક વખત વેડફશો ના. આજે તો કેટલાં બધાં મહત્વનાં કામ કરવાનાં પડ્યાં છે. અમારી ખાલી પડેલી જગાઓ પૂરવા માટે તમારે બમણી ઝડપે કામ કરવું પડશે. પહેલાં આપણા દેશને ચોટેલો આ મેલ તો ધોઇએ અને પછી જો હું જીવતી બહાર પડીશ તો મારા ઘરની સંભાળ રાખવાની તાકાત મારામાં ક્યાં નથી?

એક દિવસ એ લોકો જેલનિક દંપતિને ઉપાડી ગયા. ક્યાં? તેમનો પત્તો લગાડવાના મેં ઘણાં પ્રયત્નો કર્યા પણ વ્યર્થ—ગરટાપોની મહેરબાની તળે આવી રીતે ઘણા લોકો અલોપ થઇ જાય છે. તેમના નામ-નિશાન પાછળ રહેતાં નથી. તે તો હજારો સ્મશાનોમાં વેરાએલાં પડ્યાં છે. ઓહ! આ ભયાનક ખાતર ઉપર એક દિવસ કેવું ધાન પાકવાનું છે!

મેરીનો છેલ્લો સંદેશો આ હતો: ''બિરાદર કમાંડર, બહારના સાથીઓને કહેજો કે મારી પાછળ શોક ન કરે અને મારો અંત જોઇને કોઈ ડરી ન જાય. એક કામદાર તરીકે મેં ફરજ બજાવી છે અને તે જ રીતે મરીશ."

એ તો માત્ર વાસીદું વાળની નોકરડી હતી. ઝાઝું ભણવાની તક તેને નહોતી મળી. સદીઓ પહેલાં મોકલાએલ એક બહાદુર સંદેશા વિશે તેણે સાંભળ્યું નહોતું કે "મુસાફિર, લેકેડીમોનીયનને કહેજે કે અમે અહીં મરીને સૂતા છીએ-કાયદાએ ફરમાવ્યું તે પ્રમાણે."





ચિત્રકાર: શરદ

લાલ વાવટા કલાપથકના કલાકારો (અંદર જુઓ)

# સંસ્કાર

# સોવિયેત શાયરની અંજલિ

વરસ થઇ ગયું એ વાતને. ૧૨ મી ઑગસ્ટ ૧૯૪૭ના રાતે હું સોવિયેત ઉઝબેકિસ્તાનના પાટનગર તાશ્કંદમાં મહાકવિ ગફુર ગુલામના વિદાય લઈ રહ્યો હતો.

કવિની આંખમાં ઝળઝળિયાં હતાં. ખાસ એશિયાઇ પદ્ધતિથી મને બાથમાં ભીડી કવિ કહી રહ્યા હતા:

"શાયર રવીન્દ્રનાથ ટાગોરની કબર પર જઇ ફૂલો ચઢાવજો. મારી–ઉઝબેક કવિના દિલની બંદગી પહોંચાડજો.

"હું તો ઘરડો થઇ ગયો છું નહિતર ખુદ જાતે આવીને મહાશાયર રવીન્દ્રનાથની સમાધિ પર મારી અંજલિ પહોંચાડત! પણ કાંઇ નહિ બેટા! મારા વતી, સદીઓની ગુલામી પછી નવજાગૃત થયેલા ઉઝબેક દેશના શાયરની બંદગી પહોંચાડજો

"હિન્દોસ્તાં પણ ઉઝબેકિસ્તાન માફક એક દિન સાચે જ આઝાદ બનશે"



ગફુર ગુલામ એટલે આધુનિક ઉઝબેક સાહિત્યના નેતા–પિતા! ઉઝબેક કવિતા, ગીતો, નવલકથા, નિબંધ, દરેક ક્ષેત્રમાં ગફુર ગુલામની પ્રતિભા વરતાય છે. છપ્પન કિતાબોના એ કર્તા સોવિયેત-સાહિત્યના શ્રેષ્ઠ માન-સ્તાલિન પારિતોષિક પણ મેળવી ચૂકયા છે.

ગરીબીમાં સબડતા કુટુંબમાં જન્મ લઇ સોવિયેત સમાજવાદી રાજ્યમાં સંસ્કારિતાના ધ્વજધારી બનનાર શાયરના દર્દભર્યાં ને જોશીલા ગીતો મેં કોલ્હોઝ સમૂહ ખેતરો તથા કારખાનાંઓમાં સાંભળ્યાં હતાં!

અને સંસ્કારિતાના એ મોવડીની આંખમાં આપણા મુલ્કની દુર્દશાએ ઝળઝળિયાં આણ્યાં હતાં કવિવર ટાગોરને અંજલિ આપતાં એમનું દિલ ભરાઇ આવ્યું હતું. એમની વાંછના હતી:

'એક દિવસ હિંદોસ્તાં પણ સાચી આઝાદી પામશે'

એ પછી ત્રણ દિવસે દુનિયામાં ઢંઢેરો પીટાયો: "હિન્દુસ્તાન આઝાદ બન્યું છે." એ વાતને આજે વરસ વીતી ગયું છે! સોવિયેત ઉઝબેકિસ્તાનના શ્રેષ્ઠ શાયરે જેમને બંદગી પહોંચાડવા મને કાસદ બનાવ્યો હતો તે ગુરુદેવનાં ગીતો ગાવાં પહેલાં પણ પોલિસની પરવાનગી મેળવવી પડે છે!

પણ તો'ય મને શાયર ગફુર ગુલામની વાણી સાંભરે છે:
"એક દિવસ હિન્દોસ્તાં સાચી આઝાદી પામશે."

**રમેશ સંઘવી**

# સંસ્કાર

★

૯, પાર્કરોડ, વિલેપાર્લે-પૂર્વ : મુંબઈ.

સપ્ટેમ્બર : ૧૯૪૮

વર્ષ ૨ : અંક ૯ (૨૧)

તંત્રીઓ

સ્વપ્નસ્થ : શાંતા ગાંધી

સલાહકાર મંડળ

ભોગીલાલ ગાંધી : ચંદ્રભાઈ ભટ્ટ

જયંત ખત્રી : બકુલેશ

પ્રહ્લાદ પારેખ : રમેશ સંઘવી

વિનાયક પંડયા

★

અનુક્રમ



ગ્રાહક-લવાજમ-વેચાણ-એજન્સી માટેનું સરનામું—

વ્યવસ્થાપક: ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર: પ્લોટ: ભાવનગર.

★

## આ વર્ષે

★ સંસ્કારનું લવાજમ વાર્ષિક રૂા. ૬. ૭, માસિક ૩ાા રૂા. પરદેશ માટે વર્ષિક રૂા. ૯ તથા છમાસિક ૫

★ છૂટક નકલની કિંમત આના આઠ

★ પુરસ્કાર

વાર્તા, નાટક, લેખ–રૂા. ૧૫; કાવ્ય અને ખાસ વિભાગ–રૂા. ૭

★ જાહેરખ ના ભાવોઃ

| | |
|---|---|
| ૪ થું પૂંઠું ( બે રંગમાં ) | ૨૫૦ રૂા. |
| ૨–૩ જું પૂંઠું | ૧૫૦ રૂા. |
| સાદું આખું પાનું | ૬૦ રૂા. |
| અરધું પાનું | ૩૫ રૂા. |
| ૫ા પાનું | ૨૦ રૂા. |

★ લેખકોને–ટિકીટ વિના મોકલેલ કૃતિઓ પરત કરવામાં નહિ આવે. હેરફેરમાં ગુમ થતી કૃતિઓ માટેની જવાબદારી સંસ્કાર લેતું નથી.

★ ગ્રાહકોને–સંસ્કાર દર માસની પંદરમીએ બહારપડે છે. અને આપને નિયમિત રીતે રવાના કરવામાં આવે છે. પોસ્ટ ઓફિસ પર ખબર કરાવ્યા બાદ અમને સૂચના કરવી.

પથિકપાથેય [અનુસંધાન પાન ૪૫૨થી ચાલુ]

પણ જીવનનો પાનો ચડાવીને તેજસ્વી બનેલ જબાનને જેલની દીવાલો બુઠ્ઠી બનાવી શકતી નથી. એની ધાર વધારે તીવ્ર બની એ દીવાલોને આરપાર વીંધી નિશ્ચિત લક્ષપર પહોંચી જશે. પણ એથી કંઇ આપણા કવિપ્રત્યેની પોતાની ફરજ ગુજરાતી જનતા ચૂકી જશે ? તેને રાજદ્વારી કેદીનો મોભો અને તેની સાથે જતી સગવડો મળતી નથી, તે મેળવી આપ વાનું કામ આપણું છે. સરકારને એ વિશે પત્રો લખો. તમારા ગામમાં સભાઓ ભરો અને પ્રતિષ્ઠિત કલાકારોનો આ લોકશાહી કાર્યમાં સહકાર સાધો.

### અ.હિં. તંત્રીમંડળ.

હજી વાત તદ્દન હાથ બહાર નથી ગઈ. તેનો દાખલો જોઇતો હોય તો થોડા વખત પહેલાં મુંબઇ ખાતે ભરાએલ અ. હિં તંત્રી મંડળના છેલ્લા અધિવેશનનો અહેવાલ તપાસી જાઓ. લગભગ અર્ધ સરકારી જેવી આ સંસ્થામાં સાધારણ રીતે મોટ મોટા છાપાઓના તંત્રીઓ જ સભ્ય હોય છે. આ છાપાંઓ ઉદ્યોગપતિઓની માલિકીના હોવાથી સરકાર સાથે ઉગ્ર ઘર્ષણ ભાગ્યે જ થાય છે. પરંતુ મુંબઇના સલામતી ધારા વિરુદ્ધ પત્રકાર સ્વાતંત્ર્ય સમિતિએ જમાવેલ જેહાદનો પડઘો અહીં પણ પડ્યા વિના રહ્યો નહીં. આ સમિતિના સભ્યોએ અધિવેશનમાં ભાગ લીધો અને બેધડક પોતાનો દાવો રજુ કર્યો. કચવાતે મને પરિષદના મોવડીએ સલામતી ધારાનો વિરોધ કરવા બંધાયા. ઉદ્દામ પત્રોને દબાવી દેવા માટે એ ધારાનો ઉપયોગ થતો અટકાવવાની મોખક બાંહેધરી પરિષદના પ્રમુખ શ્રી દેવદાસ ગાંધીએ ત્યાં હાજર રહેલ સભ્યોને આપી.

મરાઠી સામ્યવાદી મુખપત્ર 'લોકયુગ'ની જૂની જામીનગીરી જપ્ત કરીને નવું ડેકલરેશન આપવા પહેલાં રૂા. ૧૦,૦૦૦ની માગણી કરી હતી. અદાલતે એ સરકારી માંગણી નામંજુર કરી. 'પીપલ્સ એજ' ના સ્ટાફપર કામ કરતા પત્રકાર બિ રાંગણેકરને તોહમતનામું આપ્યા વિના એક મહિના સુધી જેલમાં ગોંધી રાખ્યા પછી અચાનક છૂટકારો કર્યો.

આની પાછળ મુદ્રણસ્વાતંત્ર્ય માટે લડતી જનતાનો હાથ નથી, એમ કોણ કહી શકે?

—શાંતા ગાંધી

ઉમળકાવિહોણી ૧૫મી ઑગસ્ટ આવી અને ગઈ. કરમાતી જનઆશાના પ્રતિક સમો એ દિન કોઈ પ્રેરક સ્મૃતિ પાછળ મૂકી ગયો નથી.

પણ યાદ રહી જશે મોરારજીભાઈના વિવિધ ખાતાઓમાંથી છૂટતા ખાદીધારી ફરમાનોની અણુ-ખૂટધારા. તેમના પોલીસખાતાએ ઇન્ડીઆ કલ્ચર લીગના મંત્રીને સાફ સંભળાવી દીધું કે ટાગોરદિન ઉજવવાની પરવાનગી જોઈતી હોય તો તે દિવસ માટે પસંદ કરેલ રવિબાબુનાં ગીતો પહેલાં સેન્સર સમક્ષ હાજર કરો! કવિવરનાં ગીતોની પરીક્ષા કરવાની આ સેન્સરબોર્ડની લાયકાત? આવી ધૃષ્ટતાનું કારણ? જનજીવન જોડે ઓતપ્રોત બની ગયેલ કવિવાણી તેમના જીવનસંઘર્ષથી અળગી રહી શકી નથી. તેની પ્રેરણા ઝીલી આજનો જુવાન કાળી રાત્રે લોહી નીગળતા પગે એકલે હાથે અન્યાય સામે લડવા તૈયાર થાય, ચિંતા કર્યા વિના વારંવાર કવિવરે ઝાંખી કરાવેલ સૌંદર્યસૃષ્ટિને વાસ્તવ દેહ આપવા મથે એનાં પરિણામો જીરવવા જેટલું કૌવત પણ શું આજની સરકારમાં રહ્યું નથી? 'સામ્યવાદી' હાઉ બતાવી કડવું સત્ય કહેતી જબાન ચૂપ કરવાની સિદ્ધહસ્ત નીતિથી 'સંસ્કાર'ના વાચકો અજાણ્યા નથી. પણ કવિવર ટાગોરનાં ગીતો જોડે અડપલાં! 'સત્તારૂઢ ધૃષ્ટતાની' પણ હદ હોય છે........

## ખાદીશ્વરી સૂચનોમાં વધારો

મુંબઈના ફિલ્મ સેંસર બોર્ડ તરફથી ચિત્ર નિર્માતાઓને "સૂચના"ઓની જે એક લાંબી લચક યાદી આપવામાં આવી છે તેમાં એક પણ છટકબારી રહેવા દીધી નથી- (૧) ધર્મ, (૨) લોકજીવન, ધ્યેય, નીતિ. (૩) ઇતિહાસ પુરાણ (૪) કાયદો (૫) ગુન્હો (૬) સ્ત્રી પુરુષ સબંધ (૭) પરચુરણ. આટલા મથાળાઓ નીચે વિગતવાર સૂચના આપતા અનેક પેટા વિભાગો છે. આમાંથી એકે એક કલમનું જો અક્ષરશઃ પાલન કરવામાં આવે તો કાલે સવારે દરેક સ્ટુડીઓ પર તાળાં લાગી જાય અને છતાં ફિલ્મ ઉદ્યોગના માલિકોએ આ સૂચના પણ માન્ય કરી છે. દાળમાં જરૂર કશુંક કાળું છે. બંધ બારણે શી વાતો થઈ હશે તેની વિગતો ન જાણીએ તોય સલામતી ધારાનો જે રીતે અમલ રહ્યો છે તે જોતાં અટકળ કરવી બહુ મુશ્કેલ નથી.

'કાયદો' ના મથાળાવાળી કલમની ૯ મી પેટા કલમ કહે છેઃ

"વર્ગ વિગ્રહ, હિંસા અને અવ્યવસ્થા ફેલાવે તેવા વિવાદગ્રસ્ત રાજકીય વિષયોને મંજુરી આપવામાં આવશે નહિ."

સત્યવાદી સેન્સર બોર્ડને આપણે પૂછીએ તો ખરાં કે, વાસ્તવિક જીવનમાં, શું વર્ગવિગ્રહ મોજુદ નથી? કે પછી બાપુજી ડોશીનો જીવ લેતી અહિંસક ગોળી એ સ્વપ્નસૃષ્ટિની પરીકથા છે! સત્યની વ્યાખ્યા તો કદાચ ન બદલાઈ હોય પણ તેનાં મૂલ્ય જરૂર બદલાયાં છે. સાતે કલમોને સરવાળે એક જ સૂર ઉપસી આવે છે કે સ્થાપિત હિતો સામે આંગળી ચીંધવી એ મહાપાપ છે. પછી એ ધાર્મિક હોય કે સામાજીક, રાજકીય હોય કે આર્થિક. એ મુદ્દો સચવાતો હોય તો બાકીની વાતો ગૌણ છે. "ઇતિહાસ અને પુરાણ" વાળા વિભાગની ૪ થી કલમ તો છડેચોક કહે છે કે ન ઇચ્છવાજોગ ઐતિહાસિક કે પૌરાણિક કિસ્સાઓ સાચા હોય તોય રજુ કરવા દેવામાં આવશે નહિ! ઇચ્છવાજોગ શું ને ન ઇચ્છવાજોગ શું એ નક્કી કરનાર પારાશીશી? અર્થાત્ સ્થાપિત હિતોને સંઘરતી ચાલુ સમાજ-રચનાની રક્ષા.

સંસ્કૃતિની શરૂઆતથી શોષિત પ્રજાએ સીધી નહિ તો આડકતરી રીતે રોષના ઉભરા પોતાના કલાસર્જનોમાં ઠાલવ્યા છે.

પણ સત્તાને હાથવાળી આપવાની આ ચાલબાજીઓ જાણી લેવા પૂરતો ઈતિહાસનો અભ્યાસ સેંસરબોર્ડે જરૂર કર્યો હોય તેમ લાગે છે પરંપરાગત વક્રોક્તિ, વ્યંગોક્તિની છટકબારીઓ પણ તેમણે પહેલેથી જ બંધ કરી રાખી છે. ઐતિહાસિક વ્યક્તિઓને નવે ત્રાજવે તોળવાની પણ તે સાફ સાફ શબ્દોમાં મના ફરમાવે છે. અપીત માનનીય સરકારી નોકરોની મશ્કરી ન જ કરી શકાય તે વિશે એક ખાસ કલમ ઉમેરવાનું તે ચૂકયા નથી એ કહેવાની જરૂર તો ન જ હોય.

આ નવા ખાદીધારી ફરમાનની વિગતવાર ચકાસણી 'લોકનાટ્ય' વહેલી તકે આપશે જ.

આપણા ઉગતા સંસ્કારે શરૂઆતથી જ દમનનાં માવઠાં ઝીલ્યાં છે. પણ આ 'જૈસે થે' ફીલ્મી કરાર દમનની એક અતિ મહત્વની કક્ષાનો સૂચક છે. ફાસીવાદનાં પગરણ સામે સવેળા લાલબત્તી ધરવી એને અસ્થાને નહિ જ કહેવાય.

બોકસ ઓફિસ તરફ મીટ માંડી બેઠેલા હિંદી ફિલ્મ નિર્માતાઓ પર ક્રાંતિકારક અખતરાઓ અજમાવવાની હિંમત કર્યાનો આક્ષેપ તો ભાગ્યે જ કોઈ મૂકી શકે. પરંતુ ૧૫ મી ઓગસ્ટ પછી "આઝાદી" ની લોકપ્રિય ભાવનાને વટાવી ખાવાની તેજી આવી હતી ખરી. તેમાંથી "જયમલ્હાર" "મજદૂર" જેવી કૃતિઓ પણ અપવાદરૂપે ટપકી પડી. પણ તંગ દોરડા પર માંડ માંડ સમતોલપણું સાચવતી સરકાર આવું કલામય આલોચન પચાવી શકતી નથી નર્મ સૂચનોનાં તીર તેમના ભણી તંકાય છે.

### મૂગું મોત ના સ્વીકારશો જ

અણઘડ સેંસરને હાથે પ્રાણવંતાં કલાસર્જનો રહેંસાય તેની સામે પ્રગતિશીલ જનતાનો વિરોધ જારી રહ્યો છે.

લોકનાટ્ય સંઘની કેન્દ્રીય ટુકડીના ત્રણ પ્રયોગો પર મુંબઈ સરકારે પ્રતિબંધ મૂકયો ત્યારે તે સામે વિરોધ નોંધાવવા મેઘાણીભાઈએ મૃત્યુના આગલે જ દિવસે કલમ ઉપાડી હતી એ યાદ કદિ ભૂંસાવાની નથી.

સત્યને ઢાંકવા મથતી સરકારે આડકતરી રીતે અપનાવીને તો બળતામાં ઘી હોમ્યું પણ બીજા પ્રાંતો કરતાં આપણે ત્યાં એ વિરોધસૂર કમજોર રહ્યો છે. અને એટલે જ શિષ્ટતાનો પડદો દૂર કરીને ખરા સ્વરૂપમાં બહાર પડવાની પહેલ મુંબઈ ફિલ્મ સેંસર બોર્ડ કરી શકયું છે.

તેલ જોઈ, તેલની ધાર જોઈને સરકારી દમન નીતિ આગળ વધે છે.

એક સદીજૂની રાષ્ટ્રીય લડતે ગળથૂથીમાં પાએલ લોકશાહી સંસ્કાર જેટલી હદે ભુંસા થતા જાય તેટલાજ પ્રમાણમાં સરકારી દમન વેગ પકડી શકે, આમ જનતામાંથી બુલંદ વિરોધ જાગે તો તેમને પોતાનું પગલું પાછું ખેંચ્યા વિના છૂટકો નથી.

ટીપે ટીપે ઝેર પીને મગજ બહેર મારી જાય છે. રવિબાબુનાં ગીતો પર સેન્સરની કાતર પડે, મુંબઈ હિંદી વિદ્યાપીઠના ચાલુ સમ્મેલનમાં પોલીસ ધસી આવીને આપેલી રજા પાછી ખેંચી લે, સંખ્યાબંધ કળાકારોની આઝાદી છીનવાય ને છતાંય વિરોધ વંટોળ ન જાગે એનો અર્થ શો ? મોડી મોડીય પણ ખમીરવંતી સૌરાષ્ટ્ર–ગુજર્ર ધરા જાગ્યા વિના રહેશે નહિ. મુંગે મોંએ એ પ્રજા કદિ આત્મઘાત નહિ કરે.

### કવિ ચાંદલિયાની ધરપકડ

બોરસદથી કવિ ચાંદલીઆને પકડી કારાવાસમાં પૂરવામાં આવ્યા છે. એમનો ગુન્હો ? ગુજરાત કાઠિયાવાડનાં ગામડાં ખૂંદતા આ જુવાન કવિ કિસાન જનતામાં માનીતા હતા. તેમની વાણીમાંથી જીવનસંઘર્ષના તણખા ખરતા. કિસાન, મજદૂર અને તમામ શોષિત પ્રજાની પડખે ઊભા રહેતા કવિના નમકીન ચાબખાથી કોણ અકળાયું હશે તે કહેવાની જરૂર છે ?

[ અનુસંધાન માટે જુઓ અનુક્રમ પછી ]

## દાનવી દેશમુખો એણે ભાળ્યા, રાક્ષસી રઝાકારોય જોયા ત્યાં આવ્યો જનક્રાંતિનો રામાવતાર

# જમીન

લેખક : શાંતા ગાંધી

ગામલોક તેને કુવડ ડોશી શા માટે કહેતા એ લક્ષણાર્થક આપણે નહિ કરીએ. તે "પુનેવાની મા" તરીકે ઓળખાતી એ વાતને પણ વરસો વીતી ગયાં.

અગીઆર જણ્યાંની મા ! દેશમુખનો ફટાયો તેને સમી સાંજે ખેતરે ઘસડી ગયો ત્યારે તે કુંવારી હતી. તેની માએ આ પાપનો લોચો સીમ બહાર મૂક્યો પછી તેનું શું થયું તેની તેને ખબર નહોતી. પણ કુમળી કુંવારકાના અંતરમાં એક વાત કોતરાઈ ગઈ હતી કે એનો દેહ દીકરાનો હતો અને રખડતો-રઝળતો કોઈક દિવસ આવીને માનાં બારણાં ઠોકશે. આજે ચીંથરેહાલ ચામડીમાં બાંધેલ વાસી રોટલા જેવા મગજમાં કોઈ કોઈ વાર એ યાદ સળવળી ઊઠતી ત્યારે તેના ઊંડા ઊતરી ગએલ કુવાઓમાંથી આંસુ વહેતાં ને તે અચાનક બોલી ઊઠતી:

"કુંતીમાને પણ કરણ જેવો કરણ છોકરો પડ્યો'તો બાપ !"

પણ ગામલોક તેના બકવાદની પરવા કરતા નહિ. ત્રીજી પેઢીએ બધું પાપ ભુલાઈ જવાય છે. દેશમુખના પગીની ઝૂંપડી બહાર પડી રહેતી ડોશી એટલે તેમને મન ગામની પાણીચક્કી કે સીમના સાગવાનના ઝાડ જેવી જ એક સ્વીકારી લીધેલી રોજીંદી વસ્તુ હતી. પણ ડોશી જાણતી હતી કે એ સાગના ઝાડ તળે તેનો ત્રીજો છોકરો મુવો હતો. વાવેતરનાં દિવસો હતાં. શુક્રનો તારો દેખાય ત્યાંસુધી તેનો ધણી હળ છોડતો નહિ. પહેલાં ખોળાનો દીકરો મુવેલો જન્મ્યો. પછી ઉપરાઉપર ચાર છોકરીઓ જણી એટલે ધણીનું મન ખાટું થઈ ગયું હતું. ઊતરતી ઉંમરે માંડ બૈરું મળ્યું. કેડ કાવડીઆ નહિ ને ચોખ્ખા માથના મોડ શા, એમ કરીને તેને ઘરમાં ઘાલી ત્યારે આશા હતી કે ખેતરે કામ કરે તેવા દૂધમલ બેટા તો તે જણી આપશે જ. ચમરખી જેટલી જમીન પોતાની કરતાં કેટલી વીસે સો ભણવા પડે છે એ તો ઉમરડીઓ ખેડુ જ જાણે. પારકે ખેતરે કામ કરીને વખત મળે ત્યારે બાપડો પોતાની જમીન ખેડતો. એ ખાબોચીઆમાંથી સોનું ઉગાડીને મોટું ખેતર મેળવવાની પતિની મહત્વાકાંક્ષા ડોશીથી અજાણી ન હતી. પણ એકલે પંડે બિચારો......

ધણીની ઉંમર થતી ગઈ તેમ દીકરાનું મોં જોવાની આશા પણ મૂંઝાવા લાગી હતી. પૂરા દિવસ થયા તોય ડોશી મોંમાંથી હરફ સરખો ય કાઢતી નહોતી. વખતસર ખેતરે પહોંચી જતી. વળી ચોથી દીકરી નહિ આવે તેની શી ખાત્રી !

તે દિવસે શુક્રનો તારો મલકાયો તો ય ખેડુ ખેતરે જ રહ્યો. ચોમાસું માથે આવ્યું તો ય હજી

ક્યારીઓ તૈયાર થઈ નહોતી. તે એકલી પાછી ફરી. અડધે રસ્તે પેટમાં દુઃખવા આવ્યું-તેણે દાંત કચકચાવીને પગ ઉપાડયા પણ સાગનું ઝાડ આવ્યું ત્યાં તો ઢગલો થઈને નીચે પડી. દમ ઘુંટીને વીણ ખાધી. પણ હવે વાત હાથમાં રહી નહોતી. પગ પછાડ્યા-નખ જમીનમાં ખૂંચી ગયા. કોણ જાણે કેટલુંયે ઘાસ ઉતરડાઈ ગયું હશે પણ તેની ચીસો સાંભળી ઊંઘતી સીમ જાગી નહિ.

– તે જ્યારે ભાનમાં આવી ત્યારે પડખામાં ફૂલ જેવું બાળક રોતું હતું. માનું ફીકું મોં હસી ઊઠ્યું, પણ બીજી જ પળે તેનો રતુંબડો સંતોષ લુંછાઈ ગયો. દાતરડું તો ખેતરે મૂકી આવી હતી. હવે નાળ કેમ વધેરવી? પોતાની છવ્વલેણ બેદરકારી પર તેને દાઝ ચડી. મહામહેનતે બાળકને સંભાળી તે બેઠી થઈ. અણીઆળા પથ્થર માટે તેની બેબાકળી નજર ચારે તરફ ફરી વળી, નબળી દેહ ધસડાવા લાગી. પણ ત્યાં સુધી બાળક ટકી રહે તેમ લાગતું નહોતું. તેનું ધીમું પડતું રૂદન-મોં પર લીલાશ-માતાના હોંશકોશ ઊડી ગયા. પડખા ભર થઈને તેણે નાળ પર દાંત મૂક્યા. હતુ તેટલું જોર કરીને તેણે નાળ કરડવા માંડી. માથીએ નાજુકડી દેહ છૂટી પડી પણ તેમાંથી પ્રાણ ઊડી ગયો હતો.

મળસકાને અજવાળે જ્યારે તેણે જોયું કે એ શબ દીકરાનું હતું, ત્યારે એક ડુસકું ખાવાની યે તેનામાં હામ રહી નહોતી.

પણ એવી વાતોનાં જાણકાર તો ક્યારના યે મરી પરવાર્યાં હતા. દુકાળ, પૂર, કોગળીયું, મરકી– જમને તે કંઈ ઓછા ખેપીઆ છે? તેમાં માણસ ઊઠીને લડાઈ, ખૂન, ફાંસી, ભૂખમરા વગેરેની ભરતી કરે એટલે કેટલાંકને પાછા ઠેલાય? ખુદ ડોશીએ જ તેની જોડે પોતાના કુટુંબમાંથી દસને વળાવ્યા હતા.

ત્રણ દીકરીઓ પછી માંડ જીવતો રહેલ તેનો મોટો દીકરો તિમૈયો કામ કરવા જેવડો થયો ત્યાં દુકાળ આવ્યો. તેમની ચપરખી જેવડી જમીનમાંએ ત્રડો પડી અને તેના ચીંથરેચીંથરા ઊડી ગયા. ત્યારે મોટી દીકરી પરણીને પીથાપુરમમાં તેને સાસરે હતી. વચલીનું સમપણ થયું હતું પણ દેજના પૂરા નાણાં ચૂકતે થયાં નહોતાં. ને આપ્યાં તેટલાં તો ક્યારનાએ ખરચાઈ ગયાં હતાં. નાનીને હજી ફરી વરાવી નહોતી.

અડધું જનગામ ખાલી થઈ ચૂક્યું હતું. માંડાં પર સામાન ખડકીને દરરોજ માણસો શહેરભણી રવાના થતાં. એક દિવસ તો મોટી દીકરીના સાસરીઆં પણ આ ગામમાંથી પસાર થઈ શહેર તરફ વળ્યાં. ત્યારે તેણે ધણીને કેટલોય સમજાવ્યો હતો. પણ એ અડબૂજ ન પીગળ્યો. પછી તો તે ચોવીસે કલાક એ તરડાઈ ગએલ જમીનને જ વળગી રહેતો, બચીઓ ભરતો, તેની ઉપર માથું કૂટતો, પંપાળતો ને ફરી રડી પડતો.

ઘેર હાંડલામાં ઝાડની છાલ ઊકળતી હતી. નાનકડા પુનૈયાનું પેટ ફૂલી ગયું હતું. ને ગમાણમાં ગોધલાના ભાંભરડા-તે એકશ્વાસે ખેતરે પહોંચી. જોડ વળગેલા ધણીને ઢંઢોળ્યો: "હવે તો આ ગોધલો વેચો. નથી ખવરાવી શકતા કે નથી–"

"પણ–પણ એ તો આપણા રોટલાનો રળનારો. એને ખોઈને–" ધણીનું દયામણું મોં જોઈને તેની મક્કમતા ઓસરી ગઈ. તે પાછી ફરી.

બીજે દિવસે ખરે તડતડીએ ધણી નીચી મુંડીએ ઊંબરામાં ઉભો હતો. તેના હાથમાં ધાનની કોથળી હતી. જાણે નશામાં હોય તેમ લથડીઆ લેતો તેની પાસે આવ્યો ને તેના ખોળામાં કોથળી ઠાલવી. ચોખા!–હીરાની કણીઓ જેવા-અમૃતના ટીપાં જેવા. તેની આંખ ચમકી ઊઠી. પણ બીજી જ પળે એની મીઠી અચરજ નફરતમાં ફેરવાઈ ગઈ. શહેરની જુવાન છોકરીઓની ખરીદી કરવા માટે આવેલ એક આડતીયો થાણું નાખીને ગામમાં પડ્યો હતો. મુઓ તેને ત્યાં જઈને બે દીકરીઓનું વેચાણખત કરી આવ્યો હતો. તેમના મોટા દીકરા તિમૈયાથી આ શરમ ન સહેવાઈ. તીરની માફક તે ઘરમાંથી છટક્યો તે સાત વરસે પાછો ફર્યો. વચગાળામાં તે

આંકી લશ્કરમાં જોડાયે, વહાણે ચડી સમદર ઓળંગ્યા ને એ વિલાયતી ધરતી પર દોડ હાથ ને અડધો પગ મૂકી આવ્યો. ઘસડાતો ઘસડાતો ગામને પાદર પહોંચ્યો ત્યારે તાવ ધગધગતો હતો. દાઢી વધી ગયેલી, મોઢું દેદરાએલું—પણ ખેતરેથી પાછી ફરતી માએ તેને સાગના ઝાડ તળે સૂનમૂન પડેલો દીઠો ને તરત ઓળખીને ઘેર આણ્યો. ત્રીજે દિવસે ઘરના ઓરડાતળે તિમૈયાએ પ્રાણ છોડયા.

માબાપને હાય લાગી ગઇ ને બાપે તો પથારી પકડી તે જમના દૂતે જ છોડાવી. પણ ત્યાર પછી જમ ડોશીનું નામ ભૂલી ગયો હોય તેમ લાગે છે. થાકીને ડોશીએ વાટ જોવાનું માંડી વાળ્યું.

ત્યારે આંખની કીકી જેવડો પુનૈયો મોટો થતો હતો. તેની પછીની બે દીકરીઓ તો જન્મીને તરત જ પાછી વળી હતી, એટલે ઘરમાં માદીકરા સિવાય કોઇ નહોતું. એકલે હાથે ખેડ કરવાને હજી પુનૈયાને વાર હતી. પણ ઘી પાઇને કમાવેલ છૂટી લાપસી જેવી તેના કુટુંબનો પરસેવો પીને પ્રાણ સમાવી બેઠેલી આ ટુકડો જમીન ધણીએ સાચવી રાખી હતી. તેને અચાવરી રાખતા ડોશીનો જીવ કણીએ કણીએ કપાતો. તેણે દેશમુખને ઘેર દાણા દળ્યા, પુનૈયાએ ઢોર ચાર્યાં, મા દીકરાએ એકટાણા ખેંચી નાખ્યા પણ અખત્રીજનું મુહૂર્ત સાચવ્યું. સોન ચંપાનું ફૂલ કાનમાં ખોસી પુનૈયો હળ જોડતો. તેની અણી જમીનમાં ભરાય એટલે બાકીનું કામ માએ રાખેલ ઉમડીઓ ખેડુ પૂરું કરી આપતો. ત્યારે આંખમાં આવતાં ઝળઝળીઆં પાછાં ઠેલતી ડોશી ગણગણતી—"કાલે સવારે તો મારો પુનૈયો હરતોફરતો થઇ જશે—દિવસ જતાં કંઇ વાર લાગે છે ? પણ એક વખત જમીન હાથથી ગઇ તે પાછી થોડી જ આવવાની છે ?—"

માની સોડયમાં લપાતો પુનૈયો ઘેર આવી લાડથી માને ગોળ ખવરાવતો ને મા હસતે મોંએ દેશમુખની ઘંટી તરફ વળતી.

દેશમુખ રેડ્ડી આ મુલકમાં રાજાના રૂવાબથી રહેતો. નિઝામના રાજમાં પાંચ કરોડ એકરમાંથી ત્રણ કરોડ એકર જમીન પર આવા જ દેશમુખ-જમીનદારોનો કબજો હતો. રેડ્ડી પાસે સો સશસ્ત્ર ગુંડાઓની અંગત ફોજ હતી. કોની મગદૂર છે કે તેની સામે આંખ ઊંચી કરે ! કડાવેંડી ગામમાંથી જ દરવરસે ૩૦૦ તો મફત ઘેટાં તેની ગમાણે બંધાતાં. ગામના સુતાર, નાવી, દરજી મફત કામ કરી આપે તે તો જુદું જ.

રેડ્ડી મહારાજને નવો બંગલો બંધાવવાનો તુક્કો આવ્યો ત્યારે પુનૈયાએ બાપની ખેડ સંભાળી લીધી હતી. વાર પરબે તે મેળામાં જતો ત્યાં કિસાનસભાની અફવાઓ તેને કાને આવી હતી. મધના ઘુંટડાની જેમ એ વાત તેને ગળે ઊતરી ગઇ. દેશમુખ બંગલો બાંધે ત્યારે મફત લાકડાં સારવાનો ગામમાં લાગો હતો. બંગલે સો વેઠીઆઓ બાધિકામ કરતા હતા. પુનૈયાને ધ્રુજારી વછૂટી. દેશમુખનું તેડું આવ્યું ત્યારે વગરવેતને કામ કરવાની તેણે સાફ ના પાડી દીધી. રાતે આવીને દેશમુખના ગુંડાઓ તેને ટીંગાટોળી કરીને લઇ ગયા. રોતી ડોશીએ એ બંડખોર દીકરાનું મોં ફરી જોયું નહોતું. ઊડતી વાત સાંભળી હતી કે બેહદ માર માર્યા પછી, મરેલો ધારીને દેશમુખના માણસો તેને સાગના ઝાડ નીચે ફેંકી આવ્યા. ત્યાંથી બારોબાર તે પોબારા ગણી ગયો હતો. કોઇએ તેને સીકંદરાબાદમાં જોયો હતો.

દેશમુખનો બંગલો ચણાઇ રહ્યો. તેના ચોગાનમાં તે "ન્યાયસભા" ભરતો. બંને પક્ષો તરફથી લાંચ ખાઇને પોતે નહિ નહિ તોય લાખ રૂપીઆની કમાણી કરતો ને એ ચતુરાઇની બડાશ હાંકતા તે ફૂલ્યો સમાતો નહિ. આવી જ એક "ન્યાયસભામાં" ડોશીના કાગળના ટુકડા જેવી જમીન અંગે ન્યાય તોળાયો. બાગી પુનૈયાને દંડ કરવાને બહાને તેના કુટુંબની જમીન દેશમુખે જપ્ત કરી !

આવી ભવાઇ તો ગામમાં રોજ ભજવાતી એટલે ગામને કશી નવાઇ ન લાગી. પુનૈયાને નજરે જોનારા પણ હવે તો વેરવિખેર થઇ ગયા હતા. પુનૈયાની માની આંખોનાં નીર ખૂટયાં. દીકરી જમાઇ ક્યારે ગામમાં આવ્યાં તેનું તેને ભાન રહ્યું નહોતું.

બુઢ્ઢી જમાઈ દેશમુખને ત્યાં રખેવાળી કરતો ને આ ચડઉતાર જીવનસંગ્રામમાં જેમ બને તેમ ઓછા ઉજરડા નસીબે આવે એ જ તેની નેમ હતી. તે કોઈનું બૂરું ન કરતો તેમ ભલું પણ ન કરતો. ધૂળના ઢેફાની જેવા તેના ચહેરાની રેખાઓ જેટલી અસ્પષ્ટ હતી તેટલી જ તેના સ્વભાવની પણ હતી. જમાદની પડસાળમાં ડોશી મરવાને વાંકે પડી પડી જીવી રહી હતી.

દિવસોના દિવસો સુધી તે નહાતી નહિ. વાળ ઓળવાના તો તેણે સમ લીધા હતા. માખીઓ મોં પર બણબણાટ કરી મૂકે તોય તેને ઉડાડવાની તે તસ્દી ન લેતી. માત્ર 'વરસમાં એક વખત એ આળસ મરડીને ઊભી થતી. લાકડીને ટેકે તેનો બેવડ વળી ગએલ દેહ સીમ વટાવી એક ફણસના ઝાડ તળે આવી અટકતો. આંખો મીંચીને ડોશી ત્યાં બેસી રહેતી. એ તેની લગ્નતિથી હતી. એ દિવસ તેના દિલમાં કોતરાઈ ગયો હતો.

કરજે પૈસા લઈને તેના ધણીએ તે દિવસે દસ-બાર સગાં સંબંધીઓને નોતર્યાં હતાં. પોતે પચડી ને સાંભાર પીરસીને વાસણ માંજતી હતી ત્યારે ધણીનું મુક્ત હાસ્ય કેવું શરીરે રોમાંચ લાવતું–દોસ્તોની ઠઠ્ઠા મશ્કરી ધણીને ગલીપચી કરતી. મોડી રાતે મિત્રોને વળાવી ધણી અંદર આવ્યો ત્યારે પોતે ફણસના સુંવાળાં બીયાં પંપાળતી હતી. ધણીએ એ હાથ દાબ્યા. હાથમાં ફણસ લઈ વરવહુ અહીં આવ્યાં હતાં. ધણીએ ખાડો ખોદ્યો પોતે તેમાં બીજ વાવ્યાં. બન્નેના મોં પર મલકાટ હતો. ધણીનો ઘનગંભીર અવાજ ગાતો હતો—

"ધરતી મારી માવડી
ને ધરતી મારા પ્રાણ."

પોતે ઝીણે સાદે તેમાં ઉમેર્યું હતું:

"મંગલને આ શુકન ટાણે
માગીએ જીવનલ્હાણ—"

વરસમાં ઘડી બે ઘડી ડોશી સજીવન થતી. વણધોઈ બાંધણી જેવી મોં પરની કરચલીઓ ખાંખી બનતી.

પણ ગામના લોકો આ બધી વાતોથી અજાણ હતા. ઊંધે માથે લટકાઈને રોટલો રળવામાં ચોવીસ કલાક પૂરા થતા હોય ત્યાં ફુરસદ ક્યાંથી લાવવી! ડોશી ગામમાં કુકડને નામે ઓળખાતી, પણ આપણે તેને સીતામ્મા કહીશું, કારણ તે તેની કોઈએ ઓળીઝોળી કરીને પાડેલ સાચું નામ છે. –

★

બે દિવસથી જનગામ વેરાન બન્યું હતું. શેરીએ શેરીએ શબનાં પાથરણાં પથરાયાં હતાં, ઝૂંપડીને ઠેકાણે રાખના ઢગલા પડ્યા હતા. માટીના ઘરોમાંથી બળી ગએલ બારસાખ ને વેરવિખેર ઘરવખરી પર બેસીને માંસ વાગોળતાં ગીધડાં સ્મશાનની યાદ આપતાં હતાં. કોહાતા માંસની દુર્ગંધ માથું ફાડી નાખતી હતી.

આ નિર્જન ગામડામાં માત્ર સીતામ્માની ઝૂંપડીમાંથી ધુમાડાની સેર નીકળતી હતી. ને પાસે જતાં રસમની સોડમ આવતી હતી. કમાડ આગળ લાંબા પગ કરીને સીતામ્મા કુમળા તડકામાં ઉઘાડી પીઠ શેકતાં હતાં–ને ખજવાળતાં હતાં.

કુ કુકુ! કુકડે કુક! કુ કો કુ કો! કો કો કો કો!

ગામડાના હીંડસામાં અટવાતી એક કુકડી પાંખ ફફડાવતી શેરી વટાવી ગઈ. તેની પાછળ સાગની પાતળી ડાળ વચ્ચે આવે તેને ઠોકરે લેતો કુટ્ટી દેખાયો–

"ઓહો કુકડીબાઈ, રઝાકારના સોરવામાં તું ન સમાઈ? તારી જમાતમાં તું એકલી બચી ને મારીમાં હું ને અમ્મા–મહેમાનને કંઈ ગણાય? ચાલ દોસ્તી કરીએ. જો મહેમાનને માટે જરૂર નહિ પડે તો તારો સોરવો હું નહિ બનાવું. પણ જોજે હોં તારે ઈંડાં આપવાં પડશે.–"

એટલામાં તે ઝૂંપડી નજીક આવી પહોંચ્યો. દોટ મૂકીને ડોશીની પાસે આવ્યો.

"અમ્મા! અમ્મા!–આપણા લોકો આવે છે. દલમ આવે છે.–"

પણ સીતામ્માનું તો રૂંવાડુંએ ન ફરક્યું. શેકાતી પીઠની મોજમાં તે મશગુલ હતી. રઝાકારોએ

ગામ ભાંગ્યું ને બધા જીવ લઈને નાઠા ત્યારે માબાપ વિનાનો રખડું કુટ્ટી કે ફૂરેલા દાંડલા જેવી ડોશીને સાથે લેવાનું કોઈને યાદ રહ્યું નહોતું. અને રહ્યું હોત તો પણ તે હવે કેમ જાત? તેની નવી જવાબદારી–

સીતામ્માના ચીમળાઈ ગએલ હોઠ હસુંહસું થઈ રહ્યાં–.

" ઘા બાજરીયું લઈ આવ્યો?"

" અરે હા. ચાલો. હું તો દલમની વાત સાંભળી બધું ભૂલીજ ગયો. કેપ્ટન ઉંચા? મારે તેમને એક સંદેશો આપવાનો છે."

સીતામ્માએ આ બધું સાંભળ્યું નહિ. ઘા બાજરીયું લઈને અંદર જતી ડોશીનો તરવરાટ જોઈને ગામલોકોએ મોંમાં આંગળાં ઘાલ્યાં હોત.

૭ દિવસ પહેલાં તેની સમતિથી આની ને ગઈ. ડોશીએ વરસોજૂનો વાયદો તોડયો. ફણસના ઝાડ તળે સ્મૃતિઅર્ધ્ય આપવા તે ન ગઈ. તેની ઘરડી આંખોએ આ વરસમાં જે ન જોવાનું જોયું હતુ તેનાથી તેનું સ્વપ્નું કહોવાઈ ગયું હતું. ઘડી એ ઘડી જાગી ઊઠતું મન પણ મરી ગયું હતું.

ત્રણ મહિના પહેલાં રઝાકારોનાં ઘાડાં જ્યારે મારતે ઘોડે ગામના ચોકમાં ઉતર્યાં ત્યારે મોટા ભાગના પુરુષો ગુજરીમાં માલ વેચવા ગયા હતાં. રડ્યા ખડ્યા સીમમાં ખેતરે હતા. રઝાકારોની ટુકડીએ આખું ગામ ફેંદી નાંખ્યું. ઘરમાં ઘુસીને હાથમાં આવ્યું તે ખીસા ભેગું કર્યું. ધાનની ગુણો આંગણામાં ખાલી–ને જુવાન છોકરીઓ જોડે અડપલાં કર્યાં.

સીમમાં આ ખબર પહોંચી કે તરત છ ખેડુ ડાંગ લઈને દોડયા આવ્યા. બે ચાર ગુંડા સામા મળ્યા તેને પૂરા કર્યા. પણ તેથી તો દુશ્મન વધારે વિફર્યો. તેની પાસે છેલ્લી ઢબનાં હથીઆર હતાં. સંખ્યાબળની ખુમારી હતી. બધાએ મળીને ખેડૂતોની ડાગો ઝુંટવી લીધી. મરણીઆ થઈને લડતા બે ખેડુનાં માથાં ધડથી વેગળાં કર્યાં, બાકીનાને વાડ સાથે કસીને બાંધી લીધા. પાછળના ઘરમાં એક ડોસો માળા જપતો હતો તેને પણ પકડીને વાડ સાથે બાંધ્યો. પછી પહેલી છોકરી હાથ આવી તેનો ચોટલો ઝાલી આ પાંચે ખેડુ સામે ચત્તીપાટ પછાડી બે સિપાઈઓએ તેના પગ ઝાલ્યા. બીજાએ તેના હાથ. એક પછી એક એમ બાર રઝાકારોએ તેનું કૌમાર્ય લૂંટયું. આ બાળકીને હજી ચૌદ વર્ષ પૂરાં થયાં નહોતા. તેની ચીસો સાંભળી તેનો નાનો ભાઈ દોડતો આવ્યો ત્યારે ટુકડીના સરદારને એક તુક્કો સૂઝયો. હુકમ છૂટયોઃ "હોળી પ્રગટાવો".

જૈસે થે કરારદ્વારા હિંદી સંઘ તરફથી મળેલ પેટ્રોલ ટુકડી પાસે હતું. ભડભડ કરતી ચિતા તૈયાર થઈ. ટીંમારોળી કરીને ધમપછાડા કરતા છોકરાને સરદારે જીવતો ચિતામાં હોમ્યો. તેની ચીસોથી પાનો ચડતો હોય તેમ તેની બહેન પર વધારે સૈનિકો તૂટી પડયા ભડભડતી હોળીમાં થોડીએ મૂતાં બાળકો વધારે હોમાયાં. મરેલાં જેવી લાગતી ડોશીની આંખે આ જોયું ત્યારથી તેનું મન મરી ગયું હતું.

ગામમાં આ દાનવલીલા ખેલાતી હતી ત્યારે નવા બંગલામાં દેશમુખ હાજર હતા. રઝાકારોનો સત્કાર કરવા ચાના આંધણ મુકાવતા હતા. તાડીના દેગડાં લેવા તેના માણસો ક્યારના રવાના થઈ ગયા હતા. દેશમુખ-જાગીરદારોની સભામાં માબાપ નિઝામને વફાદાર રહેવાના સોગંદ ખાઈને હજી આ મહિને જ તેઓ હૈદરાબાદથી પાછા ફર્યાં હતા. એ સભામાં હિન્દુ-મુસ્લિમમાં કશો જ ભેદ ગણવામાં આવ્યો નહોતો. વર્ગભેળની તાકીદી જરૂર ઉભી થાય ત્યારે વર્ણભેદને સ્થાન રહેતું નથી.

એ માબાપ નિઝામના ખાસ માનીતા રઝાકારોની ટુકડી ગામને પાદર આવે ને નવે બંગલે રાતવાસો કર્યા વિના પાછી જાય તો રેડ્ડી ખાનદાનની પરોણાગતમાં ધૂળ જ પડે ને વફાદારોની સાક્ષી પુરવાની ચાલતી આવેલી તક તે કેમ જવા દે?

પોતાના સો ગુંડાઓમાંથી પચાસને તેમણે રઝાકારોની કુમકે મોકલ્યા. જાણીતા ભોમિયા વિના મહેમાનોનું લૂંટકાર્ય આટલું વહેલું ન પતત. બાકીના ગુંડાઓ તેમણે રખવાલ અને ભંડારના રક્ષણ માટે

ગોઠવી દીધા. અમે તેમ તોય લોહી ચાખી આવેલ સાવજથી ચેતતા રહેવું સારૂ. રાજા, વાજા ને વાંદરા તેમનું ભલું પૂછવું—દેશમુખ રેડ્ડીની ખાંધી મૂછ હસી.

મહેરીસ માણીને રઝાકારોએ વિદાય લીધી ત્યારે ગાડાઓમાં સમાયો તેટલો માલ તો સાથ લઈ ગયા. અનાજની ગુણો તેમણે દેશમુખના કોઠારમાં અનામત રાખી. જતાં જતાં સીમમાં ખડની ગંજીઓને દિવાસળી ચાંપતા ગયા.

ગુજરીએ ગએલ ખેડુ પાછા ફર્યા ત્યારથી વાતાવરણમાં નવી ઉગ્રતા પરખાતી હતી. તેમની આંખમાં ધુંધવાતા અંગારા ગોઠવાઈ ગયા હતાં. દેશમુખનો માણસ એકલો મળે તો ગામના જુવાનો તેને પૂરો કર્યા વિના ન છોડતા.

દેશમુખના ખેતરમાં બે વખત આગ લાગી. સીમ આખી ઝળહળાં થઇ રહી. પણ ગામના ખેડુ હાંશુ તાણીને સૂઇ જ રહ્યા. દેશમુખને બંગલે ન્યાય સભા ભરાઇ. પણ ગામલોક મૂંગું જ રહ્યું. દેશમુખે આખા ગામ પર દંડ નાખ્યો. તેજ મધરાતે તેના નવા બંગલામાં બળતું લાકડું આવી પડ્યું. ખુદ દેશમુખને ત્રાસા ચિઠ્ઠીઓ મળવા લાગી. થોડા દિવસ પહેલાં તેને ખબર મળ્યા હતા કે ગામના કેટલાક જુવાનો જંગલમાં ભરાઇ બેઠા છે, તેમણે પોતાનું દલમ સ્થાપ્યું છે ને કૃષ્ણમૂર્તિને કહેણ મોકલાવ્યું છે.

દલમવીર કૃષ્ણમૂર્તિનું નામ સાંભળીને નિઝામના ખાંધીઆઓના હાંજા ગગડી જતા. નલગોંડાનો ડી. એસ. પી. ને કાસમ રઝવીના સસરા જેવો સસરો ઊંઘમાં બોલી ઊઠ્યો હતોઃ "બચાવો—મને બચાવો—કૃષ્ણમૂર્તિ આવ્યો—મને બચાવો." જ્યારે તેના માણસો આવ્યા ત્યારે શેખસાહેબ પરસેવે ભીની પથારીમાં પોતાને જ હાથે પોતાનું ગળું દબાવતા હતા. નિઝામના થાંભલાઓની આ દશા ત્યાં દેશમુખ જેવી વળીઓનું શું ગજું? તેમણે ગામમાંથી ઉચાળા ભરવામાં જ ડહાપણ માન્યું. નવા બંગલાને અધમણિયું તાળું ઠોકી, પગીને બરાબર ધ્યાન રાખવાનું કહી પોતે રસાલા સહિત હૈદરાબાદ જઈ વસ્યો, તે વાતને લગભગ એક મહિનો થઇ ગયો. માબાપ નિઝામની વક્રદ્રષ્ટિ થાય તો પાટનગરમાં રાજતરંગની ખબરો વહેલી મળે ને ત્યાંથી સરહદ ઓળંગી હિંદ સરકારની તહેનાતમાં હાજર થવું પણ સહેલું પડે, એવી તેની ગણત્રી હતી.

દેશમુખીણુ બાઇની બાંદડી બનીને, ડોશીની દીકરી પણ રસાલા સાથે ગઇ હતી એટલે ભૂનીઆ વાડામાં પગી ને ડોશી સિવાય બીજું કોઇ કાળા માથાનું માનવી ફરકતું નહિ. છ દિવસ પહેલાં ડોશીની વસતિથી આવીને પસાર થઇ ગઇ ત્યારે ડોશી આંખો ફાડીને બેઠી હતી. ઊતરતે પહોરે ફરી આવીને કશું કહી ગયો ત્યારે ડોશીએ કશું સમજ્યા વિનાજ "હા" પાડી હતી.

થોડીવારમાં ફરી એક ઘવાએલ આધેડ પુરુષને અડધો ઘસડતો, અડધો ટેકો આપતો લઇ આવ્યો ત્યારે ડોશીની આંખમાં જીવ આવ્યો. કોણ જાણે કેમ પણ તેને આ દલમ સૈનિકનું મોં જોઇ કુંવારી માતાએ તરછોડેલો દીકરો યાદ આવ્યો. તેના દિલમાં વાત્સલ્ય ઊભરાઇ આવ્યું. સુકાં સ્તનમાં જાણે દૂધની ટસરો ફૂટી. ને ત્યારથી જ એનામાં નવા તરવરાટનો સંચાર થયો.

જમાઇ આવે તે પહેલાં તેને ગમાણની બાજુની ઓરડીમાં સંતાડી દેવા તત્પર બની. પાણીથી ઘા ધોયો. તે પર થોડું કપડું બાળીને દબાવ્યું. ફરીને ઘા બાજરીયું લેવા મોકલી પોતે રાબડી રાંધવા ચૂલો સળગાવ્યો.

સાંજે જમાઇ આવ્યો ત્યારે ચકિત તો થયો પણ વધારે રોકાવાનો તેની પાસે વખત નહોતો. તેને સમાચાર મળ્યા હતા કે ફરી આ દિશામાં રઝાકારોની કૃપાદ્રષ્ટિ થવાની છે. રખેને દલમવાળા પણ આવી ચડે. અને તેમ થાય તો એક યા બીજો પક્ષ તેને માર્યા વિના મૂકે તેમ નહોતો. હોળીનું નાળીએર બનવું તેના સ્વભાવની વિરૂદ્ધ હતું. દેશમુખનો વાડો લૂંટાય કે ન લૂંટાય પણ તેને ભાગે તો ફટકા જ. આમ બેવડી ભીંસમાં પીલાઇ મરવા કરતાં બંગલેથી ઉપાડાય તેટલું ઉપાડીને પોબારા

કરવાનું નક્કી કરીને જ તે આવ્યો હતો. તેણે એક નજર ડોશી તરફ નાંખી-આ ઘંટીના પડને ગળે વળગાડી ક્યાં ફરવું ?–જમાઈએ પીઠ ફેરવીને ગામ છોડ્યું.

હવે ડોશીને રોકનાર કોઈ ન રહ્યું. તેણે વાળી ઝુડીને ઓરડી સાફ કરી ને ઘાયલને ત્યાં સુવડાવ્યો પણ ઘરમાં ચોખા સિવાય કશું નહોતું. તે ઊઠીને દેશમુખના કોઠારમાં ગઈ. જમાઈએ પાડેલા છીંડામાંથી અંદર પેઠી. ખોબો ભરીને દાળ, લોટ, સાણુ ચોખા વગેરે લઈ આવી.

ઘાયલને કાંજી પાતી ડોશી ગણગણતી હતીઃ "પી. મારા હૈયાના હીર. નીરાંતે પી. કદાચ તારા હકનું જ ખાતો હઈશ ભા. તારા પોતાના કુટુંબનું-દેશમુખનું'નું છોરૂ-કરણ મારા-કુંતીમાએ તો તે મળ્યો તોય પાછો કાઢ્યો." અચાનક ઉમળકો આવ્યો હોય તેમ, તેણે સૈનિકનું કપાળ ચૂમ્યું ને ગૌરવથી બોલીઃ

" પણ હું તેમ નહિ કરૂં. કરણ મારો–મારો લાડકવાયો કરણ-"

તેને પોતાની ઘેલછાપર હસવું આવ્યું. હેતથી સૈનિકનું ધીકતું મો પંપાળવા લાગી. દર્દીએ આંખ ખોલી-

" મા–માડી. મારે મા નહોતી. બાપનું નામ હું જાણતો નથી. પણ દલમે મને મારી મા આપી. તું મારી માડી–" અને પછી તો તે દલમની ઘણી ઘણી વાતો કરતો. ડોશી તે અડધીપડધી સમજતી પણ તેને સૈનિકનો અવાજ સાંભળવો બહુજ ગમતો.

ડોશીના જમાઈની ધારણા સાચી પડી. રઝાકારો-ની એક ટુકડી અચાનક આવી ચડી, ને દલમનો સૈનિક જેણે છુપાવ્યો હોય તેને તે જ ઘડીએ પાછો સોંપવાની આજ્ઞા કરતો ઢંઢેરો પીટાવ્યો. કુટીએ ડોશીને વાત કરી ને બન્નેએ મળીને દર્દીને સલામત જગાએ સંતાડી દીધો. અનાથ રખડુ કુટી અલોપ થઈ ગયો ને ડોશી ફરી મરેલા જેવી બની ઝૂંપડી બહાર અસ્તવ્યસ્ત પડી રહી. રઝાકાર ત્યાં આવ્યો ખરો પણ ડોશીના દેદાર જોઈ ઝૂંપડીમાં ઊડતી નજરે નાખી ચાલતો થયો.

સૈનિક બચી ગયો. રઝાકારો ખાલી હાથે પાછા ફર્યા. તેમના હત્યાકાંડની સાક્ષી વેરાન ગામ પૂરી રહ્યું હતું.

ડોશી ઘાબાજરીયું વાટવામાં પડી તે દરમ્યાન કુટી સૈનિકને મળી, તેનો જવાબ લઈ ક્યારે રવાના થઈ ગયો તેની ડોશીને ખબર ન પડી. તે અંદર ગઈ ત્યારે દર્દીની આંખો હસતી હતી. મોં પર અજબ તાજગી હતી. લુગડાવડે તેનું મોં લુછતો ડોશીનો હાથ તેણે ચૂમ્યો. તેના દિલમાં કોઈ નવા જ રાગની સારીગમ ગોઠવાતી હતી. એ મહારાગની સ્વરલહેરી બહાર કેવી રીતે વ્યક્ત કરવી એ મીઠી મૂંઝવણ તેને સતાવતી હતીઃ

" માડી, મારા સાથીદારો આજે મારી સાથે જમે તો તને વાંધો નથી ને ?" તેણે લાડથી કહ્યું.

" પણ–પણ કરણ દીકરા–પેલા ચંડાળો જાણી જશે તો–" ડોશીએ તેનું નામ કરણ જ પાડી દીધું હતું. એ નામ ઉચ્ચારતા તેના મોં પર આનંદના કુંડાળાં છવાતાં.

આજે સૈનિક પહેલીજવાર ખડખડાટ હસી પડ્યો.

" રઝાકારોની હવે ચિંતા ન કરીશ મા. માની મિલટરી–અમારી ફોજ આવી પહોંચી છે."

" માની મિલટરી ? એટલે કોણ ?" ડોશીના જવાબમાં, બારણામાં ઊભો ઊભો કુટી ટહુક્યો– " અમે !"

તેની સાથે એક બીજો જુવાન સૈનિક હસતો હસતો ખડો હતો. ડોશીની ઝાંખી આંખો વધારે ન જોઈ શકી.

" હા અમ્મા" કુટીએ આગળ ચલાવ્યું. " મને પણ માની મિલિટરીમાં 'દાખલ કરવાનું' નાના કેપ્ટને વચન આપ્યું છે. હું ખેપીઆનું કામ કરીશ." કુટી કરણને કેપ્ટન કહેતો એટલે નવા આવનારને તેણે નાના કેપ્ટન કહી ઓળખાવ્યો.

" દલમ–માની મિલિટરી–" ડોશીને આ ઝડપી પલટા સમજાતા નહોતા. કારણુ તેની વહારે થયો.

" દલમને તો તું ઓળખે છે ને હવે ? તેમાંથી સુનંદા સૈનિકો ચૂંટીને આપણે એક કાયમની ફોજ બનાવી છે. આપણે મુક્ત કરેલ ૩૦૦૦ ગામડાંઓની એ રખેવાળ છે. તેણે દેશમુખ–જાગીરદારોને ઊંચી પૂંછડીએ નસાડયા. એક લાખ એકર જમીન ખેડુતોમાં વહેંચી.

" જમીન! " ડોશીના મગજમાં વિજળી ઝબકી ગઇ " માની મિલિટરી મને મારી જમીન પાછી આપશે ? "

" જરૂર. નવા આગંતુકે પહેલી જ વાર મોં ઉઘાડયું. " પણ તે ખેડશે કોણ? તમને પેન્શનની જોગવાઇ કરી આપીએ તો ? "

ડોશીના શરીરમાં અજબ ચેતન ઊભરાતું હતું. આંખમાં આશા ચમકતી હતી. એક નવોઢાની તાલાવેલીથી તેણે બાર મૂકીને કહ્યું:–" ના, ના, મારે તો જમીન જ જોઇએ." જરા અચકાઇને તેણે ઉમેર્યું: " મારા દીકરાઓ પાછા આવશે ત્યારે ખેડશે. ત્યાં સુધી હું સાચવીશ."

★

બીજે દિવસે કરણુને ઘણો આરામ હતો. તેના ઘા તો બહુ ઊંડા હતા જ નહિ. ડોશીની હુંફાળી માવજતે તેના ઉઝરડા રૂઝાવા લાગ્યા હતા. તેણે ડોશી ને કેપ્ટન જોડે સીતામ્માને ખેતર જવાની હઠ લીધી. કુટ્ટી તો સાથે હોય જ.

માની મિલિટરી કોઇ જગાએ એક દિવસથી વધારે મુકામ કરતી નહિ. વહીવટી કામકાજ બાકી રહે તો પોતાનો એકાદ બાહોશ પ્રતિનિધિ પાછળ મૂકી જતી. તે ગામલોકને મદદ કરતો. આ વખતે એ કામ કેપ્ટનને માથે આવ્યું હતું. કારણ કે તે આ મુલકનો ભોમિયો ગણાતો.

સમી સાંજે સાંભર ભાત જોડે રસમતા ચાર પાંચ પ્યાલા ગટગટાવીને આ સરઘસ ખેતર ભણી ઉપાડ્યું.

" અમ્મા, તમને ખબર છે કે આ કુટ્ટી વિના આજે માની મિલિટરી અહીં પહોંચી શકત નહિ–કેમ બહાવટીઆં ? હું માંદો હતો ત્યારે તું છૂપા સંદેશાઓ કેવી રીતે ગામ બહાર પહોંચાડતો તે કહું માને ? " કુટ્ટી શરમાઇ ગયો.

" નકામો એને ફૂલાવીને છાપરે ચડાવ નહિ. એક તો છે જ રખડુ તેમાં–" સીતામ્માના ઠપકામાંથી સ્નેહ નીતરતો હતો. નવો કેપ્ટન ગંભીર બની ગયો. " જનતા જનાર્દનની સર્જનશક્તિ અગાધ છે." " એવાં સૂત્રો માને નહિ સમજાય." કરણે ટાલો માર્યો.

" આ કંઇ હું બોલવા ખાતર જ નથી બોલતો." જુવાન કેપ્ટનની ગંભીરતા તેવી ને તેવી જ રહી. તેના હાસ્યમાં ખેદ હતો. " હું પણ આજ ગામનો વતની છું. અમારું ખેતર પણ આટલામાં જ કશેક હતું. પણ હવે યાદ નથી આવતું. મારું કુટુંબ તો મરી પરવાર્યું લાગે છે; ઘરનું તો નામ–નિશાને નથી."

" તો પંચને પૂછીને પેલા ગામડાની વાત ભૂલી ગયો ? એ તો નક્ષગોંડામાં જન્મ્યો નહોતો તોય તેના બાપદાદાની જમીન ખોળીને દલમે તેને પાછી સોંપી હતી."

એટલામાં તેઓ ફણસના ઝાડ નજીક આવી પહોંચ્યા. ડોશીનું શરીર કાંપતું હતું:

" આ–આ મારી જમીન ! "

ડોસીએ અધીરાઇથી ધૂળનો ઢોથો ભર્યો. તેની સ્વપ્નઘેલી આંખો આખી જમીનને એક સામટી ચૂમવા તલસતી હતી–

પણ નાના કેપ્ટનની આંખ ફણસ પર જ ચોંટી હતી,

" ફણસનું ઝાડ–સાગથી પાંચેક ખેતરવા દૂર–પણ ના ના, હોય નહિ; અહીં એક વાડ હતી ને ઝૂંપડું..."

ડોશીનું ધ્યાન તેની તરફ ખેંચાયું. તે બોલી ઊઠી: " હા, હા, અહીં જ અમારું એક ઝૂંપડું

હતું. ઉપર માળો બાંધી ગોફણ રાખી મારો ધણી પંખી ઉડાડતો."

"મા તમારું નામ?' નાના કેપ્ટનથી પૂછાઈ ગયું.

ડોશી પણ હવે તેની તરફ ટીકી ટીકીને જોતી હતી. જાણે કશાક નિર્ણય પર આવતી હોય તેમ તેની આંખમાં આંખ પરોવી તે બોલી—

"પુનૈય.ની માં."

એ ઘડી વહેતો વાયુ થંભી ગયો, દોડીને કેપ્ટને ડોશીને બે હાથોમાં સમાવી દીધી.

"માડી!"

"દીકરા! પુનૈયા!-" તેના વાંકડીઆ વાળમાં આંગળા પસવારતી ડોશી હચી પડતા ફણુસ તરફ જોઈ રહી હતી.

સોણલામાં રાચતી હોય તેમ ડોશીએ હળવેકથી નાના કેપ્ટનના બાહુપાશમાંથી એક હાથ છૂટો કર્યો, ને કરણુને પણ પડખામાં લીધો.

"આ આપણી જમીન! મારા બબ્બે દીકરા કસ કાઢીને સોનું ઉગાડે એવા મારા જુવાનજોધ દીકરા-ઘેર આવ્યા છે. હવે તો માની મિલિટરી મારી જમીન મને અપાવશો ને?"

ચારેના મુખ પર રમતાં મૌન સ્મિતે તેનો જવાબ આપ્યો.

"પણ મા, હજી લડાઈ પૂરી નથી થઈ. મારે તો કાલે જ જવાનું છે. ને મોટાભાઈ સાજા થાય ત્યારે-જમીન તો તારે જ સંભાળવાની." બે દીકરાઓની કેડે હાથ વિંટાળી ચાલતી ડોશીએ દૂર દૂર મીટ માંડી હતી. તેના કાનમાં ગુંજતા શબ્દો તેના હોઠ પર રમતા હતા:

"ધરતી મારી માવડી,
ને ધરતી મારા પ્રાણ-"

★

સીતામ્માના મોં પરથી કેટલી કરચલીઓ ઓછી થઈ તેની ગણત્રી કરી નથી. પણ એક વાત તો સાચી કે રઝાકારથી ત્રાસી નાસી ગએલાં ગામલોક, હલમનો કારભાર સ્થપાયા પછી ગામમાં પાછા આવવા લાગ્યા ત્યારે કોઈએ તેને કુવડ ડોશી કહી નહોતી બોલાવી. તેમ કરવાની કોઈની હિંમત ન ચાલી.

"કહો ન કહો પણ પુનૈયાની મામાં અકાળ યૌવન પ્રગટયું છે-" ગામના એક કટાક્ષસ્વામીએ ટકોર કરી હતી.



"દલમ–માની મિલિટરી–" ડોશીને આ ઝડપી પલટા સમજાતા નહોતા. કારણ તેની વહારે થયો.

"દલમને તો તું ઓળખે છે ને હવે? તેમાંથી સુનંદા સૈનિકો ચૂંટીને આપણે એક કાયમની ફોજ બનાવી છે. આપણે મુક્ત કરેલ ૩૦૦૦ ગામડાંઓની એ રખેવાળ છે. તેણે દેશમુખ–જાગીરદારોને શોધી પૂંછડીએ નસાડયા. એક લાખ એકર જમીન ખેડૂતોમાં વહેંચી.

"જમીન!" ડોશીના મગજમાં વિજળી ઝબકી ગઇ "માની મિલિટરી મને મારી જમીન પાછી આપશે?"

"જરૂર: નવા આગંતુકે પહેલી જ વાર મોં ઉઘાડયું. "પણ તે ખેડશે કોણ? તમને પેન્શનની જોગવાઇ કરી આપીએ તો?"

ડોશીના શરીરમાં અજબ ચેતન ઊભરાતું હતું. આંખમાં આશા ચમકતી હતી. એક નવોઢાની તાલાવેલીથી તેણે ભાર મૂકીને કહ્યું:–"ના, ના, મારે તો જમીન જ જોઇએ." જરા અચકાઇને તેણે ઉમેર્યું: "મારા દીકરાઓ પાછા આવશે ત્યારે ખેડશે. ત્યાં સુધી હું સાચવીશ."

★

બીજે દિવસે કરણને ઘણો આરામ હતો. તેના ઘા તો બહુ ઊંડા હતા જ નહિ. ડોશીની હુંફાળી માવજતે તેના ઉઝરડા રુઝાવા લાગ્યા હતા. તેણે ડોશી ને કેપ્ટન જોડે સીતામ્માને ખેતર જવાની હઠ લીધી. કુટ્ટી તો સાથે હોય જ.

માની મિલિટરી કોઇ જગાએ એક દિવસથી વધારે મુકામ કરતી નહિ. વહીવટી કામકાજ બાકી રહે તો પોતાનો એકાદ બાહોશ પ્રતિનિધિ પાછળ મૂકી જતી. તે ગામલોકને મદદ કરતો. આ વખતે એ કામ કેપ્ટનને માથે આવ્યું હતું. કારણ કે તે આ મુલકનો ભોમિયો ગણાતો.

સમી સાંજે સાંભર ભાત જોડે રસમના ચાર પાંચ પ્યાલા ગટગટાવીને આ સરઘસ ખેતર ભણી ઉપડયું.

"અમ્મા, તમને ખબર છે કે આ કુટ્ટી વિના આજે માની મિલિટરી અહીં પહોંચી શકત નહિ–કેમ બહાદુરીઆ! હું માંદો હતો ત્યારે તું છૂપા સંદેશાઓ કેવી રીતે ગામ બહાર પહોંચાડતો તે કહું માને?" કુટ્ટી શરમાઇ ગયો.

"નકામો એને ફૂલાવીને છાપરે ચડાવ નહિ. એક તો છે જ રખડું તેમાં–" સીતામ્માના ઠપકામાંથી સ્નેહ નીતરતો હતો. નવો કેપ્ટન ગંભીર બની ગયો. "જનતા જનાર્દનની સર્જનશક્તિ અગાધ છે." "એવાં સૂત્રો માને નહિ સમજાય." કરણે ટાણો માર્યો.

"આ કંઇ હું બોલવા ખાતર જ નથી બોલતો." જુવાન કેપ્ટનની ગંભીરતા તેવી ને તેવી જ રહી. તેના હાસ્યમાં ખેદ હતો. "હું પણ આજ ગામનો વતની છું. અમારું ખેતર પણ આટલામાં જ ક્યાંક હતું. પણ હવે યાદ નથી આવતું. મારું કુટુંબ તો મરી પરવાર્યું લાગે છે; ઘરનું તો નામ–નિશાને નથી."

"તો પંચને પૂછીને પેલા ગામડાની વાત ભૂલી ગયો? એ તો નલગોંડામાં જન્મ્યો નહોતો તોય તેના બાપદાદાની જમીન ખોળીને દલમે તેને પાછી સોંપી હતી."

એટલામાં તેઓ ફણસના ઝાડ નજીક આવી પહોંચ્યા. ડોશીનું શરીર કાંપતું હતું:

"આ–આ મારી જમીન!"

ડોસીએ અધીરાઇથી ધૂળનો હોથો ભર્યો. તેની સ્વપ્નઘેલી આંખો આખી જમીનને એક સામટી ચૂમવા તલસતી હતી–

પણ નાના કેપ્ટનની આંખ ફણસ પર જ ચોંટી હતી,

"ફણસનું ઝાડ–સામથી પાંચેક ખેતરવા દૂર–પણ ના ના, હોય નહિ; અહીં એક વાડ હતી ને ઝૂંપડું..."

ડોશીનું ધ્યાન તેની તરફ ખેંચાયું. તે બોલી ઊઠી: "હા, હા, અહીં જ અમારું એક ઝૂંપડું

# રાજરાજેશ્વર સલામ

પરાગ

રાજરાજેશ્વર સલામ !
આપની તહેનાતમાં હાજર થયો છે આ ગુલામ !

હું શું કરું છું, એ જ પૂછો છો કની ?
હું આજ ઉથલાવી રહ્યો છું, ભાવિના ઇતિહાસને,

જો, જો જરા જોવા પરંતુ આંખ ક્યાં છે આપને !
આંખ છે, કિંતુ વળ્યાં પડળો બધાં અંધારનાં.

આપ એ નીરખો અગર નીરખો ય ના
તો યે રહ્યા હળ ખેડનારા ખેતરોમાં ખેડતા.

કાલ તો એ ખેડતા'તા ખેતરો,
ચાસતા'તા વાડીઓ ને કોતરો,

ને ધરા પેટાળમાં દાટેલ મોતીમાળના
લચ્છા ઉપર લચ્છા ધરી રહેતા હતા
સૌ આપની ને આપના દરબારની તહેનાતમાં.

ને કરમની કઠણાઇને દઇ શાપ એ
પેટના ખાડા તણા ઊંડાણ પર સૌ ટાંપતા
આજ એ સૌ ચાસ પાડે છે ધરાના અંગમાં
ને ઊંડા કોતર કરી ખાડા કરે ઊંડાણના
આપને ને આપના દરબારને પધારવા,
ખોદી રહ્યા છે ઘોરતમ પાતાળકૂવાના પડો.

અફસોસ ! ના એ સેંકડો જોજન કતારોમાં ભળી,
ખોદી રહ્યો ઊંડી કબર હું આપની.

ને શિલ્પકાર હું નથી,
શિલ્પની સોબત મને ના જિંદગીમાં સાંપડી,
તો યે પીછાનું છું ખરો એ શિલ્પકારોની છડી,

કાલના એ ખાંભિયા આજે સલાટો થૈ રહ્યા,
ને પથ્થરે પથ્થર નવા પાણા ઘડ્યા,

એ ય ધરા પેટાળમાંથી ખોદતાં આંખો મીંચી,
ને પાડતા ઝેરી પસીના રાતદિન,
આજ એ પથ્થર બધા પેટાળના

પૃથ્વીના પટ પર રચી જાશે બધે કબરોતણા
શિલ્પો નવાં, નકશી નવી, રોનક નવી.
ને વસુધાના જૂના શણગારમાં,
છલકાવશે એ સમૃદ્ધિ સારભરી.

એ દૂબળા ઘેલા કિસાનો, કામદારોની કતારો
કૈંક સદીઓથી તમારા તાજને નમતા રહ્યા,
ને તમારા રાજદંડ પાસ થરથરતા રહ્યા,
તે સૌ મળી સરજી રહ્યા છે,
આપને ખાતર સિંહાસન રમ્ય કબ્રસ્તાનનું.

માફ કરજો સાફ કહેવાનો વખત આજે નથી,
તો યે કહ્યા વિણ આજ રહેવાતું નથી,
દેખાય છે જે આંખથી તે હાથથી,
આજે ધરું છું આપના રોનકભર્યા દરબારમાં.

હું શું કરું છું એ જ એક સવાલ છે,
હું તો રહ્યો છું આજ ચીતરી ભાવિના સંસારને,
રચનાર તો રચશે કબરનાં માળખાં,
ને પૂરનારા પૂરશે ત્યાં આપની કલગીભરી
દુનિયા તણી યે સમૃદ્ધિ.

★

આખર તમારી કબર પર
બેચાર ગજરા ફૂલના મૂકનાર તો જોશે કની !

મેં તો દીઠો છે વિશ્વનો મઘમઘ થતો આ અનંત બાગ,
ફૂલે ભર્યો લચકી રહ્યો કળીએ કળી,
ખોલી રહી મલકાવતી નિજ પાંખડી,
નાચી રહી કુંપળતણી સુકુમાર કોમળ આંખડી,
હું તો રહ્યો ફૂલબાગનો માળી, બીજું તો શું કરું !
આંખમાં ફૂલોતણાં અમૃત ભરું
અંતર જરા સુવાસ એની સંઘરું
બાકી મળે બેચાર પળ તો
આપની કબરો પરે મૂકી જવા ગજરા ભરું.

મઘમઘતી માટી—

# કવિ ગોષ્ઠી

★

કવિ ઉશનસ, પરાગનાં કાવ્યોની મિજલસ ભેળા શ્રી ગોવિન્દભાઇ પટેલ અને શ્રી સરોદ આ અંકે કવિગોષ્ઠીમાં શામેલ થયા છે… … … … … … ……

❊

સંસ્કારના આસજન સમા બનેલા કવિ ઉશનસ્ આ અંકેય એક નૂતન ભાવભરી કવિતા 'ન્યાયદિન' લઇ આવી પહોંચ્યા ' છે. ' ભાગ્યશાળી અને સત્ત્વશાળી ' થવા સરજાયેલ ' સાધારણ માનવી 'ના બનેલા માનવસંઘની આવતી કાલનું એમાં દર્શન છે. સેંકડો હજારો વર્ષોથી જૂઠાણાં અને અન્યાય નીચે કચડાયેલી,' ' સુતી બધી માનવતાની પોક 'ને ઊઠી રહેલી જોઇ કવિ પોકારી ઊઠે છેઃ

તે હલમલ્યો માનવસંઘ આખો
હાલી ઉઠ્યાં જે જનતાતણાં સ્તર
છે આવતી કાલ બધાની સાઇ !
–પ્રત્યેક સાધારણ માનવીની.

અને કવિ જન–સાગરનું આખું પડ છેક નીચેથી અદ્ધર ઉંચકાતું નિહાળે છે–જેમ નવ વર્ષાના સ્પર્શે પૃથ્વીને વળગીને સૂતેલું ઘાસ પોતાનું, માથું ઊંચું કરી ઊભું થઇ જાય છે. કવિનું આ લોક ઉત્થાનનું દર્શન જેટલું. સચોટ છે, એટલું જ કાવ્યમય છે. અને સૌથી વધુ સુખ–આનંદની વાત તો એ છે કે, જે ' સાધારણ માનવી 'ની તેઓ વાત કરે છે, તેમના મનની વાત 'હવે અમારો વિજય દૂર નથી ' એ પણ કવિ ખુલ્લે કંઠે પુકારી ઊઠ્યા છે.

★

ત્યારે એ પછીનું બીજું કાવ્ય " રાજ–રાજેશ્વરને સલામ " એથી એક કદમ આગે જઇ, કાતિલ કટાક્ષ ભર્યે કંઠે, રાજગાદી પર બિરાજમાન થયેલા સત્તાધારીઓને ચરણે 'નિવેદન' રજૂ કરતાં

## જગતના તાતની વેદના

( ઢાળ : કવિ તને કેમ ગમે ? )

●

ઠિઠારતી પોષની ટાઢ મહીં,
બળબળતા ગ્રીષ્મ બપોર મહીં,
ગડગડતા મેઘની ધાર મહીં;

મારા પોરો ને બાલુડાં સાથ
સવારથી સાંજ સુધી કાય તોડી રહું,
તો યે મારી રંક ઝૂંપડી માંય તો
ધાન વરતરના દુકાળ પ્રભુ !

મોટા શેઠ બની, મહોલાત ચણી,
પકવાન જમી, ગાડીઘોડે ફરી,
રહે શેઠશેઠાણી કિલ્લોલ કરી;

મને લૂંટતાં લોકની મસ્તી ને મોજ
તો એમે એમે રે હું સહી રહું,
પણ અર્ધ ઉઘાડાં આ બાપડી બાળનાં
રુદન રોજ હું કેમ સહું ?

( પછીને પાને ચાલુ )

દિલની સોંસરી લાગણી વ્યક્ત કરે છે-કહેવાનું દિલ છે, એટલું બધું કહી નાખે છે.

ભાવિના ઇતિહાસનું દર્શન કરતો કવિ શું જુવે છે? એ જુવે છે કે આજના સત્તાધારીઓ માટે ઘોરતમ પાતાળકૂવા–ખાડા–કબરો ખોદાઈ રહી છે; ને કવિ પોતે, એ ખોદનારાઓની સેંકડો જોજન લંબાયેલી કતારોમાં સામેલ નથી, એનો અફસોસ છે!

પરંતુ જે હાથો એ ભાવિની કબરનું શિલ્પ બનાવી રહ્યા છે, તે સંગ્રામશીલ શ્રમજનતા માટે કવિ પ્રશંસા વેરે છે. અને અંતે કવિને દિલે એક ભાવના જાગી જાય છે કે–

" હું તો રહ્યો ફૂલબાગનો માળી, બીજું તો શું કરું ! "

× × × ×

" આપની કબરો પર મૂકી જવા ગજરા ભરું ! "

★

બાદ, આ અંક 'કવિગોષ્ઠી'ના પાના પર 'જગતના તાતની વેદના' ગાતા કવિ ગોવિન્દભાઈ પટેલ, આપણને શ્રી હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના અંગ્રેજી ગીત પરથી શ્રી મેઘાણીએ ઉતારેલ ગુજરાતી મશહૂર કાવ્ય " કવિ ! તને કેમ ગમે ? " ની યાદ કરાવે છે. પરંતુ અહીં ગોવિન્દભાઈ કવિને નહિ, માનવીને નહિ. ને પ્રભુને ફરિયાદ કરતા હોય એમ રોદણાં રડે છે!

જ્યારે ભૂખ, દુઃખ ને રોગોમં, બીષણ શોષણ ને અત્યાચારમાં માનવતા રુંધાઈ રુંધાઈ મરી રહી હોય ત્યારે ચાંદા ને સુરજ ને તાર્કિક પ્રેમનાં ગીતો ગાવા બેસનારને જનતાનો યા જનતાના કવિનો પડકાર–એક વાત છે. ને ભગવાન આગળ માનવદુઃખનાં રોદણાં રડવાં ને બહુ તો એમાંનાં કેટલાકને માટે ભગવાનને જવાબદાર કહી ફરિયાદ કરવી–એ જુદી જ વાત છે. માફ કરજો, ગોવિંદભાઈ, પણ 'કવિ તને કેમ ગમે ? ' ની મૂળ ભાવનાનું જ અહીં તો ખૂન થઈ ગયું છે!

અને ભલા, તમને 'પાંઉ રોટી'ની આશા નથી. (પાંઉ રોટીને ય કવિ મિષ્ટાન્ન સમજે છે!) અને નથી 'મહેલાત ને બાગ'ની પ્યાસ; 'ગાડીઘોડા'ના અભિલાષ નથી! સૂકો રોટલો ને દેહ ઢાંકવાથી વધુ આશ અંતરમાં નથી!

(આગલા પાનાનું ચાલુ)

પ્રભો ! તું ય કદી અતિવૃષ્ટિ કરે,
કાં તો દુકાળ હિમથી નાશ કરે,
ત્યારે શેઠજીને ઘેર જાવું પડે;

પછી જાય દેવામાં જમીન ને ઢોર
તે લાચારીથી હું તો જોઈ રહું,
પણ ન્યાયનો નાથ ગણાય જગે તું
અન્યાય બધા સહે કેમ પ્રભુ ?

પ્રભુ ! રાજવી શોખ કાજે જગમાં
કાંઈ નિર્દોષ બાંધુ મરે પળમાં,
ઠામે ઠામે રહી ધગધગી ધરા;

વધી જાય કરો, ઘટી જાય દયા
લૂટી જાય અનાજને પીસી રહે,
જુઠું બોલી, કરી કંઈ પાપ પીડાયેલા
બાંધુ સાથે સાંખી રે'વું પડે.

મને પાંઉરોટી કેરી આશ નથી,
મહેલાત ને બાગની પ્યાસ નથી,
ગાડી ઘોડાના યે અભિલાષ નથી;

મારાં ભૂખ્યાં ઉઘાડાં આ બાપડી છોકરાં
ને મારાં ભૂલાયાં બાંધુ બધાં,
સુખે રોટલો પામે ને દેહ ઢાંકે પ્રભો !
એટલી આશ આ અંતરમાં.

—ગોવિન્દભાઈ પટેલ

★

કવિરાજ !' આપ તો કવિ રહ્યા. તે કદાચ આપને કશું જોઇતું નહિ યે હોય-( તરંગોના ગોટામાં જીવતા હો ને કલ્પનાથી ધરાઇ જવા ટેવાયેલા હો તો જ તો ) પણ ભલા, જે જનતાનાં સુખદુઃખની તમે વાતો કરી છે, ને જેમના વતી બોલવાનું તમે માથે લીધું છે, તેમને તમે શું કામ 'સજા' ફટકારી રહ્યા છો ? એ તો પૂછે છે : કવિ મહારાજ ! શું કામ આ દેશના એદીખાઉ મૂડીભરોને મિષ્ટાન પકવાન ને બાગબગીચાનો ઉપભોગ ? ને શું કામ એ બધુ પેદા કરનારા અમ મહેનકશોને કશું નહિ ?

ગાંધીબાપુને લંગોટી ગમતી હતી, ને કવિમહારાજને ઝૂંપડી પસંદ હોય તો ભલે, પણ ખુદાને ખાતર, ભગવાન કને ય, અમારે નામે એવી કશી બાંહેધરી ન આપશો કે અમે ય સુખઆનંદના સાધનોનો સંન્યાસ લઇ બેઠા છીએ. ના રે. એવી કોઇ ખ્વાહેશ અમને તો રહી નથી, કેમકે અમારાં અંગની જાળવણી ને જીવતરની ટકાવણી કરવામાંથી અમે તમારી જેમ એક વાર નચિંત બનીએ, ને અમને સુખસગવડો મળી જાય તો, અમે ય તમારી જેમ કવિતા લખશું, કલા ને સંસ્કારિતાના ધોધ વહાવશું, માનવતાના વિકાસના ફુવારાઓ ફેરવશું.........

કે એ બધું કરવા માટે, અમારે ય આરામ-સ્વચ્છતા-શાંતિ ને નચિંતતા જોઇએ છે.

★

પણ તમારા એકલાની જ વાત નથી, ગોવિન્દભાઈ ! તમે, જગતનો તાત કહી જેની વેદના રજૂ કરી તે જ ' ખેડૂ 'ની કવિતા ફાંગફાના સરોદ પણ પાઠવે છે. એમાં અંધકારમય જીવનની 'ઝાંખી આપતાં તેઓ કહે છે-

" ખીલી છોડ વિલાય બને જેમ ફૂલહીણો !"

કેટલી સુંદર કલ્પના ! છોડના જીવતરની સાર્થકતા ફૂલ-એના વિના જ એ વિલાઇ મરે, એવી દશા આ દેશના કિસાનની ! વાહ-સુંદર કલ્પના, પણ ભલા ભાઈ, તમે ય એનાં બધાં કષ્ટોને ' પ્રભુદત્ત ' કહેવા લાગી ગયા ? કોણે કહ્યું તમને ને કયારે અનુભવ્યું તમે કે ખેડૂની દુર્દશા પ્રભુદત્ત છે ? એ પ્રભુદત્ત નથી, નથી એ કુદરતી-સ્વાભાવિક. એ તો સ્વાર્થી, મૂઠીભર માનવોએ સર્જેલ છે, એ કાં ભૂલી જાવ છો ?

અને તમે કહો છો કે એ ખેડૂતે-જગતાતને ' અંતર સ્વાર્થે કેરી ય લડાઈ નથી. ' ઠીક. પેલા જમીનદાર-શાહુકાર શોષકોના જેવા નીચ સ્વાર્થની એને હૈયે લડાઇ નથી. પણ એના સ્વ-અર્થ ( સ્વાર્થ-હિત )ની લડાઇ આપણા સમસ્ત ગ્રામપ્રદેશના કલ્યાણની લડાઇ છે, એ મા ભૂલી જાવ. ગ્રામપ્રદેશનો ગરીબ કિસાન, જમીન વિનાનો ખેતમજૂર, ને વસવાયો તથા કારીગર વર્ગ-એ બધાંનાં હિતની ( સ્વાર્થની ) લડાઈ જરૂર ખેડૂને દિલ જાગી છે. ખેડૂ--જગતનો તાત તો જ કાયમ રહી શકશે, ધનધાન્યથી ધરા . તો જ ઉભરાવી શકશે, જો તે ગ્રામપ્રદેશના તમામ શોષિત સમાજની લડાઇ-જનતાનાં અન્નની રક્ષાની લડાઈ જગાવતો ને ગજાવતો રહેશે.

આ બધા અંતે, તમારી એ વાત ઝબકી ઊઠશે, કે—

" એ તો કોયલો, ચેતી જશે,
થશે આગ સમો......"

★

તમારી જ બીજી કવિતા ' મજદૂર ' વાંચું છું, ત્યારે 'ખેડૂ'વાળી કમજોરી નથી ડોકાતી-મજદૂર તો સળગી ઊઠેલો કોયલો-અંગારો છે, ખરું ને ?"

જેની મહેનતથી આ મહેલો
જેને આંબવડિયે સુખ-સહેલો
જેને કર જીવનક્રમ રહેલો
તે છે હાલ હવાલ !

......આ વર્ણન તમે સરસ કર્યું. એ પછી, વરસો થયાં નક્કર અમલ કરીને આખા જગતે તે જે રાહ દાખવી રાખ્યો છે, તેનું ય રહસ્ય તમે પકડી પાડ્યું છે—

" હવે ન એ કૈં સહન કરીશું,
જીવનહક કાજે તો મરશું..."

અને

" વિશ્વની પલટાવીશું ચાલ..."

બિલકુલ સાચી વાત : " વિશ્વની પલટાવીશું ચાલ "—બસ એ જ હો આપણ સહુનું ગાન !

—અનાજ અછતની ભીતરમાં—

# જમીનદારી પ્રથા

> અંગ્રેજોએ પોતાના હિતમાં એને જન્મ આપ્યો અને આજે પ્રજાકીય સરકારો નીચે ય એ સલામત છે.

ખોરાકની અછતે આપણા દેશમાં ગંભીર પરિસ્થિતિ ઊભી કરી છે. એક વખત આપણી ભૂમિ ખેતરો અને વાડીઓથી લુંબીઝુંબી રહી હતી. એક સૈકા પહેલાં પણ એક રૂપિયે પણ ચોખા મળતા. અને આજે માથા દીઠ ઓછામાં ઓછું રાશન ગણીએ તોપણ હિંદને દરવર્ષે ૪૫ લાખ ટનની ખાધ રહે છે. દેશના ઘણા ભાગમાં ભૂખમરાની પરિસ્થિતિ પ્રવર્તી રહી છે અને કાળાબજારિયા અને સંઘરાખોરોને માટે તો નફાખોરીનું પર્વ બેઠું છે.

અનાજની આ ગંભીર અછત, આપણું સૌનું ધ્યાન ખેતી અને જમીન તરફ દોરી જાય છે.

એક બીજી દિશાએથી પણ આ સવાલ વધુ વિકટ બન્યો છે અને તાબડતોબ ઉકેલ માગી રહ્યો છે.

હિંદ એટલે ૭ લાખ ગામડાંઓનો દેશ. આપણી કુલ વસ્તીનો ૭૫ ટકા ઉપરાંત ભાગ ખેતી અને તેની પેદાશ પર જ નભે છે. હિંદ સરકારે અને બીજા અર્થશાસ્ત્રીઓ અને સંશોધકોએ વારંવાર કરેલી તપાસ બતાવે છે કે અર્ધા-ઉપરાંત ખેડૂતો આજે જમીનવિહોણા છે. જ્યારે બીજો એક મોટો વર્ગ એવો છે કે જેમને એકથી પાંચેક એકર જમીન માંડ છે અને એમની હાલત પણ જમીનવિહોણા ગણોતિયા જેવી હોય છે.

'ખેડે તેની જમીન' એ સૂત્રને બુલંદ કરી આ સૌ જમીનવિહોણા કિસાનો જમીન માટે માગણી કરી રહ્યા છે. અને આ માંગણીના જવાબમાં એમના પર ગોળીઓનો વરસાદ વરસે છે, તો ય જમીન-ભૂખ્યા ખેડૂતો વધુ ને વધુ મક્કમ અને મરણિયા થઈ ધરતીના ટુકડા માટે ઝૂમે છે.

આમ હિંદમાં, જમીનનો સવાલ ઘણો જ અગત્યનો બની રહ્યો છે અને તાત્કાલિક ઉકેલ માગી રહ્યો છે.

આ સમસ્યા નોંધતા આગેવાન અર્થશાસ્ત્રી પ્રો. રાધાકમલ મુકરજી કહે છે કે–

"થોડી થોડી જમીન ધરાવતા ખેડૂતોની હાલત બગડતી ચાલી છે અને જમીનદારો અને જમીન લૂંટાવી ચૂકેલા ખેડૂતો વચ્ચેનું અંતર તથા ગણોત ઉઘરાવીને જ જીવતા અને તનતોડ મજૂરી કરતા અર્ધ-ગુલામો વચ્ચેનું અંતર વધતું જ જાય છે. આપણી ખેતીમાં આવી પહોંચેલા કટોકટીના તબક્કાનું આ એંધાણ છે."

મૂઠીભર જમીનદારો હજારો અને લાખો એકર જમીન દબાવી બેઠા છે અને અર્ધો ભાગના ખેડૂતો

પાસે એક તસુ પણ નથી—આ ભયંકર વિસંવાદ આજે તત્કાળ ઉકેલ માગી રહ્યો છે.

મૂડીભર, પરોપજીવી, જમીનના ઇજારદારોના સકંજામાંથી જમીનને મુક્ત કરી કિસાનોને આપવી જોઈએ, અર્થાત્ જમીનદારીનો નાશ કરવો જોઈએ, એ તો આજે સર્વ સ્વીકાર્ય વિધાન બન્યું છે.

★

આ સવાલ અને આ ઉકેલને વધુ સારી રીતે સમજવા, આપણે એનો થોડોક ઇતિહાસ તપાસીએ.

બ્રિટિશોના અમલની દોઢ સદીમાં તેમણે જમીનદારીનું ઝેર આપણા આર્થિક તંત્રમાં એટલું ઊંડું ઉતારી દીધું છે કે ઘણાને મન એ સૈકાથી ચાલી આવેલી પ્રણાલિકા છે. પણ ખરી રીતે જમીન કોઇ વ્યક્તિની ખાનગી માલિકીની હોય એ વિચારમાત્ર પણ બીન-હિંદી છે; પરદેશથી આણેલો છે.

પુરાણોમાં ક્યાંક એક સૂચક વાત આવે છે. એક રાજાએ યજ્ઞયાગાદિ કર્યા બાદ દક્ષિણામાં, બ્રાહ્મણોને જમીન આપી. તરત જ ભૂગર્ભમાંથી ધરતીમાતા બહાર નીકળ્યાં અને રાજાને ઉધડો લીધો: “તું શું માને છે? હું તારી ખાનગી મિલ્કત છું અને તું અમે તેને ભેટ આપી શકે એમ કે? એ વસ્તુ મિથ્યા છે. હું કોઇની ખાનગી માલિકીની નથી. તારી આ દક્ષિણા ફોક છે.” આટલું કહી ધરતીમાતા અંતર્ધાન થઇ ગયાં.

પ્રાચીન હિંદમાં જમીન હંમેશાં પ્રજાની જ સામુદાયિક માલિકીની હતી, કોઇ એક વ્યક્તિની નહિ; એ હકીકત આ પુરાણ કથા સચોટ રીતે નોંધી જાય છે.

પ્રો. રાધાકમલ મુકરજી પણ પોતાના ઊંડા અભ્યાસને અંતે એ નિર્ણય પર આવે છે:

“હિંદમાં જમીન કાં તો એક ટોળી, એના ભાગ કે ગ્રામસંસ્થાની માલિકીની ગણાતી. એ કદી રાજાની મિલ્કત ગણાતી નહિ. ...સામંતયુગમાં કે સામ્રાજ્યોના અમલમાં, જમીન તો કિસાનોની જ ગણાતી. બીજી કોઇ કલ્પના પણ એ કાળે નહોતી કરાઇ.”

ગ્રામપંચાયત વખતોવખત જમીનની વહેંચણી કરતી. દરેક કુટુંબ પોતપોતાને ભાગે આવતી જમીન ખેડતું. દરેકે ફક્ત રાજા માટે કર આપવાનો રહેતો. એ પણ ઘણો જ હળવો હતો.

મનુસ્મૃતિમાં આદેશ અપાયો છે કે રાજાએ ફક્ત પાકનો છઠ્ઠો કે બારમો ભાગ મહેસુલ પેટે લેવો. આઇને અકબરી કહે છે કે શહેનશાહ અકબર પાકનો ત્રીજો ભાગ મહેસુલ તરીકે લે છે. પણ સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે આ મહેસુલના બદલામાં રાજા નહેરો—કૂવાઓ વગેરે ખોદાવતા અને એની મરામત—સંભાળ પાછળ દર વરસે જરૂરી ખર્ચ કરતા. ગમે તે વંશનો, ગમે તે રાજા હોય પણ અંગ્રેજોના આગમન પહેલાં સૈકાઓ દરમ્યાન આ ફરજ ભાગ્યેજ કોઇ રાજા ચૂક્યો હતો.

જમીન કિસાનોની માલિકીની હતી, પણ તેય વ્યક્તિગત રીતે નહિ પણ સામુદાયિક રીતે. એટલે કોઇ પણ ખેડૂત પોતાની જમીન ગીરવી મૂકી શકતો નહિ કે ન તે તેને વેચી શકતો. પરિણામે વ્યાજખોર વાણિયાઓ કલમને ગોદે કિસાનોની જમીન પચાવી પાડી શકતા નહિ.

હજારો વર્ષ પહેલાં આર્યો જ્યારે ખૈબરઘાટને માર્ગેથી હિંદમાં ઊતરી પડ્યા ત્યારથી માંડી અઢારમી સદીના અંતમાં અંગ્રેજોનાં ધાડાં આવ્યાં ત્યાં લગી, આ ‘પ્રાચીન સામ્યવાદી’ કહેવાય એવી પ્રથા હિંદમાં પ્રચલિત હતી. એના પર હિંદની ગ્રામવ્યવસ્થા ચણાયેલી હતી. એના પર આખા હિંદી સંસારનાં મંડાણ હતાં.*

★

પણ પછી તો અંગ્રેજો આવ્યા; વ્યાપારને બહાને ધીમે ધીમે પોતાનો પગ જમાવવા માંડ્યો. ૧૮૫૭ માં પ્લાસીના યુદ્ધમાં દગાખોરીએ

*અલબત્ત, એ અહીં ન ભૂલવું જોઈએ કે આ અ-પરિવર્તનશીલ, નિશ્ચલ સમાજવ્યવસ્થા ધીમે ધીમે અવાવરુ તળાવની જેમ કોહવાવા લાગી અને અંદરથી આખો ય સમાજ સડી જવા લાગ્યો. હિંદના વિકાસ માટે આ સડેલ તંત્રના પરિવર્તન અને નવઘડતરની જરૂર તો હતી જ. પણ પછી જે ‘પશ્ચિમના પયગંબરો’ આવ્યા તેમણે તો એકમાત્ર લૂંટવૃત્તિથી જ બધું તોડીપાડીને ખેદાનમેદાન કરવા માંડ્યું.

એમને વિજય અપાવ્યો અને બ્રિટિશ સલ્તનતનો પાયો નખાયો.

પણ આ સલ્તનત નવી જ બનતી હતી. એમ તો આપણા દેશમાં ગ્રીકો, હૂણો, અફઘાનો, મોગલો એવાં અનેક આવ્યાં અને ગયાં પણ હિંદનો પાયો–ગ્રામવ્યવસ્થા–કોઈએ ભાંગ્યો નહિ; ભાંગવા કોઈએ પ્રયત્ન પણ ન કર્યો.

પણ ગોરા વિજેતાઓ તો હતા વેપારીઓ અને ચાંચિયા. એમને તો ધન–દોલત જોઈતાં હતાં; જેમ બને તેમ વહેલાં અને વધારે.

આ ચાંચિયાઓએ પોતાના અમલના પહેલા જ વર્ષથી કેવી લૂંટ ખુલ્લે ખુલ્લી ચલાવવા માંડી એની વિગતોમાં જવાનો અહીં અવકાશ નથી. પણ જમીન અને ખેતીના, એ ચાંચિયાઓએ શા હાલ કર્યા એ આપણે જોઈશું.

વાત માન્યામાં નહિ આવે, પણ તોય સાચી વાત છે. એમણે જમીન મહેસૂલ હરરાજથી ઉઘરાવવાનું શરૂ કર્યું. દરવર્ષે જેમણે જિંદગીમાં કદીય હળ ઝાલ્યું પણ ન હોય એવા માણસો સૌથી વધુ મહેસૂલ આપવાનું કરવી, જમીન મહેસૂલ ઉઘરાવવાનો ઇજારો હરરાજીમાં ખરીદી લેતા અને પછી તો એમને પૂછનાર જ કોણ! સરકારને જેટલું મહેસૂલ આપવાનું હોય એથી બમણું અને ત્રણગણું મહેસૂલ ઉઘરાવી આ લોહીચૂસ દલાલોએ લાખો રૂપિયાની કમાણી કરી અને અંગ્રેજ વ્યાપારી પેઢી–ઈસ્ટ ઇન્ડિયા કંપનીને–પણ કરાવી આપી.

પણ પરિણામમાં મરો તો કિસાનોનો અને આમજનતાનો જ થયો. ૧૭૭૦ માં ભયંકર દુકાળ બંગાળને ઘેરી વળ્યો અને બંગાળની વસ્તીના ત્રીજા ભાગને ભરખતો ગયો. પણ તો ય આ ધનલોભી દલાલોના ઉદ્યમ અને બ્રિટિશ બંદૂકોના પ્રતાપે, કંપની સરકારને મહેસૂલ તો લગભગ એટલું જ મળ્યું!

પણ આ દુકાળે અંગ્રેજોને ય વિચારતા કરી મૂક્યા. 'દુઝણી ગાયને આમ જ મારી નાખશો તેમ ચાલશે?' એટલે સરકારે કિસાનોની લૂંટને કંઈ વ્યવસ્થિત–ઓછી નહિ–કરવાનો નિર્ણય કર્યો.

અને આ નિર્ણય અનુસાર એમણે જમીન–મહેસૂલની એક આખરી, આકરી હરરાજી કરી. અને ૧૭૯૩ માં ગવર્નર–જનરલ લોર્ડ કોર્નવોલીસે એક ફરમાન બહાર પાડી જાહેર કર્યું કે છેલ્લી હરરાજીને હવે કાયમની ગણવામાં આવશે.

આમ કલમના એક જ ઝાટકે એ વેપારીઓની સરકારે એક સોદો કરી નાખ્યો. ઉપર કહ્યા તેવા, જિંદગીમાં કદીય હળ ન ઝાલનાર, નિર્દય, કોરડા વીંઝી વીંઝીને મન ફાવ્યું મહેસૂલ કિસાનો પાસેથી ઉઘરાવી શકનાર નામચીન જાલિમોને બ્રિટિશોએ બંગાળ, બિહાર અને ઓરિસ્સાની લાખો એકર જમીનની માલિકી–**જમીનદારી** લખી આપી. બદલામાં આગળના સૌથી જુલમી રાજાએ મેળવ્યું હોય એથી પાંચથી છ ગણું મહેસૂલ મેળવ્યું એટલો એમને સંતોષ હતો. હજારો વર્ષથી કિસાનો પેઢાનપેઢી જે જમીનની માલિકી ભોગવતા આવતા હતા એ જમીન એક પલકારમાં જ તેમની પાસેથી ઝૂંટવાઈ ગઈ અને–જઈ પડી નવા જન્મેલા જમીનદાર લૂંટારાઓને હાથ.

એ કિસાનો ઝડપથી લૂંટાઈને પાયમાલ થવા લાગ્યા. પણ કંપની સરકારને એની પડી નહોતી. યાવચ્ચંદ્રદિવાકરૌ કિસાનોને મન ફાવે તેમ લૂંટવાનો અધિકાર હરરાજીમાં મેળવી ચૂકેલા લુંટારા જમીનદારોને ય કશી પડી નહોતી.

આમ અંગ્રેજોએ પોતાના આડતિયા તરીકે ખપ લાગે એવા જમીનદાર–વર્ગને જન્મ આપ્યો.

પણ આમ જમીનદારોને જમીનના માલિક બનાવવા પાછળ એક બીજો પણ આશય હતો. આ રહ્યા, મહાન 'સુધારક' તરીકે ખૂબ ખ્યાતિ પામી ગયેલા અંગ્રેજ ગવર્નર–જનરલ લોર્ડ વિલિયમ બેંટીકના શબ્દો :

"મોટા પાયા પર કોઈ પ્રજાકીય બળવો યા ક્રાંતિ થાય એ સામે (બ્રિટિશ સામ્રાજ્યનું રક્ષણ કરવા) જો કોઈ સલામતી જોઈતી હોય તો એ માટે કાયમી જમાબંધી (અર્થાત્ જમીનદારી પદ્ધતિ) એ આપણે સૌથી

વધુ ફાયદાકારક છે. કારણ કે, આ પદ્ધતિમાં બીજા ઘણે અનેક ગેરફાયદાઓ હોય પણ એક સૌથી મોટો ફાયદો એ છે કે એથી એક મોટા પૈસાપાત્ર જમીનદાર વર્ગ ઊભો થયો છે. આ વર્ગ આમજનતા પર સંપૂર્ણ કાબુ ધરાવે અને બ્રિટિશ અમલ ચાલુ રહે એમાં જ પોતાનું હિત જુવે છે." ('લોર્ડ વિલિયમ બેન્ટીકનું' ભાષણ, ૧૮૨૯: કીથ સંપાદિત "સ્પીચીઝ એન્ડ ડોક્યુમેન્ટસ ઓન ઇન્ડિયન પોલિસી" ભાગ ૧ લો, પૃષ્ઠ ૨૧૫)

આમે અંગ્રેજોની આ ગણત્રી સાચી જ હતી. હિંદી રાષ્ટ્રીય આંદોલન વધુ ને વધુ પ્રબળ થતું આગળ વધી રહ્યું હતું અને અંગ્રેજ રાજકર્તાઓનાં મન વ્યાકુળ થઇ રહ્યાં હતાં ત્યારે "બંગાળ જમીનદાર મંડળ"ના પ્રમુખે અંગ્રેજ વાઇસરોયને ખાત્રી આપી કે "જમીનદારોના ઉમળકાભર્યા ટેકા અને નિખાલસ સહાય પર આપ નામદાર આધાર રાખી શકો છો."

રાષ્ટ્રીય ચળવળના કટ્ટર દુશ્મનો તરીકે જમીનદારો ક્યારનાય નામચીન થઇ ચૂક્યા છે. અને આજ પણ પ્રત્યાઘાતી તત્વોના અડંગ પોષનાર તરીકે તેઓ જાણીતા છે.

શાશ્વત લૂંટ-હક્ક પામી ચૂકેલા આ જમીનદારોએ વર્ષે વર્ષે વધુ ને વધુ ગણોત ઉઘરાવવા માંડ્યું, જો કોઈ ખેડૂત માગ્યું ગણોત ન આપી શકે તો તેને તગડી કાઢી મૂકવો અને બીજાને પોતાની જમીન ખેડવા આપવી. આ ક્રમે તેમણે દોઢસો વર્ષમાં પોતાની વાર્ષિક આવક દસગણી વધારી દીધી. આ જોઈ, અંગ્રેજોને શરૂઆતમાં જ લાગ્યું કે "આ તો ભૂલ થઈ! લૂંટનો મોટો ભાગ જમીનદારો ઉપાડી જાય છે" એટલે લૂંટનો મોટો ભાગ પોતાને મળે એ હેતુથી હિંદના બાકીના ૨/૩ ભાગમાં તેમણે મહેસુલની રકમ વખતોવખત વધારી શકાય એવી વ્યવસ્થા-રૈયતવારી વ્યવસ્થા દાખલ કરી.

આ બે-તૃતીયાંશ ભાગમાં ભલે કાયદાની દૃષ્ટિએ જમીનદારી નથી; પણ વાસ્તવિક રીતે તો અહીં પણ મોટા ભાગની જમીન મૂડીભર જમીનદાર વ્યાજખોરોના હાથમાં જ આવી પડી છે. કારણ કે બ્રિટિશ સરકારના વધતા જતા મહેસુલે અને શોષણે, કિસાનને કંગાળ અને દેવાદાર બનાવ્યા. પરિણામે એમની જમીન પહેલાં ગીરવી મૂકાઇ અને પછી સમૂળગી ધીરનારને હાથ પડી.

એટલે રૈયતવારી ગણાતા પ્રદેશોમાં પણ વસ્તુતઃ જમીનદારી પ્રવર્તે છે.

આ પ્રક્રિયા સમજવા માટે મદ્રાસના નીચેના આંકડા ખૂબ મદદરૂપ થાય છે. ૧૯૦૧ થી ૧૯૩૧ સુધી દર દશ વર્ષે દર હજાર ગામડાંના રહેવાસીઓનું એમાં પૃથક્કરણ કરવામાં આવ્યું છે:

| | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૧ |
|---|---|---|---|---|
| કામ ન કરતા જમીનના માલિકો | ૨૦ | ૨૭ | ૭૭ | ૫૦ |
| કામ કરતા જમીનના માલિકો | ૬૩૫ | ૬૩૩ | ૬૦૬ | ૫૧૮ |
| જમીન વિનાના ખેત-મજૂરો | ૩૪૫ | ૩૪૦ | ૩૧૭ | ૪૨૯ |

(મદ્રાસ પ્રાંતની વસ્તીગણત્રી પરથી)

આ આંકડામાં એક હકીકત ચોક્કસ રીતે દેખાઇ આવે છે. કામ ન કરતા, બેઠાખાઉ જમીનદારોની સંખ્યા વધતી જ જાય છે. ૨૦ થી ૫૦. બીજી તરફથી પોતાની જમીન ખેડતા ખેડૂતોની સંખ્યા પણ ઘટતી જાય છે, અર્થાત્ એમની જમીન ઝૂંટવાતી જાય છે અને એ ખેડૂતો હવે જમીનવિહોણા ખેત-મજૂરો બનતા જાય છે. ખેતમજૂરોની સંખ્યા, ૩૦ વર્ષમાં જ ૩૪૫ થી વધીને ૪૨૯ થઇ.

૧૮૪૨ માં મદ્રાસની વસ્તીગણત્રીના કમિશ્નર સર થોમસ મનરોએ જણાવ્યું હતું કે—મદ્રાસમાં જમીન વિનાના ખેડૂતો છે જ નહિ, અથવા આંગળીને વેઢે ગણાય એટલા છે. જ્યારે ત્યાર પછીના સો વર્ષમાં જ અર્ધા ભાગના ખેડૂતો પોતાની જમીન ગુમાવી બેઠા છે.

આ પ્રક્રિયા બધા પ્રાંતોમાં છે, ને ઘણી જ ગંભીર છે. એને જો અ૫ણે વેળાસર નહિ અટકાવીએ

તો આખરે એવો દિવસ આવશે કે હિંદની બધી જમીન ગણ્યાગાંઠ્યા જમીનદારોના હાથમાં આવી પડશે અને બાકીના કરોડો કિસાનો જમીન વિના રઝળી પડશે.

મુંબઈમાં જોઈએ તો, એ જ પ્રમાણે, જમીન ઓછાને ઓછા માણસોના હાથમાં એકઠી થતી જાય છે. આજે, એક તરફથી ૧૧ લાખ ખેડૂતો એવા છે કે જેમની પાસે ૧ થી ૫ એકર જમીન માંડ છે. અત્યાર સુધીનો આપણો અનુભવ અને નિષ્ણાતોની સંશોધો બતાવે છે કે આટલી નાની જમીન ખેડનાર ખેડુ દર વર્ષે ખોટમાં જાય છે, દેવાદાર બને છે, જમીન ગીરવી મૂકે છે અને આખરે એને ગુમાવે છે.

બીજી તરફથી મુંબઈમાં ૯૧૮ મોટા જમીનદારો ૯૨ લાખ એકર જમીનના માલિક છે. અને બીજા વીસ હજાર મધ્યમ જમીનદારો બીજી ૩૦ લાખ એકર જમીનના ધણી છે.

ત્રીજી તરફથી જમીન વિહોણા ખેતમજૂરોની સંખ્યાનો તોટો જ નથી. વાલીઓ, હાળીઓ, ડૂબળાઓ એ બધા; ને બીજા અનેક.

✢

આમ હિંદી ખેડૂત જમીન ગુમાવી ગણોતિયો અને ખેતમજૂર અથવા બેકાર બની રહ્યો છે. જમીનદારી બંધનોમાં હિંદી ખેતી રૂંધાઈ રહી છે. એ શોષણે જમીન કસહીણી બનતી ગઈ છે અને પરિણામે હિંદનું ઉત્પાદન ઘટતું જ ચાલ્યું છે. આપણે ચોખા અને ઘઉંના દાખલા લઈએ. દર એકરે ચોખા અને ઘઉંના ઉત્પાદનના આંકડા આ રહ્યા:

| વર્ષ | ઘઉં (રતલ) | ચોખા (રતલ) |
|---|---|---|
| ૧૯૦૬-૦૭ | ૮૦૧ | ૧૨૩૪ |
| ૧૯૨૬-૨૭ | ૭૨૧ | ૧૦૨૨ |
| ૨૦ વર્ષમં ઘટાડો | ૮૦ | ૨૧૨ |

ત્યારપછીનાં વર્ષો પણ વધુ ઘટાડો બતાવે છે. ઉત્પાદનના આ સતત ઘટાડામાં અને કાળા બજારમાં જ આજની અછત અને મોંઘવારીનાં મૂળ રહેલાં છે.

જમીનદારીથી આમ, જનતાને અને ખેડૂતો બંનેને ખૂબ સોસવું પડે છે. આપણા આર્થિક વિકાસને રૂંધી રહેલું એ બંધન ઉખેડી નાખવું જોઈએ એ સૌ કબૂલે છે. અને આપણી બધી પ્રાંતિક સરકારો જમીનદારી નાશ કરવાનાં વચનો આપી ચૂકી છે.

આમાં બિહાર સરકારે પહેલ કરી 'જમીનદારી'નો નાશ કરતો ખરડો પણ પસાર કરી નાખ્યો. પણ આથી આ સવાલનો ઉકેલ આવ્યો હોય એવું લાગતું નથી.

આ ખીલમાં સૌથી વધુ ચોંકાવનારી હકીકત તો એ છે કે જમીનદારોને રૂ. ૧૪૦ કરોડની મોં-માગી રકમ બદલા તરીકે આપવામાં આવશે! જમીનદારીને બ્રિટિશરોએ કેવી રીતે જન્મ આપ્યો એનો ઉપર આલેખેલો ઇતિહાસ જાણનાર દરેક આશ્ચર્યપૂર્વક પૂછશે કે "આ બદલો શાનો? આ જમીનદારોએ પોતાની જમીન ખરીદવા એક રાતી-પાઈ પણ ખરચી નથી; એને સુધારવા પણ કશુંય કર્યું નથી. અંગ્રેજોએ કલમને એક ઝાટકે લાખો ખેડૂતોની જમીન ખૂંચવી લઈ જમીનદારોને આપી દીધી હતી. પોતાનાં ને પોતાના ટેકેદારોનાં ગજવાં ભરવા, અંગ્રેજોએ આ ભયંકર અન્યાય કર્યો હતો. તો હવે ખેડૂતોને ફરી ન્યાય આપવાનો અને એમને એમની જમીન પછી આપવાનો સમય આવ્યો છે ત્યારે, જમીનદારોને કરોડોના બદલા શા માટે? ઊલટું હરામની જમીન પચાવી પાડવા માટે અને દોઢ-દોઢ સદી સુધી કિસાનો પર અમાનુષી જુલમો કરી ચૂસણનીતિ ચલાવી સત્યાનાશ કરવા માટે એમની સામે કામ ચલાવવું જોઈએ, એમની પાસેથી કરોડોની નુકશાની વસુલ કરવી જોઈએ. હંમેશા રાષ્ટ્રીય લડતને છેહ દેનાર અને બ્રિટિશ રાજકર્તાઓને 'વફાદાર' રહેનાર એ દેશદ્રોહીઓને નશિયત કરવી જોઈએ.

છતાં નવાઈની વાત છે કે આવું કશું કરવાને બદલે બિહારના કોંગ્રેસી પ્રધાન મંડળે તેમને પ્રજાના મોંઘા ૧૪૦ કરોડ રૂપિયાની ભેટ આપી. આ તે

જમીનદારોનો નાશ કે તેનો વેચાણ? અને જમીનદારો તો આ સુંદર સોદાથી ખુશ ખુશ થઈ ગયા છે.

બિહારમાં જમીનદારીના નકલી 'નાશ'થી હિંદભરમાં ખળભળાટ મચી ગયો છે. એટલે આપણી મુંબઈ સરકાર એ બાબતમાં વધુ સાવચેત રહી છે. એણે નિર્ધારેલી ક્રાંતિમાં એવું નક્કી થયેલું છે કે 'બદલા'ના કરોડો રૂપિયા જમીનદારોને સીધા સરકારે જ ન આપવા, પણ કિસાનો પોતે જ જમીનદારોને આપે.

મુંબઈ સરકાર એવો ધારો ઘડવા ચાહે છે કે, કિસાનો જમીન ખરીદી શકે તો ખરીદી લે! પહેલી વાત તો, જમીનના મૂળ માલિકે એની પોતાની લૂંટવાઈ ગયેલી જમીન પૈસા આપી ખરીદવાની! અને બીજો સવાલ એ ઊભો થાય છે કે જમીન ખરીદવાનાં નાણાં આપણો ગરીબ ખેડૂત કે ઢાંકરડો કે હળી કે વારલી ક્યાંથી લાવશે? મુંબઈ સરકારની લબ્ધજાળ પાછળની નિષ્ઠુર, એ જ જૂની, વાસ્તવિકતાના દર્શન થાય છે.

ટૂંકામાં એટલું જ કે કિસાનો જમીન ખરીદી શકશે નહિ એટલે જમીનદારી તો અક્ષુણ્ણ કાયમ જ રહેવાની.

એટલે આપણે માટે ફરી એ જ સવાલ ઊભો રહે છે. જમીનદારી પ્રથાનો ખરેખર નાશ કેવી રીતે થઈ શકે?

જવાબ તદ્દન સરળ અને સાદો છે. જમીનદારને કશુંય વળતર આપ્યા વિના, તેમની જમીનો જાગીરો વગેરે લઈ એ બધા ખેડૂતોને વહેંચી આપો.

પણ એટલેથી જ નહિ પતે. આપણે ઉપર જોયું તેમ મદ્રાસમાં રૈયતવારી પ્રથા દાખલ કરવામાં આવી ત્યારે પણ આવી જ હાલત હતી. પણ કરવેરા, શોષણ, વ્યાજખોરી વગેરેની ચક્કીમાં જ્યારે કિસાન ફસાયો ત્યારે એણે પોતાની જમીન ગુમાવી. એનું ફરી પુનરાવર્તન ન થાય એની જોગવાઈ કરવી જરૂરી છે. એ માટે એમના પરથી કરવેરાનો જૂનો બોજો ખતમ કરવો જોઈએ, સસ્તા વ્યાજના દરે કિસાનોને પૈસા આપવા માટે વ્યવસ્થા કરવી જોઈએ, નાનાં નાનાં ખેતરોને સ્થાને સામુદાયિક ખેતી માટે તેમને પ્રેરવા જોઈએ, અને એમને સરકારે આધુનિક યંત્રો આપવા જોઈએ વગેરે.

પણ આ બધું કરવા માટે જમીનદારો, વ્યાજખોરો અને વેપારીઓ સાથે મક્કમપણે કામ લેવું જોઈએ. આવી નીતિ અખત્યાર કરનાર સાચી લોકશાહી કિસાન-મજૂરોની સરકાર જ આ નક્કર કડક પગલાં લઈ જમીનદારશાહીનો ખરેખરી રીતે નાશ કરી, જનતાના અનાજની અને કિસાનની આબાદીની સમસ્યાનો ઉકેલ કરી શકશે.



# સુખલી

• દાળી જીવનમાંથી ગોતેલી તળપદી ભાષામાં વણેલી લોકતજ્જ્ઞતાને લાયક એકાંકી નાટિકા

લેખક : ઇન્કિલાબ

★

[ ઘોર અંધારી રાત હતી. આંખમાં આંગળી નાંખો તો ય ખબર ન પડે. હજી આજે સવારે જ વર્ષા અટકી હતી પણ ગગનમાં શ્યામ મેઘનો અડ્ડો હજી જામેલો જ હતો. કૃષ્ણપક્ષ અને મેઘની શ્યામતાએ મળીને કાળી રાત્રીની શોભાનો તો નાશ કર્યો હતો એટલું જ નહીં પણ જે થોડું કે અજવાળું રહે તે પણ રહેવા દીધું નહોતું. રવિવારને દિવસે જેમ શાળાના મકાનમાં એકેય છોકરું ફરકે નહીં તેમ આકાશમાં એકેય તારક દેખાતો નહોતો. તારકોને રજા હતી. શ્રાવણ માસ હતો. ગામને પાદરે ટેકરી ઉપર છૂટાછવાયાં છાપરાં હતાં. ટેકરીની ધડમાંથી જ એક નાનકડી ખાડી વહેતી હતી. સતત વર્ષાને કારણે ભરેલીને ભરેલી જ રહેતી હતી. પગ જમીન ઉપર મૂકતાં જ અંધારામાં પણ લાગતું હતું કે ધરતી પોચી, પોચીને ચીકણી બની ગયેલી છે. અને એની ઉપર સર્વત્ર લીલોતરી છવાઇ ગયેલી છે.

ખાડીમાં પાણી દોડતાં હતાં, આખો વાસ શાંત હતો. ખજૂરીના છડિયાંની ભીંતરડે વીંટાયેલાં ને રાજની છતથી છવાયેલાં ઝૂંપડાંનાં વાસી દિનભરના સખત પરિશ્રમ પછી ઘસઘસાટ ઊંઘતાં હતાં.

તેવે વખતે એક જુવાન બાઈ અંધારામાં પણ કોઇ જોઇ જશે એ બીકથી લપાતી છૂપાતી ને કંપાતી વાસમાં આવી પહોંચી. પૂર્ણ પરિચિતતાને કારણે એણે એના બાપના છાપરાની ઝાંપલી ઉઘાડી. બહારનો શીતલ પવન સુસવાટા કરતો અંદર દાખલ થયો. રાળી ઉંફ અને ઉભ ઊડી ગયાં. મંછો જાગ્યો. તેને લાગ્યું કોઇએ ઝાંપલી ઉઘાડી છે.]

મંછો-(સૂતાં સૂતાં ડોકી ઊંચી કરી) એ કોણ છે રે ? (આગંતુક માનવી બેસી પડે છે. પણ બોલતું નથી. જરા વધુ જોરથી) એ કોણ છે રે ?

(અવાજથી ઘરનાં બધાં જાગી પડે છે. મંછાની બૈરી ઢેડકી દીવો સળગાવે છે)

મંછો-(દિવાનો પ્રકાશ આગંતુક પર પડતાંવેંત આંચકો ખાઇ) કોણ, સુખલી ?

ઢેડકી-(તેટલી જ આશ્ચર્યાન્વિત) હેં ! સુખલી, દીકરા અતીઆરે અહી રાતે ?

(જરાજમાં સુખલી ડુસકાં લેતી રડે છે. એનો કંઠ રુદનથી રૂંધિત છે અને એ કશું બોલી શકતી નથી.)

મંછો-( ચિંતા, ભય ને આશ્ચર્યથી ભરેલા અવાજે) અરે ! આટલી રાતે તું કેમ કરતાં આવી ? આંખમાં આંગળી ખોસેલી નીં દેખાય એટલું તો અંધારું છે. ને જાં ને તાં પાણી ભરેલું. કીચડ તો એકાકાર છે. ને ખાડી તો આ કાંઠેથી તે કાંઠે જાય. રસ્તે બધે તો કાદવ કીચ્ચડ ને પેલા વાડાઓમાં તો ઘુંટણ સમી ચાર હો થેઈ આવેલી છે. એ ગંધસમાંથી તું આવી કેવી રીતે ? કદાચ સાપ બાપ ખાઇ ગયો હોતે કે ખાડીમાં તણાઇ ગેઇ હોતે તો ?

ઢેકી–(સુખલીની પાસે જઈ) બધી પેસ્લી ગેલી છે. ને ધ્રુજે હો બ્હો. નંદી તું ચુલો હલમાત ! ને લે સુખલી લુગડું બદલ !

(એક કાજલ એવું લુગડાનું અડધીયું આપે છે.)

મંછો–વરહાદના દા'ડા છે ને. એટલે પલ્લે તો ખરી જ ને ! પણ ખાડીમાંથી કેવી રીતે આવી ! તને મોતનો હો બે લાગેલો કે નીં સુખલી ?

ઢેકી–રાખ અવે અમણાં ! પછી પૂછજે ! ઈને જરા તાપીને કકરી થવા દે !

( સુખલી લુગડું બદલે છે. એટલામાં ચુલો સળગે છે. તેની નજીક બધાં ભેગાં થાય છે. સુખલી-ના વાંસા અને હાથપગ ઉપર મારની નિશાની છે.)

ઢેકી–(સુખલીના વાંસા પર હાથ ફેરવતાં થતાં સોળના સ્પર્શ માત્રથી કંપી) આટલો બધો માર !

મંછો–ધાણીને આવેલો ઓહે એટલે ભાન ઓછું ઑહે !

ઢેકી–(સરોષ કટુતાથી) દારૂ ઢીંચવા જાય તીઆર તો પૂરું ભાન રે'ય ! ખુબ મઝા કરે ! અરે નાચે હો સૌથી સંગાથી સાથે ! ને ઘેર આવે તીઆરે ભાન હના ભૂલી જાય !

મંછો–એ તો હાચી વાત ! વહનો ઢીંચે તો બ્હૌજ ! ભાન તો ઈને રે'ય જ નીં આગર પાછરનું !

ઢેકી–વહનો જ ફૂંકા બધાં જ તો એવા દેહું ને ! બદ્ધા વાતમાં ડાપા ! પણ કોઈ દુબરી એવી નીં ઓહે દુનિયામાં કે જીના[1] વાંહા પર પીધેલા ધણીનો માર નીં પયડો ઑહે !

મંછો–(ટોણો સમજી શરમાતો) એ ખરું તો ! કંઈ કેટલા સમયથી ચાયલું આવેલું ! પરાપૂરવેનું. ને દુબરી હો કાં પાધરી રે'તી દેહું. દા'ડા બધી કામ કરી અમે થાકીને આવીયે એટલે તમારી ધમાલ હોય જ.

ઢે–અમારા નસીબમાં ધમાલ વગર બીજું છે પણ હું જે ? ને પાધરી ? અરે દુબરી તો અજી હારી છે કે તમારો માર ને ગાર ખમીને, અડધી ભૂખી રે'ઈને તમારું ઘર હાચવતી છે ને તમારાં સોંઠા ઉધારતી છે.

મં–નીં તો હું કરતે ?

ઢે–તે ખબર ઑતે તો તમારી સાથે કોણ જનમારો ગુજારે ! પણ ખબર નથી એટલે જ ને ! પૂયછું : "નીં તો હું કરતે." કાર તો એવો બરતો છે કે ! ને તમારાં લખ્ખણ તો એવાં છે કે ! પણ રે'વા દે એ વાત અવડે. પોરીનું કાંઈ ઓસડ કરો જેથી ઈને કર વરે !

મં–રાખ તીઆર ઉં નગોડનો પાલો લીઆવું. ને વાંહજાર તો પાંહે જ છે.

સુ–(પહેલી જ વાર) અવે મોટા હવારે જે થહે તે ! અંધારે કાં જવાનો ?

મં–તું કેમ કરતાં આવી ? તું આ અંધારા-માં જ આવી કે નીં ? તને કૈં નીં થયું તો મને હું થવાનું છે જે ?

સુ–(સનિશ્વાસ) બીજું કૈં નીં ચાયલું તીઆરે નાઠી. સવાર હુધી ટકવું પણ ભારે પયડું તીઆર નાઠી. જીવ પર આવીને નાઠી. (અટકે છે)

ઢે–( સુખલીને વાંસે હાથ ફેરવતી ) મરી ગયાં વહનાને એ હું હૂંપજું જે આટલી બધી મારી પોરીને ! મરી આને ભાન ઑહે કે નીં કે ઈને તો પુરા દા'ડા જતા છે ! બાપ રે, બાપ ! ભગવાનની મે'ર કે તું સાજી સમી આવી પોંચી. પણ ખાડી કેમ કરતાં ઉતરી તે તો કહે !

સુખલી–તારા જમાઈએ આવીને આજે એવું તોફાન કયરું કે નાં પૂછ વાત ! પછી તો અયડો ડંગોરો લઈને મારવા મને ! ને વાંની વાનીની ગાર દીધી. વગર વાંકે ! કૈં પણ કારણ વગર ( ઉશ્કે-રાઈને ) મરી ગ્યાનું સત્યાનાશ જજો ! ભોંયમેલ્યાને જીવડા પડજો ! માર તો ખમી રે'ઈ ! પણ મારે તો મારી છઠ્ઠીના દૂધ કાઢી લાયખાં. મારું ભાન જતું રીયું. જીયારે કળ વરી ને જાગી તીઆરે જોયું કે તે મરી ગ્યો તો એક મેરે પડેલો ઉતો ને નીરાંત જીવે દારૂના ઘેનમાં ઘોરતો ઉતો. ગારું તો અંગે અંગ રોટલા જેવું થેઈ ગેયલું ઉતું. ચાવાય નીં ને

[1] "જહીના" એવો ઉચ્ચાર કરવો. "જહીના"–જેના.

વવરાય નીં. બધાં ઠરી ગેયલાં દીઠાં. ઉતું એટલું જોર કાઢીને બેઠી થેઇ ને આંખ મીંચીને નાહી. મને એ હમજ પડતી નથી કે આ કારા અંધારામાં મને રસ્તો કેમ કરતાં દેખાયો ! ખબર નથી પડતી કેમ કરતાં ખાંડી તરી અવાયું ! પણ આવેલી છું, ને આપફતની વેળાએ દીકરીનો કાં સમાસ થાય ? આપ ઘેર ગે આપ ઘેર ! વખાની મારી આવેલી છું રેં'વાદે એ આશાએ ! નીં તો 'ચકરીઓ દરો' કંઇ થોડો ના કેં'વાનો છે ? મારાં જેવાં કેટલાને ધણે હંધરેલાં છે. એકને વધારે ! ( સુખલીનું મારથી ભાંગેલું ને મુસાફરીથી શ્રમિત શરીર ઢળી પડ્યું. થોડીવાર સુધી એ અચેતન રહી. બધાં ગભરાઇને શેક પોત કરવાં લાગ્યાં. થોડીવારે સુખલીને શુદ્ધ આવી. )

ઢેકી–ચાલ અવે તું બોલ નાં ! હવારે ઇની વાત ! મરી આને ખબર નીં પાડું તો મારું નામ ઢેકી નીં. ને એ બદ્ધો વાંક તારા બાપનો જ છે.

મંછો–મારો હનો વાંક વરી ? ઉં તીને કે'વા ગેયલો ઓહે કે ઇને મારજે.

ઢે–કે'યલું નીં ને કરેલું તેવું.

મં–તને તો છઆર ને તીઆર મારો જ વાંક જડે.

ઢે–તે એય તેવું કે'વાય. તીમાં ઝાર હેંની બરે ! મેં તો તને પે'લ્લેથી કે'યલું કે વહના હાથે સુખલીને નીં પરણાવવાના ! પણ તું હનો માને ? તું તો હમજી ગેયલો કે તારા જેવું કો'પણ દુનિયામાં કોઇને પરમેશ્વરે નીં આપેલું !

મં–( સંયમથી ) તીમાં ઉં હું કરૂં ? ઇના નસીબનો જ વાંક ! ઇનું નસીબ એવું ઓહે તીમાં એવી મતી હુઝી ! આપણે તો દલાલ જેવાં છીએ. બાકી હો હૌના નસીબે જાય ને નસીબે આવે !

ઢે–ઓવે, ઓવે ! રે'વાદે તારી શીશીઆરી તારી પાંહે ! બ્હો થેઈ ગયું !

( મંછો વધુ ઝઘડો થશે એમ સમજી ચૂપ રહે છે. થોડીવાર સુધી શાંતિ પથરાય છે. શેક પોતથી કળવળતાં સુખલી સ્વસ્થ થાય છે. એટલામાં મરઘા બોલે છે. ઢેકી બહાર જાય છે. ) (થોડીવાર પછી)

મંછો–( હળવેથી ) તે સુખલી દીકરા ! હાચી વાત કરજે હું થેયલું આજે ? તું જો મને હાચું કે'હે તો પંચભેગી કરી ઇની હવારે પાડી લાખા. પણ તું જો જૂઠું બોલી તો મારાથી તીને કંઈ થાય નીં.

સુખલી–( રોતલ સૂરે ) મોટા, હાચી વાત કે'ઉં. મારો જરીપણ વાંક નીં. તીણે પીધલું જ ઓવ ! તેમાં કોઇયે કં મારી વિરૂદ્ધ ભેરવેલું, એટલે લઈ લાગ્યો ડંગોરો લઇને !

મંછો–તીણે તને કંઇ પૂછ્યું કે નીં ?

સુ–કંઇજ નીં. પૂછ્ની કે ગાછ્ની. વાતની ને ચીતની. તે તો માર દેતો આયવો ને લઇ લાગ્યો મારવા ડંગોરો લઇને. ઉપરથી કે'તો જાય "કાલ પંચ ભેગી કરૂં ને ફારગતી આપી દઉં."

મં–તો તારે કે'વું ઉતું કે નીં કે "લાવ આપી દે, ફારગતી. પંચનું હું કામ છે ?"

સુ–(સદુઃખ) પણ એટલેથી જ પતતું હોય તો ઠીક છે. પણ નીં કેં'વાનું કે'યું. નીં બોલવાનું બોયલો ને ઉપરથી કે'ય કે પચ રૂબરૂ કરાવીને ખરાખોટી કરાવું !

( એટલામાં ઢેકી પાછી આવે છે. )

ઢે–(છેલ્લા શબ્દો સાંભળતી) હેની ખરાખોટી સુખલી ?

(સુખલી નીચું જોઇ ભોંય ખોતરે છે. મંછો

મૂંગો બની જાય છે.)

ઢે–સુખલીના મોટા ! જા અવે અજવારૂં થીયું. પાલો લેઇ આવ !

મં–(સમજીને) હા ! ચાયલો ! ( ઊઠીને જાય છે ).

ઢે–(સુખલીને) સુખલી હેની ખરાખોટી ? હાચી વાત કર.

સુ–( રોતી ) આ મારા પેટમાં ઓધાન છે તે વહનો કે'ય કે "મારૂં નીં". 'માંય જે' અવે ઉં હું કરૂં ?

ઢે–( એકદમ ખીજાઇને ) તીયાર ફીવા તીના બાપનું ? મરી આને–મલે તો તીને ઊભો ને ઊભો ચીરી લાખું !

સુ-(માતી લાગણીથી હિંમતવાન બનતી) ને મરી ગ્યો દિ'હ ની જુએ ને રાત ની' જુએ થાકેલાની પડી નીં ને તબીઅતની દરકાર નીં. આ તે કૈં જુલમ! મારી જાતની પતર ધમી લાખી ને કનનો એવો કાચો કે કોઈએ ચડાવ્યો એટલે આવું કયરૂં!

ઢે-(સાશંક) તે તું'ઓ કાં પાધરી છો! મને હો કોઈએ કે'યલું કે તું તારા ધણીઆમા હાથે ઓઢી ઓઢીને બોવ વાત કરે. બધું ખમાય પણું એ હાવે હું જે!

સુખલી-(રીસમાં) તું ને માય કરલી કોણે ઓઢે? હું આરા કપરા જે? જરીપણ ઓયદાં એટલે હું થેઈ ગ્યું? મુઓ એક ઘડી નવરી તો પડવા નીં દે નં ઉપરથી— (રૈડવા મંડે છે)

ઢે-અવે રડે હું કરવા! છાની મરની!

સુ તે જ હારૂં થતે ચક્કરીયા દરામાં પડતે તો! છાનીમાની જ મરતે ને તીઆર તને ગમતે!

ઢે-દરામાં પડે તારો વેરી. ઉં બેઠલી છું તાં હુધી તું હુંકા દરામાં પડે. પણ આ બે વાત તો નારા હારાને હારૂં કરી. એવાં રે'ઇએ કે આપણી વાત કોઇ હું કરે?

સુ-(સનિશ્વાસ) દુખરાંને વાતની નવઇ? ઉં તો પધ્ધાંની વાત હાંભરતી છું. ભલભલી ને જાતજાતની. ને તું નીં જાણે હું? ભગવાને દુખરાંનો અવતાર તો આયપો પણ આ વાત હુંકા હાથે આપેલી ઓઢે!

ઢે-ઇમાં ભગવાનનો વાંક હેનો કાઢે. આપણું નસીબ ફુટેલું.

સુ-નસીબ! નસીબ! આખો દા'ડો નસીબ નસીબ કરીઆ કરે. પણ દુખરાંને હાઈ જ નસીબ સરજેલું છે કે? આ મેં માર ખાધો ધણીયામાની હાથે ઓઢી તીમાં! ને ધણીઆમો મને રોજ કંઇ કંઇ કેઇને પૂછીને ઓઢાવે તી ને તો કોઇથી તો જરીપણ પૂછાતું નથી. એ તીનું નસીબ એમને? દુખરાંના જ નસીબ કેમ ફૂટેલાં?

ઢેકરી (વિચારમાં પડી સનિઃશ્વાસ) વાત તો તારી હાચી! દુખરાંનાં જ નસીબ ફુટેલાં રે'તા દેહું! બીજા બધાનાં નસીબ હારાં!

સુ-તીઆર હી તો હું! મને મારા ધણીએ મારી! ભલે મારી! પણ તીનથી ધણીયામાને જરી પણ પૂછાહે? પૂછે તો ખરો મરદ!

ઢેકરી-ન સમજાય એવી વાત છે ને એવડી ઊંડી હમજ ઓતે તો દુખરાં હુંકા થતે?

નંદી-(સુખલીની નાની બેન) હેં માય તીઆર ટૂંકી હમજને કારણે જ આપણે દુખરાં છીએ એમને?

ઢેકરી-(મુંઝવાઇ) કોણ જાણે! ભગવાન જાણે દીકરા! ઇની કરામતમાં હું હમજ પડે! (આકાશ ભણી જુએ છે. કદાચ ત્યાં વસનારો એનો ભગવાન કોઇ નવી કરામત તો ન કરી પાડે એવા ભયથી)

સુખલી-(તીવ્ર કટુતાથી) કરામત ને ભગવાન! રાત ને દા'ડા રરીયે તો હોં પૂરૂં નીં થાય. પછી ધણીઆમા હાથે જખ મારીને હારૂં રાખવું જ પડે કે નીં? ને તેમ નીં રાખે તો આપદાના ભારા! આમ કરે તો ડગોરા ને તેમ કરે તો આપદા!

ઢોકી-(નિસાસો નાંખતી) એવું જ તો ચાલતું દેહું! પણ આપુંથી હું થાય? જખ મારવા વગર રસ્તો નથી.

(એટલામાં મંછો પાલો લઇને આવે છે. પ્રભાતનાં સૂર્યનાં કિરણ ફૂટી રહ્યાં છે. બધી વ્યથા, બધી ફરીઆદ, બધી ચિંતા, અને થાક ભૂલીને કામે જવાની તૈયારી થવા લાગી છે.)

પડદો

[બીજે દિવસે વાસ ઉપર ખબર પડી ગઇ કે પંચ ભેગી થવાની હતી. મંછાને પણ ખબર આપવામાં આવી હતી. તેને એમ પણ જણાવવામાં આવ્યું હતું કે સુખલીને પણ હાજર કરવી.

સાંજે: ગામને પાદરે પીકામાં પંચ ભેગી થઇ છે. બે દિવસથી વરસાદ બંધ હતો. એટલે પીકાંની પાસેના મેદાનમાં બધા બેઠા છે. ઘરડા છે; જુવાન છે અને છોકરાં પણ છે. સૌએ સૌની શક્તિ અનુસાર થોડો થોડો દારૂ પી લીધો છે. મંછો હજી આવ્યો નથી. વહનો અને બીજા કેટલાક ત્યાં ક્યારના વિરાજમાન થયેલા છે.]

કસ્લો-વહના ! થોડું પા પટલને જે તારું કામ થાય !

વહનો-મારી તો વાત હાચી છે, પછી એવું પાવાનું શું કામ ?

પાંચીઓ-ખરી વાત છે ! એ શું કા પાય ? જીરે ગુનો કર્યો ઓય તે પાય !

કસ્લો-(હસીને) વાત તો તારી હાચી પાંચીઆ ! વહનાનો તો મેં જ ગુનો જ ની કેમ ? અમા તીઆર આજ હુધી હુંકા રાખેલા ?

વહનો-મારા મનથી કે હાકુ હુધરી જહે.

કસ્લો-તે અજી ઓ શું બગડી ગેયલું છે ?

પાંચીઓ-તે તું શું જાણે ? ઈના ઘરની વાત એ જાણે.

કસ્લો-અરે બે તીઆર પંચનું શું કામ પયડું ? ઇના ઘરની વાત એ જણતો ઓય તો પંચનું શું કામ ? કેમ રામલા ?

રામલો-ખરી વાત વરી ! ને હહરો વહનો હો કાં પાધરો છે !

વહનો-( તેના તરફ આંખ કાઢી ) તે મેં શું કેયરું જે ?

રા-તું જાણે ની શું જે ? ને બીજા આંધરા નથી હં. વહના !

પાંચીઓ-તું જ જાણતો દે શું તે કે ની વાર !

રા-મારી પાહે તું બોલાત ના અમથો ! ની તો મારે બધું કહેવું પડહે !

વહનો-એમ પતાવી ખાવાના નથી હેં રામલા !

રા-ને એમ દાદાગીરી બૈરી પર કરવાની ! આખી રેતે પૂરા દાંડાવારી સુખલીને બરેલી બાઢી તરીને ગંધકમાં નાહવું પયડું તે તારા વાંક વગર ?

વહનો-અહીં તો ચોકખી વાત છે.

રા-તે તો થોડી વારમાં જણાહે કેની !

વહનો-(ઉશ્કેરાઈને) અવે થોડીવારમાં જણાવાનું ! ને બાકી શું કરી લહે જે ! જા મારલી ! ભતરવટ્ટ મારલી !

રા-(સખ્તાઈથી) એ સાપરી રેવા દે ! ને રોફ બીજા ઉપર કરજે. સુખલીની ફીવરમાં (in favour) અમે, પટેલ ને બીજાઓ છે હેં !

વહનો-(ઢીલો પડી) અવે લે લે. કલાભાઈ ને રામભાઈ માટે વરી તમારી આગર સાપરી કેવી ! (પાંચીઆને) જા તો પાંચા થોડો લીઆવ તો...

( પાંચો જાય છે)

( થોડે દૂર બીજી એક ટોળકી બેઠી છે ત્યાં )

નથીઓ-( પીતાં પીતાં ) પીરા, લહે, મઝા આવવાની !

કશનો-(રંગમાં) કેવીક નથીઆ ?

ન-અરે તું જોજે તો ખરો ! હું તો હીધો જ સુખલીને પૂછવાનો છું.

ક-શું પૂછવાનો તું વરી ?

ન-કે બોલ સુખલી કોનું બી છે ? મારી સાસુએ મને પરણવા ના કે'યલી !

શુક્કર-( દારૂથી મસ્ત બની ડોલતો ) અવુવુવે કોણ-કોણ પૂછવા વારૂ છે ?

ન-(આંખ પહોળી કરતો) કેમ હું ! બીજું કોણ ?

શુ-તુ-તુ-તું-તું કોણ ?

ન-પંચનો પટલ.

શુ-(નશામાં જ) હહરા તારું જ ઓહે.

ન ( ક્રોધમાં ઊભો થઈ ) શું બોલ્યો ? તારી માનો ચોર મારું ! (શુકરનો હાથ પકડી ઠોંસો મારે છે)

શુ-(નશામાં) તુ-તુ-તું-તું જ !

ન-(શુકરના વાંસામાં એક ઢીક મારી, ગબડાવતો) તારી માની-જાડું નામ લેય !

શુ-(જમીન પર પડ્યો પડ્યો) તુ તુ તુ તું જ !

(બીજા વચમાં પડે છે. ને નથીઆને આઘો લઈ જાય છે. )

પરાગ-ઇને શું કે'ય ! પાસેલું કેટલું છે ? ભાન હો નથી હહરાને !

નથીઓ-( ક્રોધાન્વિત ) હું કોણ ! નથીઓ પટલ ! મને ગમે તે પૂછવાનો હક્ક ! હાવે તેં પૂછું.

ને એ શુક્રીયો કોણુ ? ( પરાગનો હાથ ઝટકારતો શુક્કર.ભણી રીડ કરે છે ) આજ તો ઇને બરાબર ખબર પાડું.

પરાગ—( તેનો હાથ પાછો પકડી ) અવે રાખ, રાખ ! કુતરું કરડે તીને કોઇ કડવા દોડે છું !

ન—નીં ઉં ઇને આજ ખબર પાડવાનો જ. ( પરાગ ને બીજો એક જણુ જોરથી તેને બેસાડી પાડે છે. )

( ત્રીજી ટોળકી બેઠેલ છે ત્યાં )

ભંગીઓ—લે પીરા મગનો ઇ ! પી, પી ! ફરી પાછો કોણુ જાણુ કીઆર લાગ આવહે !

મગનો—નીં ભાઇ ઉં તો નીં પીવાનો ! મને એ નીં ફાવે.

ભં—( હસીને ) એહેહેહે ! દેહઇ થેઇ ગીઓ !

મ—નીં ભાઇ ! ઉં વરી કાનો દેહઇ ! ને તે હો કાં નથી લેતા ?

ભ—(રંગમાં) અરે તે તો ઘેર બેઠાં મગાવે ! મારા એક ઓરખાણુવારાની વાત કેંઉ ?

છનીઓ—( પીતો પીતો ) કે'ની મઝા આવહે ! આવહે !

ભં—(બરાબર મસ્ત બની) તીણે દારૂ પીધલો તે થોડોક વધારે લેવાઇ ગેયલો. પછી તો ધેતીયું કાઢીને જે નાચવા લાયગો તે અમે તો ઓઢી ઓઢીને વાંકા વરી ગીઆ. બદ્ધાએ જોયું તીયાર તીને પકડીને ધોતીયું પે'રાયવું. તોં વરી કાઢી કાઢી નાખીને ફરી નાચવા લાયગો-(અટકી દારૂ પીએ છે અને ધૂનમાં નાચવા લાગે છે) આમે જ!

( બધા ખડખડાટ હસી પડે છે. )

છનીઓ—વહનો ફારગતી લેવાનો કે નહીં ?

ભંગીઓ—હાસ્તો ! સુખલીને કોણુ હધરે અવે !

મગનો—કેમ અવે હું થેઇ ગ્યું ?

ભં—તણુચાર તો લોંઠા થેઇ ગીઆં ને હાહુ રોજ તો માંદી.

મ—( સહાનુભૂતિથી ) તે વહનો ડીકણીઆં ઓછાં મારે કેની ?

છ—એ તો બૈરાં ને ડોબાં મારને જ લાગનાં. મારે ડાણું દો'વા દે ને ભુંધે નાર પાંસરી.

મ—ને વહનો કેવોક ડાહ્યો છે ?

ભં—એ તો આપણે તો એવા જ !

મ—'એવા જ' કે'વહે સિદ્ધ થેઇ હું ! મારી હાહુનો વહનો ધાલે રોજ ! હું બચે તીની પાંહે ! ને આવી મોંઘવારી. લોંઠા તો માય પાંહેજ રોકલો માંગે કની ? વહનાને કે'ય તો ડગોરો લે. બચારી બૈરાં ! ધણીઆમા હાથે હારૂં રાખવું જ પડે ને નીં તો પૂરૂં હો થાય હું જે !

છ—તારી વાત છેક લાખી દેવા જેવી નથી મગના !

ભં—(જરા ગાંભીર્યથી) બધું ખરૂં પણુ એમ હો કાં પૂરૂં થતું છે જે ? મેં તો કોઇ દા'ડો નીરાંતે કે પેટભરીને ખાધું નથી.

મગનો-તીઆર દારૂ હુકા પીએ ?

ભં—એ તો નવ્વાણું તાં ભાયરા સો ! આમ ઓ ભૂખે ને તેમ હો ભૂખે ! જે ઘડીભર મોજ પડી ને ભૂલાયું તે.

મ—ને છતાં આજે આપણે નીયાંવ કરવા બેહવાના !

ભં—(સંસાર સરસા છતાં વિરક્તમન સાધુની અદાથી) એ તો એમેજ ચાલવાનું. વહનો પીવાનો. સુખલીને ધણીઆમા હાથે હારૂં રાખવું પડવાનું. વડનો મારવાનો ને પંચ નીયાવ કરવાના. એ તો એમે જ ચાલવાનું આ દુનિયામાં.

મ—એમ તે કેમ હોય ?

છ-તીઆર કેમ થહે ?

મ—(શ્રદ્ધાથી) બધ્ધું ફેરવાહે ! ઇમાં ચાલે જ નીં કે ની ? જોની ખેડવાથી અમે તેવો વાડો પણુ ફક્કા ખેતર બનાને કપાસ પકવે. તો આપણે તો માણુસ. કેમ નહીં સુધરવાના ? સુધરવું જ !

( એટલામાં કોઇકે બૂમ પાડી ને બધાં ભેગા થઇ ગયા. )

પરશુ પટેલ—ચાલો અવે મુદ્દામ વાત પર આવે ! વહના, તારું હું છે?

નથીઓ—રાખ પરશુ ! પહેલાં કબૂલ કરાવ કે, આજનો ખર્ચો કોણુ આપહે ?

ભં—કોણુ હું વરી ? જીનો ગુનો કરે તે !

બધા—બરાબર ! બરાબર !

નથીઓ-(આજુબાજુ નજર ફેરવી મંછાને જોઇ) મંછા સુખલી કાં છે !

મં-(નમ્રતાથી) તીનું હું અહીં કામ છે ?

નથીઓ-તે તું ની જાણે હું ?

ભંગીયો-નવો થીઓ આહે !

વહનો-( કડકાઇથી ) તીને અહીં લાવવી પડહે !

મં-( ઝીણી આંખ કરી ) અને ની લાવે તો !

વહનો-તે ની ચાલે. મારી હાહુ ચારા કરવાના, ફાવે તેમ રખડવાનું ને ઉપરથી દમદાટી.

મં-તે તુંઓ કાં પાધરો છે !

વહનો-તારી પોરી કરનાં તો હારો !

મં-જાણેલો મારો ! તું કેટલાં પાણીમાં છે તે. ઉ નથી જાણતો એમ માનતો છે કે ?

વહનો-(ઉશ્કેરાઇને) તે તું હું કરવાનો છે જો ?

મંછો (તેટલા જ જોરથી) ને તું હું કરવાનો છે ?

વહનો-જોવું ઉ ? ( બેઠો થવા કરે છે )

મંછો-(નિરાંતે) જોયલાં. મારી પોરીને ધાલીને, અંધીગતે એવી બેસુમાર ભધકારી કે અંધીરાતે કાદવકીચ્ચડમાં સાપનાં ડોકાં છુંદની ને કાંકાં ઉભાતી ખાડીમાં થેઇને તીને મારા ઘેર હુધી નાહી જવું પયડું. જોયનું તારું એ મરદપણું !

વહનો-તે તારી પોરી ઓછી છે હું ? પૂછી જોજે તીને કે તીચે હું કામ કરલુ છે.

મં-પૂછનું. હવરો ખોટાં આળ ચડાવે.

વહનો-(ઊભો થઇ) ઉં ખોટો ને તારી પોરી હાચી. ( વાત જરા વધી પડે છે પટેલ ને બીજા તેમને શાંત પાડે છે )

રામલો-(હસીને) અસ્યા તમે જ લડીને નીકાલ પાડવાના હેઉં તો અહીં પંચ હું કા ભેગી કરી ?

છનીયો-ખરી વાત છે. તમે જ હને હારૂ કચાટ કર્યા કરતા છો.

પરશુ પટેલ-(પટલાઇના ગૌરવથી) જો મંછા ! આ વહનો કે'ય કે તારી પોરીના પેટમાં ઓધાન છે તે એનું નથી.

મંછો-તીઆર ઈના કીના બાપનું ?

પરશુ-એમ અકરાઇને લવરી નો કર. તારી પોરીને તું કેમ ની લાયવો ? તીનું હું કહેવું છે તે પૂછતે ને !

મંછો-તીના વતીનો ઉં ઉંઉં. મને પૂછો.

પરશુ-તે ની ચાલે.

મંછો-(દૃઢતાથી) તો તે ની આવવાની.

પરશુ-પંચનું કે'યનું બધાને કરવું પડે.

મંછો-વાજબી ઑય તે.

પરશુ-પંચ એટલે પરમેશ્વર.

મં-તે જે ઑય તે.

ભં-મંછા ચાલતી આવતી રીતમાં ફેરફાર ની પડે.

મં-મારે કરવો છે.

પ-પણ પંચ તીઆર નથી, તીનું હું ?

મં-તો પંચને ફાવે તે કરે.

(બધા સડક થઇ જાય છે. અને પછી 'પંચનું અપમાન !' એમ ગણગણે છે. ) .

પરશુ પટેલ-(કડકાઇથી) તો સાંભળ ફેંસલો. (બધા ચુપકીદીથી સાંભળે છે ) તુંએ પંચનું અપમાન કયરું છે. પંચ વહનાની વાત હાચી માનતી છે. પંચ વહનાને ફારગતી અપાવવાની. ને તીમાં તારે બે વીસ રૂપીઆ વહનાને આપવાના, ને પંચનું અપમાન કરવા બદલ તને આજનો ખર્ચો ને રૂપીઆ વીહનો દંડ

મં-પણ મારી વાત તો હાંભર હે કે ની ?

પરશુ-બીલકુલ ની. તારા તો મગજમાં ગજ ઘાલેલો છે. આજ હુધીમાં ની થેયલું એવું તેં કયરું છે. તારા જેવા ઑય ઘણા તો પંચની કંઇ કીંમત જ ની રે'ય.

મં-ને વહનાને પૈસા ની આપું ને પંચનો દંડ ની ભરૂં તો ?

નથ્થો-તો આજથી તું નીઆત બહાર.

મં-મારે બે વાત વહનાને પૂછવાની છે.

નથ્થો-હું પૂછવાનો છે ?

વ-પૂછી લે. બે શું બાપીશ.

મં-અસ્યા વહના, તેં સુખલીને કોઈ દા'ડા કોઇ હાથે જોયલી હું ?

વ-એવું બનતું ઑય કે હું ?

મં–તો તું શા ઉપરથી ઇના પર આળ ચડાવે છે. ?

વ–કેમ મારી અક્કલ મરી ગેયલી છે કું જે !

પશુ–તું વાહીઆત જેવી વાત નો કર મંછા. ને હીધે હીધો તણ વીહ રૂપીઆ લાવ.

મં–મારાથી તે નીં બનવાનું.

(બધા સડક થઇ જાય છે)

નથ્થો–તને ભાન છે કે મંછા ?

મં–મારી ફકર તું નો કર નથીઆ !

નથ્થો–(ખીજવાઇને) તું તો ફાપટો કે કું ? આ તો જરા ધીરથી વાત કરી તો અભિમાનનો પાર નીં. તને ખબર નથી કે નીઅત બા'રની કું દશા થય.

મં–(પહેલી જ વાર કકરો બની) ગમ્મે તે થાય તીની ફકર તું નો કરતો. નથીઆ ! વહનો જુઠ્ઠો છે. નથીઓ પીધેલો છે ને પંચ મલી ગયેલી છે. કું દંડ ભરવાનો નથી ને વહનાને રૂપીઆ પણ આપવાનો નથી. તમારાથી થાય તે કરી લેજો.

(મંછો ઊઠીને ચાલવા માંડે છે. પંચ એને ખબર પાડવાની પ્રતિજ્ઞા લે છે. પછી કેટલાક વિખેરાય છે ને કેટલાક ઠરીને પીએ છે.)

(પડદો)

[ મંછાને છાપરે. થોડું અંધારું થાય છે ત્યારે મંછો આવે છે. બધાં એની રાહ જોતાં બેઠેલાં છે. મંછો ચુપચુપ નતમસ્તકે અંદર દાખલ થાય છે. છાપરામાં એક ચીમની વિનાનો દિવો બળી રહેલો છે. સુખલી ને તેની બહેનો નંદી ને કમળી એક બાજુ બેઠેલાં છે. ઢેડકી રોટલા ઘડી રહી છે. મંછો આવી ને ચુલા પાસે બેસે છે. સુખલી અને તેની બહેનો પણ પાસેથી ખસી આવે છે.)

ઢેડકી–(મંછાનું ઉદાસ મોં જોઇ) કેમ કું થયું પંચમાં ?

મંછો–(નીસાસો નાંખી) અવે થીયું ને નીં થીયું.

ઢે–તીમાં નીસાસ કું કા ઘ.બે !

મં–તીઆર બીજું કું કરું ? તાં પંચ ઘુરેકે ને તું અહીં ટોણું મારે. અવે મારે–

સુખલી–(વચ્ચે જ) પણ મોટા વાત તો કરતાં કું થીયું તેની !

ઢે–(રીસમાં) ઇન તો ઉં જ નડતી હું. જીઆર ઓય તીઆર પણ ઉં નીં ઓત તો ખબર પડતે, કે ઘર કેમ ચલાવાય ને દુનિયામાં કેમ રે'વાય.

મં–(ગૂઢભાવે) તે અવે જ હમજાહે. ઘર ચલાવવામાં ને દુનિયામાં રે'વામાં.

સુ–(અકળાઇને) પણ થીયું હું તે તો વાત કર.

મં–આપણુને પંચે નીઆત બાહર મૂપકી.

ઢે–(સ્તબ્ધ બની) કેમ ?

મં–ખુશી પંચની.

સુ–પંચની એવી ખુશીનું કારણ ?

મં–પંચ જાણે.

ઢે–(અધીરાઇથી) ઘું-માંડીને વાત કર. તીઆર હમજાય કે તું તાં કું ધારી આવલો છે.

મં–એક તો બધા પીને ચકચુર થેઇ ગેયલા. ને પછી કે'યકે "તારી પોરીને અહીં હાજર કર ! તીને કેમ નીં લાયવો."

ઢેડકી–હાજર કરીને કું કરવાનો ઉતો જે.

મં–ઇને પૂછવાનો ઉતો,–પેલો નથીઓ. હીધું પૂછવાનો ઉતો સુખલીને.

ઢે–(સરોષ) મરી આ એ કરવા કું બો પંચવારા.

સુ–પછી મોટા ?

મં–પછી મેં કે'યું કે ઉં આવેલો છું. જે પૂછવું ઓય તે પૂછો મને

મં–તીઆર કે'ય કે "તે નીં ચાલે." મેં કે'યું કે "મારાથી તે નીં બનવાનું. મારી પોરી અહીં નીં આવે." પંચ ખીજવાયું. ને ચાલી રૂપીઆ વહનાને ફારગતીના આપણે આપવાના ને વીહ રૂપીઆ પંચને દંડ ભરવાનો.

સુ–(સદુઃખ) હાય, હાય રે એ કેમ થવાનું !

ઢે–ને તુંએ પંચનું કે'યલું કરવા ના કે'ઇ ?

મં–હારતો.

ઢે કું હારતો. જરીપણ અકકલ હોય તીઆર કેની ?

મં-( ખાંખણીમાં ) તારામાં દેહું તો તું શું કા તાં નીં ગેયલી !

દે-( વ્યંગમાં ) અવે રે', રે' ! મરદ થેઇને શું કે'તો ઓંહે મને ! ચુડી પે'ર ચુડી !

મં-તું લવરી બંધ કર હે.

દે-નીં તો શું કરવાનો છે જે વરી !

મં-હાડકાં હીધાં થેઇ જહે.

દે-( રોતી ) અરે રામ ! આટલે વરહે મારે એ અજી બાકી છે. મરી આને આ પોરી બેઠલી છે તીની હો હરમ નીં લાગી.

મં-( શરમાતો ) પણ તીઆર તું પીંજવે શું કામ !

દે-તે ખીજવે તેવું તો કર્યું છે ! નીઆત જાત વગર કેં ચાલે ? હાજે માંદે સો કોઇની જરૂર પડે ને મરી જાય તીઆર ઉચકવા ચાર આદમીયો જોઇએ.

મં-ચાલ તીઆર તું કે'ય તેમ કરીએ.

દે-તો પંચને મનાવ.

મં-તે કેમ કરતાં માને ?

દે-દંડ ભર ને વહનાને ફારગતીના રૂપીઆ આપ. થોડાં કાલાવાલા કરજે. પટેલ બટેલને પાજે જે થોડા ખણુ ઓછા કરે.

મં-ને એમ કે'ય કે બધ્ધુ ખરું પણ સુખલીને પંચમાં લાવ તોજ નીકાલ આવે તો ?

દેડકી-( વિચારમાં પડી ) દંડ લીધા પછી એવું થાય શું ?

મં-કોણે કે'યું નીં થાય. પંચ વાશ તો નાગા છે.

દે-ને તું હાંડેલો ? પંચ નાગી ને તું શાહુકાર !

મં-તે ઉં કા એમ કે'તો છું ?

દે-તે બધ્ધું ખરું. પણ પંચ મનાવ. અજી તો નંદી ને કમરીને વરાવવાનાં છે. કોણ ઇનો બાપ ઇને લેઇ જવાનો નીઆત બ્હાર મૂકે તો ?

મં-(દૃઢતાથી) તે જે થવાતું ઓય તે થાય. ઉં બધાં વાનાં કરી ચુકેલો છું. પંચને બધ્ધું કે'યું. પણ તીને તો મારી પોરીની લાજ લેવી છે. બધાં માણહની વચ્ચે મારી પોરીને ફાવે તેવું પૂછવું છે. દંડની તો એસીતેસી. પણ મારી પોરીની લાજ હું બાપ થેઇને મારા જીવતાં છતાં નીં લેવા દેઉં.

દે-તું ઓ ખરો ને તારી પોરી હો ખરી.

સુ-(સદુઃખ) બાપ તું શું કા બરાપો કરે. મોટા ! મારી દયા ખાવાની તારે જરૂર નથી. આપને તો પંચની પડી છે. એની દીકરીની નહીં. ચાલ ઉં આવી અંતડે જ પંચમાં. તે શું પૂછવાના છે વરી. (બેઠી થઇ જાય છે.)

મં-નીં તે કોઇ દાડો મારાથી નીં બને. આમનો સુરજ આમ ઊગે તો પણ મારાથી નીં બને.

દે-અ.ગર પાછરનું ભાન ઓય તો બને કે ની ?

મં-જા ! તાર જોઇએ તો તું જા પંચ પાંહે ! મારી માંઅને પૈહા ભર ! ને તેમ નીં ફાવે તો તું તારે જુદી રે. કહેજે કે તારે મારી હાથે લેવાદેવા નથી. ઉંતો જવાનો નીં ને સુખલીને હે નીં જવા દેવાનો.

દે-હું કા હારું તું જવાનો. મોટો નગરશેઠ કે' નીં ! હાડકાં વેગળાના ચાશ તો માંડેલા છે.

સુ-માય તું અવે વધારે બોલવાની છે કે ?

દે-(રોષમાં) તે તું મને કોણ પૂછનારી ?

સુ-( કટુતાથી ) ઉં તો કોઇ નથી પૂછનારી. (રોતી) આ માય ઓંહે કે પેલા જલમની વેરી. મોટા ! માફ કરજે બોલ્યું ચાલ્યું. ચફ્રીઓ દયા વગર મને બીજું કોઇ હંઘરે એવું નથી.

દે-તો આ નહક શું કા કરીઆ કરે. જા નીં પેશો રીઓ દરો.

સુ-તું માણહ જ નથી. પણ સુખી રે'જે. (ઉઠીને ચાલતી) વખાની મારી અહીં આવી તો ઉપરથી ટાણું. આ તો ઓલામાંથી ચુલામાં ! દુ:ખના માથરાં વનમાં ગીઆં તે તાંઓ દવ લાગ્યો મરો આ વહનાએ હાંચું જ કે'યતું કે "તારી માય પણ તને પગ નીં મૂકવા દે હે, તીના છાપરામાં," પણ દરો થોડો ના કે'વાનો છે !

દે-તે મરો આનું નામ નો લે. વહનાએ જ આ આગ લગાડેલી છે કે નો !

સુ-તીમાં તારે શું છે ! ભોગવવા વારી તો ઉં છું. (ચાલવા માંડે છે એટલે નંદી ને કમરી બાઝી પડે છે મંછો શૂન્યમનસ્ક બેસીને જોયા કરે છે.)

ઢેડકી-(ઊઠીને તેનો હાથ પકડી) અવે કર, ને ઠાવા દે !

સુ-દરામાં કાયમને હારૂ જ કરી જવાની એટલે તું કરજે. ને સુખી થજે.

ઢે-(હારીને) બાપા પગે લાગું તું બેસસે હવે. ભૂલ થેઈ મારી. પછી છે કૈં ?

સું-તારી હેની ભૂલ ! મારી જ ભૂલ કે અધધી. રાતે અંધારામાં ખાડી તરીને તારે છાપરે આવી. એ ખાડીને ઓ કોણ જાણે શું થયું કે મને તાણી નીં ગેઈ. ને રસ્તે કેથો સાપ હો નીં કરડ્યો. તાં જ મરી જતે તો આ બધું તો નીં થતે.

ઢે-ભઈ તું કૈંય તે બધ્ધું હાચું પછી છે કૈં ? પણ અવે અંહીં બેસસે !

મં-સુખલી ઘરમાં બેસ ! બોઉ થીયું. એમ મરવાનું નથી. જાં હુધી ઉં જીવતો છું તાં હુધી તારૂં નામ કોણ લેઈ શકે ? પંચ વગર તો હું પણ તારી માય વગર હો મારે ચાલહે ! રરડું ને ખાહું. મજુરી કરતું તો કોઇ અટકાવાતું નથી !

(નંદી ને કમરી સુખલીને અંદર ખેંચી લાવે છે)

(પડદો)

(બીજે દિવસે સવારમાં બધાં કામે ગયાં છે. સુખલી ઘરે છે. મંછો પણ હજી ગયો નથી.)

સુ-(બાપ સાથે એકાંત મળતાં) મોટા મારે હારૂ કરીને તારે બોવ વેઠવા પડવાનું.

મં-એ શું વાત કરે ! બાપ છું ને ? ને કોને હારૂ વેઠતો છું. (છાતી પર હાથ મૂકી) મારા લોહી ને હારૂ. ઇમાં કોઇના ઉપર પાડ નથી.

સુ-તે બધું ખરૂં પણ કોણ આ જમાનામાં એવું કરે ? જો ની મારી માય હો તો મારાથી આધી. (જરા અટકી) મને તું જવા દે !

મં-(સચેત બની) કાં ?

સુ-જાં નસીબ લેઇ જાય તાં.

મં-છટ્ ! ઉં હું નામરદ છું કે જે એમ બીઉં ને તારી માયને તો સુવાવી દીધેલું છે કે ગભરાટ છુટતો. ઓય તો સુખેથી જુદી રે ! હું માણહ છું. મારી દીકરીની આબરૂ મારી આબરૂ છે. મરી ગેયલાં ઢોરાંને જેમ ગીધડાં ચુંથે તેમ તને તાં પંચમાં બધાંને વારાફરતી પૂછીને ચુંથવા માંગથી નીં દેવાય —ઉં નીં દેઉં. મરી જવાય તો ભલે ! બાપ છું. જીવવું તો હાથે ને મરહું તો હાથે ! તારાં દુઃખની સમે હું નીં ઉભો રહું તો મારી માણહાઇ લાજે ! પછી ઉં માણહ જ નીં !

(ને તેજ વખતે દૂર પૂર્વમાં અરુણની પહેલી આભા ઝબૂકી. પૃથ્વી ઉપર પ્રકાશનું એક કિરણ પડ્યું. મંછાના પાંચ પંદર કાણા વાળા ડગલામાંથી જાણે મૂર્તિમંત માનવતા હસતી ને કૂદતી બહાર આવીને નાચતી નાચતી છાપરાંની ફરતેની લીલી ઘાસમાં રમવા લાગી ને હસી ઊઠી.)

(પડદો)

★



[સારાયે એશિયામાં ક્રાંતિના જે વાવટા ફરકી રહ્યા છે એના જ એક ભાગ રૂપે આજે બરમામાં કમ્યુનિસ્ટો અને તખીન નૂની સરકાર વચ્ચે જંગ ખેલાઈ રહ્યો છે. મૂડીવાદની અખબારી દુનિયાએ આ જંગના સ્વરૂપને વિકૃત રીતે રજૂ કર્યું છે, પરંતુ હકીકત એથી તદ્દન નિરાળી જ છે. વાસ્તવમાં કમ્યુનિસ્ટો જે જંગ ખેલે છે એ કોઈ ત્રાસની, બરબાદીની કે દેશની તબાહીની પ્રવૃત્તિ નથી. એટલે જ તો એને ઓંગસાનના સ્વયંસેવક દળનો ટેકો મળ્યો છે અને એટલા ખાતર જ ખુદ તખીન નૂના લશ્કરની ટુકડીએ એની સામે બળવો ફૂંક્યો છે. બરમાના આજના આંતરવિગ્રહના કારણ બ્રહ્મી 'આઝાદીને' નામે ઓળખાતા નૂ એટલી કરારમાં રહેલાં છે. એ કરાર બરમાને આઝાદી નથી બક્ષતા પરંતુ એ જ પુરાણી ગુલામી જરા નવા પલટાએલા સ્વરૂપે, ચાલુ રાખે છે. માટે એ ગુલામીની જંજીરોને તોડવા બરમાનાં પ્રગતિશીલ બળો આજે જંગ ખેલી રહ્યા છે. લેખક એ જંગની સમસ્યાને અહીં રજૂ કરે છે.
સંપાદક]

# બ્રહ્મ દેશની ક્રાંતિ

લેખક : ચીમન મહેતા

૧૯૩૦માં થરાવાદી ક્રાંતિના દિવસોમાં બ્રિટિશ શહીવાદના દાંત-ખાટા કરનારી અને બીજા વિશ્વયુદ્ધના દિવસોમાં જપાની ફાસિસ્ટોના છક્કા છોડાવનારી બ્રહ્મી જનતાએ ફરી ક્રાંતિની મશાલ ચેતવી છે.

આજે બરમામાં લોકશાહી અને પ્રત્યાઘાતી વચ્ચેનો જંગ, કમ્યુનિસ્ટો, ઓંગસાનના સ્વયંસેવક દળ પી. બી. ઓ. તથા બ્રહ્મી પ્રગતિશીલો અને બ્રિટિશરો સમક્ષ ઝૂકતી તખીન નૂની સરકાર વચ્ચેનો જંગ, ખૂનકાર બની હજારો માઈલના પ્રદેશ પર ઉગ્ર રીતે ખેલાઈ રહ્યો છે.

રંગૂનથી માંડલે તક મધ્ય બરમાના પ્રદેશ તથા આરાકાનની પહાડીઓનો મુલક આજે ક્રાંતિનું સમરાંગણ બની ચૂક્યો છે.

છેલ્લા ખબર છે કે બ્રહ્મી ગેરિલાઓની સમરભૂમિ હવે દક્ષિણમાં બસીન બંદર તક અને ઉત્તરમાં કોચિન પહાડીઓ અને સાત રિયાસત તક ફેલાઈ છે.

અમુક મોટાં શહેરો સિવાય ગામડાઓ તથા જંગલનો મોટા ભાગનો પ્રદેશ આજે ક્રાંતિકારીઓના કબજા હેઠળ ચાલ્યો ગયો છે.

સારાયે બરમામાં વડા પ્રધાન તખીન નુની સરકાર સામે વિરોધ વંટોળ વ્યાપક સ્વરૂપ ધારણ કરી ચૂક્યો છે. બ્રહ્મી આઝાદીને નામે ઓળખાતા નુ-એટલી કરારનો બરમાના તમામ પ્રગતિશીલ બળોએ વિરોધ કર્યો છે. ખુદ એમના જ પક્ષના સંખ્યાબંધ અનુયાયીઓએ એમની નીતિને ફગાવી દીધી છે. કારણ કે નુ-એટલી કરાર અનુસાર—

● બરમાને માત્ર બ્રિટિશ લશ્કરી મિશનોજ આવકારવાના રહે છે. બ્રિટિશ સામ્રાજ્યની મહારનો કોઈ

દેશના પણ લશ્કરી મિશનોને એ આવકારી શકે નહિ.

● બરમાના હવાઇ મથકોનો બ્રિટિશરો ઉપયોગ કરી શકે.

● હવાઇ મથકો જેવા હક્કો બંદરો અંગે પણ બ્રિટિશરો ભોગવી શકે.

આમ આવા લશ્કરી કરાર દ્વારા 'આઝાદ' બરમાને બ્રિટિશરો બ્રિટિશ સામ્રાજ્ય સાથે સાંકળી દે છે તો આર્થિક રીતે એમની પુરાણી ગુલામી તેઓ ચાલુ રાખે છે.

● રાષ્ટ્રીયકરણની યોજનાને અમલમાં મૂકતાં પહેલાં બરમાના ઉદ્યોગોમાં બ્રિટિશરોએ રોકેલી મૂડીનો ( લગભગ ૬૫ કરોડ ) વ્યાજથી બદલો આપવાનો રહેશે.

● ૪૯ કરોડ રૂપિયાનું બરમા પાસેથી નીકળતું બ્રિટનનું લેણું ૧૯૫૨ પછીના ૨૦ વરસ દરમિયાનમાં હપ્તાવાર ચૂકવવાનું રહેશે.

● યુદ્ધને કારણે બરમાના વેરવિખેર બનેલા આર્થિક તંત્રને પાયા પર મૂકવા બ્રિટને આપેલા ૧૧૩ કરોડ રૂપિયા ૨૦ વરસ દરમિયાન બ્રિટનને પાછા ભરપાઇ કરવાના રહેશે.

આમ બધું મળીને કુલ ૨૨૭ કરોડ રૂપિયાનું દેવું નૂ-એટલી કરાર દ્વારા બરમા પર ઠોકવામાં આવ્યું છે. આ દેવું જ્યાં સુધી બરમા ઇંગ્લાંડને ચૂકવી ન દે ત્યાં સુધી બરમાનો આર્થિક વિકાસ બ્રિટન રૂંધી શકશે. અને એ વાત સૌ કોઇ જાણે છે કે બરમા આ મોટું દેવું ચૂકવી શકે એમ નથી. પરિણામે બ્રિટનની આર્થિક પકડ બરમા પર ચાલુ રહે છે.

યુદ્ધ પછી તરત જ ૧૯૪૬ના ઓગસ્ટ સપ્ટેમ્બરમાં બ્રિટન સામે રંગુનમાં મોટા દેખાવો થયા હતા. કામદારો, સરકારી કારકુનો તથા પોલિસો હડતાળ પર ઉતર્યા હતા અને એ વખતે બ્રિટિશ રાજ્ય ઉથલી પડવાની અણી પર હતું, પરંતુ ઓંગસાન સાથે બ્રિટિશરોએ સમાધાન કરીને એ ક્રાંતિને ખાળવાનો પ્રયાસ કર્યો. પરિણામ એ આવ્યું કે– પ્રગતિશીલ બળોમાં ફૂટ પડી અને પ્રત્યાઘાતીઓ ઉપર આવ્યા. અને એક દિવસ એવો આવ્યો કે બ્રિટિશરોના જ બાંધીયા યુ–સો દ્વારા બ્રિટિશ સાથે સમાધાન કરનાર ઓંગસાનનું મોત થયું. ત્યાર પછી ઓંગસાનની જગ્યાએ આવેલા તખીન નૂ એ ક્રાંતિને ખાળવાનો પ્રયાસ કરી રહ્યા છે પરંતુ એમાં એ નાકામિયાબ નીવડયા છે.

આજે તખીન નૂના દેશદ્રોહી સમાધાન સામે બરમામાં જંગ જગાવનાર કમ્યુનિસ્ટો પ્રત્યે બરમાની લોકશાહી બળોએ એમની સહાનુભૂતિ વ્યક્ત કરી છે અને એને સક્રિય ટેકો આપ્યો છે.

આ કમ્યુનિસ્ટો અને તખીન નૂની સરકાર વચ્ચે ૮૦ હજાર માઇલના વિસ્તારમાં જંગ ચાલી રહ્યો છે. રાજધાની રંગુનથી ફક્ત ૫૦ માઇલ દૂર કમ્યુનિસ્ટોએ એમનાં થાણાં જમાવ્યાં છે. કિસાનોના ટેકા પર કમ્યુનિસ્ટ ગેરિલાઓ એમની સામે આધુનિક હથિયારોથી લડતી નૂની સરકાર સામે જંગને વધુ ને વધુ વ્યાપક બનાવી રહ્યા છે.

છેલ્લે છેલ્લે બરમામાં બનતા ગયેલા બનાવો પરથી એ વાત સાચી થઇ જાય છે કે કમ્યુનિસ્ટોને કચડવામાં નૂની સરકાર નિષ્ફળ ગઇ છે. એટલું જ નહિ એમની પી. વી. ઓ. નામના સ્વયંસેવક દળે એમની પ્રત્યાઘાતી નીતિ સામે બળવો પુકાર્યો છે એથી હવે હજુપણ પ્રગતિશીલોના સાથમાં રાખવા તેઓ ખુદ પોતે રશીઆ તરફી છે તથા માર્ક્સવાદમાં માને છે એવું જાહેર કર્યું છે. એમના આ વિદૂષક વર્તનમાં તેઓ એટલી હદે આગળ ગયા છે કે 'માર્ક્સ', એંગલ્સ લેનીન, સ્ટેલીન, દીમિત્રોવ વગેરે માર્ક્સવાદીઓના લખાણોનો અભ્યાસ કરવા માટે વર્ગો ચલાવવાની એમણે જાહેરાત કરી હતી. પરંતુ એમની એ જાહેરાત ઉદ્દામોને છેતરવામાં નિષ્ફળ પુરવાર થઇ છે. ત્યાર પછી તો તખીન નૂએ ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણ તથા વળતર આપીને જમીનદારીનો નાશ કરવાની જાહેરાતો કરી છે. પરંતુ એમાં છેતરાવાનો બધા ઉદ્દામોએ સાફ ઇન્કાર કરી દીધો છે.

છેલ્લે છેલ્લે તખીનનુની સરકાર સામે ખુદ એના લશ્કરની કોઇક ટુકડીએ જ ઉધાડો બળવો પૂકાર્યો છે.

ઓંગસાનના સ્વયંસેવક દળ પી. બી. ઓએ પણ તખીનનની સામે ક્રાંતિની હાકલ કરી છે અને ઓંગસાનની વિધવા પણ એમાં સામેલ છે.

આમ બ્રહ્માનાં તમામ પ્રગતિશીલો તખીનનની સરકાર સામે મેદાને પડયા છે. વિશાળ બ્રહ્મી જનતાને એમને ટેકો છે એ વાત હવે બ્રહ્મી જનતાએ ગેરીલાઓને આપેલા ટેકા પરથી સાબીત થઇ ચૂકી છે.

છતાં પણ સ્થાપિત હિતોની રખવાળી કરતી તખીનનની સરકાર પોતાની સત્તા ટકાવવા મરણીયા પ્રયાસો કરી રહી છે. એનું પરિણામ એ આવ્યું છે કે આજે બ્રહ્મદેશ ખાતે સૌથી વિશાળ સત્તા બ્રિટિશ સેનાપતિ જનરલ સ્મીથ ડૂનને ચરણે ધરી દેવામાં આવી છે. આઠ મહિના પહેલાં બ્રહ્મદેશની 'આઝાદી'ની જાહેરાત પછી ફરી વખત ખુલ્લંખુલ્લાં રાજકીય સત્તા આ રીતે બરમાના દેશદ્રોહીઓએ અંગ્રેજના હાથમાં સોંપી દીધી છે. આમ આખરે એમણે દેશદ્રોહી મિકાઇ-શેકનો રાહ અપનાવ્યો છે.

છતાંયે ક્રાંતિનાં પૂર ખાળી શકવામાં તેઓ નિષ્ફળ ગયા છે. એટલે હવે પરદેશની શાહીવાદી સરકારો પાસે એમણે મદદની ભીખ માગી છે. બ્રિટન અને અમેરીકાને દરવાજે એમણે 'મદદ'ની યાચના કરી છે.

અખબારોમાં એ સમાચાર પણ આવ્યા છે કે હિંદી સરકાર પાસે પણ તખીનનની સરકારે મદદની માગણી કરી છે. અને જાણવા મળ્યું છે કે એ મદદની માગ પાછળ બરમામાં રહેતા હિંદી મૂડીવાદીઓને ટેકો છે.

આ વાત સાવ સાચી હોવી સંભવિત છે. કારણ કે બરમામાં રહેતા હિંદી મૂડીવાદીઓ અને ચેટ્ટી જમીનદારોની ૨૦૦ કરોડ ઉપરની મિલ્કત બરમામાં પડી છે. ૯૦ કેરાડ રૂપિયાની રકમ એમણે બરમાની ચોથા ભાગની જમીન પર રોકી છે. એ સિવાય બીજા ઉદ્યોગો અને વેપારમાં રોકેલી રકમનો કુલ આંકડો ૨૦૦ કરોડ પર પહોંચે છે.

બરમાની આગે બઢતી ક્રાંતિના પૂર આ હિંદી શોષકોની શોષણ લીલાને પણ જલાવી દેશે એ ડરથી તેઓએ તખીનનની મદદની માંગણીને ટેકો આપ્યો છે. છેલ્લા સમાચાર એવા આવી રહ્યા છે કે આ મૂડીવાદીઓ હિંદી સરકાર પર હવે મદદ માટે દબાણ લાવી રહ્યા છે.

પરિસ્થિતિ એ હદે પહોંચી છે કે માત્ર બ્રહ્મી સરકાર જ નહિ, બલ્કે બ્રિટિશ સરકાર પણ વિચારી રહી છે કે લોકશાહી આંદોલનની તોફાની લહેરની થપાટ ખાતી પ્રત્યાઘાતી નૂની સરકારને કોઇ બચાવી શકે એમ હોય તો એ હિંદી સરકાર જ છે.

પરંતુ વરસોથી પોતાની આઝાદી માટે લડી રહેલી હિંદી જનતાએ પોતાનાં પડોશી દેશના આઝાદી આંદોલન સાથે આવો ઘૃણિત વિશ્વાસઘાત કદી પણ નહિ થવા દેવો જોઇએ.

આજે સારાયે એશિયાની જનતા આગે બઢી રહી છે. ચીનની આઝાદ ફોજની સાથે વિએતનામ, બરમા, મલાયા અને ઇન્ડોનેશિયાની જનતા શાહીવાદના મઢપર આખરી પ્રહાર કરી રહી છે અને એક નૂતન આઝાદ અને લોકશાહી એશિયાના નિર્માણ તરફ આગે બઢી રહી છે.'

એવે સમયે શું હિંદ શાહીવાદનો ચોકીદાર બનશે? શું એશિયાની સ્વાતંત્ર્યપ્રેમી જનતાની પીઠમાં છૂરી ભોંકશે? અને એ રીતે એશિયાની ગુલામીને કાયમ રાખવાનાં કલંકનો ટીકો પોતાના કપાળ પર હંમેશ માટે લગાવશે!

હિંદી જનતાએ આવી પરિસ્થિતિનો મક્કમ મુકાબલો કરવાનો છે. હિંદી સરકારને સાફસાફ કહી દેવાનું છેઃ બરમાથી દૂર રહો, બરમામાંના હિંદી મૂડીવાદીઓના હિતને ખાતર તમો બરમાના આઝાદી આંદોલન સાથે ગદ્દારી કરી શકશો નહિ.

### અમદાવાદી કામદારોના ક્રાંતિયુદ્ધની એક સ્મૃતિ

# ૧૯૧૯ની મહાન કુરબાની...

લેખક: અભ્યાસી.

ગૂજરાતની 'અસ્મિતા'ના ગુણગાન, મહર્ષિ, ભાર્ગવવંશજ શ્રી મુનશીએ ગાયાં, ત્યારે, તેમના ચિંતનપ્રદેશમાં 'મજૂરિયાઓ'ને પ્રવેશ મળ્યો ન હતો. પણ, ઋષિઓનો તપોભંગ થયો, અને 'મજૂરિયાઓએ' ત્રીસ વર્ષ દરમ્યાન, આંખો રાતી કરી, ત્યારે, મુનસીના અનુગામીઓ પેદા થયા. ગૂજરાતની અસ્મિતા અદ્વિતીય છે, અને સર્વ ક્ષેત્રમાં તેનો વિકાસ થયો છે, તેની જાણ પ્રજાને થવા માંડી.

હું કામદારો વિષે વાત કરી રહ્યો છું. ગાંધીજીએ અમદાવાદને સત્યાગ્રહ આશ્રમ આપ્યો. અમદાવાદના ઐતિહાસિક સ્થળોમાં, સત્યાગ્રહ આશ્રમ, હઠીસિંગનું દેરું, શાહઆલમ—અને હવે, ડૉ. હરિપ્રસાદ દેસાઈ તથા બીજા અસ્મિતાના ચારણોની ગાથામાં, મજૂર મહાજનનું નામ પણ ઉમેરાયું છે.

અને, મહાજનની કીર્તિ, અમદાવાદના શાણા વેપારી તથા માલિક મહાજનો જેટલી જ દશે દિશામાં પ્રસરી છે. અરે, પરદેશી વિદ્વાનો, લેખકો, ગોરા ગવર્નરો, અને દેશનાયકોએ, મજૂર મહાજનને, ગાંધીવાદી વિચાર–આચારના ઉત્તમ મંદિર જેવું ગણાવ્યું છે. કહો, ગૂજરાતની 'અસ્મિતા' વિષે ગૌરવ લેવા જેવી વાત નથી?

મહાજનની વાત તો હવે હિંદુસ્તાનભરમાં જાણીતી છે. સરકારના પ્રધાનો, કોંગ્રેસના આગેવાનો, સરકારની સ્ટેશનરી સુદ્ધાંને, મહાજન તથા હિંદ મજૂર મહાજનની પૂરી જાણ છે. હવે, તો એશિયામાં તેનો ડંકો વગાડવા, હિંદુસ્તાન ટાઇમ્સ લિ.ના ડાયરેક્ટર અને મહાજન આગેવાન જનાબ આબીદઅલીએ બીડું ઝડપ્યું છે.

પણ, મહાજન અને અસ્મિતાની વાતમાં, મૂળ વાત ભૂલી ગયો. મહાજન એ અમદાવાદના કામદારોનું ગૌરવ અપાવે તેવું પ્રેરકબળ છે, કે, તેમની લડાયક અસ્મિતાની કબર છે? આ સવાલનો જવાબ, નવા જમાનાના શ્વેતવસ્ત્રધારી ઋષિઓએ તો આપ્યો છે. કામદારો પણ જાણે છે, કે, માલિકોની અસ્મિતાના ભાવનામાં મજૂરોની મહેનત ભળે ત્યારે મહાજન બને છે. પણ, હું તો દબાવી રાખેલી એક જ્વલંત-સ્મૃતિને '૧૫ મી ઓગસ્ટની પુણ્યતિથિ'એ યાદ કરી રહ્યો છું. ૨૯ વરસ પહેલાંની વાત છે. અમદાવાદના તથા વીરમગામના કામદારોની એક મહાન ક્રાંતિકારી લડતની યાદ મને આવે છે. ત્યારે, અમદાવાદમાં ગૂજરાત, કાઠિયાવાડ, મારવાડ તથા દૂર પ્રાંતોના કામદારો, કંગાળ રોજી ઉપર કામ

કરતા.-૧૯૧૪ ની લડાઈમાં જાતે જ ઊભા રહીને હડતાલો કરી, લડયા પણ ખરા. ૧૯૧૯ સુધીમાં તો, પાંચેક મોટી હડતાલો અને નાની લડતો જોઇ-લીધી. પગાર. બોનસ, ભથ્થાંની માંગણીઓ મેળવી લીધી.

ત્યારે તો દેશનું વાતાવરણ ગરમ હતું. રશિયામાં મજૂર-કિસાન રાજ્ય સ્થપાયું તેના 'છાંટા' આપણા દેશમાં ઊડયા. અને, બ્રિટિશ સરકારને સેતાની સરકારના નામથી બિરદાવતા, ગાંધીજીએ, કામદારોને પણ લાલ આંખ કરી લાલ' આંધીની સામે ચેતવ્યા, પણ, ત્યારે, સેતાની સરકાર સામેનો ઉછાળો જબ્બર હતો.

૧૯૧૯ના એપ્રિલમાં, ગાંધીજીને પંજાબ જતાં સરકારે પકડયા. દેશભરમાં ખળભળાટ મચી ગયો. અમદાવા.માં તો એપ્રિલના પહેલા અઠવાડિયામાં જ કાળા વાવટાઓનું સરઘસ તથા ખુલ્લેઆમ જપ્ત સાહિત્ય વેચાણ થયું હતું. લોકોનો રોષ સરકારને ખતમ કરવાના નિશ્ચયને મજબૂત કરતો હતો.

અમદાવાદમાં કામદારોએ આ નિશ્ચયનો અમલ શરૂ કરી દીધો. તેલિયા મિલમાંથી હડતાલ શરૂ થઇ. જયપુરના ગામડાનો એક તાણાવાળો-કાનજી-આગેવાન બન્યો. મિલમાંથી હાથમાં આવ્યાં તેવાં અને તેટલાં હથિયારો લઇ કામદારો નીકળ્યા. બિલાડીબાગ લતામાં તો જોતજોતામાં લડતનો પેગામ પહોંચી ગયો. રસ્તામાં એક ગોરો ઝડપાયો, તેને, મિલના ભૂંગળામાં ફેંકી દેવામાં આવ્યો.

શહેરના તમામ કામદારો લડતને પંથે વળ્યા હતા. ૧૯૪૨ માં ગાંધીજીની ધરપકડ બાદ માલિકોએ લોકઆઉટ કર્યો, અને મહાજને કરામણી કરી હરિજનોને કાઢી મૂકયા, તેવો અશુદ્ધ, અહિંસક, શાંત અને નંદાવાદી માર્ગ આ હતો ! કામદારો તો સેતાની સરકારને ખતમ કરવા માટે ઉત્સુક હતા.

અને તેથી સેતાની સરકારના પ્રતીકો જેવી, કોરટો, પોલીસચોકીઓ, કચેરીઓ વગેરે જોતજોતામાં ભસ્મ કરવામાં આવ્યું. હજારો ખેડુતોની આહથી ભરેલા ગુલામીના દસ્તાવેજોનો નાશ કરવામાં આવ્યો. ત્રણ દિવસ સુધી અમદાવાદે સાચા ઇન્કલાબી વાતાવરણની હવા અનુભવી.

આ મહાન લડતની પાછળ ત્યારના કોંગ્રેસના વજીર શ્રી. બેંકર કે સરદાર પટેલ ન હતા; તેઓ પણ આવ્યા-તમ્બા ઉપર. પણ, લડત ડુંપી નખાવા. લડવૈયાઓને ભૂગર્ભમાંથી નીકળી આવી 'ગાંધીજીની જે' પોકારી કબ્જે થઈ જવાનું કહેવા તેઓ નીકળ્યા પણ આ લડતમાં, શહેરના મધ્યમ વર્ગના જુવાનો, પોળે પોળે ટુકડીઓ જમાવી જોડાયા. હથિયારો સજ્યાં અને વહેંચ્યા.

બહાદુર કામદારોને શેરીએ શેરીએ આવકાર મળ્યો. મધ્યમવર્ગની 'મજુરિયા' માટેની સૂગ આ ક્રાંતિકારક ઉકાળમાં ક્યાંએ ઓગળી ગઇ. ભીકાઇ, ચવાણાં તેમજ બીજી સગવડોના ઉભરાતા પૂરથી લોકોએ કામદારોને નવડાવ્યા.

સરકારે માર્શલ લૉ જાહેર કર્યો. બેફામ ગોળીબાર-૧૯૪૬ ના ફેબ્રુઆરીના નાવિકોના બળવાની યાદ આપતો હતો. સેંકડોની સંખ્યામાં સ્ત્રી પુરુષ અને બાળકો ઘવાયાં અને મર્યાં. કામદાર લત્તાઓમાં તો હાહાકાર વર્તાવી દીધો.-ઘાયલ થયેલાઓની સારવાર કરવા શહેરની પ્રજા ઉલટી-અને પોળે પોળે નાતની વાડીઓમાં, જાહેર સ્થળોએ, નાની મોટી લડાઇની હોસ્પિતાલોના ખાટલા નંખાયા. પણ લડતનો રંગ ઓર હતો.

ગોરાઓ મળે ત્યાં તેનો ઘાણ નીકળતો. સરકાર તરફી મેજીસ્ટ્રેટ ગોળીબારનો હુકમ કાઢવા નીકળ્યો ત્યારે હાજાપટેલની પોળમાં આવેલા તેના ઘર ઉપર લોકોએ હલ્લો કર્યો અને મેજીસ્ટ્રેટ બહાદુર સ્ત્રીના પોષાકમાં ભાગી ગયો.

પાંચકુવા દરવાજા પાસે, હિંદી સિપાહીઓ-સીખ, અને ગુરખા-થાણાં નાંખી પડયા હતા. કાળુપુર અને સારંગપુરથી આવતા લડાયક સરઘસ ઉપર ગોળીબાર કરવાનો હુકમ મળ્યો. પણ, તેમણે હવામાં ગોળીબાર

કર્યો. કોટની દિવાલોમાં અને દરવાજામાં આજે પણ તે મજૂર-સૈનિક બિરાદરીનાં નિશાન મોજૂદ છે.

સરકાર ચોંકી ઉઠી. કોંગ્રેસના આગેવાનો પણ ચોંક્યા હતા. શહેરમાં નિર્જીવ અને સૂમસામ રસ્તા ઉપર ગાય આવે તો પણ ગોળીબાર કરનારા ગોરા જલ્લાદોએ ત્રાસનું વાતાવરણ જમાવ્યું હતું. પણ, કોંગ્રેસી આગેવાનોને તેની ખાત્રી નહતી! આજની ગૂજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી રાવજીભાઈ પટેલે, પાનકોરના નાકે આવેલા એક ઘરમાંથી દિવસભર છુપાઈને જોયેલી વાત છે કે વાતાવરણ 'શાંત' હતું!

કાળા સિપાહીઓએ પણ હાજરી જાહેર કરવા માંડી, એટલે મુંબઈથી સરકારે ગોરું લશ્કર મંગાવ્યું. લશ્કર આવે છે એવી ખબર વીજળીવેગે ખેડામાં પહોંચી ગઈ. નડિયાદના સંતરામ મંદિરમાં દસ હજારની કિસાન મેદની અને જનતાએ, આ માર્શલ લોના રાજ્ય સામે રોષ પ્રગટ કર્યો, અને રેલના પાટા ઉખેડી નાંખી તેને અટકાવવાનો નિર્ધાર કર્યો. દરબાર ગોપાળદાસે મના કરી, પણ, બહાદુર કિસાનોએ, ઉત્તરસંડા પાસે અને ખેડા-રોડના પાટા ઉખેડ્યા. વીરમગામના કામદારોએ પણ હડતાલનો પંથ લીધો, અને ગોરા અધિકારીઓને પૂરી કર્યા.

આમ, ચાર દિવસમાં, વીરમગામથી મહીસાગર સુધી કામદાર કિસાન અને સમસ્ત જનતાએ બંડની પતાકા ઊંચી કરી હતી. તેની સામે, આગેવાનો અકળાયા. દોરવણી આપી સૌતાની સરકારનું પૂરું કરવાની વાતો બાજુએ રહી, પણ તેમણે, લડતથી ગભરાઈ ઉઠીને, તેને તોડવાનાં રસ્તા લીધા. ગાંધીજી પણ મુંબઈથી દોડી આવ્યા.

'કામદાર આગેવાનો—કાનજી વગેરેને બોલાવ્યા. તમારો બચાવ કરીશું', ફાંસીને લાકડે નહિ લટકવા દઈએ, એમ કહીને સરકારને સોંપી દીધા. સરકારે ડઝનબંધ આગેવાનોને દેશનિકાલની તથા લાંબી સજાઓ કરી.

કામદાર લતાઓ ઉપર રૂા. ૧,૭૬,૦૦૦નો દંડ ઠોકી બેસાડ્યો, જે અત્યંત ક્રૂરતાથી વસુલ કરવામાં આવ્યો. ગાંધીજીએ, હંટર કમિટિ સમક્ષ જુબાની આપતાં ઉપરની ફરિયાદ કરી હતી. પણ, છતાંયે, તેમનું ઔદાર્ય અપ્રતિમ હતું. માર્શલ લોના સ્થાપક અને સેંકડો નિર્દોષના ખૂની જેવા કમિશ્નર ચેટફીલ્ડ વિષે ફરિયાદ તો શું, પણ, 'તેમની ભૂલમાં પણ મહાનતા' તેમને લાધી!

ખેર. પાછા કામદારો કામે વળ્યા. જેલવાળા હિંદુસ્તાનની જેલો, અને કાળાં પાણી કરી આવ્યા. પણ ૧૯૧૯ની જ્વલંત લડતની વાત દેશભક્તના મહાન પૂરમાં બાજુએ થઈ ગઈ.

સન ૧૯૩૭માં, ગૂજરાતની અસ્મિતાના ચારણ મુન્શીજી પોલીસ પ્રધાન બન્યા, ત્યારે, વળી, કેટલાક કમબખ્ત કમ્યુનિસ્ટોએ, તેમના કાનમાં ઘોંઘાટ થઈ ગયો, કે, ૧૯૧૯ના લડવૈયાને છોડી મૂકો. કોંગ્રેસના આગેવાનોની આંખો પણ સતેજ કરવામાં આવી, અને છેવટે, કાનજીને છોડાવ્યો. ૧૮ વર્ષની જેલયાત્રા બાદ, ગૂજરાતના કામદારોનો લાડીલો યોદ્ધો જેલની બહાર આવ્યો. કહેવાય છે કે; મુનશીએ તેને અસ્મિતાનો પ્રચાર કરવા; અમદાવાદથી હંમેશને માટે જયપુરમાં રવાના કરી દીધો હતો! બાકીનાનું શું થયું, કયાં છે, જેલોમાં કેટલા મર્યા તેની તપાસ મોરારજીને સોંપવી રહી!

પણ હવે, સવાલ તો ઊભો કે, આ જીવતા અંગારા જેવા મજૂરિયાઓનું શું કરવું? કહેવત છે ને કે મોટા માણસોના દિલમાં મહાન વિચાર એકી સાથે જન્મે. અમદાવાદના કલેક્ટરને પ્રેરણા આવી, આજના કાળા બજારના સરદાર (જો કે ત્યારે સંત અને માલિક એમ સુયોગ હતો) અંબાલાલને પણ સૂઝ્યું, અને ગાંધીજીને વાત કરી. 'મજૂરોને સંગઠનમાં રાખવા એ જ સારું છે!' વાત પણ સાચી હતી. ગાંધીજી પોતે જ નવજીવનમાં લખતા હતા, 'મજૂરોને હાથ ઝાલનાર મિત્રની જરૂર પડી છે.' તો, એ મિત્રોની સાથે તેમણે, પ્રેરણાના પરિપાકરૂપી મહાજન મંદિરની સ્થાપના માટે કદમ ઉઠાવ્યો.

૧૯૨૭ ના ડિસેમ્બરમાં તો, શેઠિયાઓ તથા કામદારોના પ્રતિનિધિ સંતલસ કરવા બેઠા. કલેક્ટર સાહેબની હાજરીમાં જ વિધિ થઈ. મહાજન બન્યું. વરસ પછી શેઠ મંગળદાસ તથા ગાંધીજીએ તેના ધારાધોરણો બનાવ્યા. મહાજનના આગેવાનો કહે છે કે, અમર બાવળિયાના ઝાડ નીચે, મહાજનની સ્થાપના થઈ.

પણ કામદારો કહે છે કે આ બાવળિયાના કાંટા આજે પગમાં ખીંચાય છે. દેશના કામદારોની પણ ફરિયાદ છે કે, અમર બાવળના બીમાં પાણી સીંચનારા નંદા-પટેલ આજે સેંકડો કામદારો ઉપર મારફત લોથી પણ વધુ જુલમ ચલાવી રહ્યા છે.

તો કહો! કામદારોની અસ્મિતાના મહાન મંદિર જેવા મહાજન અને તેના ઉત્પાદક ગાંધીજી-પટેલ-નંદાએ કામદારોને અમર કર્યો કે, નહિ?

પણ, ઊંધુ જોનારને જુદું લાગે તેમાં ઇતિહાસનો શો વાંક! કામદારો કહે છે, કે, અંગ્રેજ સરકારે હિંદનો ઇતિહાસ ખોટો ચીતર્યો, તેમ, મૂડીવાદી વર્ગ અને તેના ભાટ-ચારણોએ, અન્યાય અને જુલમ સામે લડતોનો ઇતિહાસ પણ ખોટો ચીતર્યો છે. ૧૯૧૯ના રક્તસ્નાનમાંથી પસાર થઈને ગૂજરાતના બહાદુર કામદારોએ જન્માવેલી અજોડ સામના અને કુરબાનીની જવલંત કથા, ગૂજરાતની જનતાની અસ્મિતાનું એક અત્યંત ઉજ્વળ પ્રતીક છે. સત્તાધીશ વર્ગના ભાટ-ચારણોએ તેને ધરતીના પેટાળમાં દબાવી તેના ઉપર, મહાજન નામની માલિક તરફી સંસ્થાની ઇમારત રચી છે. પણ, આ દટાયેલી સ્મૃતિનાં પોપડા ઉખડતા જાય છે. વર્ષોથી, ઢોંગ અને અસત્યના નામ ઉપર ટકાવી રાખેલી ઇમારતના પાયા ઢીલા બન્યા છે. અને, તેને જમીનમાં રગદોળીને નવેસરથી ઇમારત સર્જવાના જાગૃત પ્રયત્નો ગુજરાતનો કામદાર વર્ગ કરી રહ્યો છે.

ત્યારે, ફરીથી સત્ય પ્રસ્થાપિત થશે અને, ગૂજરાતની શોષિત જનતા, અમદાવાદ, વીરમગામ અને ખેડાનાં મરજીવા કિસાન કામદારોની યશગાથાના ગુણગાન મુક્તકંઠે કરશે.

આજે, એ દબાવી રાખેલી વર્ગ અસ્મિતાનો એક પ્રસંગ જે મેં કહ્યો છે. ૧૫ મી ઓગસ્ટે સ્થપાયેલી 'આઝાદીના' એક વર્ષમાં, લાખો કરોડો કામદાર કિસાનોએ, કચડાયેલા મધ્યમ વર્ગે જે યાતનાઓ ભોગવી છે, ગોળીબારો સહન કર્યા છે, તેમણે, આ કથાની યાદ વિસરવી પાલવે તેમ નથી.





# આઝાદીની પ્રથમ સંવત્સરી

આઝાદીની પ્રથમ સંવત્સરી આવતાં પહેલાં જ ભૂલાઈ યે જવા આવે તે કાંઈ દેશનું જેવું તેવું અપમાન છે? ગાંધીજીનું મૃત્યુ થયું છે, ને લોકોને ભૂખ-ત્રાસનું જીવન ગુજારવું પડતું હશે, એથી શું થઈ ગયું? આઝાદી જેવી આઝાદી; ને એની પ્રથમ સંવત્સરી! લોકો બેકદર બની ઉમંગભર્યો ઉત્સવનો જ ઇન્કાર કરે એ કેમ નભાવી લેવાય? ખેર...પણ લોકો નહિ, તો લોકોની સરકારે તો ઉજવણી કરવી જ રહી.

લોકોની સરકાર ને એની પોલિસ, અને એનું લશ્કર ને એના પ્રધાનો અને ગવર્નરોય જો મામુલી માનવીની જેમ ગાંધીજીના મર્યાનું દુઃખ દિલમાં સંઘરી બેસી રહે તો કેમ ચાલે? સૌ શોકમાં ડૂબી જઈ આઝાદી જ ભૂલી જાય એ કેમ બને?

અને મુંબઈ સરકારે ને મદ્રાસની સરકારે ને વડી સરકારે ને નામદાર વાઇસરોય રાજાજીએ-સૌએ, ૧૫ મી ઑગસ્ટે, લોકોની નહિ તો, સરકારી આઝાદી તો ઉજવી જ ઉજવી. દેશનું નાક, ખેર દેશમાં નહિ તો પરદેશમાં તો, રાખ્યું જ રાખ્યું.

*

પણ સરકારની આટઆટલી જહેમતને ધૂળમાં મેળવવાનો કેમે જાણે નિશ્ચય કરી બેઠા હોય એમ કેટલાક અખબારોએ પેટ ભરી ભરીને છાપ્યું કે, આ તો સરકારી ઉજવણી છે. લોકોને એમાં કશો રસ નથી!

લોકોને નામે કેમ જાણે એમને ગમે તેમ બોલવાનો ને લખવાનો પરવાનો મળી ગયો ન હોય! અને પૂછીએ કે તમે કહો છો ને લખો છો એ સાચું છે, એની ખાત્રી શી? તો માળા ફોટા સહિત લોકોનાં નિવેદનો બહાર પાડે છે! ફ્રી પ્રેસે ને જય ગુજરાતે તો કંઈ હદ જ નથી રાખી.

ફ્રી પ્રેસે બે મજૂર, એક ઑફિસ-કલાર્ક, એક માછીમાર, એક ડ્રાઇવર, એક સિપાઈ, એક છાપાના કંપોઝિટરને મળી સીધા સવાલો કર્યા: એક તો, "આ વર્ષની આઝાદી વિષે તમારું શું માનવું છે?" બીજો સવાલ: આપણી હાલત સુધરી નથી એમ તમે શાથી માનો છો?. અને ત્રીજો: તમારે કંઇ સૂચના કરવાની છે?

સવાલો જ આવા પૂછો પછી જવાબો એકતરફી મળે એમાં નવાઇ શી? કેમ જાણે વરસભરની દાઝ ભેગી કાઢતા હોય એમ આ બધાએ, લગભગ એક સરખા જ જવાબ આપ્યા! પેલો મીલ મજૂર તો કહે. "સાચો જવાબ આપું તો સરકાર મને જેલમાં જ ખતમ કરી નાખે!" ત્યારે વળી, સિપાઇ કહે: "આ પ્રધાનો બધા, બીજું કંઈ સારું કામ કેમ જાણે કરવાનું હોય જ નહિ, એમ પ્રજા ઉપર ઉલટા ત્રાસરૂપ બની ગયા છે! ને પછી તો, એણે એક પર બીજી ફરિયાદો જ ગગડાવવા માંડી! ત્યારે કારકુન કાંઈ ઓછો ન ઉતર્યો: એણે ય પગાર, ઘર, મોંઘવારી, કાળાં બજાર ને સરકારી ખાતાના સડાની મોંકણીને વાતો કરી. આ બધા તો ઠીક, પણ જીંદગીમાં જેને કશી ય ગતાગમ નથી એવો પેલો માછીમાર યે ફૂટી પડ્યો ના! એ તો કહે: આનાથી તો બ્રિટિશનું રાજ

એ રીતે સારું કે કાલે તમારી શી દશા હશે, એની આજે તમને ખબર પડની. પણ આ કોંગ્રેસી રાજમાં તો હુલ્લડો ને તોફાનો ને ભૂખમરો ને બધું ય એક સામટું ! અને એણે ય કરતાં કરતાં ઉમેર્યું કે, રખેને વધારે કંઈ બોલાઈ જશે તો વળી સરકાર પાછી ઘેંચી ઘાલશે !

અને આમાંથી કોઈને આ સરકારને હાથે સુધારો ને સુખ આવવાની આશા ય રહી નથી !

તો પેલા નવા નવા હાલી નીકળેલા મુંબઈના જય ગુજરાતે તો એનાથી ય આગળ વધી પોતાના હજારો વાચકોને જ સીધા સવાલો પૂછ્યા કે બોલો આ આઝાદી તમને કેવી લાગી ? તમને શું દુઃખ છે ? એ દુઃખ દૂર કરવા સરકારે તમારે ત્યાં શું કર્યું છે ? વળી, તમને પોલિસતંત્રની અને નોકરશાહીની વર્તણુકમાં કેટલી હદે સેવાનાં દર્શન થાય છે ? અંગ્રેજ રાજ ને આજના રાજમાં શો ફેર છે ? લોકોનું રાજ કેટલે અંશે સ્થપાયું છે ? વગેરે વગેરે પ.ર.વિનાના સવાલો કર્યા. પછી તો જાણો જ છો: આ દેશ—આપણો ગુજરાત દેશ યે કાંઈ નાનોસૂનો નથી; ને એમાં લોકોનું કાળિયારું ભીંસાતું હોય ને લોકો વરસોથી ભૂખદુઃખમાં રહેતાં આવ્યાં હોય, ને મારા તમારા જેવું કોઈ એમને દુઃખની વાત પૂછવા જાય તો પછી બધું ય કહે—પણ મીઠાના અઢી રૂપીઆ આપવા પડે છે; ને ઘાસતેલનો ડબ્બો ચાલીસ રૂપિયે મળે છે ! ને કોલસા તો દીઠા જડતા નથી; અમલદારી ચોકઠું હજી બદલાયું નથી; સ્વરાજ આવ્યું કંઈ દેખાતું અનુભવાતું નથી; હજી તો બેઅંકુશ-નફાખાઉએ સૌનો કબજો લીધો છે...પૈસા નથી, અનાજ નથી, નોકરી નથી, ઘર નથી, ખેતર નથી, કપડાં નથી,...ને બોલવાચાલવા લખવા છાપવાની સ્વતંત્રતા નથી....

આમ જોઈએ એટલું લાંબું લિસ્ટ બનાવી શકાય. એમાં તે કઈ નવી વાત થઈ ? લોકોએ એમાં શું મીઠું કહીને નાખ્યું ? શું સરકાર એ જાણતી નથી ? પણ મુદ્દાની વાત તો એ છે કે, છાપાંઓની આ ઉશ્કેરણીમાં ભણેલા ને અભણ સૌ શામેલ થઇ ગયા છે !

કોઇ એમ. એ. છે ને કોઈ વકીલ છે; કોઈ વિદ્યાર્થી છે, ને કોઈ કારકુન છે. અરે કારીગર-મજૂર-ખેડુત ને વસવાયાં વરણની પણ હવે તો જીભ ઉપડી છે. બે અક્ષર લખતાં આવડે એથી કેમ જાણે ન્યાલ થઈ ગયો હોય એમ ચપચપ ફરિયાદો લખી નાખે છે કે આની આઝાદી બે વરસ લંબાશે તો અમે જીવતા જ નહિ રહીએ !

ખરેખર આપણા દેશનું દુર્ભાગ્ય છે. સાવ ભણેલા ને ગમાર-બધા સરકારની, તે ય રાષ્ટ્રીય સરકારની ગમે તેવી ટીકા કરવા લાગી જાય છે ! અને કારણ પૂછો તો ? બહુ બહુ તો ઘર ને રોટી ને નોકરી ને એવી સાવ ક્ષુલ્લક વાતો આગળ ધરે છે !

રોટી ને નોકરીની ખાતર, યા જીવતા નહિ રહેવાની બીકે, સ્વરાજ અને આઝાદીને વગોવનાર આ દેશમાં પડયા હોય ત્યાં કહેવું કોને ! ને અધૂરામાં પૂરું છાપાંવાળા આવા બધાના બખાળાને છાપે છે, ને ઉપરથી એમના ફોટાએ ય ! પછી સરકાર આવા બધાંનાં મોઢાં બંધ કરવા કામદા કરે નહિ તો બીજું કરે શું ?

લોકો પોતાની જવાબદારી ન સમજે ને જો છાપાંવાળા એમની ન સમજે તો, સરકારે તો પોતાની જવાબદારી ને ઇજ્જત સમજવી જ રહી. લોકોની સરકાર જવાબદારીના અમલ માટે લોકો ન દંડે તો કોને દંડવા જાય ?

સુધારો ઘરથી કરો, સડા સાફ ઘરથી કરો, ને લોકશાહીનો અમલ ઘરથી શરૂ કરો—એ સૂત્રો કાંઇ પોથીમાંનાં રીંગણાં નથી. રામે સીતાને વનવાસ આપી, ચિતામાં બેસાડી લોકશાહીનું જ્વલંત દ્રષ્ટાંત આપ્યું હતું તે કાંઇ એળે નથી ગયું. કોંગ્રેસના રામરાજમાં ય લોકોની સરકાર લોકોની સીતાને કપડાં-વિહીન, અન્નવિહીન, નિવાસવિહીન દશામાં રાખી રહી છે, અને દમન-ત્રાસની અગ્નિપરીક્ષા કરાવી રહી છે તે કાંઈ મિથ્યા નથી.

તા. ૨૫-૮-૪૮ —ગુર્જરીનો લાલ.

# આંતરરાષ્ટ્રીય પ્રવાહો

# દક્ષિણ એશિયા ક્રાંતિના પંથે

એશિયા ક્રાંતિના પથ પર ઝડપભેર આગે વધી રહ્યું છે. પૂર્વના આ ખંડની લાખો માઇલની વિશાળ ધરતી પર સેંકડો વરસોથી ગુલામીની જંજીરો ખખડાવતી જનતાનો મુક્તિજંગ આજે એના અંતિમ તબક્કામાં પ્રવેશી ચૂક્યો છે. ચીન, બરમા, મલાયા, વિએતનામમાં ક્રાંતિકારી બળોએ એમની લોખંડી તાકાત અને અણનમ જુસ્સાનો પરચો જગતભરને હવે બતાવી દીધો છે.

ઘોડાપૂરને વેગે ધસમસતા, ચીનના ત્રીજા ભાગના પ્રદેશમાં વસવાટ કરતા ૧૭ કરોડ ચીની જનતાને મુક્ત કરનાર મુક્તિફોજના આગેવાન માઓ-ત્સે-તુંગે ચાંગની સલ્તનતને ખતમ કરવા લોકશાહી પક્ષોની મિશ્ર સરકાર રચવાની હાકલ કરી છે.

● મલાયામાં બ્રિટિશ શાહીવાદના જુલ્મો સામે કામદાર વર્ગે પડકાર કર્યો છે અને ક્રાંતિકારી ઉઠાવની આગેવાની લીધી છે.

● વીએતનામને બબ્બે વરસના જંગને અંતે દાબી ન શકનાર ફ્રેંચ શાહીવાદી હો-ચિ-મિન્હની સરકાર સામે પૂતળા સરકાર રચી છે; પરંતુ જનતાએ એ સરકારને ચેલેંજ ફેંકી છે.

આમ, દક્ષિણ પૂર્વ એશિયાના આ ત્રણેય બનાવોનું મહત્ત્વ, કડડભૂસ થઈને ભાંગતી સાંસ્થાનિક સમાજવ્યવસ્થાના સમયમાં અનેકઘણું વધી જાય છે.

૧૯૪૭ના ઓગસ્ટમાં ચીનમાં મુક્તિફોજનું શરૂ થયેલું પ્રતિઆક્રમણ આજે નિર્ણયાત્મક રીતે ક્રાંતિના વિજયમાં ફેરવાઇ રહ્યું છે. મુક્તિફોજે મંચુરીયાનો ૯૭ ટકા પ્રદેશ મુક્ત કર્યો છે. ઉત્તર ચીનમાં ઠેર ઠેર ચાંગની ફોજને તેણે પરાજય આપ્યો છે. આજે તો મુક્તિફોજના સૈન્યો મધ્ય ચીનમાં ચાંગની સલ્તનતને ઉપરાઉપરી પરાજયો આપી રહ્યા છે. લશ્કરી નિષ્ણાતો કહી રહ્યા છે કે યાંગ્સે નદીને ઓળંગીને દક્ષિણ ચીનમાં પોતાનું થાણું જમાવવામાં મુક્તિફોજ સફળ નીવડશે (જે સોએ સો ટકા શક્ય છે) યા ઝેકુઆન પ્રાંત પર પોતાનો હલ્લો લઈ જશે તો ચાંગ કાઇ શેકની સલ્તનત પર છેલ્લો મરણીયો પ્રહાર વીંઝાઇ જશે.

ચાંગની લશ્કરી પરિસ્થિતિ પણ ઝડપભેર કથળી રહી છે. મુક્તિ ફોજના અહેવાલ અનુસાર (૧૯૪૬ ના જુલાઈ વખતે) ૩૦ લાખની ફોજમાંથી પોણા ભાગની તાકાત ચાંગે ગુમાવી દીધી છે અને હવે નવી ભરતી પછી ચાંગની ફોજની સંખ્યા ૧૮ લાખથી વધુ નથી.

ચાંગનું આર્થિકતંત્ર પણ ઝડપભેર તૂટી રહ્યું છે. ફુગાવાએ કલ્પી ન શકાય એ હદે માઝા મૂકી છે. જૂનની ૧૬ મીએ એક અમેરિકી ડોલરની કિંમત ૨૦ લાખ ચીની ડોલર હતા એ વધીને ૨૪ મી જૂને ૪૦ લાખ પર પહોંચી હતી અને ૨૫ જૂને ૪૫ લાખ પર પહોંચી હતી.

ચાર મહિના પહેલાં ચીનના એક આર્થિક નિષ્ણાતે ફુગાવાનું નીચે મુજબ બયાન કર્યું હતું:

| સાલ | ચીની ડોલર | તેનાથી ખરીદી શકાય તેવી જણસ |
|---|---|---|
| ૧૯૩૭ | ૨૦૦ | ૧ ગાય |
| ૪૧ | ,, | ૧ ડુક્કર |
| ૪૩ | ,, | ૧ મરઘી |
| ૪૬ | ,, | ૧ ઈંડુ |
| ૪૭ | ,, | ૦।। મેચ બોક્સ |

અને ૪૮ ના જૂનમાં ૨૦૦ ચીની ડોલરથી કદાચ હવે એક દિવાસળી ખરીદવી પણ અશક્ય બની ગઇ હશે!

[ છેલ્લા સમાચાર જણાવે છે કે આટલી ભયંકર હદે કથળેલી આર્થિક પરિસ્થિતિમાંથી બચવા ચાંગ-કાઇ-શેકે નાણું બદલાવી નાખવાનો શક

અખત્યાર કર્યો છે. પરંતુ આમ છતાં પણ ચાંગ કાંઈ શેક આર્થિક પરિસ્થિતિ સુધારી શકશે નહિ એવું નિષ્ણાતોનું માનવું છે, કારણ કે બજેટનો ૮૦ ટકા ખર્ચ તો ફક્ત આંતર વિગ્રહમાં જ ચાલ્યો જાય છે. કંગાલ અને તબાહ થયેલું ચીન આ ભાર વહી શકે નહિ એ સમજી શકાય એવી વાત છે.]

પરિસ્થિતિ આટલી હદે પ્રતિકૂળ હોવા છતાં પણ ચાંગ કાંઈ શેક આંતરવિગ્રહને આગળ ધપાવી રહ્યો છે એના પરિણામે ચીન અમેરિકી શાહીવાદનું ગુલામ બની રહ્યું છે. આંતરવિગ્રહમાં અમેરિકા ચાંગને શસ્ત્રોથી માંડીને અનાજ કપડાં વગેરેની મદદ કરે છે. (આજ સુધીમાં ૪ અબજ ડોલરની મદદ કરી છે) એના બદલામાં ચીનને પોતાને ત્યાં એ ગીરવી રાખી રહ્યું છે. અમેરિકા સામેની જકાતી દિવાલો ચીનમાંથી હટી ગઈ છે. લશ્કરી થાણુંઓ એમને મળ્યાં છે. એમના રાજકીય અને આર્થિક "સલાહકારો" ચાંગના એકે એક ખાતામાં કામ કરી રહ્યા છે.

● આવા દેશદ્રોહી રાજકર્તાઓ સામે જનતા વિપ્લવની આગ અવશ્ય જગાવે છે. આજે ચીનમાં ચાંગની હકુમત સામે ઠેર ઠેર દેખાવો થઈ રહ્યા છે અને વિરોધ ફાટી નીકળ્યો છે. છેક દક્ષિણમાં તથા ઉત્તર પૂર્વમાં કિસાનોએ બળવો કર્યો છે અને મુક્તિ હાંસલ કરી છે. ચીનના ડેમોક્રેટિક લીગ પક્ષના લીબરલ મૂડીવાદીઓ હંમેશાં ચાંગની નીતિનો વિરોધ કરતાં આવ્યા છે. કોમિંગટાંગ ક્રાંતિકારી સમિતિના નેતા માર્શલ લી એ પણ ચાંગનો સખ્ત વિરોધ કરતા રહ્યા છે.

એટલે આ તમામ પ્રગતિશીલ બળોએ, ૧૭ કરોડ ચીની જનતાને મુક્ત કરનાર કમ્યુનિસ્ટોના નેતા માઓ-ત્સે-તુંગની લોકશાહી પક્ષોની મિશ્ર સરકાર રચવાની હાકલને પોતાનો ટેકો જાહેર કર્યો છે. પરદેશ રહેતી ચીની જનતાએ તથા પ્રગતિશીલ બળોએ આ દરખાસ્તને આવકારી છે. ચીની લોકશાહી બળો જાહેર કરી રહ્યાં છે કે ૧૯૫૦-૫૧માં તો ચાંગની સલ્તનત ચીનમાંથી ઉથલી પડી હશે. લાગે છે કે આ વાત અમલી સ્વરૂપ ધારણ કરી રહી છે.

યુધ્ધોત્તર જમાનામાં મલાયામાં પણ હવે ક્રાંતિના કડાકાઓ સંભળાય રહ્યા છે. ક્રાંતિની આગેવાની લેનાર મલાયાના કામદારો રબરના બગીચાઓના બ્રિટિશ માલેકો તથા બ્રિટિશ શાહીવાદ સામે મયદાને પડ્યા છે.

મલાયાની ક્રાંતિને ખાળવા બ્રિટિશ શાહીવાદે હિંદની માફક ત્યાં પણ યુદ્ધને અંતે મોટા પાયા પર કોમી રમખાણો જગાવ્યાં હતાં. ચીની જનતા અને મલાયાવાસીઓ વચ્ચે જોહોરના રાજ્યોમાં રમખાણ કરાવી હજારોની કતલ કરાવી હતી. એ દરમિયાનમાં હિંદની માફક ત્યાં પણ મૂડીવાદ તથા સામંતી તત્ત્વો સાથે બ્રિટિશે 'સમાધાન' કર્યું હતું અને એમના ટેકા દ્વારા મલાયાની ક્રાંતિ પર પ્રહાર વીંઝવાનો એમણે વ્યૂહ ઘડી કાઢ્યો હતો. આજે આ તમામ પ્રત્યાઘાતીઓની મદદથી બ્રિટિશ શાહીવાદ મલાયાના લોકશાહી બળો પર ત્રાટકી પડ્યો છે.

કામદારોના પગાર પર કાપ દ્વારા નફા વધારવાની રબરના બગીચાઓના માલિકોની વૃત્તિ અને કામદારોના એની સામેના વિરોધમાંથી આજે ત્યાં જંગ ફાટી નીકળ્યો છે.

કામદારોને નમાવવા શરૂઆતમાં માલિકોએ સશસ્ત્ર ટોળકીઓ સંગઠિત કરી અને કામદારોની ટ્રેડ યુનિયન ઓફિસો પર હલ્લાઓ કર્યાં. જપાની ફાસીસ્ટો સામે મુક્તિ જંગ લડનાર આ કામદારોએ માલિકોનાં ગુંડાઓના હલ્લાઓને મારી હઠાવ્યા અને એમને પરાજય આપ્યો.

પણ તુરત જ માલિકોની મદદે બ્રિટિશ સરકાર આવી અને મલાયાના કમીશ્નર એડવર્ડ જેન્ટે આ બધાનો દોષ કમ્યુનિસ્ટો પર ઢોળતાં જાહેર કર્યું કે "આ અસંતોષની પાછળ આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ નીતિનો હાથ રહેલો છે."

આ જાહેરાત પછીથી માલેકોના દમન સામે બહાર પડેલા તમામ લોકોને ગુંડાઓ–'બેન્ડીટ' કહી એમની પર ભયાનક દમનની ઝડીઓ વરસાવવાનું શરૂ થઈ ચૂક્યું છે. પરંતુ આ લોકો ગુંડાઓ



# Sarees

KRISHNA'S Sarees of reputation and garm-
exquisite, beauty which lend charm and
combined with a silken finish in very
d shades with highly artistic borders;
g to the eye.

**IRI RAMKRISHNA MILLS**
**Ahmedabad**



# Shirtings

o wear, in a variety of colour combin-
shirtings of SHRI VIVEKANAND
, Ahmedabad have acquired their own
ion for texture, washability, durability.

**SHREE VIVEKANAND MILLS**
**Ahmedabad**



**SCINATING**
**INDEED!**

મુદ્રક : શેઠ ગુલાબચંદ દેવચંદ આનંદ પ્રેસ-ભાવનગર

પ્રકાશક: ભનુભાઈ ર. વ્યાસે આનંદ પ્રેસ:ભાવનગરથી પ્રગટ કર્યું

